Sir R. E. Hollawd has afterwards remarked in his report to the then British Government of India. Raiji Saheb's innocence was unscrpulonsly butchered and on one pretext or another he was robbed of all his property so honestly earned. The modern history of India and particularly of Sourashtra can not produce a parallel instance of the grossest and most cruel injustice done to Raiji Saheb. The persecution Raiji Saheb was subjected to, is looked upon by the then British Goverment of India as a veritable "blot" on the Judicial record of the State. Such being the case it is our fervent request to the readers and especially the non-Gujarati readers of this Volume to patiently go though at least the English passages quoted herein. The writer is sure that even such a partial perusal of the contents of this thrilling biography will convince the reader that the Raiji-case is undoubtedly a net-work of political intrigues and that therefore it does not deserve to be shelved untouched as an old episode of by-gone years.

Raiji Saheb is dead, but his case is not dead. It has lived through the last fifty years though unlistened by competent authorities, in the memory of the history-minded people of Sourashtra. Raiji Saheb is dead, but his case has been kept alive by his heirs through petitions and representations repeatedly made. Hence it is our prayer to the present Sourashtra Government as successor to the Nawabi Rule of Junagadh to do unqualified justice, out of regard for Truth to Raiji Saheb's heirs in exile, by returning to them their lost property the deprivation of which bears eloquent testimony even to-day to the ruthlessness

p.71,75, 215-217, 292-94, [illegible]

wilfully practised by the scheming administrators of the Junagadh State. The present Sourashtra Government need not be reminded of the fact that the policy of our Bharat Government has got restored the attached or confiscated lands of Bardoli to their original owners, has handed over to the late Darbar Gopaldas his Dhasa Taluka attached by the British Government, has caused the return of the Nav-Jivan Printing Press with compensation to its Boards of Trustees and has placed the eight Bania families of Vanod Raj in possession again of their forfeited properties. These very facts and this very logic induce us to request the very same Government to rise above partiality and treating the Raiji-case as purely political render full justice to the claiments of the property in question.

Dhari
1-6-53

J. P. JOSHIPURA



# પ્રસ્તાવના

મંત્રીશ્વર રાયજી સાહેબની જીવનકથાના પૂર્વાર્ધ ભાગમાં પ્રસ્તાવના રૂપે કાંઇક કહ્યા પછી તેના ઉત્તરાર્ધ ભાગમાં પ્રસ્તાવનાને પાછું સ્થાન આપવું એ કદાચિત્ કોઇને અનુચિત લાગશે, પરંતુ એ પ્રકારની અનુચિતતાને ઉચિતતાના રૂપમાં ફેરવી નાંખવાના કારણ રૂપે અમારે કહેવું પડશે કે, રાયજી સાહેબનું પૂર્વજીવન તેમના ઉત્તરજીવનથી એટલા બધા પ્રમાણમાં જૂદા રૂપનું છે કે, તેમની જીવનકથાના ઉત્તરાર્ધ ભાગમાં આવતી હકીકત પરત્વે અમારે પ્રસ્તાવના રૂપે થોડુંક પણ કહેવું પડે જ. કોઈપણ મનુષ્યની ખરી પરીક્ષા તેના સંપત્કાળના વર્તન ઉપરથી થઇ શકતી નથી; પરંતુ ખરી પરીક્ષા તો તેના વિપત્કાળના વર્તન ઉપરથી જ થઇ શકે છે. જે કોઈ સંપત્તિકાળમાં તેમજ વિપત્તિકાળમાં એકરૂપ રહી શકે તેજ મહાન્ ગણાય છે એ એક સર્વમાન્ય સત્ય છે. રાયજી સાહેબે પોતાના વિપત્કાળમાં જે પ્રકારની ધીરોદાત્તતા, તેજસ્વિતા, આત્મબલવત્તા, સત્યનિષ્ઠા, ન્યાયપ્રિયતા, અખંડ ઉત્સાહસંપન્નતા, વગેરે મનુષ્યને મહાન બનાવનાર જે ગુણો બતાવેલા તે એટલા તો અસાધારણ કોટીના છે કે તે આપણને માટે અનુકરણીય થઇ પડ્યા વિના રહી શકે તેમ નથી.

જીવનકથાઓ ઇતિહાસનું એક મહત્વપૂર્ણ અંગ છે, એટલે જે જીવન-કથા લખાય તે તેની વિષયભૂત વ્યક્તિની અનેકવિધ જીવનકલાનું જો સાચેસાચું અવિકૃત ચિત્ર આપે તેવી હોય તો જ તે આપણને ઉપકારક થઇ પડે છે. અમે રાયજી સાહેબની આ જીવનકથામાં, બની શકે તેટલી કાળજી રાખીને, બધી હકીકત તેના સાચેસાચા રૂપમાં અમારા પાઠકગણ સમક્ષ મૂકેલી છે, અને ધૃષ્ટતા કર્યા વિના એમ પણ કહી શકીએ છીએ કે, અમે આ કથા લખવામાં કોઇપણ હકીકતને ગાળી કાઢેલી નથી જ. કોઇપણ વસ્તુને જો ઓપ દેવામાં આવે છે તો તે ઓપ કોઇક કાળે પણ ઘસાઇ જવા પામે છે. અને તેમ થાય છે ત્યારે ઓપ રહિત બનેલ વસ્તુનું મૂલ્ય ઘટી ગયા વિના રહેતું પણ નથી. અમોએ આલેખેલી આ જીવનકથામાં કદાચિત લખાવટનો ઓપ કોઇને લાગશે; પરંતુ અમને ખાત્રી છે કે, અમે આપેલ હકીકત પરત્વે અમારો કોઈપણ

પાઠક પ્રતિવાદ કરી શકે તેમ નથીઃ કારણ કે અમે જે હકીકત આપેલી છે તે દસ્તાવેજી સાધનોથી પ્રતિપાદિત થઇ શકે તેવી છે જ.

રાયજી સાહેબની જીવનકથાનો આ ઉત્તરાર્ધભાગ રાયજી સાહેબે પોતાને ચયલ ઘોર ઇનસાફ દુર કરાવવાને માટે લીધેલ ભેખને લગતી રોમાંચક હકીકતથી ભરપૂર છેઃ એટલું જ નહિ, પરંતુ ઇનસાફ આપવાનો દેખાવ કરવાની સાથે સાથે પોતાનો રાજદ્વારીય કક્કો ખરો પાડી દેખાડવાને રાજદ્વારીય પુરૂષો કેવાકેવા પ્રકારની સત્યાભાસાત્મક વિકૃતિઓનો આશ્રય લે છે તે વાત પણ આપણને આ કથાભાગમાં આલેખાયલ તથા ચર્ચાયલ રાયજી સાહેબ સંબંધે બે વાર ચાલેલ મુકદમાની હકીકત ઉપરથી પ્રત્યક્ષ થઈ આવશે. અમે વળી એમ પણ કહીએ છીએ કે, આ જીવનકથાનો પૂર્વાર્ધભાગ વાંચીને જે કોઇ વિચાર-શીલ પાઠક રાયજી સાહેબને મહાન માનવાને પ્રેરાશે તે જો આ ઉત્તરાર્ધભાગ અક્ષરશઃ અને સ્થિરબુદ્ધિથી વાંચી વિચારી લેશે તો રાયજી સાહેબે પોતાના સંપત્કાળના કરતાં પોતાના વિપત્કાળમાં જે વિભુતિદર્શન આપણને કરાવેલું છે તે તેમને મહત્તમ બનાવનારું છે એમ તેવા અમારા પાઠકને કબૂલ કરવું પડશે જ. રાયજી સાહેબે પોતાના રાજ્ય સેવાકાળમાં જે અખંડ અને અધૃષ્ય રાજનીતિ ગ્રહીત કરી રાખેલી તેનું મૂલ્ય સૌરાષ્ટ્ર તથા ગુજરાતમાંનાં રાજા-મહારાજાઓ તથા મહાજનો આંકતા હતા અને તેને પરિણામે તે સર્વેએ, લુંટાઇ ગયાથી નિર્ધન બની ગયલ રાયજી સાહેબને કેવા કેવા પ્રકારે મદદ કરીને ઉજળા રાખેલાઃ એ બધી હકીકત પણ આ કથા ભાગમાંથી અમારા પાઠકના જાણવામાં આવશે; એટલું જ નહિ, પરંતુ રાયજી સાહેબનો જૂનાગઢ રાજ્ય સાથેનો સંબંધ તૂટયા પછી રાજ્યની શાસન વ્યવસ્થામાં કેટલું બધું અંધેર પ્રવર્તી રહેલું, પ્રજા કેટલી બધી ત્રસ્ત થયલી, રાજ્યધન કેટલા મ્હોટા પ્રમાણમાં વેડફાઇ કે લુંટાઇ ગયલું, કાવતરાને અંગે હોળીનું નાળીયેર બનવા પામેલ પાટવી કુંવર શેરજમાખાનજીને તેના કુછંદોમાથી પાછા ન વાળનાર રાજ-પુરૂષોએ કેવા કેવા દ્રોહ કરીને સ્વાર્થ સિદ્ધિ કરી લીધેલ વગેરે હકીકતોથી આ ઉત્તરાર્ધકથા કોઇપણ વિદ્વાન લેખકને એક કરૂણરસાત્મક નાટિકા કે નવલ કથા લખવાનું વસ્તુ પૂરૂં પાડે તેમ છે.

આ જીવનકથા અમે લખી ત્યારે તે પ્રકટ થશે કે કેમ એ બાબતે અમે શંકાશીલ હતા, અને અમે મ્હોટો ધનવ્યય કરી શકીએ તેવી સ્થિતિમાં

પણ ન હતા. વળી રાયજી સાહેબના વંશજો આ જીવનકથાને છપાવીને પ્રકટ કરે એવી અમારી ઇચ્છા પણ ન હતી, કારણ કે કોઈની જીવનકથા જે કોઇએ પોતાની સ્વતંત્ર બુદ્ધિ પ્રમાણે લખેલી હોય તેના વંશજો તેવી કથાને પોતાની રુચિ મુજબનું રૂપ અપાવવાને નથી મથતા એવું કહી શકાતું નથી. પરંતુ એક લેખક તરીકે અમારા સદ્‌ભાગ્યે તથા રાયજી સાહેબનું નામ આજે પણ લોકોને ભૂતકાળની અનેકાનેક બાબતોનું સ્મરણ કરાવી દે છે એટલે જૂનાગઢના કેટલાક સજ્જનોએ ભેળા મળીને આ જીવનકથા છપાવવાની જવાબદારી પોતાને માથે લીધેલી અને એ જવાબદારીને અનુલક્ષીને તેઓએ આ જીવનકથા છપાવવાને માટે સાર્વજનિક ફાળે નાણાં એકઠાં કરવાની પ્રવૃત્તિ કરેલી, અને પરમાત્માની કૃપાથી તેઓની તે પ્રવૃત્તિ સફળ પણ થયેલી છે. આપણા ગુર્જર વાંઙ્‌મયમાંની જીવનકથાઓ પૈકી જો કોઇપણ આમ સાર્વજનિક ધનસંગ્રહથી પ્રકટ થવા પામી હોય તો તે આ એક જ જીવનકથા છે. અને તે તેની વિશિષ્ટતા પણ ગણાશે. જૂનાગઢથી માંડીને તે છેક મુંબઇસુધીના પ્રદેશમાંથી આ જીવનકથાના મુદ્રાંકન પરત્વે નાણાં મળેલાં છે. એ એકજ હકીકત રાયજી સાહેબના નામમાં રહેલ જાદુનો એક પુરાવો ગણાશે એમ પણ અમે કહી શકીએ છીએ. અમારે મુક્ત કંઠે અહીં એટલું તો કહેવું પડે જ કે, રાયજી સાહેબ જીવનકથાનું પ્રકાશન સમિતિએ આગ જેવી દૈવી આફતથી નુકશાન થયું છતાં પણ જે પરિશ્રમ લઇને પોતે ઉપાડેલ કામને પાર ઉતારેલું તે બદલ તેને ધન્યવાદ ઘટે છે અને જુદીજુદી જ્ઞાતિનાં અનેક પુરુષોએ તેમજ સ્ત્રીઓએ આ કામે મુક્ત હસ્તે નાણાં ભરીને રાયજી સાહેબ ભણી જે સદ્‌ભાવ દર્શાવેલો છે તે બદલ એક લેખક તરીકે, અમો તેમનો ઉપકાર કદિ પણ ભૂલીએ તેમ નથી. રાયજી સાહેબ જેવી ઇતિહાસપાત્ર વિભૂતિની પૂજા આપણા દેશમાં થતી રહે એટલું ઇચ્છી અમે અમારું વક્તવ્ય અહીં સમાપ્ત કરીએ છીએ.

વનસદન, શાંતિકુંજ
મુ. ધારી.
તા. ૧૦-૬-૫૩

જ. પુ. જોષીપુરા

# રાયજી સાહેબ જીવન ચરિત્ર પ્રકાશન સમિતિનું નિવેદન

રાયજી સાહેબની જીવન કથાનો 'પૂર્વાર્ધ' છપાયા પછી એક વર્ષની અંદર અમો તેનો 'ઉતરાર્ધ' છપાવી બહાર પાડી શકશું કે કેમ તે પરત્વે અમને શંકા હતી; પરંતુ 'પુર્વાર્ધ' વંચાયા પછી અમને કઠોરના 'મૃદુ માનવી' તરીકે ખ્યાતિ પામેલ ડૉ. વિષ્ણુપ્રસાદ ન. વૈષ્ણવ અને અમદાવાદવાળા શ્રીયુત કમળાશંકર ગો. ભચેચ તરફથી ઉદાર મદદ મળતાં અમારી સમિતિ આ 'ઉત્તરાર્ધ'નું ટુંક સમયમાં પ્રકાશન કરી શકે છે તે માટે અમારી આ સમિતિ પૂર્વોકત સદ્‌ગ્રહસ્થોનો આભાર માને છે. તદઉપરાંત સ્વ. રાયજી સાહેબના જુજ રહ્યા સહ્યા કેટલાક પ્રશંસકોએ પણ નાણાંકીય મદદ કરેલ છે. અને તેનો પણ અમો આભાર માનીએ છીએ.

૨. ઉત્તરાર્ધ છપાવવાના ફંડમાં નાણાં ભરનારની નામાવલિ નીચે મુજબ છે :–

| | | | |
|---|---|---|---|
| દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, | મુંબઈ | રૂ. | ૧૫ |
| શ્રીયુત શાંતિલાલ છોટાલાલ અવાશીઆ, | રાજકોટ | ,, | ૧૦ |
| ,, હિમતલાલ કલ્યાણરામ બક્ષી, | વડોદરા | ,, | ૧૧ |
| ,, ડૉ. વિષ્ણુપ્રસાદ નરસિંહપ્રસાદ વૈષ્ણવ, | કઠોર | ,, | ૭૦૦ |
| ,, કમળાશંકર ગોપાળશંકર ભચેચ, | અમદાવાદ | ,, | ૫૦૦ |
| ,, નટવરલાલ જેઠાલાલ ધોળકીઆ, | ભરૂચ | ,, | ૧૧ |
| ,, જશવંતરાય ભૂપતરાય વૈષ્ણવ, | જુનાગઢ | ,, | ૨૫ |
| ,, વેણીલાલ ત્રંબકલાલ ઓઝા | જબલપુર | ,, | ૫૦ |
| ,, હાજી ઇસમાઇલ અબ્રેહાની, | જુનાગઢ | ,, | ૨૦ |
| ,, અબ્દુલ કરીમ મુ. અબ્રેહાની | ,, | ,, | ૧૦ |
| | | | ૧૩૫૨ |

૩. આ ભાગ ધાર્યા કરતાં વિશેષ મોટો થતાં છપામણ ખર્ચ કંઈક વિશેષ થવા સંભવ છે જેને પહોંચી વળવા આ ભાગની કીંમત રૂ.

ચાર રાખેલ છે, અને તે કીંમત જેને 'પૂર્વાધ' ભેટ તરીકે મળેલ નથી તેમજ જેણે તે ખરીદેલ નથી તેની પાસેથી જ લેવામાં આવશે.

૪. આ 'ઉત્તરાર્ધ' માટે પણ જોઇતાં નાણાં ઉઘરાવવા, તથા તેમાં લેખકની સંમતિથી સુધારો વધારો કરવાનાં કામમાં તેમજ તેને છપાવવાના તથા તેનું પ્રૂફ તપાસવા વીગેરે કામમાં સમિતિના સેક્રેટરી શ્રી. ઉછરંગલાલ ખુચે કાળજીપુર્વક શ્રમ લીધેલ છે; છતાં પણ કંઇક મુદ્રણ દોષો રહી ગયા હશે જે વાંચકવૃંદ નભાવી લેશે એવી આશા છે.

૫. છેવટે અમારે વિદીત કરવું જોઇએ કે, સૌરાષ્ટ્ર-ગુજરાતની જનતાએ અમારા તરફથી પ્રકટ કરાએલ આ જીવનકથાને ભાવ ભેર વધાવી લઇને જે વિભૂતિ પૂજા તરફ પોતાનું ઢળણ બતાવેલ છે તે બદલ અમે તેનો અંતઃકરણપુર્વક ઉપકાર માનીએ છીએ.

માંગનાથ રોડ,
જુનાગઢ,
તા. ૨૦-૬-૫૩
શનીવાર.

જશવંતરાય દુલેરાય રાણા
પ્રમુખ, રા. જી. અ. પ્ર. સમિતિ.



# ‘પૂર્વાર્ધ’ પરત્વે વર્તમાન પત્રો તથા સાક્ષરો તરફથી આવેલ અભિપ્રાયો

વંદેમાતરમ તા. ૨૩-૭-૫૨ના
(અંકમાંથી)

### મંત્રીશ્વર રાયજી સાહેબ

ઉર્ફે

પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા (પૂર્વાર્ધ);

★

જુનાગઢ રાજ્યનો ઇતિહાસ ભારતના સ્વાતંત્ર્ય-
કાળમાં ખાસ વિલક્ષણતા ધારણ કરે છે. આ
જીવનચરિત્ર જુનાગઢના એક રાજદક્ષ રાજમંત્રીનું
છે. અને તે તત્કાલીન જુનાગઢ અને સૌરાષ્ટ્રની
તવારીખનો ખ્યાલ આપે છે. ચરિત્રકાર કહે છે:
“પુરૂષોત્તમરાયજી ‘દેવ’ હતા એવું મનાવવા
અમે માગતા નથી. અમે તો કહીએ છીએ કે
એઓ મનુષ્ય હતા, તથાપિ તેઓ એક મનુષ્ય
શ્રેષ્ઠ પણ હતા.” વ્યકિત, સમાજ કે રાજનાં
મૂલ્યાંકન હમેશાં કાળમર્યાદાને આધીન રહે છે.
આ જીવનચરિત્રને એ દ્રષ્ટિએ મૂલવવું જોઇએ

આકા શેઠ સ્ટ્રીટ, અમદાવાદ
તા. ૨૧-૭-૫૨

શ્રી. ઉછરંગલાલ સાકરલાલ બુચ

મંત્રી રાયજી સાહેબ જીવન ચરિત્ર સમિતિ, જૂનાગઢ, તથા શ્રી પરમ સ્નેહી શ્રી જયસુખરાયજી, ધારી.

આપના તરફથી શ્રીમાન નામધન્ય રાયજી સાહેબના જીવન ચરિત્રનું પુસ્તક મળ્યું: તેને સારૂ સમિતિનો આભાર માનુ છું સમિતિએ અને સુપ્યતે તેના લેખક રા. રા. સ્નેહી ભાઈશ્રી જયસુખરાયજીએ આ પુસ્તક તૈયાર કરી પ્રકટ કરીને એક મહાન નરરત્નની, નાગર જ્ઞાતિની, સૌરાષ્ટ્રની અને ભારતની સેવા કરી છે. કેવળ તટસ્થતાને માગનારા વિવેચકોને આમાં કદાચ જ્ઞાતિ પ્રત્યે અથવા સૌરાષ્ટ્ર પ્રત્યેનો પક્ષપાત દેખાય તોપણ આ ગ્રંથમાં સંભવિતતા, ઐતિહાસિક હકીકતો અને રાજનીતિની દક્ષતાનો એવો સમન્વય કરવામાં આવ્યો છે કે, આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં સારૂં સ્થાન ભોગવશે.

મારા પૂજ્ય પિતાશ્રીને લઈને મારે સદ્ગત સાથે ઠીકઠીક પરિચય હતો અને જ્યારે જ્યારે હું તેમને મળતો ત્યારે એમનું મનોહર સૌજન્ય, વિચાર દક્ષતા અને સંરક્ષક ધર્મનિષ્ઠા પ્રકાશતાં. અને એમના જીવનની એ બાજુઓ પણ દૃષ્ટાન્ત લેવા યોગ્ય હતી. એમના જેવાં જીવનો જ્ઞાતિને તેમજ દેશને યશસ્વી કરે એમાં કાંઇ શંકા નથી.

, પુનઃ આભાર સાથે

ભવદીય
જગેન્દ્રરાય ભ દુર્ગાળના
શુભાચિંતન

તા. ૧૩-૧૦-૫૨ના 'જયહિંદ' પત્રે આપેલી સમાલોચના

★

# સૌરાષ્ટ્રની અભિજાત

## મુત્સદ્દીગીરીનું યુગવિસર્જન

સ્વ. પુરૂષોત્તરાય ઝાલા જે જૂનાગઢ રાજ્યના ૨૪ વર્ષ સુધી દિવાન હતા અને જે સામાન્ય રીતે 'રાયજી' નામના વહાલસોયા નામથી પ્રસિદ્ધ હતા. તેમના જીવન ચરિત્રનો આ પુર્વાર્ધ છે.

' જુનાગઢનું દિવાનપદ મોટે ભાગે નાગરોને ત્યાં ગિરવી રહેતું. દિવાન અમરજીએ જે રાજસચિવની કે મુત્સદ્દીગીરીની પરંપરા ઉભી કરેલી તે ઉત્તરોત્તર સુશ્ર ગોકુળજી ઝાલા, અનંતજી દિવાનમાં જળવાઈ રહેલી. ભાવનગરમાં ગગા ઓઝા અને રાજકોટમાં કલ્યાણરાય બક્ષી તેની લઘુ આવૃત્તિઓ હતી. આ બુદ્ધિમતા આજે નામશેષ બનતી જાય છે. તેને લેખકે ગ્રંથસ્થ કરીને સૌરાષ્ટ્રની પ્રજા ઉપર એક મોટો ઉપકાર કર્યો છે.

આ રાયજી માત્ર ૨૧ વર્ષની નાની વયે જૂનાગઢના દીવાન બનેલ અને પોતાના બુધ્ધિ બળે રાજ શેતરંજના દાવમાં એટલે સુધી વિજયી બની ગયા કે જુનાગઢમાં ધણી-રણી, કર્ડ-ધર્ડ અને સર્વ સત્તાધીશ બની ગયા. xxxx નવાબ સાહેબને થયું કે મને કોઈ ઓળખે જ નહિ ! તેનું સ્વમાન ઘવાયું. તેમાં રાયજીના દુશ્મનોએ મીઠું ભભરાવ્યું. રાયજીને હદપાર કરવાનાં ચક્રો ગતિમાન થયાં. પણ રાયજી કાચ એમ નવાબથી ગાજ્યા જાય તેમ ન હતા. તેણે ગરૂડ નજરથી રાજપ્રપંચનું નિરીક્ષણ શરૂ કરી પોતાના જાસુસો ગોઠવી દીધા. નવાબનું કાવતરૂં પરિપકવ થાય, તેની પહેના તો રાયજીએ પોતાની 'આમબોટ (કાળવા દરવાજા આગળનો તેનો બંગલો, જે આજે પણ તે નામે સુપ્રસિધ્ધ છે.) ખાલી કરીને ચુપકાથી ટ્રેન પકડીને મુંબાઇ પહોંચી ગયા,'નવાબના પાસવાનો બે કલાક

મોડા પડયા અને રાયજી વંન્ને માપી ગયા ! તે આજનીઘડી અને કાલનો દિ. નવાબે ઘણા ધમપછાડા કર્યા, પણ બ્રિટિશ હદમાંથી તેને પાછા મેળવવા એ કાંઇ આસાન કામ ન હતું. આ. પછી તો રાયજી ઉપર નવાબે પુરૂં વેર લીધું ગરાસનાં ગામો આંચકી લીધાં પાયમાલ કરી નાખ્યા.

આ રાયજી સાહેબે શેષ જીવન રાજકોટ સદરમાં જ પુરૂં કરેલું તે તો ગઈ કાલની વાત છે.

રાયજી કાંઇ ઉંચ કેળવણી પામેલા ન હતા પણ તેમનામાં રાજકીય દીર્ઘદર્શિતા ઉંચ કોટિની હતી. તેઓ રાજદ્વારીય કુનેહબાજ હતા. રંગમહેલોના ભેદભરમોના સુમાહિતગાર હતા. ભાવનગરમાં સામળદાસભાઇ અને જુનાગઢમાં રાયજી અને છેલ્લે સર પ્રભાશંકર પટણી સાહેબ એટલે કાઠીયાવાડની રાજરમતના ખેલંદાના છેલ્લાં યુગનું વીસર્જન

જીવન ચારિત્રનું સાહિત્ય આપણે ત્યાં સ્વલ્પ છે. તેમાંએ મુત્સદ્દી કોટીના રાજપુરૂષોનાં ચરીત્રો તો વળી નદીવન છે.

આ પુસ્તકના રચયિતા એક સમર્થ સાહીત્યકાર છે. એટલે ચરિત્ર નાયકનાં સુગબળોને તેમણે ઠીક લક્ષમાં લીધાં છે તેમાં નામ્યા તસ્વીરો, અનુ-ષંગિક ઉલ્લેખોની વીપુલતા, રાજવંશો, મુત્સદીઓ તથા તેના બુદ્ધિ ચાપલ્ય તેમજ સંસ્કાર ધનને સન્માનતાં જરાએ ભુલ્યા નથી; વળી એજન્સી કોઠી અને તેની મેલી મુત્સદ્દીગીરીને પણ તેમણે અભ્યાસની દૃષ્ટિએ આલેખી છે. તો વળી રાયજીના ખાનગી અને રાજકીય જીવનનો પ્રભાવ પાડનારા ગૌરવવંતા પ્રસંગોનો ઉલ્લેખ તો સુવર્ણ રજની પેઠે ઇતીહાસના વીશાળ પટ ઉપર પથરાઇને ઝળહળતો પ્રકાશ ફેલાવે છે.

જુનાગઢમાં રાજક્રાંતિ તો તે કાળમાં ડગલેને પગલે આવતી. ૧૮૫૯માં રાજમાતા ચરતી પ્રુ અને નવાબ મહોબતખાન વચ્ચે ગજગ્રાહ શરૂ થઇ. તેમાં દિવાન પછી દિવાન વિદાય લેતા ગએલા એજન્સી ભયભીત બની. લશ્કર રવાના કરેલું. તેમાં દફતર ખાતાના એક કારકુને રાજ્યની લગામ હસ્તગત કરીને પોતાના બુદ્ધિ વૈભવથી ગંભીર બની કપટની બાજીની લગામ હાથમાં

લઇ લીધેલી. આ વિચક્ષણ મુત્સદી તે અન્ય કોઇ નહિ પણ સુરા ગોકુળજી ઝાલા. ગીરના જંગલોના સિંહસમું જૂનાગઢનું રાજકારણ હંમેશાં વિકરાળ અને કુટસ્થ રહયું છે.

એટલે જુનાગઢ એક કાળે નાગર મુત્સદીગીરી માટે મશહુર હતું. બુધ્ધિમત્તા તો નાગરોની જ. રાજતંત્રની જટિલ ગુંચો નાગર વિના કોઇ ઉકેલી શકે નહિ.

તે રાજકીય પટાબાજીનો યુગ આજે આથમી ગયો છે. તેની સમાલોચના આજે પાનપટીમાં પર્યાપ્તિ બની રહી છે. તે ખરેખર શોચનીય છે.

આ પુસ્તક કાઠિયાવાડની રાજખટપટોથી ભરપુર છે. ચરિત્રનાયકના જીવનની વિશેષતા, તેની જીવન-સૌરભ તો બીજી બાજુ રાજપ્રપંચો, કાવાદાવા કાવતરાં, અવ્યવસ્થા અને તેનો પ્રતિકાર કરવા માટે યોજાતા ચક્રવ્યુહ તથા તેના ઘડવૈયાનાં વ્યક્તિ વિશેષ ચિત્રો સજીવ બનીને ઇતિહાસના પ્રવાહમાં તણાતાં આવતાં હોવાથી આખો તખ્તો બુલંદ બને છે. આ પાત્રોની સાથે સમભાવ સાધીને વાંચક તેના વાંચનમાં ઘડીભર તદ્રુપ બને છે. અને જીવન-કથા નવલકથાના રુપમા પલટાઇ જાય છે.

જીવનની સંધ્યા આંબાવાડીયામાં વીતાવી રહેલા પંડિતયુગના અવશેષ સમાન પ્રતિભા સંપન્ન લેખક અડાબીડ અને તેજસ્વી બુધ્ધિના વિદ્વદરત્ન છે. ગાયકવાડના કેળવણીખાતાના વિદ્યાઅધિકારી શ્રી જ. પુ. જોશીપુરાએ આજથી ત્રણ દાયકા પહેલાં વિદેહ ગુર્જર સાક્ષરો નામનું પુસ્તક પ્રગટ કરેલું તે આજે પણ સીમાચિહ્ન ગણાય છે. તેઓ ચિરંજીવ સાહિત્યના સર્જનમાં માનનારા છે. તેમની પાસે તેવા ઉંચ કોટિનાં અપ્રગટ એવાં કૂડીબધ પુસ્તકો આજે પણ મંજુષામાં ગુંગળાઇ રહયાં છે !



# તા. ૫—૧૦—૫૨ના સયાજી વિજયમાં આવેલો સાક્ષર રમણલાલ વસંતરાય દેસાઈનો




### રાયજી સાહેબ

આપણી બહુ પાસેના અને છતાં આજના કાળથી દૂર લાગતા આજ સૌરાષ્ટ્રમાં વિલિન થયેલા જુનાગઢનાં નવાબશાહી રાજ્યમાં પોતાની જ્વલંત કારકીર્દીથી સુપ્રસિદ્ધ થયેલા રાયજી સાહેબ ઉર્ફે પુરુષોત્તમરાય સુંદરજી ઝાલાના આ સુંદર અને ઉત્તેજક જીવન ચરિત્રના લેખક શ્રી. જયસુખરાય જોષીપુરા આપણા એક વિદ્વાન, સચોટ લેખક અને કવિ છે એ આપણે ભાગ્યે ભૂલીએ. કવિ અને વિદ્વત્તા એ બંનેની વચ્ચે ધારી જેવા મધ્ય સૌરાષ્ટ્રીય, ડુંગરાળ પ્રદેશમાં વસી વેદકાળની આશ્રમ વ્યવસ્થાનું ચિત્ર ખડું કરતા શ્રી જયસુખરાય જોષીપુરા એક વખત વડોદરાના—એટલે કે ગુજરાતના અગ્રગણ્ય સાક્ષર તરીકે ઓળખાતા હતા. અને સયાજી સાહિત્ય માળા નામે ઉપયોગી ગ્રંથાવલીના તેઓ જન્મદાતા હતા એ આપણાથી ભૂલાય એમ નથી. અને ભૂલીએ તો તે વાસ્તવિક પણ નથી. અને ૧૯૧૬–૧૭ના યુગમાં અને તે પછી તેમણે અનેક લેખકોને લેખન કાર્યમાં પ્રવૃત્ત કર્યા હતા એ અંગત રીતે તો હું ભૂલી શકવાનો નથી. અને ૧૯૧૨માં વડોદરા ખાતે ભરાયલી સાહિત્ય પરિષદ પ્રસંગે શ્રીયુત જોષીપુરાએ તેમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને તે સમયે તેમણે પ્રસિદ્ધ કરેલી સાક્ષર માળા આજ પણ એક સાચો રેફરન્સ પુસ્તક—આધારભૂત સાહિત્ય ગ્રંથ તરીકે જોવા સરખી છે. આવા એક સુપ્રસિદ્ધ વિદ્વાનને હાથે અનેક રંગોથી ભરેલા રાયજી સાહેબ સરખી વિશિષ્ટ અમલદારી વ્યક્તિનું જીવન ચરિત્ર લખાય એ ખરેખર રસ ભર્યું, મહિતીપૂર્ણ અને ઉત્તેજક બને એ સહજ છે. જન્મ ચરિત્રના લેખક કહે છે તે પ્રમાણે આ અમલદારી નાટકનો પ્રવેશ છે અને તે રસરંગી રંગભૂમિ રૂપી નાટકશાળામાં સત્તાવીસ વર્ષ પર્યંત એક રસ નિભાવ્યો અને છટાથી જોવી જેવા રહ્યા નાયક રાયજી સાહેબના આખા જીવનને આવરી લેતી આ કથા છે. નકશા, છબીઓ, અને અંગ્રેજી ઉતારો આપી પુસ્તકને

માહિતી સમૃદ્ધ બનાવવામાં સફળ થયા છે; જીવન ચરિત્રના સાહિત્ય પ્રકારમાં ઉચ્ચસ્થાને બેસે એવી આ કૃતિ માત્ર છાયા ચિત્ર કે પ્રસંગ ચિત્ર નથી, પરંતુ રાજ્યો, રાજ્યવંશો, કોમો અને મુત્સદ્દીઓ તથા તેમનાં બુધ્ધિ ચાપલ્ય તથા સંસ્કાર છટાને ચિતરતો આ વિશાળ ઇતિહાસ પટ છે એ આપણે જરૂર કહી શકીયે. એજન્સી તથા અંગ્રેજી રાજ અમલના સંબંધો પણ એમાં સ્પષ્ટ થાય છે. અને કથા નાયકના જીવન પ્રસંગો ઉપરાંત એના જીવન ચરિત્રને સ્પર્શ કરતા કેટલાય પ્રસંગો આ ગ્રંથને એક ઇતિહાસિક નવલકથા સરખો રસમય બનાવી દે છે. સાથે સાથે આ રસમય કથા એક સાચી જીવન કથા છે એ દર્શાવનારા લેખો અને દસ્તાવેજી પૂરાવાનો શ્રી જયસુખરાયભાઇએ કરેલો અભ્યાસ તેમની ચીવટાઈ અને ચોકસાઇનો આપણને બહુ ઉંચો ખ્યાલ આપે છે. આજના યુગને કોમ ન ખપની હોય તો ભલે, કોમો નાબુદ થશેજ છતાં ઇતિહાસિક અને સામાજીક દ્રષ્ટિએ કોમોએ રાજદ્વાર, સંસ્કાર અને સાહિત્યમાં ભજવેલો ભાગ અભ્યાસની દૃષ્ટિએ નિષ્ફળ તો નથી જ. હજી ઉત્તરાર્ધ આવવાનો છે તેની આપણે રાહ જોઇશું રાયજી સાહેબ જેવા વિશીષ્ઠય ભર્યા જીવનની રસમય વિગતોમાં દેશી રાજ્યની ખામીઓ ખુબીઓ ખટપટો, વ્યવસ્થા, અવ્યવસ્થા, કાવત્રાં અને તેના પ્રતિકાર તથા એજ પ્રવાહોમાં ખેલી રહેલી અનેક વ્યક્તિઓનાં જીવંત ચિત્રો સાથે ચાલી ગયેલી સદીના ઇતિહાસને આબેહૂબ રજુ કરવા માટે શ્રી જયસુખરાયભાઇને ધન્યવાદ આપીએ છીએ. અભ્યાસ અને મનોરંજન, બંને ભેગાં કરનાર કલાકાર ધન્યવાદને જ પાત્ર હોય.



# સયાજી વિજયના તંત્રી શ્રીયુત હરિરાય. ભ. બુચના પત્રમાંથી અવતરણ

---

વડોદરા, જ્યુબીલી બાગ પાછળ

તા. ૭-૧૦-૫૨

સ્નેહિભાઇશ્રી જયસુખભાઈ

મુ. રાયજી સાહેબના જીવન ચરિત્રનો પૂર્વાર્ધ ગ્રંથ + x + જોયો. તમારી વર્ષોની ઇચ્છા અને પ્રયત્ન છેવટ મૂર્તિમાન થયાં અને રાયજી સાહેબ પ્રત્યે તમારા અને આપણા આદરભાવનું ઋણ તમે ચુકવ્યું. ધન્ય છે તમારી લાગણીને ધન્ય છે તમારા નિશ્ચયને ! x x x મને તો અરધા સૈકા પહેલાનું જુનાગઢ મારી દ્રષ્ટિ સમીપ પ્રત્યક્ષ તાજું અને ખડું થયું. કંઇક સ્મરણો તાજા થયાં અને ખુબ રસપૂર્વક લીટીએ લીટી શબ્દે શબ્દ વાંચી ગયો. ભાષા સંકલના અને અનેક બનેલી અને સાંભળેલી ઘટનાઓના સ્મરણથી તમારી લેખન શક્તિની સચોટતા જણાઇ. રાયજી સાહેબના જીવનના રાજકીય, સામાજીક, અને સાંસારીક પ્રશ્નો પણ તેમના 'પ્રત્યેના આદરભાવમાં વધારો કરે તેવું સહૃદયતા અને શુધ્ધ ધાટીયે લખાયેલ છે; તમે નાનામાં નાનો બનાવ કે સીધી અને આડકતરી રીતે સંબંધ ધરાવતા નાનામાં નાના માણસને સુંદરજી હીસાબનીસથી માંડીને ગુલાબદાસ, કલ્યાણભાઈ, જાદવરાયભાઈ, મગનલાલ સુંદરજી સુધીને ભુલ્યા નથી. હરીદાસભાઇ અને બહાઉદ્દીનભાઇ સાથેના તેમના વ્યવહારને પણ ઘણી સંભાળ પૂર્વક છતાં નિખાલસ ભાવે વ્યકત કર્યો છે.

દોલતબેન અને કુટુંબ પ્રકરણ સરસ્વતીચંદ્રની ગુણસુંદરીના કુટુંબ જીવનનો ખ્યાલ આપે છે.

ગોકુલજીભાઇ અને મનઃસુખરાયભાઇને તેમના આધ્યાત્મિક અને રાજકીય ગુરૂ તરીકે બહુ યોગ્ય રીતે સ્થાપિત કર્યા છે.

પૈસા લઇને ભાડુતી જીવન ચરિત્ર લખનારા વિદ્વાનો કરતાં તમારો શ્રેય ખરેખર વધુ આદરણીય લાગે છે.

સયાજી વિજયમાં 'રમણભાઇ દેસાઇ હમણાં સાહિત્ય પાનાનું સંચાલન કરે છે. તેણે પુસ્તક વાંચી તમારા રાયજી સાહેબનું અવલોકન કર્યું છે તે તમને વાંચવા આ સાથે મોકલું છું. મને લાગે છે કે તેણે કથાનાયક અને અને કથાલેખક બનેને માનભરી રીતે ન્યાય આપ્યો છે.

હરિરાય. બ. બુચના
સપ્રેમ પ્રણામ



# અનુક્રમણિકા.


| પ્રકરણાંક | વિષય | પત્રાંક |
|---|---|---|
| ૧૧ | पुरुषोतमरायजी पछीनुं जूनागढ अने तेमना उपर थता रहेल प्रहारो .... ... ... | १ |
| १२ | मीरझां अबामअली बेगनी दीवानगीरी, पुरुषोतमरायजी उपर दोषारोपण... ... ... | २६ |
| | (૧) રાયજી સાહેબ સામે કપટ પ્રબંધ, તેમના ઉપર મૂકાયલ કૃત્રિમ તહોમત, અને તે પરત્વે થયલ અપહાસજનક નિર્ણય ... | ૪૪ |
| | (૨) નવાબ સાહેબની બદનક્ષી બદલ મુકદમો અને 'મહીકાંઠા ગેઝીટ' વાંચનારાઓને મળેલ કારાગારવાસ ... ... ... | ૮૦ |
| | (૩) શાહજાદા (પાટવી કુંવર) શેર જુમાખાનજીનો દેહાંત ... ... .... ... | ૮૫ |
| | (૪-૬) બંદરો અને આગગાડીના પ્રશ્નો ... .... | ૮૯ |
| १३ | जवनिकानुं छेदन अने लोहचुंबक न्याये स्वामी सेवकनुं पुनर्मिलन ... ... ... | ९७ |
| १४ | दोषारोपमांथी मुक्त थवाना रायजी साहेबे करेला प्रयासो . ... ... ... | १२६ |
| १५ | दिल्ही सरकार-नियुक्त तपासपंचे करेल काम ... | १७७ |
| १६ | मि. (सर) आर. ई. होलांडनो निवेदन-लेख; दिल्ही सरकारनो निर्णय अने मि. रेंडॉले करेल आपखुदी ठराव ... ... ... | २५० |

| પ્રકરણાંક | વિષય | પત્રાંક |
|---|---|---|


१७ मि. रेंडाले करेल राज्यनो वहीवट; अने तेनी निष्फलता ... ... ... ... ३०१

१८ नाना महोटा राजा महाराजाओ तथा दरबारोथी करायेली रायजी साहेबनी कदर ... ३२६

१९ पुरुषोत्तमरायजीनुं मित्रमंडळ तथा स्वजनमंडळ... ३६८

२० ब्रिटिश अंग्रेज अधिकारीओ अने रायजी साहेब... ३८२

२१ पुरुषोत्तमरायजीनी धर्मनिष्ठा, तेमना प्रवासो अने तेमनी तीर्थयात्रा ... ... ... ... ३९५

२२ पुरुषोत्तमरायजीनुं अवसान, अने उपसंहार ... ४०१

परिशिष्ट—१ ... ... ... ... ४५०

,, —२ ... ... ... .... ४५६




શ્રી

# મંત્રીશ્વર

# “રાયજી સાહેબ.”

## ( ઉત્તરાર્ધ )

## પ્રકરણ ૧૧ મું

### पुरुषोत्तमरायजी पछीनुं जूनागढ, अने तेमना उपर थता रहेल प्रहारो.

**રા**યજી સાહેબે કેવા સૂક્ષ્મ સંયોગમા રાજ્ય સેવામાથી મુક્તિ માગેલી, એ મુક્તિ એમને કોના દબાણથી તથા કેટલી ઢીલ કર્યા પછી નવાબ સાહેબે આપેલી તથા રાજ્યના દીવાન ચુનીલાલજી અને તેમની સાથેજ રાજ્યની ઉચ્ચતમ હજુર અદાલતના સભાસદ ગુલાબદાસ લાલદાસ એ ઉભય સમર્થ કાર્યભારીઓએ કેવી ઉદાત્ત ભાવનાથી રાજ્ય સેવાનો ત્યાગ કરીને અર્થદાસત્વ તથા શ્રેષ્ઠ રાજ્યાધિકારની લોલુપતાને ઠોકર મારેલી એ બધી હકીકત આપણે, આ જીવન કથાના પૂર્વાર્ધના દશમા પ્રકરણમા વાચી ગયા છીએ, એટલે એ વિષયનું પિષ્ટપેષણ અત્ર કરવાની જરૂરત રહેતી નથી. તથાપિ આ ત્રિપુટીના રાજ્યસેવા ત્યાગથી રાજ્ય જીવનને એક વજ્રપાતના જેટલી હાનિ ભોગવવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયેલું તથા એ વજ્રપાતને દિવસેથીજ બાબી રાજકુળની નવાબીનો અસ્ત સદાને માટે થવાનું સૂચન કરતી કજ્જલવર્ણી રાત્રિએ પોતાનો પ્રભાવ બતાવવાનો આરંભ કરી દીધો હતો, એનું ના આપણે નિ:શંક કહી શકીએ છીએ. ઇ. સ. ૧૯૦૩ના ઓક્ટોબર માસની તારીખ ૨૭ સુધીના પૂર્વકાલીન ઇતિહાસની સાથે તે તારીખ પછીના આ જૂનાગઢ રાજ્યના એટલે કે નવાબ મોહોબતખાન ત્રીજા જે સંયોગમાં રાજ્ય ત્યાગ કરીને પાકિસ્તાન જઇ

તથા ગુલાબદાસજી બેળ વિદાય થઇ ગયલા,-અને તેને બીજેજ દિવસે પુરૂષોત્તમ-રાયજીએ પણ પોતાની જન્મભૂમીનો ત્યાગ કરી દીધેલો હતો.

આમ ગયજી સાહેબવાળા કાર્યભારી મંડળ પરત્વે જે પરિક્રાંતિ થવા પામેલી તે રાજ્યની જનતાને ગમે તેટલી અનિષ્ટ લાગી હશે તો પણ તે પોતાના અભિપ્રાયને સુવ્યક્ત કરી રાજ્ય ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે એવી સ્થિતિમાં ન હતી. બ્રિટિશ સરકારની સર્વોપરિતાની સ્થાપના થયા પછીના "ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર" એ કવિ દલપતરામની ઉક્તિથી પ્રશસ્ત એવા આપણા આધુનિક સંસ્કૃતિવાળા જમાનામાં અશાંતિનો પુનરુદય થશે એવી કલ્પના એ વખતે સોરઠી પ્રજાને આવે એ બહુ સંભવિત વાત ન હતી, એટલું જ નહિ, પરંતુ કાઇ પણ રાજ્યનુ શાસનવિધાન ગમે તે પ્રકારનું હોય તો પણ માનવ પ્રકૃતિમાં રહેલ ષડ્વિકારો પોતાનો પ્રભાવ ત્રણે કાળમાં બતાવ્યા વિના રહેતા નથી અને નિરંતર સુખની સ્થાપના કે તેનું અસ્તિત્વ એક કેવળ આકાશ-કુસુમ પ્રાપ્તિ હોવાના એક સ્વપ્ન સમાન છે એ ઐતિહાસિક સત્ય તેના લક્ષ્યમાં રહેલું પણ નહિ. સર્વોપરિ શાસનતંત્ર એકજ વ્યક્તિના પ્રભુત્વ હેઠળ હોય કે બહુ સંખ્ય વ્યક્તિઓના સંઘના પ્રભુત્વ હેઠળ હોય, તો પણ તે પોતાના છત્ર તળેનાં શાસનતંત્રો ઉપર પોતાના કાબુની લગામને પોતની રૂચિ પ્રમાણે તંગ કે ઢીલી કરે છે એ રાજનીતિનું જે એક અનુપેક્ષિતવ્ય સૂત્ર છે તેને કોઈપણ પ્રજાએ ભૂલવા જેવું નથી જૂનાગઢ રાજ્યના કાર્યભારી મંડળ પરત્વે જે પરિક્રાંતિ થયલી તેના ગર્ભમા જે બધી બાબતો સમાયલી તેનું સાચું જ્ઞાન સામાન્યતઃ જનતાને હોઇ ન શકે અને પ્રવર્તમાન જમાનો તો હતો પ્રત્યેક વિષયે લોક ચર્ચાને પ્રાધાન્ય આપનારો, એટલે જૂનાગઢમાં જે ફેરફાર થયલો તે સાર્વત્રિક ચર્ચાનો વિષય બની ગયલો હતો, અને તે ચર્ચાનો પડઘો છેક બંગાળા સુધી પડેલો પણ ખરો. ઉપરાજ્યોની પ્રજાઓ વસ્તુતઃ સર્વોપરિ રાજ્યની પ્રજા બની જતી હોવાથી તેવા રાજ્યોની પ્રજાનાં સુખદુઃખની ગણના સાર્વત્રિક કે સાર્વલૌકિક સુખદુઃખ રૂપે જ થાય છે એ ધોરણે મુંબઇ ઇલાકાનાં ઘણાંખરાં અંગ્રેજી તેમજ ગુજરાતી વર્તમાન પત્રોમાં, આપણા આ કથાપુરૂષના સમય અને પ્રગતિ પરાયણ "કારભારને" આક્ષેપતા સ્તુતિલેખો તથા એ કારભાર બદલાયાથી રાજ્યને થાય તેની હાનિની ચિંતા દર્શાવનાર અભિપ્રાયો પ્રકટ થવા માંડેલા હતા. એ બધાં વર્તમાનપત્રો તો, વસ્તુતઃ, પોતાની સમજ પ્રમાણે, પોતાનો ધર્મ આચરી રહેલાં હતાં, અને તે બદલ

તેમને અભિનંદન પણ આપી શકાય. પરંતુ એ સમયનાં ઘણાં ખરાં
રાજ્યોમાં પ્રવર્તતા તથા તેમને આવરી રહેલા સંયોગોનું પાકું જ્ઞાન જો
તેટલા પ્રમાણમાં તેમને ન હોવાથી તેમનાં તેવાં લખાણોથી કોને, કેવા પ્ર
કેટલી હાની થવાનો સંભવ રહે છે એ વાતની કલ્પના તેઓ બરાબર
શકતાં નહિ, અને તેને પરિણામે તેમનાથી પ્રકટ કરાતા સ્તુતિ લેખો ત
ચિંતાલેખોથી "કારભાર" છોડી જતા કાર્યભારીને ઘણીવાર લાભ થવાને કે
હાની પહોંચ્યા વગર પણ હતી. તેમાં પણ જ્યારે કોઇ પણ દેશી રાજ્યની રે
ગણાતા પરંતુ પોતાના રાજાની અપ્રીતિને પામેલ હોય એવા રાજ્ય કાર્યભા
કે અન્ય કોઇ રાજપુરૂષનાં કીર્તિગાન રાજ્ય બહારનાં વર્તમાન પત્રોમાં થ
ત્યારે તેવા અપ્રીતિ પામેલ રાજપુરૂષને પોતાના વતનમાં સુખથી વસવાની વ
અશક્ય થઈ પડે અગર તો તેને બીજી અનેક નાની મ્હોટી યાતનાઓ
ભોગવવાનો વારો સાંપડી આવે તેમાં નવાઇ ન હતી. આમ થવાનું મુ
કારણ એ કે, એવા પ્રશસ્ત કાર્યભારીનો તેજોદ્વેષ કરી રહેલા તેના શું
વિરોધીઓ તેવા લેખોનો અવળો અર્થ કરીને રાજાના કાનમાં ઝેર રેડવા
મંડી પડતા હોય છે. આ જમાનામાં એવા લેખોને છપાતાં અટકાવી શકા
નથી, અને તેવા લેખોના લેખકોની કદરદાનીના તે સુચક પણ છે. આ
પ્રકારના સ્તુતિલેખોએ પુરૂષોત્તમરાયજીને જેમ લાભ કરેલો છે તેમ હાનિ પ
પહોંચાડેલી છે. એમ અમારૂં માનવું છે. છતાં અમે તેમને થયલ હાનિ ન
કરતાં જે લાભ થયો છે તેનું મૂલ્ય ઘણું વધારે આંકીએ છીએ. આવ
તેમના સંબંધે લખાયલા લેખોનો એક મ્હોટો સંગ્રહ, આપણા આ કથ
નાયકના એક પ્રશંસકે કરેલો હતો અને તે અમે જોયલો પણ હતો. પરં
કાળ બળે તેનું અસ્તિત્વ ટાળી દીધેલું છે, એટલે અમે, અતિ વિસ્તારનો દો
વ્હોરી લઇને તેમના જે થોડાક પણ ફકરા વાનગી રૂપે આ ગ્રંથમાં રજુ કરવ
તે કરી શકેલા નથી, છતાં કલકત્તામાં છપાયલ 'ધી બંગાલી' નામક સુવિખ્યાત
અંગ્રેજી દૈનીક પત્રના તા. ૬-૧૦-૦૩ને રોજ પુરૂષોત્તમરાયજીના કાર્યભાર
કાળને અનુલક્ષીને જે એક લેખ પ્રકટ થયલો તે અમને ઉપલબ્ધ થયલ હોઇને
અમે તેને આ નીચે ઉતારીએ છીએઃ—

*   *   *

જૂનાગઢ રાજ્યના સ્થંભ વઝીર બહાઉદ્દીનભાઇ, સી. આઇ. ઇ. ઉપર
મિ. ઝાલાની લાગવગ–પ્રભુતા–ગમે તેટલી ગણાતી હોય, તોપણ તેમના

[રાયજી સાહેબના] રાજકીય વિરોધીઓ જો કોઈપણ તેમને હોય તો—એને એટલું તો કબુલ રાખવું પડે જ કે, રાજ્યની સમૃદ્ધિ સંપન્નતા તથા સ્થિરતા અને એથી પણ અધિક ગણાય તે રાજ્યમાં (પરિપાલિત થઈ રહેલ) ન્યાયની શુદ્ધતા એ (બધું) મહોટે ભાગે તેમની રચના અને યોજનાનું પરિણામ છે, અને જો કે વિવિધ જાતિ તથા ધર્મવાળી આખી પ્રજાને સંતોષ આપવાનું કામ અશક્ય છે, છતાં રાજ્યનું પરમ હિત મિ. ઝાલાને ગળે વળગી રહેલું તો હતું જ "

આટલો, ઉપર મુજબ, પ્રસ્તાવ કર્યા પછી અમે આ પ્રકરણથી જૂનાગઢ રાજ્યની રંગભૂમિ ઉપર, ઇ. સ. ૧૯૦૩ના અંતભાગેથી તે ઇ. સ. ૧૯૧૭ સુધીનાં ચૌદ વર્ષોના ગાળામાં રમાઇ રહેલ દૃષ્ટદર્શિકા અને કરૂણ રસાત્મક ભવાઇનું અક્ષરાલિખિત ચિત્ર અમારા પાઠક સમક્ષ રજુ કરશું. આ ભવાઇમાં દુર્બળ મનના દીવાનોની આત્મલાભ રક્ષક ભીરુતા, રાજવલ્લભોની મદોન્મત્તતા, રાજપ્રિય બની બેસવાને માટે કાર્યભારીઓએ રાખેલી લોલુપતા, રાજહૃદયને તેના સાચા રૂપમાં ન દેખાડે એવી તેની અજ્ઞાતવ્યતા, સત્યપ્રકાશ કરવામાં આડે આવી રહેતી ચારિત્ર્યની રાજસેવકોમાં દેખાઇ રહેલી અશુચિતા, પ્રજાપીડક અન્યાયપરાયણતા, રાજકુળનો ક્ષય કરનારી કુચરિતતાને પોષતી યુવરાજના સંસર્ગીઓની સભાન કર્તવ્યહીનતા, રાજ્યકલ્યાણપર રાજપુરૂષોના માર્ગમાં ઉપસ્થિત થતી રહેતી વિઘ્ન પરંપરા તથા "વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો" એ પ્રકારમાં વ્યાપક બની રહેલી કેટલાક રાજપુરૂષોની નીતિભ્રષ્ટતા તથા રાજ્યધનની ખોબેખોબે થઇ રહેલી દુર્વ્યવસ્થા; એ વગેરે પ્રકારના મણિકાઓની અનિષ્ટ દૃશ્યમાળા આપણા જોવામાં સ્પષ્ટતાપૂર્વક આવશે.

પૂર્વોક્ત ભવાઇનો પહેલો પ્રવેશ સરદાર રાવ બહાદૂર બહેચરદાસ દેશાઇની બીજી વારની દીવાનગીરીથી આરંભાયલો હતો. આ બહેચરદાસજીની પહેલી વારની એટલે કે રાયજીસાહેબના "કારભાર"માંની અને આ તા. ૨૭—૧૦—૩ થી શરૂ થયલ બીજીવ,રની દીવાનગીરી વચ્ચે આકાશ પાતાળ જેટલો ફરક દેખાઈ પડેલો હતો. બહેચરદાસજીનો સ્વભાવ અતિ અને અનિચ્છિત પ્રકારે સરલ હતો, એટલે તેમને જે કોઇ જે દિશાએ દોરે તે દિશાએ તેઓ દોરાઇ જાય તેવા હતા. રાયજી સાહેબના વારામાં આ દીવાનજીની મદદમાં સમર્થ કાર્યકરોની ગોઠવણ કરાયલી એટલે તે સમયની તેમની દીવાનગીરીનો કાળ જૂનાગઢ રાજ્યના

ઇતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત થવાને પાત્ર થયલો. પરંતુ આ બીજી વારની તેમની દીવાનગીરી એટલી તો નિરાશાજનક, નિષ્ફળ અને ધૃણાપાત્ર નીવડેલી કે, પ્રજાએ તેમના પહેલા કારભારની મ્હોટી સ્તુતિ કરી તેમને 'સફલીકૃતભર્તૃપિંડઃ' જેવા ગણી લીધેલા હતા તેજ પ્રજાએ આ તેમના બીજી વારના કારભારને રાજ્યહિત ઘાતક નીવડેલો જોઇને તેને વખોડી કાઢવામાં લેશ પણ આંચકો ખાધેલો ન હતો! આ અમારા કથનને પુષ્ટિ આપે તેવી હકીકત જો કે વિસ્તારપૂર્વક હવે પછી આ પ્રકરણમાં અમે આપવાના છીએ, તોપણ લોકોની આ દીવાનજીના કારભાર પરત્વે કેવી વક્રદૃષ્ટિ થઈ ગયલી હતી તે બતાવવાને માટે, નીચે પ્રમાણે ભાટ કવિ અનુક્રમે **માધવ** અને **શિવલાલથી** રચાયલ જે બે કવિતો અમને ઇ. સ. ૧૯૦૪માંજ પ્રાપ્ત થયલાં હતાં તે અમે અમારા પાઠક આગળ રજુ કરીએ છીએઃ—

### (૧) કવિત.

કુનાકી કુંડી ઉંડી ઉદક અધર્મ ભરી
ઐસી કૂર કુંડીમેં પ્રમોદ કૈસેં પાયે હૈ?
પૂર પાપ પ્રીતિ ઔર હિત રાજરીતિ ઐસી
લેવની અનીતિ સોઇ નીરખી સોભાયે હૈ!
માધવ ભનંત, ગુણવંત શ્રી રસુલખાન!
પાનહુકે પાલિયાકે દોરપે દોરાયે હૈ!!
જુનેગઢ જૂનો તાકું ચૂનો ચોપડાવવેકું
કારીગર કુનબી કહાંસેં ઢુંઢ લાયે હૈ?

### (૨) કવિત.

ખાબી શ્રી રસુલખાન! કહે સબ લોગ ઐસે
ઔર સબ યોગમેં અયોગ એક કીનો તેં!
ભારી મોહકારી સંપત્તિકું દેનેવારી ઐસી
રૈયત બિચારીકો બિનોદ છીન લીનોં તેં!
કહે શીવલાલ જાકે ગાવે ગુન ગ્રંથ ઐસો
પંથ નૃપનીતિકો પિછાન્યો ના નવીનો તેં!
નાગર સુજાન નર દાનાકો નીકાર દે કર
કુનબી કુત્તાકું દીવાનપદ દીનો તેં!!

પૂર્વોક્ત કવિતો અમે વાનગી રૂપે આપેલ છે, અને તે તથા તેવાં આ ઓગણીશમી સદીના મંત્રવીરને લગતાં કવિતો અઢારમી સદીના યુદ્ધવીર દીવાન અમરજીને લગતાં કવિતોની પેઠે સોરઠના વિશિષ્ઠ સાહિત્યમાં ચિરંજીવ બની પણ રહેશે. આ પ્રમાણે **કાર્યભારી મંડળ** પરત્વે જે ફેરફાર થયેલો તે વસ્તુતઃ રાજ્ય રૂપાંતર કરનાર કાલદેવ પ્રેરિત **બેઠી ક્રાંતિનો** એક પ્રકાર હતો. એટલે આવી બેઠી ક્રાંતિનો લાભ લેનાર ખાટસ્વાદિયા લોકો વિવિધ કોટીના ખાળાચાળા કરવાને મંડી પડીને વિકલ રાજકારણને અધિકાધિક વિહ્વલતા આપવાને પોતાની નિરંકુશ કલ્પનાને ઘોડે ચઢી બેસે એમાં નવાઈ નહિ. માનવ પ્રકૃતિ જેટલા માણમાં અપકારક છે તેટલા પ્રમાણમાં ઉપકારક નથી એ એક અનુભવ સિદ્ધ સત્ય છે. આમ હોઇને મુજામાનસ બહુરૂપી બને એ સ્વાભાવિકજ હતું, અને તેમાં પણ રાજદ્વારે જે ઇસમનો જેવો સ્વાર્થ તેવું તેના મનનું વલણ બને એ પણ સ્વભાવિક હતું. આમ હોઇને નાગરો કે જેમણે બહુભાગે રાજ્યની નોકરીને પોતાનો મુખ્ય વ્યવસાય દીર્ઘકાલથી ગણી રાખેલો તેના માનસને આવા દીર્ઘશ્રુત કારભારના અકલ્પિત ફેરફારને પરિણામે અનેક પ્રકારની વિકૃતિઓ ક્ષુબ્ધ બનાવી મુકે એમાં નવાઇ જેવું નથી. કેટલાક પોતાના મનને એવું મનાવવા લાગેલા કે, રાયજી સાહેબ ગયા છે તો ખરા, પરંતુ એ તો તેમનું એક પ્રકારનું રીસામણું છે, અને રાજ્યને તેમના વિના ચાલે તેમ નથી એટલે તેઓ પાછા આવવાના જ, અને દીવાન બહેચરદાસ તેમના આપ્તમિત્ર હોઇને તેમને પાછા લાવશે જ. કોઇ વળી એમ પણ કહેતા કે વહી ગયલ પાણી પાછાં વળી શકે જ નહિ એટલે રાયજી સાહેબના પગ ફરીથી રાજ્યમાં થાય એવી કલ્પના કરવી એ કેવળ મુર્ખતા છે. કોઈ વળી એવી ટીકા કરતા હતા કે ચુનીલાલ તથા ગુલાબદાસ જેવા પરદેશીય ગૃહસ્થોને એક તરફ પોતાથી દબાયલા રાખવાની નીતિ ચાલુ રાખી બીજી તરફ રાયજી સાહેબે તેવા સ્વતંત્રતા પ્રિય કાર્યભારીઓની સલાહે ચાલવાનું રાખ્યુ તેનું આ ફળ તેમણે ચાખ્યું ! કોઇ કોઇ પોતાનો અભિપ્રાય એવો પ્રદર્શિત કરવા લાગેલા કે, રાયજી સાહેબે પોતાના ધણી નવાબને તથા તેના પાટવી કુંવરને વધારે પડતા અંકુશ નીચે રાખવાના પ્રયાસો કરેલા તેનું પરિણામ આવું માઠું જ આવે ! કોઇ કોઇ વળી એવું પણ બોલતા સંભળાતા હતા કે, જે થયું તે ઠીક જ છે, કારણ કે રાયજીએ ઘણા બાહોશ મુત્સદીઓને, પોતાના સ્વાર્થ ખાતર, રાજ્ય સેવામાં પ્રવેશવા દીધેલા નહિ કે આગળ વધારેલા નહિ તે બુસે તેમને પછાડેલા છે; કોઈ કોઇ પોતાને રાજ્યકાર્યકુશળ ગણી રહેલાઓ તો પોતાનું પાણી બતાવવાનો વારો

આવેલો છે એમ સમજીને પ્રસન્ન વદને પોતાના ઉદયકાળની પ્રતીક્ષા પણ કરી રહેલા! નવાબ સાહેબના પ્રીતિભાજન જેવા મનાયલા રાજપુરુષોના હાથમાં હવે રાજ્યશાસન તંત્રની લગામ મુકાઈ જશે એવી અર્થહીન કલ્પના કરીને કેટલાક નાના મ્હોટા નાગરો તેવા સંભવિત રાજ્યસૂત્રધારકોના ઘરનાં પગથીઆં ઘસવાને મંડી પણ પડેલા! કેટલાક પોતાનો ઉત્કર્ષ સાધી લેવાને સ્વતંત્ર પ્રયાસમાં પડેલા તો બીજા કેટલાક વિદ્વેષી તથા વિઘ્નસંતોષી નાગરોએ, પીવાય નહિ તો ઢોળી નાખવાની સ્વાર્થનીતિના પ્રયોગો આરંભી દીધેલા પણ ખરા! ગગજી સાહેબનું નામ નિશાન પણ જુનાગઢમાં ન રહે એવા બદઈરાદાથી કેટલાક તો અણુગમતા નનામા કાગળો લખી લખીને તેમજ નવાબના હજુરીઓ તથા પાસવાનોને સાધી સાધીને રાજકર્તા તથા તેમના પાટવીકુંવરને અધિકાધિક ભરમાવીને ભૂત બનાવવાનો ધંધો આદરી દીધેલો પણ હતો! મતલબ કે, આ અણધારેલ પરિવર્તનને પરિણામે વિશેષત નાગર-માનસ બહુ પ્રકારે વિહ્વળ થઈ ગયેલું, અને નાગરોની વિશિષ્ટતા રૂપે ગણાતી રહેલી તેમની મુત્સદ્દીગીરી તથા એકતા કોણ જાણે કયા પાતાળમાં જઈ બેઠેલી! આમ એક તરફ આવા દ્રશ્યો ઉપસ્થિત થઈ રહેલાં ત્યારે બીજી તરફ "ખાપરાકોડીઆ" "જાણભેદુ" વગેરે મ[illegible]ધારી ખટપટીઆઓ હસ્તલેખો લખી લખીને ભીતોને શણગારવાને અને તેમ કરીને ઊપડેલી ખટપટને વધારે ઘેરી બનાવવાને ઉદ્યુક્ત પણ થયલા! અને આ રાજકીય પ્રસંગને વિવિધ દ્રષ્ટિએ આલેખતા રાસડાઓ તથા દુહાઓના અનેક રાસડાઓ ફાટી નીસરેલા અને ઘરઘરમાં સ્ત્રીપુરુષોથી ગવાવા લાગેલા એ વખાનમાં! જુનાગઢની નવાબીમાં જ્યારે જ્યારે રાજ્યકાર્યભાગીઓ બદલાયલા ત્યારે ત્યારે તેવા પડેલ કાર્યભારીઓ તથા તેમના પાડનાર પ્રતિપક્ષીઓ સબંધે જે તે કાળે જે જે બનાવો બનેલા તે તેનું આલખેન કરનાર ગરબાઓ તથા દુહાઓ આજે પણ જો ગોતવામાં આવે તો ઉપલબ્ધ થઈ શકે તેમ છે અને તેઓ ઇતિહાસપૂર્તિ કરી આપવાને અનેક સમસ્યાઓને ઉકેલી આપે તેવા પણ છે મતલબ કે, ગગજી સાહેબનું રાજકીય પતન થયા પછી જુનાગઢનો નાગરવાડો કે જે એક કરવા જેવો છે તેમાં જે બધા દ્રશ્યો ઉપસ્થિત થવા પામેલાં તે ખરેખર ખેદજનક હતાં, અને તેઓ એકંદરે નાગરોની અદુરદ્રષ્ટિ, કોઈના ન હોય તો પણ રાજ્યાધિકાર પ્રાપ્ત કરી લેવાની લોલુપતા, સ્વાર્થાંધતા, અપકારકતા વગેરે આત્મઘાતક તથા ગૌરવભંજક અવગુણોનો આવિષ્કાર કરનારાં પણ બનેલા હતા! અમે પોતે આ બેઠી પરિસ્થિતિમાં ઇતિહાસ દ્રષ્ટિએ ઘણો રસ લઈ રહેલા તેથી અમે

સ્વાનુભવે પુર્વોક્ત બાબતોનું આલેખન અત્ર કરેલું છે એટલે આ ભુલકણા જમાનામાં અમારા આ લેખના પાઠકો અમને અતિશયોક્તિ દોષમાંથી મુક્ત રાખશે એવી આશા અમે રાખી શકીએ. અહીં અમે એટલું પણ ઉમેરીએ છીએ કે, પુર્વોક્ત રૂપમાં નાગર સમાજ જ્યારે સંભ્રમિત બની ગયેલ હતો ત્યારે નાગર સિવાયની હિંદુ તથા મુસલમાન જનતા પણ પુર્વોક્ત ફેરફારની અસરથી મુક્ત રહી શકેલી ન હતી. જે હિંદુઓ તથા મુસલમાનોને રાજ્ય સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ હતો તેઓ આ રાજ્યના શાસનતંત્ર અંગે થયેલ ફેરફારને એક મહા અનિષ્ટ રૂપ માનીને રાજ્યના ભાવિ પરત્વે અશુભ કલ્પના કરી રહેલા હતા અને વળી નવમાં નવાબથીજ નવાબીનો અંત આવનાર છે એવું પણ ભાખી રહેલા હતા! આમ એકંદર હિંદુ તથા મુસલમાન જનતા આ પ્રસંગે અશુભ દર્શન કરી રહેલી ત્યારે તેમાં પણ એક નાનકડો તથાપિ ગણનાપાત્ર નહિ એવો એક વર્ગ હતો કે જેને રાયજી સાહેબના વારામાં અંકુશિત થઇ રહેવું પડેલ હતું. આ વર્ગને આ રાજકીય ફેરફારથી નિરંકુશ બની સ્વછંદાચારી થવાની મોકળાશ મળી ગયેલી, અને તેવાઓને પુરૂષોત્તમરાયજીના વિરોધીઓ તરફથી ઉત્તેજન મળતું રહેલ એટલે તેઓ આંકેલ સાંઢ જેવા બનીને પ્રજાજનોને નાનાવિધ ત્રાસ આપવાને મંડી પડેલા પણ હતા; એટલુંજ નહિ, પરંતુ હિંદુ વસતિવાળા નગર ભાગોમાંની શેરીઓ તથા ગલીઓ કે જેમનો ઉપયોગ બહુભાગે સ્રી વર્ગથીજ કરાતો હતો તેમાં ઉછૃંખલ મુસલમાન નીચા થરના યુવકોનાં ભ્રમણો પણ થવા માંડેલાં હતાં. રાજ્યનો ધણી નવાબ પોતાના રાજમહાલયમાં પોતાને માથે આવી પડેલ ભારની ચિંતામાં ગ્રસ્ત બની બેઠેલો હતો અને તેના પ્રતિનિધિ રૂપે પ્રજા રક્ષક બનેલ નવો દીવાન એટલો નિર્બળ અને સરલ પ્રકૃતિનો હતો કે તે ફાટી નીકળેલ રોગને વ્યાપક બનતાં અટકાવી શકેલ નહિ.

હવે આપણે બીજી એક દિશામાં દ્રષ્ટિપાત કરશું. બિલાડી ઘરમાં ન હોય ત્યારે દરમાં ભરાઇ બેઠેલા ઉંદરો ઘરમાં દોડાદોડ કરી મુકી ઘરધણીને નાનું મ્હોટું નુકસાન પહોંચાડે છે તેમ રાયજી સાહેબ જેવી નિયામક પ્રભાવ-પૂર્ણ વ્યક્તિ રાજ્યમાંથી અદ્રશ્ય થઇ ગયા પછી નવાબ સાહેબના તથા યુવરાજના હજુરીઆઓ, પામવાનો તેમજ તેમની ખુશામદ કરીને આગળ વધવાની આકાંક્ષા રાખનારા તથા येनकेन प्रकारेण પોતાને રાજપ્રિય ગણાવના નાના મ્હોટા કેટલાક રાજભૂતકો, જાણે કે રાજ્ય હવે પોતાને ઘેર આવેલું

હોય એમ સમજીને એટલા તો ઉન્મત્ત બની ગયલા કે, તેઓ પોતાને ફાવતાં કામ કરાવી લેવાને નવાબ સાહેબ તથા શાહજાદાના નામનો ઉપયોગ કરી સરકારી કચેરીઓના તથા ન્યાયાધીશીઓના અધ્યક્ષોને દબાવવા મંડી પડેલા હતા; એટલુંજ નહિ, પરંતુ સ્વાર્થસાધક પ્રજાજનો કનેથી લાંચરૂશ્વત ખાઇને ન્યાયાધીશોએ તરફથી થતા નિર્ણયો ઉપર પાણી ફેરવી દેતા પણ હતા. આવાં જનતા માત્રને ત્રાસ અને પીડા આપે એવા કામોમાં રચ્યાપચ્યા રહેનાર રાજ-વલ્લભોમાં આપણે ખાસ કરીને, રાજ્યની સદર અદાલતના ન્યાયાધીશ શ્રી ડોસાભાઇ ખરશેદજી ગાંધીએ લખી રાખેલ રોજનિશીમાં નોંધેલ અબ્દ રહેમાન, મામદ પતંગીઓ, મહમ્મદખાં ઉસ્તાદ, મીયાં જાબરી, પાગાવાળો, યાકુબઅલી વગેરે મુસલમાન ઈસમોનાં નામો ગણાવી શકીએ છીએ. આ પ્રકારની નીતિ-ભ્રષ્ટતાના વંટોળિયામાં અણસમજુ લોકો ફસાઇ પડીને પૂર્વોક્ત હજુરીઆંઓ વગેરેની મદદથી પોતાની વિરૂધ્ધ થયલ હુકમનામાંઓની બજવણી પોતનાં ઘરો ઉપર થતી અટકાવવાને પોતાનાં ઘરોનું સોચું કે ખોટું વેચાણ નવાબ સાહેબને થઇ ગયાનું અદાલતોને જણાવવા લાગેલા અને બજવણીઓનું કામ અટકી પડેલું પણ હતું. નાનાં મહોટાં ફોજદારી કામોમાં પણ ડખલો વધી પડેલી અને ન્યાયાધીશો તથા દીવાન ખુદ પણ, આ બધો ચેપ ફેલાતો જતો હતો તોપણ તેને આંખ બંધ કરીને જોઇ રહેતા હતા ! આ વિષયને પ્રતિપાદિત કરનાર ઘણા દાખલાઓ અમે અત્ર આપી શકીએ તેમ છીએ, પરંતુ અતિ વિસ્તારના ભયે અમે તેમ કરતાં અટકીએ છીએ તથાપિ જે કોઈ પાઠકને અમારા આ કથા ભાગ પરત્વે શંકા થાય તેણે સ્વ. "કલ્યાણરાય જોશભાઇ બક્ષીનું જીવન વૃત્તાન્ત" એ નામના ગ્રંથનું **"અણુધારી ભીંસ"** મથાળાવાળું દશમું પ્રકરણ વાંચી લેવાની કૃપા કરવી એવી અમારી તેને નમ્ર યાચના છે. એટલુંજ નહિ, પરંતુ પુરુષોત્તમરાયજીવણજી જે કાગ મર આર. ઈ. હોલાડે ઇ. સ. ૧૯૧૭ માં ચલાવેલ છે તેના કાગળોનો ગ્રંથ જૂનાગઢ રાજ્યને દફતરે છે તેમાંથી પૂર્વોક્ત ડોસાભાઇ ગાંધીની અમેરૂ રોજનિશી "ક્યુ" અક્ષરાંકવાળી જોઇ લેવી એવી અમારી તેને ભલામણ પણ છે.

આમ એક તરફ જ્યારે હજુરીઆઓને, ઉપદ્રવ વ્યાપક બનતો જતો હતો ત્યારે બીજી તરફ રાજ્યના શાસનતંત્રને વીંખીપીંખી નાખી નિર્બલ બનાવવાને રાજ્યાધિકાર સેવી ઉચ્ચ કક્ષાના કેટલાક અમલદારોએ અંદુઆજતો પ્રયાસ શરૂ કરી દીધેલો હતો. ગયજી સાહેબે જો કે ગજનામું

પેશ કરી દીધેલું હતું તો પણ તેમણે તે મંજુર થયું નહિ ત્યાં સુધી પોતાના ભાગનું કામ કરવાનું સોત્સાહ ચાલુ રાખી વાર્ષિક આયવ્ય પત્રક (બજેટ) તથા બીજાં રાજ્યકાર્યો પુરાં કરી લીધેલાં હતાં, અને તે પરત્વે નિવેદન લેખ પણ દીવાનજીને સોંપી દીધેલ હતો. આ ઉપરાંત તેમણે જે સત્યપૂર્ણ ઇતિહાસ રૂપે આદરાય એવું એક મહત્પૂર્ણ કામ પણ પોતે આપેલ રાજીનામાને મંજુર થઇ આવતાં જે દોઢ માસ વ્યતીત થઇ ગયલો તેનો લાભ લઇને બાબી રાજકુળની સ્થાપના સોરઠમાં થઇ તે સમયથી માંડીને તે ઠેઠ ઈ. સ. ૧૯૦૨ આખર સુધીના એકસો પંચાવન વર્ષોના ગાળામાં જુનાગઢ રાજ્યને જે જે સમયે જે જે સયોગને આધીન થવું પડેલું અને તેના શાસનતંત્રમાં જે બધાં રૂપાંતરો થવા પામેલાં અને તેને પરિણામે તેને જે જે લાભહાનિનું ભોકતા બનવું પડેલું તે તે બધી રાજ્યોપકારક વાતોનો સાંગોપાંગ ગણાય તેવો એક સંક્ષિપ્ત અહેવાલ ઇતિહાસ હજુર અદાલત સભાસદ શુભાબદાસને હસ્તે તયાર કરાવી તેને છપાવી પ્રકટ કરી દેવડાવવાની યોજના રૂપે કરી લીધેલું હતું. આ ઇતિહાસ અંગ્રેજી ભાષામાં પણ બે સ્વતંત્ર ભાગમાં લખાયલો છે, અને તે એવી ઢબે લેખાવાયલો છે કે, તે ભવિષ્યનાં રાજ્ય શાસન તંત્રના વાહકોને માર્ગદર્શક તેમજ સોરઠી ઇતિહાસના પ્રેમીઓને ઉપકારક થઇ રહે તેવી માહિતી આપશે જ એ બે ગ્રંથોના નામ આ પ્રમાણે છે. **સોરઠના બાબી રાજકર્તાઓ અને તેમના રાજ્ય વહીવટનો સંક્ષિપ્ત વૃતાંત** Babi Rulers of Sorath with a Short account of their Administration.) અને (૨) **જુનાગઢ રાજ્ય વહીવટ અંગે રખાયલ કચેરીઓ દફતરો તથા ખાતાંઓના ઇતિહાસનો સાર** (A sysnopsis of the offices and Departments in the administration of the Babi Rulers of the Junagadh State.)" આ બે પ્રમાણ ગ્રંથો પૈકી પહેલામા દરેક નવાબના રાજકાળમાં થયલ મહત્ત્વનાં કાર્યો તેના સમયનું શાસનતંત્ર તેના રાજ્યકાળમાં રાજ્ય પ્રાપ્ત વાર્ષિક ઉપજ તથા તેમાથી થયલ ખર્ચ અને તે ખર્ચના પ્રાપ્ત થઇ શકયા તે પ્રકારો વગેરે બ.બતોનું મુદ્દાસર તથા રાજ્યમાં સંગ્રાયલ લેખ પત્રોથી પ્રતિપાદિત થઈ શકે તેવું વર્ણન અપાયલું છે, અને બીજા ગ્રંથમા જે તે નવાબના વખતમાં રાજ્ય કાર્યાર્થે જે બધા ખાતાઓ હતા અગર તેમાં નવું ઉમેરવું જે જે ખાતાનું કરવામા આવેલ તે તથા તેમનાથી કરાતાં કામો તે બધાં ખાતાઓના થયલ ક્રમિક વિકાસની ઇતિહાસની દૃષ્ટિએ આલેખવામાં

આવેલ છે. મતલબ કે આ બે ગ્રંથોને આપણે નવાબી રાજ્યદેશના **સર્વાંગ દર્શન સંગ્રહ** એવી સંજ્ઞા આપી શકીએ તેમ છીએ, અને એમ પણ કહી શકીએ કે, જે કોઈએ આ બે ગ્રંથોનું તટસ્થ તથા સૂક્ષ્મ બુદ્ધિથી અધ્યયન કરેલું ન હોય તેને આ નવાબી રાજ્યની શાસન વ્યવસ્થા અગર તો રાજ્ય કાર્યભારીઓથી કરાયલાં કામો પરત્વે કોઈપણ પ્રકારે અભિપ્રાય આપવાનો અધિકાર પ્રાપ્ત થતો પણ નથી. આ બે ગ્રંથો આપણા આ કથાવીરના 'કારભાર'ના સ્મારક સ્થંભો રૂપે આપણા ઇતિહાસ ' વિષયક વાઙમયમાં અમર રહે તેવા છે. અત્યુક્તિ તથા અલ્પોક્તિના અભાવવાળા આ બે ગ્રંથોમાંની હકીકતની ભૂતાર્થ શોભા તેમના લખાવનારની સત્યપુજકતાનો મહિમા વધારી દે તેવી છે, એટલું જ નહિ પરંતુ એ બે ગ્રંથોની અનુપમતાની દૃષ્ટિએ એમ પણ કહી શકાય છે કે આ બે ગ્રંથો લખાયા તે પહેલાં કે તે પછી જુનાગઢના બાબી નવાબોના શાસનકાળ પરત્વે જે જે પુસ્તકો લખાયલાં છે તે પૈકી કોઈને પુર્વનિર્દિષ્ટ બે ગ્રંથોની હારમાં કદિ પણ મુકી શકાશે નહી તેમ વળી બીજા કોઈ દેશીય રાજ્યોનો ઇતિહાસ પુર્વોક્ત બે ગ્રંથોની ઢબે લખાઇને પ્રકટ થયલો હોય એવું આપણે જોઇ શકતા પણ નથી. રાયજી સાહેબ એક વિનીત પડકાર મૂર્તિ હતા તેમણે હંમેશાં -પોતાના સેવ્ય રાજ્યના વિરોધી થઇ બેસતા બ્રિટિશ રાજદ્વારીય અમલદારોને, પોતાના આંતરબાહ્ય અપવાદકોને અને છેવટે પોતાને કલંકિત કરવાને માટે ઉધુક્ત થયલ સ્વસેવિત રાજ્યને પણ નિર્ભયતાપુર્વક પડકારેલ છે. આ હકીકતને પ્રાધાન્ય આપીને જો આપણે વિચારશું, તો પૂર્વોક્ત બે ગ્રંથોને તેમની રાજદ્વારીય દીર્ઘદૃષ્ટિના તેમજ સંભવિત વિકટ પરિસ્થિતિના પૂર સામે રચાયલ પાળ-સેતુબંધ-ના એક મહાકૃત્ય રૂપેજ આપણે ગણવા પડશે. આવા આ બે ગ્રંથોને, એમના નગર ત્યાગ પછી એમના વિદ્વેષીઓએ "યુગલનામું" નામ આપીને અંગ્રેજી ભાષાથી અજાણ એવા નવાબ રસુલખાનજીને એ પરત્વે ભરમાવવાનો પ્રયાસ કરેલો અને તેને પરિણામે તે ગ્રંથોની જેટલી નકલો જૂનાગઢના સરકારી છાપખાનામાં રહી ગયલી તે તમામને જપ્ત કરવામાં અને અલભ્ય બનાવી દેવામાં આવેલી પણ હતી. એ છતાં એ ગ્રંથો આજ સુધી ટકતા રહેલા છે અને તેમની ઉપયોગિતા સમજનારાઓ તેમનો ઉપયોગ યથા પ્રસંગ કરે છે અને કરતા રહેશે. રાયજી સાહેબ પછીના કાર્યભારીઓને એ બે ગ્રંથોનું ગૌરવ ઘટાડી દેવાની વૃત્તિ નવાબ સાહેબને રીઝવવાને ઇરાદે થઇ આવેલી હશે તેથી તેમણે પાછળથી "ધ ટાઇમ્સ ઓફ ઇંડિયા"ના તે સમયના ઉપ-અધિપતિ (મર)

સ્ટેન્લી રીડને હસ્તે, મ્હોટો ધનવ્યય કરીને એક અંગ્રેજી ઇતિહાસ ગ્રંથ તૈયાર કરાવેલો છે પણ ખરો. પરંતુ આ ઇતિહાસ ગ્રંથ સર સ્ટેન્લી રીડે એવી તો કુશળતાથી લખી આપેલો છે કે, તેને આપણે એક વાસ્તવિક ઇતિહાસના કરતાં એક રૂચિરા ગદ્યપદ્ય છંદમાં પ્રકટ કરાયલી સચિત્ર પ્રશસ્તિનું નામ આપી શકીએ. આવા આ ગ્રંથના વખાણનારાઓ એ ગ્રંથના પ્રાકટ્યથી આત્મસંતોષ મેળવી લીધેલો હશે; પરંતુ નવાબ સાહેબ સુલખાનજીને એ ગ્રંથના પ્રકાશનથી આનંદ થયો હશે કે નહિ તે એક પ્રશ્ન અનુત્તરીય રહેવાનોજ. છેવટે અમે અમારી આ જીવનકથાના પાઠકને, પૂર્વનિર્દિષ્ટ એ પ્રકારના ઇતિહાસ ગ્રંથોને તુલનાત્મક દૃષ્ટિથી વાંચી જવાની વિનતિ કરીને આ વિષયની સમાપ્તિ કરીએ છીએ.

પૂર્વોક્ત, રાયજીસાહેબના વારામાં પ્રકટ થયલ ગ્રંથદ્વય **"ચુગલનામું"** શબ્દ પ્રયોગથી નવાબ સાહેબને ઓળખાવાયલા તેથી તેમના મન ઉપર તે શબ્દનો સંસ્કાર કેટલો ઉંડો થયલો એ જોકે જાણી શકાયું નથી; તથાપિ મનુષ્યના મુખમાંથી નીસરતા શ્વાસની એકજ ફુંક ગમે તેટલા સ્વચ્છ દર્પણને મલિન બનાવી દે છે તેમ પૂર્વોક્ત શબ્દ પ્રયોગથી નવાબ સાહેબનું મન રાયજીસાહેબ પરત્વે લેશ પણ મલિન થયલું નહિ હોય એમ કહી શકાય નહિ. મનુષ્ય એક અદ્ઢ પ્રાણી છે એટલે તેને જો એક વાર પણ તેના સિધ્ધાંતથી કે માર્ગથી થોડોક પણ સ્ખલિત કરી શકાય છે તો પછી તેને અધિકાધિક સ્ખલિત કરવામાં સ્ખલન કરાવનારને બહુ શ્રમ ઊઠાવવો પડતો નથી, એ ન્યાયે આ "ચુગલનામું" શબ્દ રચનારાઓએ ગમે તેવી ખોટી ખોટી વાતો નવાબ સાહેબ કને રજુ કરવા માંડીને રાયજી સાહેબનો પક્ષ રાજ્યની નોકરીમાંથી નાબૂદ કરી નાંખવાના પ્રયાસો આરંભેલા હતા, અને તેને પરિણામે પહેલે ઝપાટે, ઈ. સ. ૧૯૦૩ ના ઉત્તરાર્ધમા દીવાન ચુનીલાલે એ રાજ્યની નોકરીમાં ભરેલા કેટલાક નાના નોકરોને 'રાયજીના વારાના' ગણીને ઘેર બેસાડી દેવામાં આવેલ, અને તે પછી રાયજી સાહેબના સગાસંબંધીઓ ઉપર ચઢાઇ લઇ જવામાં આવેલી હતી. દરમ્યાન દીવાન બહેચરદાસના ભાઇ ગોપાલદાસ દેશાઇ ભાવનગર રાજ્યમાંથી રજા લઇને જૂનાગઢ રાજ્યમાં નોકરીએ પોતાના ભાઇની મદદે આવી પહોંચેલા હતા, અને તેમણે બધી પરિસ્થિતિનું અવલોકન કરીને, બક્ષી છોટાલાલજીએ જેમ નવાબ સાહેબનું પડખું સાધી લીધેલું હતું તેમ પાટવીકુંવરનું પડખું સાધી લેવાની પ્રવૃત્તિ કરીને તેમના દેશીય સહચરને પદે તેઓ વિરાજી ગયેલા હતા. આ ગોપાલદાસજી અને તેમના મ્હોટાભાઇ દીવાન

બહેચરદાસના સ્વભાવ વચ્ચે ઘણો ફેર હતો. દીવાન બહેચરદાસ સાદા, સરલ, ઠંડા, અદ્દલ અને પોતા થકી ખટપટના ઉંડા પાણીમાં ઉતરે તેવી પ્રકૃતિ વિનાના અને દોરાયા દોરાય તેવા સ્વભાવના હતા. જ્યારે ગોપાળદાસજી ઉર્ફે નાના સાહેબ સ્વતંત્ર પ્રકૃતિના, ઉંડા પાણીમાં ઉતરે એવા, મનમાં આવે તેવું બોલી નાંખનારા, બુદ્ધિશાળી, અધિકારલોભી તથા પોતાનો પક્ષ જમાવી પોતાના પ્રતિપક્ષનો પરાભવ કરવાને પ્રયત્નશીલ રહે તેવા હતા. અહીં અમારે આ બે ભાઈઓના માનસ પરત્વે અણઉકેલ રહી ગયલી એક સમસ્યાની પૂર્તિ કરી લેવી પડે છે. રાયજી સાહેબ રાજ્ય સેવામાંથી ખસ્યા પછી પુર્વોક્ત બે ભાઈઓ જૂનાગઢ રાજ્યમાં મ્હોટા અધિકારપદે આવેલા તેથી તે સમયના ઘણા લોકો તેમને રાયજી સાહેબના વિરોધી ગણી રહેલા હતા. પણ કેટલીક હકીકતને આધારે અમે કહી શકીએ છીએ કે, આ ઉભય ભાઈઓ જોકે રાયજી સાહેબ ઉપર થતા અગર થનાર પ્રહારો અટકાવી શકેલા નહિ, તથાપિ તેમણે અવિરુદ્ધ વર્તન રાયજી સાહેબ ભણી રાખીને, પોતાના સ્વાર્થને હાનિ ન પહોંચે એટલે અંશે સાવધાન રહીને શક્ય તેટલી મદદ પરોક્ષ માર્ગે કરવાની બાબતે શિથિલતા બતાવેલી નહિ. આવા અમારા આ કથનની પુષ્ટિમાં અમે અનેક દાખલા આપી શકીએ તેમ છીએ. નવાબ બહાદુરખાનજીએ રાયજી સાહેબને બગડુ મહાલ તાબે 'મહાદેવીઆ' નામક ટીંબાની જમીન ઇનામમાં આપેલી તે ઉપર રાયજી સાહેબે પોતાને ખર્ચે 'બહાદુરપુર' નામનું ગામ વસાવેલું હતું, અને વળી જૂનાગઢ તળમાં નવાબ મોહોબતખાન તથા બહાદુરખાન–એ બંનેએ રાયજી સાહેબને પોતાને વાસ્તે એક બાગ બનાવવા અર્થે થોડીક જમીન પણ આપેલી હતી, અને એ જમીન ઉપર તેમણે એક પાકા કુંડ જેવા કુવાવાળો સુંદર બગીચો બનાવેલો પણ હતે, રાયજી સાહેબે જૂનાગઢ છોડ્યું તે પછી જે ખટપટ ઊભી થઇ અને જેને પરિણામે પુર્વોક્ત ગામ તથા બાગને રાજ્ય જપ્તીમાં લેવાયલ તે ખટપટ રાયજી સાહેબના વિરોધી છોટાલાલ બક્ષી વગેરેથી રચાયલી હોઇને એ મિલ્કત જપ્તીમાં લેવાનો હુકમ દીવાનજી તરફથી થનો જોઇએ એવો શાસનપ્રબંધ હે ઇને દીવાન બહેચરદાસે ગમે તે વિધિએ, અપાયલ આજ્ઞાને અનુવર્તી રહેલા પહેલાં રાયજી સાહેબના જે કારભારી જૂનાગઢમાં હતા તેમને થનાર હુકમની અગાઉથી ખબર પહેંચાડીને એ ગામ તથા બાગમાંથી જે કાંઈ મિલ્કત ખસેડવા જેવી હોય તે ખસેડી લેવાનો માર્ગ મોકળો કરી આપેલો હતો. આ એક સત્ય ઘટના છે અને તે અમારી જાણમાં તે વખતથીજ છે. હવે અમે બીજી એક વાત અમારા વિધાનની પુષ્ટિમાં કહેશું. દીવાન

બેગ સાહેબના વાગમાં ઇ. સ. ૧૯૦૬ની સાલે રાયજી સાહેબ સામે ફોજદારી કામ ચલાવવાની જે યોજના થતી હતી તે વખતે ગોપાલદાસજી જૂનાગઢમાં હતા એટલે તેમને જ્યારે તા સાતમી સપ્ટેંબરે સદર અદાલતના ન્યાયાધીશ ડોસાભાઇ ગાધી મળવાને માટે સહજ ગયલા ત્યારે પૂર્વોક્ત કામ ચલાવવાને માટે નિયુક્ત થયલ તપાસ પચની આ નાના સાહેબને ખબર પડી ગયલી એટલે એમણે એ પગલા સામે નાપસંદગી બતાવતાં એ ડોસાભાઇને આ પ્રમાણે કહેલું હતું—"××× ××× તપાસપંચ નીમાયુ છે અને તમે પોતે તથા ગુલામ મહમદ તેમા સભ્યો છો. (આ કામ ચલાવવાને) દીવાન સાહેબ નિર્બન્ધ (સતત્ આગ્રહી) છે. તેઓ જે આ કામ કરી રહેલા છે તે સારૂ નથી. ×××" નાના સાહેબના આ ઉદ્ગારો તેમની રાયજી સાહેબ પ્રતિ જે અવિરુધ્ધતા હતી તે તથા એક પ્રકારે તરફેણ બતાવનારી છે. એમ હરકોઇ તટસ્થ વિચારક કહી શકશે આમ હોઇને અમે કહી શકીએ છીએ કે, રાયજી સાહેબ ગયા પછી, રાજ્યકાર્યમા સમર્થ ગણાયલા તેમના સ્નેહી સંબંધીઓને રાજ્યની નોકરીમાંથી કાઢી મૂકવાને માટે જે પ્રવૃત્તિ થયલી તેનુ ઉદ્ભવ સ્થાન નવાબ સાહેબ તથા યુવરાજ એ ઉભયના મહાલયો હતા અને એ મહાલયોમાં લપાઇને બેસી રહેલ બક્ષી છોટાલાલજીએ સ્નેહી સબધીઓને ઘરભેળા કરી દેવડાવવાને માટે શકય તેટલી નવાબને ઉશ્કેરણી કરી રહેલા હતા. આમ કરવામા તે છોટાલાલજીનો મુખ્ય હેતુ તો તેવા રાજ્યની નોકરીમાથી દૂર કરાયલઓને ઠેકાણે પોતાના લાગતા વળગતા તથા વિશ્વાસપાત્ર પુરૂષો ગોઠવી દઇને પોતાનો શ્રેષ્ઠાધિકાર રાજ્યમાં સ્થાપી બીજો રાયજી બનવાનો હશે એમ સમજી શકાય છે પણ તેમની પાસે કાર્ય સમર્થ માણસો ન હતા એટલે તેઓ ,રાયજી સાહેબની પેઠે પોતાનો કારભાર જમાવવાની બાબતે નિષ્ફળ નીવડેલા હતા, અને તેને પરિણામે રાજ્યને તથા પ્રજાને સોસવું પડેલું પણ છે. આમ બક્ષી છોટાલાલ જ્યારે પોતાનુ બળ જમાવવા તથા વધારવાને કૂદી પડેલા ત્યારે દીવાન બહેચરદાસના પડખામા રહીને ગોપાલદાસજી પણ પોતાના પક્ષને સબળ કરી તેના મુળ રાજ્ય ભુમિમા ઉંડા ઊતારવાને મથી રહેલા હતા. આમ રાજ્યમા એક બીજાની સામે ઘુરકી રહેલા બે પક્ષોની ઉત્પત્તિ થઇ આવતા જે વલોણુ થયલુ તેને પરિણામે નવનીત નીકળવાને બદલે જે ઝેર પેદા થયલુ તેણે આ ભાગી રાજ્યને છેવટે આત્મઘાત કરવાને માર્ગે મૂકી દીધેલું હતુ અને એ આત્મઘાત અંતે થયલો આપણા જોવામા પણ છે. અહી આપણે નવાબ સાહેબ રસુલખાનના મનોભાવના

પ્રકાર પરત્વે એક વાતનો ઉલ્લેખ કરી લેવો એ ઇષ્ટ છે. નવાબ સાહેબે દીવાનજી ચૂનીલાલને ઠેકાણે બહેચરદાસને બેસાડી પોતાના કુળની જુની રાજ નીતિ પ્રમાણે કરેલું ખરું; પણ તેમને રાયજી સાહેબવાળા નાયબ દીવાનને પદે કોઈને બેસાડી ન દેતાં એ પદ ખાલી રાખેલું અને તેમના વાળી કચેરીના મકાનને પણ તાળું દેવડાવી દીધેલું હતું ! આ હકીકતે નવાબ સાહેબની સુગઢ પરત્વે વિવિધ તર્કો કરી શકાય. નવાબ સાહેબ પાકા હતા અને તેઓ કોઈ રમત ખેલી રહેલા હતા એવું અનુમાન તેમણે ભરેલ અનેક પગલાંઓ ઉપરથી નીકળી શકે છે. અજાણ્યા પરદેશીને રાજ્યની મ્હોટી જગાએ ન બેસાડવો એ તેમનો સિદ્ધાંત હતો અને એ સિદ્ધાંતને અનુસરીને ગુલાબદાસજી ગયા પછી તેમની હજૂર અદાલતના ન્યાયાધીશની જગાએ તે ચતુર નવાબે બક્ષી છોટાલાલને ગોઠવી દીધેલા હતા પણ બક્ષીજીને પદ્ધતિ પુર્વક ન્યાયાલયમાં બેસીને કામ કરવાની ટેવ છુટી ગયલી એટલે અગર તો નવાબ સાહેબના અખંડ સંપર્કમાં ન રહી શકાય તો રાજ્યમાં પોતાની શ્રેષ્ઠાધિકારિતાને ઝાંખપ આવવાનો વારો આવી જશે તેવી ભીતિને લીધે તેઓ પોતાની ફરજ બજાવવામાં એટલા તો મંદોત્સાહ, ઉદાસીન અને અનિયમિત બની ગયલા કે ન્યાયખાતાની પવિત્રતા દુષિત થવા માંડેલી અને તેઓ ઉછૃંખલ હજુરીઆઓ વગેરેના ન્યાયના કામમાં આડા પડવાના પ્રયાસોને અટકાવી શકેલા પણ નહિ. પરિણામે એ સર્વોપરિ ન્યાયાસન ઉપર રાજ્યથી પરિચિત એવા એક નિવૃત્ત પણ સમર્થ નોકર શ્રી કલ્યાણરાય જોહાભાઈ બક્ષી કે જેઓ જૂનાગઢ રાજ્યની નોકરીમાંથી જઈ ઇડર રાજ્યના દીવાનને પદે ગયલા તેમને પુનઃ બોલાવીને સ્થાપી દેવાની નવાબ સાહેબને ફરજ પડેલી હતી. કલ્યાણરાયજી એ પ્રમાણે સર્વોપરિ ન્યાયાધીશ બનીને આવેલા તો ખરા; પરંતુ ન્યાયખાતાની પ્રતિદિન વધતી જતી દુર્દશાને તેઓ ખાળી શકેલા નહિ અને અંતે તેમને પણ રાજ્ય સેવામાંથી સ્વેચ્છાએ નીકળી જવું પડેલું હતું. આ વિષય પરત્વે આપણે હવે પછીના પ્રકરણમાં વાંચી શકશું એટલે આ કથા આટલેથી અમે અટકાવીએ છીએ.

ઉપર અમે સુચવી ગયા છીએ તેમ ગોપાળદાસજીના આગમન પછી રાજ્યાધિકાર પ્રાપ્ત કરવાને બે પક્ષો ઉભા થયલા હતા. એક પક્ષની સરદારી બક્ષીજીની હતી અને બીજાની સરદારી ગોપાળદાસજીની હતી. દીવાન બહેચરદાસનો એટલે કે ગોપાળદાસનો પક્ષ આરંભ કાળમાં નાનો અને નિર્બળ હતો તેને મહેટો તથા સબળ બનાવવો અને બક્ષીજીના પક્ષને તોડી

પાડવો એ ગોપાળદાસજીનું પ્રથમ કર્તવ્ય થઇ પડેલું હતું અને તેથી તેમણે પોતાની મદદે નડિયાદવાસી પાટીદાર ગૃહસ્થ ગોકુલભાઇ બેરીસ્ટરને રાજ્યસેવામાં આણી મુકી બીજા કેટલાક પાટીદારોની આયાત પણ કરેલી. બક્ષી છોટાલાલે પણ રાયજી સાહેબના સગા સંબંધીઓ પૈકી ઘણાને નોકરીમાંથી દુર કરાવી તેમનાં સ્થાનો ઉપર પોતાના સગા સંબંધીઓને ગોઠવાવી દીધેલા. આમ આ બેય પક્ષો પોતપોતાનું બળ વધારવા મથેલા ત્યારે ત્રીજી તરફ શાહજાદા શેરજુમાખાનજી રાજ્યના મહાલોમાં પોતાના અંગ્રેજ તથા દેશી સહચરો આદિ સાથે ફરીને નાગર વહીવટદારો તથા ફોજદારોને ઉધડા લઇને નોકરીમાંથી રજા દેવાની પ્રવૃત્તિ કરી રહેલા, એટલું જ નહિ, પણ એ પ્રમાણે ખાલી કરાવાતી જગાઓ ઉપર કારકુની કરવાને પણ અપાત્ર ગણાય તેવા તથા માંડમાંડ વાંચી વિચારી શકે એવા મુસલમાનોને નિયુક્ત કરાવવાનો ધંધો આદરી બેઠેલા હતા અને તેને પરિણામે તેનો શાહજાદાના આશ્રિત જેવા વહીવટદારો તથા ફોજદારો એટલા તો ઉચ્છૃંખલ બની ગયલા કે, વહીવટી તથા બંદોબસ્તી પોલીસ ખાતામાં અનિષ્ટ સડો દાખલ થઇ ગયલો અને તેના છાંટા છેક ન્યાયખાતાને પણ ઊડવા લાગેલા. આ પ્રમાણે બ્રિટિશ સરકાર જુનાગઢના મુસલમાની રાજ્યમાં મુસલમાન નોકરો વધારે સંખ્યામાં હોવા જોઇએ એવો જે ઉપદેશ કરી રહેલ તે ઉપદેશ શાહજાદા મારફત અમલમાં આણાતો જતો હતો અને રાજ્ય નબળું ને વધારે નબળું પડવા પણ મંડેલું. અર્થાત્ જેના હાથમાં તેના મ્હોમાં એ ન્યાયે એક કાળે અભેદ્ય ગણાયલ શાસનતંત્રમાં ભેદી શકાય તેવા પ્રકારે રૂપાંતર થોડા વખતમાં થઇ બેઠેલું, અને અજ્ઞેય મનોભાવવાળા નવાબ સાહેબ તો બેલગામ બની ગયલ શાહજાદા તથા રાજપુરુષોથી રચાતા ખેલો જોઇ રહેલા હતા, અને છેવટે તેમણે રાજ્યના નોકરોની બાદલી, બરતરફી તેમજ બઢતી એ બધી બાબતો પોતાના અધિકારમાં રાખી લેવાનું પગલું ભરીને પુર્વોક્ત ત્રણ પક્ષો પૈકી કોઇપણ પક્ષ પોતાનું બળ વધારવાને પરદેશમાંથી કોઈપણ પુરુષની આયાત રાજ્યમાં ન કરી શકે એવી યોજના કરીને એ ત્રણે પક્ષની મુરાદોને સફળ થવાના માર્ગને રૂંધી દીધેલો પણ ખરો પરંતુ જે કોઇ એક વ્યક્તિના રાગદ્વેષનું સંક્રમણ બીજી વ્યક્તિ સાથે સંકલિત હોય તેવી વ્યક્તિઓ પરત્વે થાય છે એવો જે મનોધર્મ વિધાનો સિદ્ધાંત છે તે અનુસાર, ઉપર પ્રમાણે ઉદ્ભવેલ ખટપટને પરિણામે ગોપાળદાસ રચિત પાટીદાર પક્ષ અને બીજી તરફ બક્ષી છોટાલાલ રચિત નાગર પક્ષ એ બે વચ્ચે રાજ્યાધિકાર પ્રાપ્ત કરી લેવાને માટે અણછાજતી સ્પર્ધા મંડાઇ ગયલી હતી. પરંતુ ગોપાળદાસે જે ઢબ પકડેલી

તે એ કે, તેમણે બ્રિટિશ અમલદારોની તથા યુવરાજની મદદથી વિજય મેળવવાની આશા રાખેલી હતી. પરંતુ ખરી વાત એ હતી કે, નવાબ સાહેબે જોકે ગમે તે કારણે રાયજી સાહેબને તથા તેના કેટલાક સગાસંબંધીઓને નોકરીમાંથી છૂટા કરેલા હતા, તો પણ તેમને નાગર નામ પ્રતિ દ્વેષ થઈ આવેલો નહિ અને તેથી તેમણે સેવામુક્ત થયેલ નાગરોને ઠેકાણે બીજા નાગરો ગોઠવી દીધેલા પણ હતા. પરિસ્થિતિ અગર વસ્તુસ્થિતિ આવી હતી છતાં નાનાભાઈએ શાહજાદાની આગેવાની નીચે રહીને નાગર નામ માત્રને અભડાવી દઈને તેમને રાજ્યસેવામાંથી ઉન્મૂળ કરવાને પ્રયાસ કરેલો હતો. આ પ્રયાસ તે "ભક્ત કવિ નરસિંહ મહેતા"નું નાટક. એકસો વીશ વર્ષો પહેલાં દીવાન અમરજીને પોતાના માર્ગમાં શલ્ય રૂપે ગણનાર ગોંડળના સ્વામી કુંભાજીએ ખટપટ રચાવીને એ સમયના નવાબને પોતાના અનન્ય રાજ્યભક્ત દીવાન વિરુદ્ધ ભંભેરીને મૃત બનાવેલ તેમ ગોપાળદાસભાઈએ "મોરબી વાંકાનેર નાટક કંપની"ને સાધીને પૂર્વોક્ત ભક્તરાજનું લોકપ્રિય નાટક તે નાટક મંડળી પાસે ભજવાવવાનો પ્રબંધ કરી તેમાં નરસિંહ મહેતા જેવા સાધુ પુરુષના મુખે નાગર માત્રને ઘૃણાપાત્ર ઠરાવે એવા શબ્દો બોલાવવાની યોજના કરેલી હતી. અને તે કરવામાં તેમણે પોતાની મદદે પારસી ગૃહસ્થ પૂર્વનિર્દિષ્ટ ગોકુલભાઈ મુન્શીને લીધેલા પણ હતા. એ પછી એ નાટક રાજ્યને ખર્ચે ભજવાવવાની ગોઠવણ કરીને તે જોવાને માટે સોરઠ પ્રાંતના તે સમયના બ્રિટિશ પોલિટિકલ એજંટ મેજર બીલને તેમણે આમંત્રેલા પણ હતા. આ નાટક લોકરંજનાર્થે કરાવાય છે એવો દેખાવ કરવાના હેતુથી તેમણે બહાઉદ્દીન કોલેજના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓને પણ આ નાટક જોવાને આમંત્ર્યા. અને તે ઉપરાંત યુવરાજ, કેપ્ટન કાર્નેગી તથા રાજ્યના કેટલાક અમલદારો વગેરેનું મંડળ પણ ત્યાં આમંત્રાયલું હતું. પરંતુ અંગ્રેજ અમલદારોને આ નાટકનુ વસ્તુ યથાર્થ રૂપમાં સમજાય અને એ નાટક કરાવવામા જે ગુપ્ત હેતુ હતો તે બર આવે તેટલા સારૂ એ નાટકના વસ્તુને સંક્ષેપમાં દર્શાવતી એક અંગ્રેજી પત્રિકાની જરૂરત દેખાયાથી; એટલે તે જરૂરતને પહોંચી વળવા ગોકુલભાઈને હાથે એવી એક પત્રિકા લખાવવામાં આવેલી, અને તેની છાપેલી નકલોની વહેંચણી પ્રેક્ષક વર્ગમાં કરવામાં આવેલી હતી. આ પત્રિકા છપાયા પહેલા ગોપાળદાસભાઈથી જોવાઈ તપાસાઈ નહિ હોય એવું કહી શકાય નહિ. આ પત્રિકામા, નરસિંહ મહેતાનો વેષ ભજવનાર એક પ્રસંગે પોતાના મુખથી, "કુમાર્ગે મેળવેલ ધન નાગરો ભોગવતા રહે ( Let the Nagars enjoy their ill-gotten

wealth)" એવા નિંદ્ય શબ્દોમાં નાગર, સમસ્તને આશીર્વાદ આપે એવી યોજના કરાયલી હતી. આ યોજનાને એક ભ્રષ્ટ માનસનું સંતાન ગણી શકાય. પૂર્વોક્ત શબ્દો નરસિંહ મહેતા જેવા મહા ભક્તરાજના મુખમાંથી ઝરે એ હકીકત જ એ ભક્તરાજના ભારતમાન્ય મહિમાને દૂષિત કરે તેવી હતી; એટલું જ નહિ, પરંતુ એ કુત્સિત વચનનો 'હાલના નાગરો ખોટે માર્ગે પૈસો મેળવનારા છે એવો વ્યંજિતાર્થ સમસ્ત નાગર નાતિને હાનિકર નીવડે એવી સંભવિત ભ્રામક છાપ અંગ્રેજ અમલદારો, રાજકુળ તેમજ નાગર સિવાયના પ્રેક્ષકોના મન ઉપર પાડે એવું એ વચન તીવ્ર વિષમય પણ હતું. કાઠિયાવાડના અંદરના તથા બહારના રાજદ્વારીય પ્રવાહોનું અનુભવસિદ્ધ જ્ઞાન પોતાને મળ્યા પછી જ રાયચ્છ સાહેબે જૂનાગઢ રાજ્યની પ્રજાને અને તેટલી મજાગ મનાવવાના હેતુથી જ બહાઉદ્દીન કૉલેજની સ્થાપના કરેલી છે એ વાતનું તેમજ તેનાં ફળ દેખાવા પણ લાગ્યાં છે એ હકીકતનું ભાન આ બે આદ્ય ગકારવાળા નામધારી રાજપુરૂષોને કેમ રહ્યું નહિ હોય એ એક જવાબ માગતો સવાલ છે. નાટક આરંભાયું અને પ્રવેશ પછી પ્રવેશ ભજવાતો ગયો ત્યાં સુધી તો નાટક-શાળામાં શાંતિ વ્યાપી રહેલી હતી. પરંતુ એક પ્રવેશ એવો આવ્યો કે, તેમાં પૂર્વનિર્દિષ્ટ શબ્દો નરસિંહ મહેતાનો વેષ ભજવનાર તે સમયના મશહૂર નટ ત્ર્યંબકલાલ ત્રવાડીના મુખમાંથી નીકળ્યા સંભળાયા અને તરત જ આખી નાટકશાળા વિદ્યાર્થી ગણના તિરસ્કાર દર્શક પાદપ્રહાર તથા ગર્જનથી શાહજાદાને તેમજ આમંત્રિત મંડળીને એટલી તો અણગમતી થઈ પડેલી કે, તેમને સ્વમાનપાલનાર્થે તે છોડીને ચાલી નાસવું પડેલ હતું. એ છતાં વિદ્યાર્થીઓનું તાફાન ચાલુ જ રહ્યું, અને નાટક સમાપ્ત થયું ન થયું એટલામાં તો ન્યાતજાતનો ભેદ રાખ્યા વિના સ્થાનિક વિદ્યાર્થી યુવકો એકરૂપ બનીને શહેરમાં હોકારો મચાવતા અને બનેલ હકીકતથી નગરજનોને વાકેફ કરી નરસિંહ મહેતાનું અપમાન કરનાર સામે યોગ્ય પગલાં ભરાવવાને માટે તેમને ઉશ્કેરવા મંડી પડેલા હતા. આ નાટક દિવસના ભાગમાં થયલું એટલે સાંજ તથા રાત્રિએ યુવકોને યથાશક્તિ પ્રવૃત્તિ આ પ્રસંગે કરવાને ઠીક અવકાશ આપેલો. પેલી અંગ્રેજી ચોપાનિયાની કેટલીક નકલો આ યુવકોના હાથમાં આવી ગયલી. એના લખનાર લખાવનારાએ એના વહેંચાયલી નકલો જ્યાં ત્યાંથી પાછી મેળવી લેવાના પ્રયાસો કરેલા. પરંતુ તમામ નકલો તેમને પુનઃ પ્રાપ્ત થઈ શકેલી નહિ. યુવકો ઉશ્કેરાઇ ગયલા હતા અને અગ્રગણ્ય જનતાની સહાનુભૂતિ તેઓ મેળવી શકેલા હતા. એમ ચર્ચામાં ને ચર્ચામાં ચાર પાંચ

નિમેલો વ્યતીત થઈ ગયા એટલામાં તો "ધ કાઠિયાવાડ ટાઈમ્સમાં" આ પ્રસંગ પરત્વે સખ્ત ટીકા કરતો એક અંગ્રેજી લેખ પ્રકટ થવા પામેલો અને નાગરોની બદનક્ષી તથા નરસિંહ મહેતાને ઊતારી પાડયા બદલ રાજકોટના તથા કાઠિયાવાડના ઈતર ભાગોના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં આ પ્રસંગે ગંભીર ચર્ચા તથા વિચારણાનું રૂપ ધારણ કરી લીધેલું પણ ખરૂં. પરિણામે નાના સાહેબ ઉર્ફે ગોપાલદાસજીએ સમયસૂચકતા વાપરીને અગ્રગણ્ય યુવકોને પોતાની પાસે બોલાવીને સમાધાનવૃત્તિથી ઉપડેલા તોફાનને શમાવી દીધેલું,. અને અંતે ગોકુલભાઇ રાજ્યની નોકરી છોડીને ચાલતા પણ થઇ ગયા હતા. આ બનાવ અંગે અમે એટલુંજ કહેશું કે, 'નાગરો અવળે માર્ગે ધન કમાનારા છે' એવો પ્રચાર પૂર્વોક્ત નાટક દ્વારા કરવાની યોજના કર્યાને બદલે જો ગોપાલદાસજીએ પોતાના બુધ્ધિ સામર્થ્યનો ઉપયોગ, નાગરોએ અનિષ્ટ માર્ગે મેળવેલ કોઇ પણ પ્રકારની સંપત્તિ ગોતી કાઢવામાં કરીને દુરિત જનોને સજાએ પહોંચાડવાનો પ્રયાસ કરેલો હોત તો એક તરફ જેમ રાજ્યકલ્યાણ તેઓ સાધી શકત તેમ બીજી તરફ પોતાની નીતિ રીતિને શ્રેષ્ઠ કક્ષાની ગણાવનાર નાગરો પોતાનામાં પ્રવેશેલી ભ્રષ્ટતાનો પુરાવો મળતાં તેવી ભ્રષ્ટતાને અટકાવવાની પ્રવૃત્તિ કરવાનું સૂઝાડનાર પૂર્વોક્ત રાજપુરૂષોનો ઉપકાર પણ માનત. આ સ્થળે એટલું પણ નોંધી લેવું પડે છે કે, ગયજી સાહેબના વારામાં જૂનાગઢના યુવકોએ ઇ. સ. ૧૯૦૧ સાલમાં "ધ જૂનાગઢ યુનિયન ક્લબ એટલે કે જૂનાગઢ ઐકયવર્ધક સભા" નામની એક સાર્વજનિક સંસ્થા, ઉછરતી પ્રજામાં સદાચાર નિષ્ઠાજનિત હૃદયબળ તથા સમયોચિત બૌદ્ધિક ઉત્કર્ષ સાધતાં રહેવાની વૃત્તિ જગાડવાનો આદર્શ કલ્પીને સ્થાપેલી હતી. તેણે પૂર્વોક્ત પ્રકારનો સંક્ષોભ ઊભો કરેલો અને રાજપુરૂષોને પીછે હઠ કરવાની ફરજ પાડેલી પણ હતી. જૂનાગઢના રાજપુરૂષોને નમાવનાર આ પ્રસંગ અચૂક ઇતિહાસમાન્ય ગણાશેજ.

પૂર્વોક્ત બધી હકીકતનો સાર એટલો જ છે કે, જૂનાગઢ રાજ્યના મંત્રિમંડળ પરત્વે જે પરિવર્તન થયનું તેને પરિણામે રાજ્ય શાસનાધિકાર પોતપોતાના હાથમાં કેન્દ્રિત કરવાને માટે વસ્તુતઃ (૧) બક્ષી છોટાલાલનો, (૨) દીવાન બહેચરદાસ તથા શાહજાદા શેરજુમાખાનની હુંફે પરિપુષ્ટ થના-જતા એ દીવાનજીના ભાઇ ગોપાલદાસનો, અને (૩) નવાબ સાહેબ રસુલખાનજી ખુદનોઃ- એમ ત્રણ પક્ષો પ્રયત્ન કરી રહેલા હતા; અને એ ત્રણે વચ્ચે જે ખેંચતાણ થઇ રહેલી હતી તેને લીધે રાજ્યમાં પ્રતિદિન અરાજકતા વધતી ગયેલી.

હતી. અને રાજ્યનાં નાણાંનો પણ દુર્વ્યય થવા માંડેલો હતો. દાખલા તરીકે અહીં નોંધી શકાય છે કે, "રેલ્વે ખાતાની" ઉપજની જે હુંડીઓ આવતી તે પ્રથમ દીવાન-કચેરીમાં આવતી અને તે પછી તેનાં નાણાં રાજ્યકોશમાં ભરાવી દેવામાં આવતાં હતાં એવો શિરસ્તો પ્રથમથી જ શરૂ કરાયલો હતો તેને બદલે આ દીવાન બહેચરદાસજીના બીજા વારના કારભારકાળમાં એ હુંડીઓનાં નાણાં વગર હિસાબે બારોબાર ગમે ત્યાં વેડફાઇ જવા લાગ્યાં હતાં ! આમ આગગાડી-ખાતા અંગે રાજ્યને જે કમાણી થતી હતી તે ગુમ થવા માંડેલી તે વાતની જાણ મોડી મોડી પણ નવાબ સાહેબને થયેલી એટલે એઓશ્રીએ પણ તે ઉપજમાંથી થોડો ઘણો ભાગ મેળવવાનું શરૂ કરીને પોતાના ખાનગી તોષાખાનામાં તેનો ઉમેરો કરાવવા માંડ્યો પણ ખરો. આમ જે નાણાં રાજ્યના મોટા તોષાખાનામાં જ સંચિત થવાં જોઇતાં હતાં તે નાણાં કાં તો બારોબાર ગુમ થઈ જતાં હતાં અગર તો નવાબ સાહેબના ખાનગી તોષાખાનામાં જઈ પડતાં હતાં. નવાબ મરહૂમ રસુલખાનજીનાં દેહાંત પછી બ્રિટિશ વાલી વહીવટદારે મુંબઈના સોલિસિટર રા. ભાઇશંકર પાસે રાજ્યના આ મોટા તેમજ નાના એટલે કે ખાનગી તોષાખાનાનો જે હિસાબ તપાસાવેલો છે અને તે હિસાબ તપાસીને જે અહેવાલ તેમણે બ્રિટિશ વાલી-વહીવટદારને સોંપેલો છે. તેમાં તેમણે ઇ. સ. ૧૯૦૪થી ઈ. સ. ૧૯૧૦ એટલે કે રાયજી સાહેબવાળું કાર્યકારીમંડળ જૂનાગઢ છોડીને ગયા પછીનાં વર્ષોમાં થવા પામેલ નાણાંની અનેક પ્રકારની દુર્વ્યવસ્થા તથા તેમનો દુરૂપયોગ થયાના સેંકડો દાખલા ગોતી કાઢીને આ સાત વર્ષની મુદતમાં જે રૂપીઆ એક કરોડ લગભગનો દુર્વ્યય થયલો છે તે વિસ્તાર પૂર્વક જણાવેલો છે, એમ અમે જાણી શક્યા છીએ. આ અહેવાલ પરત્વે અમારે સખેદાશ્ચર્ય સાથે લખવું પડે છે કે, બ્રિટિશ વાલી વહીવટદારે ગમે તે કારણે એ રા. ભાઇશંકરજી તરફથી રજુ કરાયલ અહેવાલને ગુપ્ત રાખીને તેમાં બતાવાયલ દોષોને માટે જવાબદાર ગણાય તેવા ઇસમો સામે વિધિપુરઃસર પગલાં ભરવાની વાતને પડતી મુકી પોતાના કર્તવ્યની ઉપેક્ષા કરી ભવિષ્યના ઇતિહાસકારોને અનેક કુશંકાઓ ઉઠાવવાનો અવકાશ આપેલો છે. અર્થાત રાયજી સાહેબનાં અધિકાર કાળમાંના જે શાસન પ્રબંધને છેક ઇ. સ. ૧૯૧૭-૧૮મા પણ સર આર. ઇ. હોલાંડે "કાર્યસમર્થ" ગણી બતાવેલો છે તે, આ બહેચરદાસજીના વારામા છિન્ન ભિન્ન થઇ ગયેલો હતો અને તેને ઠેકાણે તેમા અનેક પ્રકારની વિપર્યસ્તતા તથા અરાજકતા આવી બેઠેલી હતી. નવાઇની વાત તો એ છે કે, બહેચરદાસજી

પર્જ. (મર) મીરજાં અમામ અલી બેગ જેવા બ્રિટિશ સરકાર તરફથી સર્વ કુશળ ગણાયલા રાજપુરૂષ દીવાનને પદે આવેલાં તે છતાં તેઓ પણ, ગમે તે કારણે, ભગ્ન થયલ રાજ્યની શાસન વ્યવસ્થાને દુરસ્ત કરી શક્યા નહિ; એટલું જ નહિ, પરંતુ તે અધિકાધિક ભગ્ન થતી તથા ભ્રષ્ટ થતી ગયલી તોપણ તેઓ તે તરફ પોતાની આંખો બંધ રાખીને પ્રાપ્ત થયલ દીવાનગીરીને વળગી રહેલા પણ ખરા ! રાજ્યના કે રાજકુળના હાલ ગમે તેવા થાય તેમાં આપણે શું. એવા કોઈ સ્વાર્થ સાધક હેતુએ આ ઉભય દીવાનજીઓને પોતાના સાચા કર્તવ્યને ભુલાવ્યું તો નહિ હોય ? !

હવે આપણે અહીં આ કથા નાયકને લગતી એકમુદ્દાની વાત વર્ણવીને આ પ્રકરણને સમાપ્ત કરશું. આ મુદ્દાની વાત રાયજી સાહેબને સર્વથા પાયમાલ કરવાને માટે જે અધમ તરકીબો તેમના વિરોધીઓએ રચેલી તેમને લગતી છે. રાયજી સાહેબે જુનાગઢ છોડયું તે પછી પણ નવાબ સાહેબ રસુલખાનજી પોતાના મનથી રાયજી સાહેબના પ્રશંસક બની રહેલા હતા; એટલે કોઇક દિવસે પણ નવાબ સાહેબ એમને ફરીથી રાજ્યમાં સ્થાપિત કરશે એવી ભીતિ એ તેમના શત્રુગણને હતી. અને તેથી તેમણે એક પછી એક કારસ્તાન રચીને નવાબ સાહેબને પુરૂષોત્તમરાયજીના પાકા વિરોધી બનાવી દેવાના પ્રયાસો આરંભી દીધેલા હતા. એ શત્રુગણે જે પહેલું કાવતરું રચેલું તેનું રૂપ આ પ્રમાણે હતું. આગલા નવાબ સાહેબ બહાદુરખાનજીએ રાયજી સાહેબને તેમની રાજ્ય સેવાથી પ્રસન્ન થઇને બગડુ મહાલ તાબેનો 'મહાદેવીઆ' નામથી ઓળખાયલો રીબો ઇનામમાં આપેલો, અને તે ઉપર રાયજી સાહેબે પોતાના ખાનગી ખર્ચે "બહાદુરપુર" નામનું ગામ વસાવેલું હતું. રાયજી સાહેબના વિરોધી પક્ષી છોટાલાલે, આ ગામ વસાવવામાં રાયજીએ ગિરજંગલમાંથી કાટ મફત મેળવેલો છે અને તેથી રાજ્યને નુકસાન થયલું છે એવી મતલબનો એક અહેવાલ મોકલી આપવાની પ્રેરણા બગડુ મહાલના વહીવટદાર રા. કૃપાશંકર મનાશંકર વસાવડાને કરેલી પરંતુ જે કાટ (લાકડાં) રાયજીસાહેબે ગિરજંગલમાંથી મેળવેલ તે તેમણે તેની કિંમત ચૂકવીને ખરીદેલો હતો અને જે નાણાં તેમણે મહાલના ખજાનામાં ભરેલાં તેની પહોંચો પણ તેમણે મેળવી લીધેલી હતી. આમ હોઇને પૂર્વોક્ત વહીવટદાર કૃપાશંકરે ખોટી હકીકત પરત્વે અહેવાલની મોકલવાની સ્પષ્ટ ના પાડી દીધેલી હતી. પરિણામે આ કૃપાશંકર ઉપર જ ધાડ પાડવામાં આવેલી, તેમને નોકરીમાંથી દૂર કરવામાં આવેલ અને તેમના સામે તરકટ

સ્વીને કામ ચલાવવામાં આવેલ પણ હતું. પરંતુ આ કપાશ કરને રાજકોટવાળા સમર્થ વકીલ બક્ષી માધવરાયની સંગીન મદદ મળેલી એટલે એમની સામેનું કામ એમને કશી હાનિ કરી શકેનું નહિ પરંતુ એ કાટમાલ સબંધે નવાબ સાહેબને કહેવામા આવેલ એટલે એ સંબધે તપાસ કરવા તથા તે તપાસ થાય ત્યા સુધીમા એ બહાદુરપુર ગામને જપ્તીમા રાખવા કદાચિત નવાબ સાહેબે મોઘમ રૂપમા આજ્ઞા કરેલી હશે (કે નહિ કરેલી હોય તોપણ) એટલે એ ગામને જપ્તીમા લેવામા આવેલું. આ પ્રમાણે થયનું એટલે રાયજી સાહેબના વિરોધીમંડળે પુર્વોક્ત કાટમાલને લગતી વાત પડતી મુકીને બીજો એક કિસ્સો ઉભો કરેલો હતો. રાયજી સાહેબની બાગમા ઉત્તમ પ્રકારની કેરીઓ થતી હતી એટલે ખટપટીઆઓ એ કેરીની પ્રશસા નવાબ સાહેબ પાસે કરવા માંડેલી અને તેને પરિણામે તે કેરીઓ ખાવાનું મન નવાબ સાહેબને થઇ આવતા તેઓશ્રીએ તે કેરીઓ વેચાતી આપવા માટે રાયજી સાહેબને પૂછાવવાની વ્યવસ્થા કરવાની આજ્ઞા એક રાજ પુરુષને આપેલી હતી, અને એ પ્રમાણે નવાબ સાહેબને પુછાવાયલુ પણ હતુ પરંતુ રાયજી સાહેબ પોતાની કેરીઓની કિંમત પોતાના સ્વામી કનેથી લે એવા તેઓ ધનલોભી કે મૂર્ખ ન હતા, એટલે તેમણે, જો આમાની કેરી નવાબ સાહેબને પસંદ હોય તો આગા ઉપર દેખરખ રાખવા માટે કોઈ સરકારી વ્યવસ્થા ગોઠવી દેવા નવાબ સાહેબને દર્ખ જણાવી ફળની કિંમત લેવા પરત્વે સ્પષ્ટ ના કહેલી હતી પરતુ આવો તેમના તરફથી અપાયલ જવાબ કોઇએ નવાબ સાહેબને પહોચાડેલો નહિ અને તેને પરિણામે એ રાયજી સાહેબની બાગ પણ જપ્ત થવા પામેલી હતી. આ બધા પગલા નવાબ સાહેબની ખરેખરી આજ્ઞાથી બનતા હતા કે બારોબાર થતી રહેલી ખટપટથી તે પરત્વે કશુ નિશ્ચયપૂર્વક કહી શકાતુ નથી એ છતા એટલુ તો જણાય છે કે, નવાબ રસુલખાનજીના દેહાત સુધીમા એ ગામ તથા બાગ જો કે જપ્તીમા રહેલ તોપણ તેમને ખાલસા કરવામા આવેલ નહિ અને તેમની ઉપજને પણ રાજ્યકોશમા ભેળવી ન દેતા તો અલાયદી જમે રાખવામા આવેલી હતી આ પ્રમાણે ગામ તથા બાગ જપ્ત થઇ ગયલ ત્યારે પુરુષોત્તમરાયજીએ તે જપ્તી પરત્વે જે હુકમો થયા હોય તેમની ખરી નકલ મેળવવા માટે રાજ્યના "બહારવટીઆ જવાબુ-દફતરના" અધિકારી ~~શ્રીયુત ([illegible]) [illegible]~~ ~~[illegible]~~ તરફ તા ૧-૮-૧૯૦૫ને રોજ એક અર્જ મોકલેલી હતી અને તેનો જવાબ તેમને એ કચેરીએથી ત્રણ અઠવાડીઆ વીત્યા બાદ એ રોજ મળેલો કે આપનુ કામ આ દફતરે નથી આ જવાબ ઉડાઉ જ ગણાય, પણ

જે અધિકારી પાસે મૂળ હુકમ કે તેની નકલ કે તેનો કોઇ ઉતારો પણ ન હોય તે બીજા ક્યા રૂપમાં જવાબ આપી શકે ? કદાચિત એવું પણ હશે કે આ અધિકારીને એ ગામ તથા બાગ જપ્ત કર્યા બાબત જે કોઇ લખાણ મોકલવામાં આવ્યું હશે તેમાં અમુક હુકમ કોણે કરેલો છે તે તથા તેવા હુકમનો અંક વગેરે બાબતોનો ઉલ્લેખ પણ કરાયલ નહિ હોય એટલે પણ એ એ અધિકારી કોઇ સ્પષ્ટ પ્રકારે જવાબ આપી શકેલ નહિ હોય. જે હોય તે તે ખરું પરંતુ એટલું તો ચોક્કસ જણાય છે કે આ બધી બાબતો બાગેબાર થવા પામેલી છે આમ માનવાનું કારણ એ છે કે પુરૂષોતમરાયજીએ અનેક અર્જો કરીને એ ગામ બાગ પરત્વે થયલ હુકમોની ખરી નકલો માંગણી કરેલી ને છતાં આજસુધી એ નકલો જેમ એમને પ્રાપ્ત થઇ શકેલ નહિ તેમ તેમના પુત્રોને પણ પ્રાપ્ત થઇ શકેલી નથી નવાઇની વાત એ છે કે દીવાન હરિદાસજી તથા દીવાન બહેચરદાસજીને જુનાગઢમાં કોઠાધિકારે સ્થાપનાર પુરૂષોતમરાયજી ખુદ હતા અને એ ઉભય ભાઇઓની કદર પણ રાજ્ય તરફથી પુરૂષોતમરાયજીએ ઘણા જ સારા રૂપમાં તથા પ્રમાણમાં કરાવેલી હતી, છતાં આ બહેચરદાસજી કે તેમના ભાઇ ગોપાળદાસજી એ બેમાંથી કોઇપણ આ જપ્તી પ્રસંગે નવાબ સાહેબ આગળ સાચી હકીકત મુકી શકેલા નહી. રા. છગનલાલ પંડયા કે જેઓ નવાબ સાહેબનું રાયજી સાહેબ સંબંધે ખરું મન શું છે તે જાણતા હતા તેઓ આ કિસ્સા પરત્વે તા. ૩ ૪ ૧૮૭૨ના ગુજરાતી વર્તમાન પત્રમાં લખી ગયા છે તે આ પ્રમાણે છે— "નવાબ સાહેબ રસુલખાનજી પાસે પણ એમના [રાયજી સાહેબના] સંબંધી સાચી વાત રજૂ થઇ શકી ન હતી" "સાચી વાત રજૂ થઇ શકી ન હતી" તે શા કારણે, એ પ્રશ્નનું ઉતર શ્રીયુત છગનલાલજી કે જેઓ જેઓ પૂર્વોક્ત હરિદાસજી તથા બહેચરદાસજીના કુટુંબ સાથે સારો સ્નેહ સંબંધ ધરાવતા હતા તેમણે જ આપી દીધેલ હોત તો એ વિષયે બીજા કોઇપણ પ્રકારની કલ્પનાં કરવાનો અવકાશ કોઇને રહેત જ નહિ. પરંતુ રા. છગનલાલજીએ આ પ્રકારના પ્રશ્નનું ઉતર આપવાની બાબતે મૌન જ ભજી રહેવાનું ઉચીત ગણેલું છે એટલે આપણો સ્વતંત્ર અભિપ્રાય પ્રદર્શિત કરવા જેટલી મોકળાશ આપણને પ્રાપ્ત થઇ આવે છે અમારો અભિપ્રાય વિષયે એવો છે કે, બહેચરદાસજી તથા ગોપાળદાસજી સાચી વાત રજૂ કરી શકેલા નહી તે હકીકત માનવ સ્વભાવમાં સામાન્યતઃ જે એક પ્રકારની દુર્ભાવના રહેલી છે તેનું પરિણામ જ હતું. સ્વધામ ખોઇ બેસવાની ભીતિને લીધે પશ્ચાત્પદ

સત્ય કહેતાં મનુષ્ય ઘણે ભાગે અટકે છે જ, એટલે એ કારણે પૂર્વોક્ત બંને ગૃહસ્થો નવાબ સાહેબને સત્ય હકીકત કહી શક્યા ન હોય તો તે બહુ આશ્ચર્યજનક ઘટના ન ગણાય એ છતાં, અમે આ પ્રકરણમાં અગાઉ લખી ગયા છીએ તે પ્રમાણે અમે ફરીથી કહીએ છીએ કે, રાવજી સાહેબને જે ગેરઇનસાફ થઈ રહેલો હતો તે પરત્વે આ બેય ભાઇઓને લાગણી થતી ન હતી એમ તો ન જ હતું. રાજકર્તાને અપ્રિય લાગે તેવો. પણ સાચો મંત્રોપદેશ કરનારા કાર્યભારીઓની સંખ્યા ઇતિહાસમાં અલ્પતમ જ દેખાય છે.

ઉપર પ્રમાણે, રાજ્યમાં શાસનતંત્રને લગતી પરિસ્થિતિને લીધે અસ્તિત્વમાં આવેલ અનિષ્ટ બનાવોનો ખેદકારક વૃત્તાંત સમાપ્તિને પામે છે, અને તે સાથે બહેચરદાસજીની દીવાનગીરીનો પણ અંત આવી જાય છે. દીવાન બહેચરદાસ જેવા શાંત હતા તેવા જ તેમના નાના ભાઈ ગોપાળદાસ તીખા એટલે કે ગરમ પ્રકૃતિના હતા, અને બીજી કેટલીક બાબતોમાં એ બે ભાઇઓ વચ્ચે સ્વભાવસિદ્ધ અસમાનતા એટલા પ્રમાણમાં હતી કે, રાજ્યકાર્યભાર વહી રહેવાની બાબતે જે પ્રકારની એકતા એ બે વચ્ચે પરિપાલિત થઈ રહેવી જોઇતી હતી તે થઇ રહી શકેલી નહિ. બહેચરદાસજીની નિષ્કપટતા, અતિ સરલતા, ભલાઇની અતિશયતા તથા અનિષ્ટ પ્રસંગોને પહોંચી વળે નહિ તેવી શક્તિહીનતા વગેરે કેટલાક અવ્યવહાર કુશળ પુરુષને શોભાવે એવા ગુણોને લીધે એમની દીવાનગીરી નિર્બળ તેમજ અંધકાર જનની બની રહેલી હતી અને તેને પરિણામે જે બહેચરદાસજી પોતાની પહેલી દીવાનગીરીના કાળમાં 'દેવ' રૂપે લોકમાત્રથી પૂજાઈ રહેલા હતા તેજ બહેચરદાસજી તેમની આ બીજી વારની દીવાનગીરીના કાળમાં લોકઘૃણાને પાત્ર ગણાઇ જવા પામેલા ! આ એક વાત. બીજી તરફ એક હકીકત એવી હતી કે, બ્રિટિશ સરકાર આ બહેચરદાસજીને ખસેડાવીને તેમને ઠેકાણે કોઈ એક મુસલમાન ગૃહસ્થને દીવાનને પદે સ્થપાવી દેવાનો પ્રયાસ કરી રહેલ અને તે પ્રયાસને સફળ કરવા સારૂ નવાબ રસુલખાન ઉપર દબાણ પણ તે સરકાર કરી રહેલા હતા. પરિણામે નવાબ સાહેબને બ્રિટિશ સરકારની મહેચ્છાને લાચારીએ પણ વશ થવું પડેલું, અને એવા

આમંત્રેલા પણ હતા. આમ (સર) મીરજાં અબ્બાસ અલી બેગની દીવાનને પદે નિયોજના થયલી એટલે બહેચરદાસજીની તબીઅત નાદુરસ્ત હશે કે નહિ હોય તો પણ, તેઓ રાજ્ય સેવામાંથી મુક્ત થઇને પોતાના વતન નડિયાદભેળા થઇ ગયલા. આ બહેચરદાસજીની દીવાનગીરીને આપણે ગયજ સાહેબના "દરબાર"-વાળી જુનાગઢની નવાબીની સાથે (સર) મીરજાં અબ્બાસ અલી બેગની દીવાન-ગીરીના મળથી તે છેક નવાબ મોહોબતખાન ત્રીજા પાકિસ્તાનમાં જઇ વસ્યા ત્યાં સુધીની નવાબીની કથાને સંકલિત કરનારી એક અન્તર્નાટિકા ગણીએ તો તે અનુચિત ગણાશે નહિ.



# પ્રકરણ ૧૨ મું.

## मीरजां अब्बास अली बेगनी दीवानगीरीः पुरुषोत्तमरायजी उपर दोषारोपण.

જુનાગઢના નવાબી રાજ્યને પોતાના શ્યામવર્ણ કંબલમાં આવરી રહે તેવી અંધારી ઘોર અમાવાસ્યાની રાત્રિનો અમલ જામે તે પહેલાંના પ્રહરાંતમળના જેવી બહેચરદાસજીની દીવાનગીરીનો છેડો. ગત પ્રકરણમાં કહેવાઇ ગયું છે તેમ આવેલો અને તેમને ઠેકાણે મુંબઇ સરકારના "ઓરિયંટલ ટ્રાંસ્લેટર" મીરજાં અબ્બાસ અલી બેગ જેવા બ્રિટિશ રાજ્યમાં બાહોશ મનાયલા તથા સરકારના પ્રીતિભાજક એવા મુસ્લમાન ગૃહસ્થ દીવાન બનીને જુનાગઢ રાજ્યના શાસન તંત્રના મુખ્ય નિયામક બની ચૂક્યા હતા. જુનાગઢના મુસલમાની રાજ્યમા પરદેશીય મુસલમાન ગૃહસ્થને દીવાનનું પદ આ પ્રમાણે પહેલીવારજ પ્રાપ્ત થયું હતું અને તેમ થયાથી બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાની તીવ્ર ઇચ્છા પરદેશીય મુસલમાનને જુનાગઢ રાજ્યમાં શ્રેષ્ઠાધિકાર વાળે પદે મુકાવવાની હતી તે પરિતૃપ્ત થવા પામેલી આ નવાબ સાહેબ રસુલખાન તો કોઇપણ પરદેશી હિંદુ કે મુસલમાનને દીવાનને પદે મૂકવાની વાતે વિરુદ્ધ મતના હતા અને તે એટલા પ્રમાણમાં કે, દીવાન બહેચરદાસજીને બદલવા ટાણે જ્યારે

જ્યારે તે સમયના કાઠિયાવાડના 'એજન્ટ ટુ ધ ગવર્નર' જૂનાગઢ આવીને કોઈ નવો મુસલમાન દીવાન લાવવાને માટે નવાબ સાહેબને કહેતા હતા ત્યારે ત્યારે, 'મેરે ઘરમેં પઘડીઆં બોત હૈં; જો આપકું વોહ પઘડી પસંદ ન હોવે તો મૈં દુસરી પઘડીવાલાકું ઉસકી જગા પર બિઠા દેઉં, મગર પરદેસી લાનેકી બાત મુજકું પસંદ નહિ'–એવા ભાવનો જવાબ આ નવાબ સાહેબ એ અંગ્રેજ અધિકારીને આપી દેતા હતા, એવી પણ લોકવાયકા એ વખતે પ્રચલિત હતી, અને એ લોકવાયકા પાયા વિનાની હોય એવું એ નવાબ સાહેબના એકંદર વર્તન ઉપરથી દેખાઈ આવતું પણ નથી. કોઈ પ્રતિપક્ષી કદાચિત્ એવો વાદ કરે કે નવાબ સાહેબે હરિદાસ, સુનીલાલ તથા બહેચરદાસ કે જે બધા પરદેશીય હતા તેમને દીવાનને પદે રાખેલા એટલે તેઓથી પરદેશીય દીવાનો રાખવાની વિરુદ્ધતા ધરાવતા ન હતા, તો અમારે એ વાતનો પ્રતિવાદ આ પ્રમાણે કરવો પડે છે. એક મહત્ત્વપૂર્ણ હકીકત એ છે કે, વઝીર બહાઉદ્દીનભાઈજી આખાય કાર્યભારી મંડળના અધિષ્ઠાતા હતા અને વળી જે સંયોગમાં હરિદાસજી જેવા પરદેશીય ગૃહસ્થને દીવાનને પદે લાવવા પડેલા તે સંયોગ અસાધારણ હતો અને તે છતાં એ સમયેજ પુરુષોત્તમરાયજી જેવા પૂર્વજ પરંપરાએ રાજ્ય સંબંધ પુરુષને દીવાનના જેટલાજ અધિકાર નવાબ સાહેબ બહાદૂરખાનજીએ આપીને વસ્તુતઃ રાજ્યનો "કારભાર" તેમનેજ સોંપેલો હતો. વળી દીવાન સુનીલાલજી પણ રાજ્યની નોકરીમાં હરિદાસભાઈના વારામાં 'દીવાન–મહક્નોશ' રૂપે હતા એટલે નવાબ રસુલખાનજી તેમને અપરિચિત પરદેશી ગણે નહિ એ પણ સ્વાભાવિક જ હતું; અને દીવાન બહેચરદાસની પ્રથમ આયાત જે વખતે થયેલી તે વખતના સંયોગો એવા હતા કે, એમને એમની કુટુંબ સાથેના લાંબા સંબંધને લીધે રાજ્યને એમના પરત્વે કોઈ પણ શંકા રાખવા જેવું હતું નહિ. અને તે છતાં એ બહેચરદાસજીની પહેલી દીવાનગીરી તો વસ્તુત. એક થીંગડા રૂપજ હતી; કારણ કે અનુકૂળ સંયોગે સુનીલાલજીને ફરીથી દીવાનને પદે સ્થાપી તેમની આગલી નોકરીની કદર કરવાની હતી. આમ હોઈને આપણે સુખેથી કહી શકીએ કે, નવાબ રસુલખાનજીએ પોતાની રાજી ખુશીથી બેગ સાહેબની દીવાન તરીકે પસંદગી કરેલી નહિ. અને એ પસંદગી એમણે ન કરેલી તે વાતને પુષ્ટિ આપે તેવી એક હકીકત એવી છે કે, નવાબ સાહેબે રાજ્યના નોકરોની નીમણુંક, ફેરબદલી વગેરે બાબતો પરત્વે જે અધિકારો દીવાનને આપી રાખેલા હતા તે બધા તેઓશ્રીએ, બેગ સાહેબ આવ્યા તે પછેવાં પોતાના ખુદના હાથમાં કેન્દ્રિત કરી લઈને દીવાનને એવા અધિકાર રહિતના

પણ હતી. આટલું આ પ્રકરણનાં આરંભમાં કહ્યા પછી અમે હવે આપણી આ કથાને આગળ ચલાવશું.

આમ બ્રિટિશ સરકારના દબાણને વશ થઈને નવાબ સાહેબ રસુલખાનજીએ મુંબઈ સરકારના રાજદ્વારીય કાર્યકર સર સ્ટેનિંગ એડજરલીના ખાસ માનિતા પૂર્વોક્ત બેગ સાહેબને જુનાગઢની દીવાનગીરી સ્વીકારવા માટે પુછાવેલું એ વાત બાહ્ય દૃષ્ટિએ જોનારને કદાચિત નવાબ સાહેબની ઇચ્છાના પરિણામ જેવી લાગે. પરંતુ એ પુછાણ, બ્રિટિશ સરકાર તરફથી કરાતા રહેલ દબાણને ઢાંકનારો એક શિષ્ટાચાર સિવાય અન્ય કાંઈ ન હતું. આ પૂછાણના સંબંધમાં રા૦ છગનલાલ પંડ્યા તા. ૧૫-૫-૩૨ના ગુજરાતી પત્રના અંકમાં એવું લખી ગયા છે કે, દીવાન બહેચરદાસજીના જ ભાઈ રા. ગોપાલદાસે જ પત્ર લખીને બેગ સાહેબને જુનાગઢની દીવાનગીરી સંભાળવા માટે આમંત્રેલા હતા. રા. ગોપાલદાસજીએ પુર્વોક્ત પત્ર લખેલ હશે એટલી વાત અમે કબુલ રાખીએ છીએ પરંતુ એ પ્રકારનો પત્ર પોતાના કુટુંબના હાથમાથી સરી જાય તેવી દીવાનગીરી સંભાળી લેવાને બેગ સાહેબને કે બીજા કોઈને આમંત્રવા જેટલો ઉત્સુક એ ગોપાલદાસજી પોતા થકી બનાવવાને તયાર થાય એ એક માનવ સ્વાર્થની દૃષ્ટિએ સામાન્યતઃ કલ્પી ન શકાય તેવી હકીકત છે, અને વળી નવાબ સાહેબના કહ્યા વિના એ ગોપાલદાસજી એ પ્રકારનું આમંત્રણ કોઈને મોકલી શકે પણ ખરા ? ગોપાલદાસજીનો બેગ સાહેબ સાથેનો સંબંધ જૂનો હો એ વાત અમે કદાપિ કબુલ રાખીએ તોપણ એ સંબંધે જ એ ગોપાલદાસજી બેગ સાહેબને દીવાનને પદે સ્થાપવાને ઉદ્યુક્ત થયા હતા એ વાત અમે હરગીજ કબુલ રાખી શકતા નથી બહેચરદાસજી રાજીખુશીથી દીવાનગીરી છોડે અને ગોપાલદાસ જેવો મહત્ત્વાકાંક્ષી અને પુરા પ્રિય શ્રેષ્ઠાધિકારી ખાલી પડનાર દીવાનના પદ ઉપર પોતાની સ્થાપના કરાવવાને અને તેટલી જહેમત ન ઉઠાવે એવી અસંભવિત કલ્પના કોણ કરશે ? આ છતા રા. છગનલાલજીએ, બેગ સાહેબને દીવાનગીરી અપાવ્યાનુ માન ગોપાલદાસજીને આપવાને મથી રહેલા હોય એમ દેખાય છે ! આ છગનલાલજીએ આ સંબંધે 'ગુજરાતી'' પત્રમા જે લખેલું છે તે વિચારણીય થઈ પડે છે. રા. છગનલાલ લખે છે કે— "મીરજાં અબ્બાસ અલી બેગ × × × એમના ( ગોપાલદાસના ) પૂર્વના સારા મિત્ર હતા. × × × મે. બેગ સાહેબની સાથે ગોપાલદાસભાઈનો સબધ પ્રથમ બહુ સારો રહેતો જણાતો હતો, પણ પાછળથી તેવો રહી શકયો નહિ. એક વાર નાના સાહેબને

ખ્યા. નવાબ સાહેબે સોંપેલા કામ માટે બહારગામ જવાનું થયું ત્યાંથી પાછા ફરતાં કાંઇક વિશેષ વિલંબ થઇ ગયો તેનું કારણ અન્ય કલ્પીને તેમને નડીઆદ રહેવાનો હુકમ થયો; તથાપિ પગાર મ્હારી મારફત મોકલાયે જતો. પાછળથી તે પણ 'મિનિસ્ટ્રી'ની સલાહથી બંધ થઇ ગયો. ૰ નવાબ સાહેબનું મનોબળ જોઇએ તેવું દઢ નહિ હોવાથી એક મ્યાનમાં બે તલવાર રહી ન શકે. ×××" આ પ્રકારની શબ્દ રચનાવાળું રા. છગનલાલજીનું લખાણ એક સમસ્યા જેવું દેખાઇ આવે છે. બેગ સાહેબને દીવાનગીરી અપાવીને ગોપાલદાસજીએ એમના ઉપર મહોટો ઉપકાર કરેલો હતો છતાં અને એ બંને "સારા મિત્ર" હતા તોપણ બેગ સાહેબે પાછળથી એ ગોપાલદાસજીનો પગ રાજ્યમાંથી કઢાવી નાંખેલો એ એક અકૃતજ્ઞતાનું કાર્ય બેગ સાહેબે કરેલું છે એવો ધ્વનિતાર્થ નીકળી શકે એવા રૂપમાં રા. છગનલાલજીએ લખીને એક મિત્ર તરીકે પોતાનો ગોપાલદાસ ભણીનો જે મિત્ર ધર્મ તે બજાવ્યા સિવાય અન્ય કાંઈ છગનલાલે કરેલું હોય એમ અમે પૂર્વે અવતારિત ફકરાને આધારે કહી શકીએ છીએ. ટુંકામાં એટલુંજ કે, બેગ સાહેબને દીવાનગીરી પ્રાપ્ત થયલી તે વિષયે જે જે બાબત બનેલી હશે તે તે તમામ બાહ્ય પ્રેરણાના પરિણામ રૂપ હતી, અને એ પરત્વે ગોપાલદાસજીએ એક પત્ર લેખક તરીકેજ કામ કરેલું હતું એમ સહજ અનુમાન થઇ શકે છે. વળી બેગ સાહેબના વારામાં ગોપાલદાસજીનો હાથ શાસનકાર્યમાં હતો એવું પણ દેખાતું નથી, એટલે રા. છગનલાલજીએ લખેલું છે તે પ્રમાણે "બે તલવારને" "એક મ્યાનમાં" રહેવાનો યોગ કે સંભવ હતોજ નહિ. તેમ વળી, "નવાબ સાહેબનું મનોબળ જોઇએ તેવું દઢ નહિ હોવાથી" ગોપાલદાસજીને રાજ્યમાંથી દૂર કરાવી શકાયલા એમ મનાવવાનો રા. છગનલાલજી જેવા નવાબ સાહેબના આપ્ત રાજપુરૂષથી કરાયલો પ્રયાસ પણ ગેરવ્યાજબી લાગે છે; કારણ કે નવાબ સાહેબ રસુલખાનજીએ, રાયજી સાહેબવાળા શાસનતંત્રમાં જે ફેરફારો થયલા તે પૈકી મુદ્દાના ફેરફાર પરત્વે જે રચના બનાવેલી છે તે કોઈ ઇતિહાસકારની દષ્ટિ બહાર રહી શકે તેમ નથી. આ નવાબના ચારિત્ર્યનું જે કોઇ સૂક્ષ્મ નિરીક્ષણ કરશે તેણે તેઓ એક વ્યવહારકુશળ, આગ્રહી સ્વભાવવાળા, સંયમી, જેનો હાથ પોતે ઝાલ્યો હોય તેને ન છોડનાર, અનુકૂળ સંયોગમાંજ પોતાના ખરા મનોભાવ પ્રકટ કરનાર અને સાવધાનતાથી રાજ્યહિતની રક્ષા કરનાર રાજકર્તા ગણવાજ પડશે. બાકી તો જે રાજકર્તાએ કે રાજપુરૂષે રાજ્યકાર્યોનો બધો ભાર પોતાના એકલાના માથા ઉપર ઊપાડી લીધેલો હોય તે રાજકર્તાની કે રાજપુરૂષની દષ્ટિ રાજ્યમાં થતાં રહેતાં ઝીણાં ઝીણાં કે

નાનાં નાનાં કામો સુધી ન પહોંચી શકે એ વાત ઉઘાડી છે. મતલબ કે, ગોપાલદાસજીને રાજ્યસેવામાંથી ખસવું પડેલું તે કેવળ તે સમયની "મિનિસ્ટ્રી (કાર્યભારી ગણુની)" તરફથી નવાબ સાહેબને અપાયલી સલાહનું પરિણામ હોય એમ કહેવા માટે અમને કોઇ સબળ કારણ મળતું નથી. જરાક વધારે ઉંડી અને ઝીણી નજરે જોતાં અમને તો એવું ભાસે છે કે, પાટવીકુંવર શેરજુમાનખાનજીના સહચર તરીકે ગોપાલદાસજી એ શાહજાદાને અનિષ્ટ માર્ગે વિચરતાં નિવારી શકેલા નહિ એ વાત નવાબ સાહેબને ખટકી રહેલી હતી, અને તેથી તેમણે યુક્તિ કરીને ગોપાલદાસજીને રાજ્યમાંથી ખસેડી દીધેલા હતા, અને તેમ કરવામાં કદાચિત્ બેગ સાહેબે નવાબ સાહેબને ટેકો આપેલો હોય તો તેમાં નવાઇ પણ નહિ. આ બધી હકીકત આવી છે છતાં આપણે એમ સ્વીકારી લઇએ કે, બેગ સાહેબને દીવાનગીરી અપાવી તેમને ઉપકૃત કરનાર ગોપાલદાસ જ હતા અને બેગ સાહેબ અંતે અપકારી નીવડેલા, તો પછી, ખોજા તથા હોરા સિવાયની કોમના કોઇ મુસલમાન પરદેશીય ગૃહસ્થના હાથમાં જૂનાગઢ રાજ્યની દીવાનગીરી મુકવાની જે પ્રબળ ઇચ્છા બ્રિટિશ સરકાર લાંબા વખતથી સેવી રહેલા હતા તેને સફળ કરી આપ્યાનું માન આપણે આ ગોપાલદાસજીનેજ આપવું પડે; એટલું જ નહિ, પણ રાજ્યની જૂની પ્રણાલિકાનો ભંગ થયલો તેને પરિણામે રાજ્યને તેમજ પ્રજાને અનેક પ્રકારની હાનિ ભોગવવાના જે પ્રસંગો ઉદ્ભૂત થઇ આવેલા છે તે તમામ પરત્વે પણ આ ગોપાલદાસજીને આપણે ઊપકારક ગણવા પડશે.

હવે આપણે બેગ સાહેબ અને રાયજી સાહેબ વચ્ચેના સ્નેહસંબંધ પરત્વે થોડુંક જાણી લેશું. ઇ. સ. ૧૮૯૩ની સાલમાં જુનાગઢ રાજ્યના એ સમયના સરન્યાયાધીશ ગુલામ મહંમદ બાવામીયા મુનસી બેરિસ્ટરની મધ્યસ્થતાથી પુરૂષોત્તમરાયજી અને બેગ સાહેબ એક બીજાના પરિચયમાં આવેલા, અને એ પરિચય અંતે મૈત્રીના રૂપમાં ફલિત થયલો હતો એમ આ બેગ સાહેબે ખૂદ ' માઇડીઅર રાયજી સાહેબ ' એવા શબ્દો વાપરીને લખેલ ઘણા પત્રો તથા પાછળથી કહેન કથનોને આધારે જણાઇ પણ આવે છે. પ્રભાસ પાટણની હિંદુ અને મુસલમાન જનતા વચ્ચે કલહચાલ્યા કરતો હતો તે ટાળી દેવાના હેતુથી રાયજી સાહેબના વારામાં તકરારી મુદ્દાઓ પરત્વે પ્રાથમિક તપાસ કરાવવા સારૂં તટસ્થ ગૃહસ્થોની જે એક સમિતિ નીમાઇ હતી તેના એક સભ્ય તરીકે રાયજી સાહેબે આ બેગ સાહેબની નીમણુક કરાવેલી

जिव्हाग्रे हृदये तु हलाहलम्–એ વચનની યથાર્થતા સમજવામાં આ બેગ સાહેબ અને રાયજી સાહેબ વચ્ચેની મૈત્રી, ખરેખર, એક પ્રત્યક્ષ દૃષ્ટાંત પૂરું પાડે તેવી છે. ?મજનિત વિષની ભયંકરતાનું માપ કોણ કાઢી શકે ?

બેગ સાહેબની દીવાનગીરીના કાળમાં રાજ્ય કલ્યાણ સાધક કે રાજકુળને લાભકારક અગર તો લોકહિત સાધક બન્યું હોય એવું એક પણ કામ થયલું દેખાતું નથી. એમનો આખોય અધિકારકાળ ખટપટો તથા સ્વચ્છંદાચારી રાજવલ્લભોની નિરંકુશ ચર્યાઓથી વિપ્લવિત થઇ રહેલો હતો. એમના વારામાં જે મુખ્ય બનાવો બનેલા તે આ પ્રમાણે હતા:–(૧) ગવજી સાહેબને કપટપ્રબંધથી તથા બલાત્કારે દોષિત ઠરાવી તેમની તમામ મિલ્કત રાજ્યમાં ખાલસા કરવામાં આવેલી; (૨) નવાબ સાહેબની બદનક્ષી કરનાર "મહીકાંઠા ગેઝીટ" સુચિત અમદાવાદમાં પ્રગટ થતા સાપ્તાહિક વર્તમાનપત્ર સામે મુંબઇની ફોજદારી અદાલતમાં કરાયલ ફર્યાદ; (૩) આ વર્તમાનપત્ર વાંચનારાઓને તે વાંચવા બદલ ગુન્હેગાર ગણી, કોઇપણ પ્રકારનો કાયદેસર વિધિ કર્યા વિના પકડી પકડીને અપાયલ કારાગાર નિવાસનો પ્રસાદ; (૪) પાટવીકુંવર શાહજાદા શેરજુમાખાનનું અકાલ અવસાન; (૫) વેરાવળ બંદર પરત્વે કોઇક પ્રકારની રાજકીય યોજના સંબંધે કરાયલ પ્રવૃત્તિ, (૬) કાઠિયાવાડ આગગાડી માત્ર સંયુક્ત વહીવટે ચલાવાતી હતી તેને ઠેકાણે જે તે રાજ્યની આગગાડીનો વહીવટ જે તે ગજ્ય કરે એવું ધોરણ દાખલ કરાવવા પરત્વે પ્રવાસ, (૭) અને નવાબ સાહેબ રસુલખાનજીને બ્રિટિશ સરકારે બક્ષેલ જી. સી. એસ. આઇના ખેતાબને અંગે ગોઠવાયલ ઉત્સવ; અને આટલા કામો સિવાય બીજું એક પણ મહત્વવાળું કામ આ બેગ સાહેબના વારામા થયુ હોય તો તે અમારા જાણવામાં આવેલ નથી. વિશેષત: ખેદ કરાવે એવી હકીકત આ દીવાનજીના વારામા એ બનેલી છે કે, જુનાગઢ રાજ્યના ન્યાયખાતામા તથા પોલિસ ખાતામાં ખટપટી અને નેતાતા બની બેઠેલ નવાબ સાહેબના તેમજ શાહજાદાના હજુરીઓથી, પાસવાનોથી તેમજ કેટલાક રાજપ્રિય મનાયલા મહોટા અમલદારોથી કરાતી રહેલ ડખલોને તથા કાયદા કાનુનોને કોરાણે મુકાવી પોતાનુ ધાર્યું કરાવી લેવા માટે જે તે ખાતાના અમલદારો ઉપર થતા રહેલ દબાણને શાંત ચિત્તે સાખી લેવાનું વ્રત આ દીવાન સાહેબે અંગિકાર કરી નાખીને પ્રજાપીડનને ઉત્તેજિત કરેલ; અને તેના પરિણામે કલ્યાણરાયજી જેવા હજુર-અદાલત-ન્યાયાધીશને રાજીનામું આપીને નોકરીનો ત્યાગ કરવો પડેલો, પણ હતો. અલબત્ત આ સાથે અમારે કહેવું

જોઇએ કે, કલ્યાણરાય બક્ષી રાજીનામું આપી છુટા થાય એ વાત બેગ સાહેબને બહુ રૂચતી ન હતી પરંતુ કલ્યાણરાયજી અને બેગ સાહેબ એ બે ઉચ્ચાધિકારીઓની દૃષ્ટિ અગર તો મનઃસૃષ્ટિ એક બીજાથી ઘણી ભિન્ન કોટીની હતી. * જ્યાં સુધી પોતાની જાતને કાંઇ નુકશાન કે અડચણ ન થાય ત્યાં સુધી બીજાઓને થતાં સુખદુઃખને તથા એ રસ્તે રાજ્યનો કારોબાર ઢીલો પડતાં, ભવિષ્યમાં શું થશે એવી કલ્પનાને અતિશય મ્હોટું રૂપ ન આપવું એવો સિદ્ધાંત બેગ સાહેબનો હતો અને કલ્યાણરાયજી એ સિધ્ધાંતને અમાન્ય ગણી રહેલા હતા, અને તેથીજ તેમણે રાજ્ય સેવામાંથી મુક્તિ માગી લીધેલી હતી. મુત્સદી વચ્ચે ઘણીવાર એટલો સૂક્ષ્મ તફાવત રહેલો હોય કે, સામાન્યતઃ–સ્થુળ દૃષ્ટિએ જોનારના જાણવામાં તે આવી શકતો નથી અને તે કોઇ વિરલ પ્રસંગેજ, જેવું હૈયે તેવું હોઠે એ નિયમ પ્રમાણે પ્રકટ થઇ આવે છે. બેગ સાહેબ, અને કલ્યાણરાયજી. એ બે વચ્ચે આ પ્રમાણે જે મૌલિક સ્વભાવ ભેદ હતો તેને પરિણામે જ કલ્યાણરાયજીએ રાજ્ય સેવામાંથી ખસી નીસરવાનું અને બેગ સાહેબે તેમાં ખુચ્યા રહેવાનું પસંદ કરેલું હતું. એટલુંજ આપણે આ પ્રસંગે કહેલું. મતલબ કે, પુરૂષોત્તમરાયજીએ મહા પરિશ્રમ વેઠીને રાજ્યના ન્યાયખાતાને તથા પોલિસખાતાને સર્વથા સ્વતંત્ર અને શુધ્ધ બનાવી દીધેલ તે પૂનઃ પરાધીન તથા મલિન બની જવા પામેલાં, અને તેમ તે થઇ ગયલાં તેનું માન બેગ સાહેબના પુર્વનિર્દિષ્ટ નીતિસુત્રને લીધે તેમને જ આપી શકાય તેમ છે. વધારે આશ્ચર્યકારક ઘટના તો એ છે કે, જે બ્રિટિશ સરકારની 'કાઠીયાવાડ એજંસી' પુરૂષોત્તમરાયજીને હાથે ક્રમેક્રમે અત્રે દૃઢતા પુર્વક પરિશોધિત થતી જતી શાસન વ્યવસ્થામાં પણ અધિકાધિક સુધારા કરાવવાને માટે વતોવા વારે રાજ્યના કાર્યભારી મંડળને દબાવ્યાં કરતી–રહેલ હતી તે જ 'એજંસી' આ બેગ સાહેબના વારામાં ઉદ્ભવેલી તથા પોષાતી રહેલી અસ્તવ્યસ્તતાને કે અરાજકતાને સુવ્યવસ્થા માની રહીને તટસ્થભાવે વર્તી રહેવામાં પોતાના સાર્વભૌમ કર્તવ્યની ઇતિશ્રી સમજી રહેલી હતી ! ખરેખર, રાજદ્વારીય સમસ્યાઓ અદ્‌ભૂત જ હોય છે, અને તેમની પૂર્તિ કેવળ દીર્ઘ કલ્પનાવાળા જ કરી શકે છે.

* જુવો– ગ. રા. કલ્યાણરાય જોટાભાઇ બક્ષીનું " જીવન વૃત્તાંત " પાન, ૧૮૨ ઉપરનું પત્ર.

ઉપર પ્રમાણે અમારાથી કરાયલ વિવેચન કોઈ અમારા પાઠકને અરૂચિકર કે અત્યુક્તિ રૂપે કદાચિત લાગશે. પરંતુ અમે જે કહેલું છે તે અક્ષરશઃ ખરૂં છે, અને તે તેવું જ છે એ બતાવી દેવા સારૂ અમે તે સમયના રાજ્યના સર ન્યાયાધીશ પારસી ગૃહસ્થ ડોસાભાઈ ખરશેદજી ગાંધી, બી. એ. એલ. એલ. બી જેવા અતિવિનીત તથા સત્યનિષ્ઠ રાજપુરૂષે પોતાના ન્યાયને લગતા કામમાં થતી રહેલ ડખલો પરત્વે બેગ સાહેબ તેમજ હજુર-અદાલત-સભાસદ બક્ષી કલ્યાણરાયજી પાસે વારેવારે દોડી જઈને જે અનેક ફર્યાદો કરેલી છે અને જેની નોંધ તેમણે પોતાની રોજનિશીમાં રાખેલી છે તે અમે આ નીચે લોક સમક્ષ મુકી દેવાનું ઉચિત ધારેલું છે. આ પ્રકારની નોંધ એ સર ન્યાયાધીશે પોતાની જવાબદારીમાંથી બચી શકાય તેવા હેતુથી તથા પોતાની ન્યાયપરાયણ વૃત્તિને સંતોષવાના ઉદ્દેશથી લખેલી હોય એમ સમજી શકાય છે. એ નોંધ, એ સર ન્યાયાધીશના અકાલ દેહાંત પછી તેમનાં વિધવા પત્નીએ મુંબઈમાં કાયદેસર વિધિ કરીને પુરૂષોત્તમરાયજીને તેમને તેમની સામેના કામે ઉપકારક થાય એટલા માટે સોંપી દીધેલી હતી. આ નોંધનો ઉપયોગ પુરૂષોત્તમરાયજીએ પોતાના તરફથી કરાયલ અર્જ તથા વિવાદ લેખોમાં છુટથી કરેલો હોઈ તે જુનાગઢ રાજ્યના તેમજ બ્રિટિશ સરકારના દફતરે પણ તે નોંધ અસ્તિત્વ ધરાવી રહેલ પણ છે. આ ઇતિહાસ પાત્ર નોંધ આ પ્રમાણે છે.—

"તા૦ ૯-૬-૧૯૦૬-કાળીદાસ સૌભાગચંદના કામની આંક ૧૯/૬૨ વાળા પરચુરણ ફોજદારી વિવાદની સુનાવણી પૂરી થઈ ત્યારે સુમારે દશ વાગે (હજુરી) મામદ પતંગીઓ અદાલતમાં આવ્યો અને તેણે કહ્યું—'મકાનો હું રાજ્યને સોંપી દેવા ધારૂં છું તો મને પાંચ છ દિવસની મુદ્દત આપવા મહેરબાની કરો.' મેં તેને સમજુત આપી કે,—'તમારી દલીલ ગમે તે હોય, પરંતુ મકાનોને ફેંસલા સાથે કાંઇ સંબંધ નથી, અને સુનાવણી પૂરી થઈ ગઇ છે તેથી હવે આ કામમાં (બીજું) કાંઇ થઇ શકે નહિ.' (એમ કહીને) તેને રજા આપેલી હતી. ××××"

"તા૦ ૨૧-૬-૦૬—પહેલાં પ્રા. નવાબ સાહેબે, માળીઆમાં ઉપસ્થિત થયલ

મોર ( માર્યા બદલ ) ના મુકદમાને, એક તહોમતદાર પરત્વે દાખી દેવાનો હુકમ કરેલો હતો. આજ સાંજે બીજા તહોમતદારની બાબતમાં પણ એવો જ હુકમ આવેલો છે. માટે વિચારીને વર્તવું જોઇએ."

"તા૦ ૨૨-મે-૦૬—ઉપર કહેવાયલી બાબતમાં કલ્યાણરાય બક્ષીની સલાહ મેં લીધેલી. તેણે કહી દીધેલું કે, મારે રા૦ છોટાલાલ બક્ષીને મળવું અને દીવાન સાહેબને પણ ( આ બાબત ) જણાવવી."

"તા૦ ૭-૭-૦૬—જુલાઇની ચોથી તારીખે અહમદ ડાંગરો દીવાન-દફતરમાંથી એક લખાણ લઇ અનંતરાયવાળી એક હજાર કોરી સાથે આવેલો અને આજ મામદ પતંગીઓ ( હજુરી ) એ કોરી તેને સોંપી દેવા માટે અને તે લેવાની ના પાડે તો સરકાર ખાલસા કરી દેવા બદલ એક લિખિત હુકમ લેતો આવેલો. 'આ તો અન્યાય કર્યાનું ગણાય' એમ મામદને કહેવામાં આવેલું, ત્યારે તેણે કહ્યું— 'અનંતરાયને બોલાવ્યા પછી મને બોલાવજો.' મેં અનંતરાયને સૂચના મોકલી છે."

"તા૦ ૧૯-૭-૦૬- (એક હજુરીઓ) મહમદખાન ઉસ્તાદનો નોકર, અબ્દર રહેમાન અદાલતમાં આવ્યો અને રેવાશંકરવાળા મુકદમાના સબંધમા કહ્યું કે-તમારે તેની દીકરીને સોંપી દેવા હુકમ કરવો જોઇએ, નહીંતર બાપુભાઇ બેરિસ્ટર એ સબંધમાં નવાબ સાહેબ પાસે ફર્યાદ કરશે. મેં જવાબ આપ્યો કે- 'હું અન્યાય કરી શકું તેમ નથી, કાયદાથી જે થશે તે કરાશે.' "

"તા૦ ૨૦-૭-૦૬- દીવાન સાહેબ રાજકોટથી પાછા આવ્યા. આગગાડી આવવાનો વખત થયો ને પહેલા રા૦ છોટાલાલ બક્ષીએ કહ્યું-એ છોકરી રેવાશંકરને હવાલે કેમ ન થઇ

જોઇએ?' મેં જવાબ આપ્યો-ફોજદારી કામમાં કાંઇ થઇ શકે નહિ.' ×××× "

"તા૦ ૨૪-૮-૦૬- ઘણા દિવસો સુધી મેં રોજનિશીમાં કાંઈ નોંધેલું ન હતું ××× પરંતુ પરિસ્થિતિ જોતાં રોજનિશીમાં નોંધ રાખવી એ મને જરૂરનું લાગે છે. એટલા માટે હું ફરીથી રોજનિશી લખવાનું શરૂ કરૂં છું."

"ગયે શુક્રવારે દીવાન સાહેબે ખુદે પોતાને બંગલે મને ખામુખાં કહ્યું-'નવાબ સાહેબ તમારા વિષે ઘણો હલકો અભિપ્રાય ધરાવે છે' ગઇ કાલે દીવાની મુનસફ રા૦ અમૃતલાલ અદાલતમાં મારી પાસે આવેલા અને તેમણે મને આ પ્રમાણે હકીકત જાહેર કરેલી હતી. કસ્તુર ભાલણ અને જમનાદાસે હાજર થઇને દીવાની મુકદમા આંક ૧૨૦/૫૮ અંગે અંક ૪/૧૦ વાળા કામની બજાવણી મુલતવી રાખવા અર્જ કરેલી છે. હુકમનામાની બજાવણી મોકુફ રાખવી એવું નવાબ સાહેબનું ફરમાન છે, એમ જમનાદાસ વકીલે મુનસફને કહેલું હતું. આ ઉપરથી મુનસફ દીવાન સાહેબ પાસે ગયા હતા. દીવાન સાહેબે તેને કહ્યું-'મણિપ્રસાદ અગર એવા કોઈ બીજા માણસ મારફત નવાબ સાહેબના મુખ-હુકમો આવે તો તમારે તેમનો અમલ કરવો.' મુનસફે કહ્યું-'કાંતો આપનો ખુદનો અગર તો નવાબ સાહેબનો લખેલ હુકમ હોવો જ જોઇએ, અને ન્યાયની બાબતમાં મુખ-હુકમ ચાલી શકે નહિ.' એ પછી દીવાન સાહેબે જમનાદાસને કહ્યું-'મુનસફના નામથી નવાબ સાહેબને કહેજો કે વિશ્વાસ-પાત્ર લોકો મારફત હુકમ મોકલવાનું રાખે.' દીવાની મુનસફ મારી પાસે આવ્યા અને ઉપર પ્રમાણે કહ્યું. આ બાબતની મેં નોંધ લીધેલી છે. મુનસફને મેં (આ પ્રમાણે) સલાહ આપી-'આવી બાબતોમાં અર્ધ-સરકારી નિવેદન મોકલવું એ વધારે સારૂં છે, અને જો વિશ્વસનીય

માણસો મારફત મુખ-હુકમ આવે તો દફતરે તેની નોંધ રાખવી જોઈએ અને એક અર્ધ-સરકારી નિવેદનથી મને તમારે ખબર આપવી.'

"( કેટલાંક ઘરો ઉપર બજાવણી થતી ત્યારે ) એ ઘરો નવાબ સાહેબની માલીકીનાં છે એમ જાહેર કરીને ઘણાંય હુકમનામાંઓની બજાવણી બંધ રખાવાય છે. આ બાબત તરફ પણ દીવાન સાહેબે બીલકુલ ધ્યાન દીધું નથી, અને ( એ સંબંધી ) પત્ર વ્યવહાર અમરજીભાઈ તરફ મોકલી દેવાય છે. નવાબ સાહેબના પાસવાનો તહોમતદારો કે સાક્ષીઓ હોય તોપણ અદાલતમાં હાજર થતા નથી, અને દીવાન સાહેબ આ બાબતમાં કોઈપણ પ્રકારનો શાસન પ્રબંધ રક્ષક હુકમ કાઢવાને સમર્થ નથી. નવાબસાહેબ લોકોનાં ખાનગી ( માલીકીનાં ) ઘરોના ખોટા ધણી થઈ બેસે છે. તેઓ ( દીવાન સાહેબ ) આ તમાશો સધૈર્ય જોઈ રહે છે. કઢાવાયલ પાયરીઓ ઉપર કારકુનો કામ કરી રહે છે, છતાં નવાબ સાહેબની આજ્ઞા વિના "બજેટમાં" તેમની મંજુરી આપવાની તેઓ ના પાડે છે. આવી સ્થિતિમાં ભવિષ્ય માટે સારી આશા બાંધી શકાતી નથી. ઊનામાં થયલ ખૂનવાળા મુકદમામાં (સંડોવાયલ) બાવાને દશ વર્ષ કેદની સજા થઈ તે કારણે નવાબ સાહેબ નાખુશ થયલા છે. બાલાગામમાં એક માણસને ઇજા કરવાથી તે મરી ગયો છે. આ બાબતે આરોપીને એક માસ કેદની સજા થયલી છે તેથી નવાબ સાહેબ નારાજ થયલા છે. વળી એ ઉપરાંત છોડવડી (ગામ)ના કામમાં પુરાવાને અભાવે કાળા પટેલને છોડી મૂકેલ તેટલા સારૂ ગયે વર્ષે મને નોકરીમાંથી કાઢી મૂકવાનો હતો. હજી પણ એ કામ નવાબ સાહેબના મનમાં રમી રહેલું છે. તેમાં વળી રાયજી સાહેબ સંબંધી ( વિરુદ્ધમાં ) કામ ઉપસ્થિત થઈ આવેલું છે. એ કામમાં મુખ્ય સાક્ષી વજીર સાહેબ છે જે વાત બહાર આવતી

નથી. આ કામ જો મારી પાસે આવશે અને પુરાવો બીલકુલ નહિ હોય, તો હું ફાંસલામાં મુકાઈશ. વળી જે પુરૂષના વારામાં મને રાજ્યમાં નોકરે રાખવામાં આવેલ છે તે મારા સમક્ષ એક આરોપી તરીકે આવે આ દેખાવ મારા મનને કેટલો કઢંગો થાય. આવી સ્થિતિ થાય તેના કરતાં લાંબી રજા ઉપર ઉતરીને ખસી નીસરવું એ ઉત્તમ માર્ગ છે, અને હું એ સંબંધેજ વિચાર કર્યા કરૂં છું. તક મળતાં રજા માટે હું દીવાનને વાત કરીશ."

"તા૦ ૨૬–૮–૦૬– સાંજે દીવાન–દફતરે (હું) ગયો. રાયજી માટે નિયોજાનાર તપાસપંચ (કમિશન ઓફ રાયજી)ના ઉપયોગ માટે અગ્રેજી કાયદાઓમાંથી મેં એક ખરડો દીવાન સાહેબને લખાવ્યો. માણેકલાલભાઇ* પાસે તેવું ભાષાંતર કરાવવા તેણે (મને) કહ્યું. હું માણેકલાલભાઇ પાસે ગયો અને તેમને (મેં) તે ખરડો અને અંગ્રેજી કાયદો આપ્યો."

'તા૦ ૨૭–૮–૦૬– મેં એ ખરડો સુધાર્યો અને સાફ લખ્યો."

'તા૦ ૨૮–૮–૦૬– ઉપર બતાવેલ કામ છપાવવામાં (મેં) ભાગ લીધો."

'તા૦ ૩૦–૮–૦૬– પૂર્વોક્ત કાર્ય પૂરૂં થયું છે."

"તા૦ ૧—૯–૦૬– દીવાન સાહેબના કહ્યાથી પૂર્વનિર્દિષ્ટ કૃતિની એક નકલ (મે) મિ૦ મુનસીને મોકલી આપી"

"તા૦ ૨—૯–૦૬– એ ખરડામા વધારે ફેરફાર (કરાયો)."

"તા૦ ૪—૯–૦૬– પુર્વનિર્દિષ્ટ ખરડામા વળી પાછો ફેરફાર (કરાયો)."

"તા૦ ૫—૯–૦૬– નોધવા જેવું કાઇ નથી. મિ૦ વાડીઆને એક કાગળ લખ્યો"

* જુનાગઢના નાગર ગૃહસ્થ, રાજ્યના એક અમલદાર અને બક્ષી છોટાલાલજીના ભાણેજ.

'તા૦ ૭—૯—૦૬— દીવાન સાહેબને મળવા માટે હું તેમને બંગલે ગયો; તે પહેલાં હું નાના સાહેબ (ગોપાળદાસ) ને પણ મળ્યો. હું ઘણા દિવસથી તેની પાસે ગયો ન હતો અને તેથી તેને અપમાન જેવું ન લાગે તેથી હું તેની પાસે ગયો. હું ઇરાદા પૂર્વક તેમની પાસે જતો ન હતો; કારણ એ મને તપાસપંચ [કમિશન] પરત્વે પૂછે જ. પણ એ ગૃહસ્થનો સ્વભાવ એવો છે કે, તે પુછ્યા વિના રહી શકયા નહિ. તેણે કહ્યું– "કમિશન નિયુક્ત થયું છે અને તમે પોતે તથા મિ. ગુલામ મહમદ તેમાં સભ્યો છો. દીવાન સાહેબ આ મુકદમો [ચલાવવાને માટે] આગ્રહ રાખે છે. તેઓ જે આ કામ કરી રહ્યા છે. તે સારૂં નથી. તમારી પોતાની અને મુનસીની સામે રાયજી વાંધો ઉઠાવી શકશે.' આ મતલબની વાત તેમણે કરવા માંડેલી. આથી મારા મનમાં ઘણો ઉદ્વેગ–ક્ષોભ થઇ આવેલો છે અને મારે ત્યાં જવું જોઇતું ન હતું એમ સમજી હું પસ્તાયો. મેં હા સિવાય કશો જવાબ આપેલો નથી. પછી હું દીવાન સાહેબને મળવા ગયો.'

"તા૦ ૮—૯—૦૬— એક ખાસ ગાડી (સ્પેશીયલ રેલ્વે ટ્રેઇન) એ મિ. વાડીઆ (બેરીસ્ટર, આજે ઉપડયા. ગઇ કાલે બપોરે તેઓ આવ્યા હતા."

"તા૦ ૯–૯–૦૬– ખરડો પૂરો થયો છે. (તે ઉપર) સહી (મુકવામાં આવી છે.')

"તા૦ ૧૦–૯–૦૬–સૂચનાપત્રો કાઢયાં. ઇજારા સંબંધમાં અનુકુળ–લાભકારક જવાબ ન મળ્યો."

"તા૦ ૨૧–૯–૦૬– દીવાન સાહેબ મુંબઇ ગયા."

"તા૦ ૨–૧૦–૦૬– દીવાન સાહેબ પાછા આવ્યા."×

× આ સર ન્યાયાધીશના કથનની પુષ્ટિમાં કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીનું જીવન વૃત્તાંત" પાન. ૧૭૮–૧૮૦

"તા૦ ૩-૧૦-૦૬- દીવાન સાહેબને હું કચેરીમાં મળ્યો. પ્રાંત સાહેબે (પોલિટિકલ એજન્ટે) ચૌદા ખુનના કામ બાબતે એક સખત પત્ર દીવાન સાહેબને લખેલો અને તેમને મ્હોંએ પણ વાત કરેલી, આ ઉપરથી દીવાન સાહેબે મને કટુ શબ્દોથી ઠબકો આપ્યો. મેં જવાબમાં જણાવ્યું કે- '**ન્યાયની અદાલતો પોલિસ ઉપર આધાર રાખે છે, અને જ્યાં પોલિસ નિર્બળ હોય છે ત્યાં [અમે] નિરૂપાય [છીએ]**' વધારે કાંઇ કહેવાની **મારી હિંમત ચાલી નહિ. જે સમયથી પોલિસ-ખાતું શાહજાદા [ પાટવી કુંવર શેરજીમાખાનજી ] ની દેખરેખ નીચે સોંપવામાં આવેલ છે તે સમયથી ફોજદારો સુપરિટેંડંટ તથા મુનસફોની દરકાર રાખતા નથી.** બાણીઆ મુનસફે ફોજદારને તેની પોતાની ફરજ સારી રીતે અદા કરવાની ફરજ પાડી તેને પરિણામે થયલ કડવાશને કારણે તેની ( મુનસફની ) બદલી કરી નંખાયલી છે. આવા સંયોગમાં ન્યાયની અદાલતો શું કરી શકે ? દીવાન સાહેબે આપેલ સુચના પ્રમાણે હવે પછીથી પોલિસના દોષો તેમને વિદિત કરવામાં આવશે. **તેઓ [ આ બાબતે ] કેટલું કરે છે તે જોવાશે.'**

ઉપર પ્રમાણે રાજ્યના સર ન્યાયાધીશે ન્યાય બાધક સંયોગોને લગતી કરૂણ કથા સંક્ષેપમાં પણ દૃષ્ટાંતો આપીને આલેખી છે. મતલબ કે, તા૦ ૮-૭-૦૬ને રોજ દીવાન બહેચરદાસજી વિદાય થયા પછી પણ દીવાન બેગ સાહેબના વારામાં સડો ચાલુ રહેલો; એટલું જ નહિ, પરંતુ જે પ્રકારનો મહારોગ ન્યાય ખાતાને ઘેરતો જતો હતો તેને અટકાવવનુ કામ દીવાન સાહેબે નવાબ સાહેબને મળીને અગર તેઓથી આગળ આવી હકીકત મૂકી તેમને સાચી સલાહ આપી કરવાનું હતું. પરંતુ નવાબ સાહેબને સાચી સલાહ આપતા જતાં તેમને નાખૂશ થવાનો પ્રસંગ આવે તો પોતાના હિતમાં એ નાખુશી આડચ રૂપ થઇ પડે એવી કોઇ બીતિ બેગ સાહેબને લાગતી હો તેથી તેઓ પુર્વોક્ત પ્રકારનાં વિઘ્નોને નિવારી શકે એવું કોઇપણ પગલું

ભરેતા ન હતા, એટલુ જ નહિ પરંતુ ન્યાયખાતના અમલદારો રાધિ રીધા નવાબ સાહેબ માથે અપવાદ પડે એવી નનામ તેમને આપવાને તેઓ ચૂકતા પણ ન હતા ! પુર્વે અવતરિત રોજનિશીના કેટલાક ફકરાઓ અમારા આ કથનને પ્રતિપાદક થાય તેવા છે આમ હોઇને નિરુપાય બની બેઠેલા સર ન્યાયાધીશ તેમજ મુનસફો દીવાનજી પાસે કેવળ પોતાના રોદણા રડીને મહુષ્ટ રહેતા અને જેમ ચાલતું હતુ તેમ ચાલતા દેવાની નીતિને પકડી રહેલા પણ હતા ! પરંતુ કલ્યાણરાયજી કે જેમણે પોતાની આ રાજ્યની પહેલીવારની નોકરીમા ઘણા સારા દહાડા જોયલા તેમણે આ તેમની બીજી વારની નોકરી અંગે અનુભવવા પડતા વિપરીત, પ્રજાપીડક તથા ભવિષ્યમા રાજ્યને હાનિ કારક નીવડે એવો ભય રાખવનારા સંયોગોને લીધે જે અકળામણ થતી હતી તેનો પારો પ્રતિદિન એટલો વધતો ગયતો કે તેમને શક્ય તેટલી ઉતાવળે રાજ્યની નોકરીમાથી મુક્ત થઇ જવાના વિચારે ઘેરી લીધેલા હતા. પરંતુ તેમની પ્રકૃતિ એવી હતી કે, તેમના મનમા ઘોળાઇ રહેલ બાબતોનો તાગ એકદમ કોઇ લઇ શકે નહિ બીજી તરફ તેઓ ક્ષુદ્ર કોઇપણ પ્રકારની અતિશયતાના પાકા દુશ્મન હતા તેમ વળી સામાન્યત માનવ સ્વભાવમા રહેલ સ્વાર્થ સાધક દુર્બલતાને અમુક હદ સુધી ક્ષંતવ્ય ગણવી પડે એવુ પણ તેમનુ માનવું હતુ. આવી તેમની મનોદશા હોવાથી તેઓ કોઇપણ પગલુ ભર્યા પહેલા પોતાની આત્મવશ્યતાને આધારે ગંભીરતા પુર્વક શક્ય તેટલું મનોમંથન કર્યા પછી જ પોતાના પેટની વાત કોઇક જ કને કોઇક જ વાર અને તે પણ ભાગ્યેજ સાપેક્ષ શબ્દોમા યથા પ્રસંગ કરવા જેટલુ પોતાના મનને મોકળું મૂકતા હતા આવી તેમની પ્રકૃતિનો અનુભવ અમને પ્રથમ કદિ પણ થયલો નહિ, અને વળી તેઓનુ બીજીવારનુ આગમન જુનાગઢમા વિફરેલા મામલવાળા સમયમા થયલુ એટલે એમની અને અમારી પરસ્પર અપરિચિતતાને પરિણામે અમે એમની વિરૂધ્ધ થોડોક પણ પૂર્વગ્રહ ધરાવી રહેલ હતા પરંતુ દૈવયોગે ઇ સ ૧૯૦૮ એટલે કે વિ સં. ૧૯૬૪ના માઘ માસમા એક ગંભીર વિષય પરત્વે તેમની અને અમારી વચ્ચે રાજકોટ મુકામે ત્યાના નગરશેઠ મંગળપ્રસાદ દુર્ગાપ્રસાદ બુચની હાજરીમા જે વાતચીત થયલી તેને છેક અંતે જ્યારે આ કલ્યાણરાયજીએ પોતાની સ્વભાવસિદ્ધ સંયમિતતાની ઉપરવટ થઇને પણ, "જુનાગઢની પ્રજા અત્યારે દળાઇ રહેલી છે, છતા ત્યાના અભણ લોકોની પેઠે ત્યાના ભણેલાઓ મુંગે મ્હોંએ બધુ ગળી રહેલ છે અને છાતી ચલાવીને તેમાંના કોઇ કાંઇ બોલતા લાગતા પણ નથી એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે."

વગેરે શબ્દોમાં જે ઉદ્‌ગારો કાઢી બતાવેલા હતા ત્યારે, અમને તેમની સાચી પ્રકૃતિ સમજાયલી હતી અને તેને પરિણામે અમારો એમની બાબી જે થોડો ઘણો અસદ્‌ભાવ હતો તે ઓસરી જવા પામેલો હતો; એટલું જ નહિ પરંતુ હવે આ કલ્યાણરાયજીનો જુનાગઢ રાજ્ય સાથેનો જુનો સંબંધ સર્વથા તૂટી પડવાની અણીએ જઇ પહોંચેલો છે એવું પણ અમને તે સમયે જણાઇ આવેલું હતું અને એ પ્રમાણે અમારા મનમાં ઉગી આવેલ વિચારને અમે એ જ વર્ષના ડીસેંબર માસમાં એમણે આપેલ નોકરીના રાજીનામા રૂપે ફલિત થયલો દેખી શકેલા હતા. આ રાજીનામું એમણે દીવાન બેગ સાહેબ સમક્ષ જ્યારે રજુ કરેલ ત્યારે આ દીવાન સાહેબ એ સ્વીકારવા કે સ્વીકારાવવાને એકદમ તૈયાર દેખાયલા નહિ. અને તેમણે કલ્યાણરાયજીને પોતાને કાંઈ નુકશાન કે અડચણ નહીં છતાં, * "બીજાઓને થતા સુખદુઃખને" તથા એ રસ્તે રાજ્ય કારોબાર ઢીલો પડતાં ભવિષ્યમાં શું થશે તેની કલ્પનાને" તમે "અતિશય મોટું સ્વરૂપ" આપો છો, "તે એક જાતની નબળાઈ છે"— એવા શબ્દો સંભળાવીને રાજ્યમાં રહેવાને સમજાવવાનો પ્રયાસ કરેલો પણ ખરો. પરંતુ એક વાર કોઇપણ બાબત પરત્વે નિશ્ચય કર્યા પછી તેને અનુવર્તી રહેવાની વાતે કલ્યાણરાયજી હંમેશાં આગ્રહી જ રહેતા, એટલે તેમણે રાજ્યની નોકરીને તિલાંજલિ આપી દીધેલ હતી. ખેર, પરંતુ પૂર્વોલ્લેખિત અવતરણ ચિહ્નવાળા શબ્દો બેગ સાહેબની ભાવના તથા રાજનીતિને જોઇએ તેટલા પ્રમાણમાં સ્પષ્ટતા આપનારા છે એમાં શંકા રાખવા જેવું નથી. રાજ્યની પ્રજા પીડાતી હોય તો તે પોતાનું ફોડી લે, પરંતુ દીવાન જેવા જવાબદાર રાજપુરૂષે પોતાને નુકસાન થવાના યોગને ઉપસ્થિત થવા ન દેવો એ તેનું કર્તવ્ય છે, એવી કોઇ સમજ બેગ સાહેબની હોય એવું પૂર્વનિર્દિષ્ટ તેમના કથનનો સાર છે એમ હરકોઇ કહી શકે. વસ્તુતઃ આ બેગ સાહેબ દીવાનજીના વારામાં રાજ્યનું શાસનતંત્ર અધિનાધિક શુદ્ધ તથા નિયમબદ્ધ થતું જોવાની આશા પ્રજાજનોએ રાખેલી હોય તેને ઠેકાણે ન્યાય તથા પોલિસ—એ બે લોક કલ્યાણકર ખાતાંઓને ભ્રષ્ટચરિત રાજવલ્લભોનાં ભક્ષ્ય બની રહેવાનો વારો આવેલ એ એક ખેદજનક તથા આશ્ચર્યકારક નીતિ રહસ્ય ગણાશેજ. મહાપરિશ્રમ વેઠીને પોતાના વડીલ જેવા હરિદાસભાઇ દીવાનને થોડાક પણ નારાજ

---

* આ વાક્યમાંના અવતરણ ચિહ્નવાળા શબ્દો કલ્યાણરાય લિખિત તા. ૨૮-૧૧-૦૮ વાળા પત્રમાંથી લીધેલા છે.

કરીને, રાજકુટુંબ સાથે સંબંધ ધરાવનારાઓનો દ્વેષ વહોરી લઇને, "દરબારનાં" બધાંય અંગોને આ બેય લોકહિત સાધક મુખ્ય ખાતાના કામમાં દરમ્યાનગીરી કરતાં અટકાવી દેતાં ઉદ્ભવેલ અપ્રીતિ કે વૈરવૃત્તિના ભોક્તા બની અને છેવટમાં બ્રિટિશ સરકારની રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાને આતુર એવી રાજનીતિની ગતિને સ્તંભિત કરી દીધાને પરિણામે તેમના રોષનો ભોગ બનીને રાયજી સાહેબે જે ન્યાય તંત્રને સર્વાંગસંપૂર્ણ, સ્વતંત્ર, સુવ્યવસ્થિત, સ્વાધીન ગતિક અને પરિશુદ્ધ બનાવી દીધેલ તે ન્યાય તંત્રને આ બેગ સાહેબના સેવાધિકારકાળમાં વીખાઇપીંખાઇ જવાનો વારો આવ્યો એ હકીકત એટલી તો અક્ષંતવ્ય છે કે, ઇતિહાસને પાને તેના શબ્દચિત્રને કુત્સિત રૂપમાં દેખાડયા વિના રહી શકાય નહિ જ.

પરંતુ બેગ સાહેબે રાજ્યના શાસનતંત્રને ભાંગીને ભૂકો થઇ જવાની સ્થિતિએ પહોંચી જવાની બાબતે જે બુદ્ધિપૂર્વક ઉદાસીનતા કે જડતા બતાવેલી છે તેનો બચાવ આપણે બીજી એક રાજદ્વારીય દૃષ્ટિથી કરી શકીએ! આ બચાવનામું એટલે પોતાના એક વારના મિત્ર પુરૂષોત્તમરાયજીને છૂંદી નાંખવા માટે તેમણે ઉપાડેલું મહારાજ્ય કાર્ય । એમના સામર્થ્યનું માપ તથા મૂલ્યાંકન એ મહાકાર્યની સિદ્ધિ ઉપરથી જ નીકળી શકે તેમ હતું, અને એ મહાકાર્યને પાર ઉતારવા જતાં રાજ્યમાં ગમે તેટલી અરાજકતા વ્યાપી જાય તો પણ તે અરાજકતા બ્રિટિશ રાજદ્વારીય ખાતાની આંખે સુરાજકતા દેખાવાની છે એવી તેમને ખાત્રી હશે તેથી જ તેમણે લોકાપવાદની અવગણના કરવાનું ઉચિત ધારેલું હશે એવી કલ્પના આપણે કરી શકીએ ખરા. હવે આપણે તેમના સમયમાં થયેલ મોટા મોટાં કામોની થોડા ઘણા વિસ્તાર પૂર્વક સમાલોચના કરી લેશું.

(૧) રાયજી સાહેબ સામે કપટ પ્રબંધ, તેમના ઉપર લદાયલ તહોમત અને તે પરત્વે કરાયલ અપમાનજનક અને પ્રહસન રૂપનો નિર્ણય:—(મર) મીરઝાં અબ્બાસ અલી બેગની દીવાનગીરી તો રાયજી સાહેબ ઉપર કપટ પ્રબંધથી લગાવેલ તહોમત માટે સોરઠના બહુ દેશીય રાજ્યોના અને આગળ વધીને એથીએ તે મુંબઈવાળા બ્રિટિશ સરકારના ઇતિહાસમાં એક અનોખું અમર થયાનું સ્થાન ભોગવી રહેશે. બેગ સાહેબ જેવા બ્રિટિશ અમલદારોની કુંડાળ દીવાન ન હોત, વિશેષતઃ તેમની સરકારી નોકરી ને રાયજી સાહેબના વિરોધીઓને પ્રોત્સાહન ન હોત અને જો વ્યવસ્થાથી અને દમ વાપરીને તેમણે એ મહારાજદ્વારીય નાટકને પાર ઉતારી આપેલું ન હોત, તો પુરૂષોત્તમ-

રાયજીના શત્રુઓના મનની મનમાંજ મરી જાત એ નિઃસંશય વાત છે. રાયજી સાહેબ ઉપર બનાવટી તહોમત મૂકી તેમને જમીન દોસ્ત કરી દેવા માટે તેમના વિરોધીઓએ દીવાન બહેચરદાસના વારામાંજ ફોકટ ફાંફાં મારેલાં હતાં અને તેમાં જો કે અલ્પાંશે તેઓ સફળ થયેલ હતા છતાં તેમની મુરાદ પૂર્ણાંશે બર આવી શકેલી નહિ એમ પૂર્વનિર્દિષ્ટ રોજનિશીમાંની તા. ૭-૯-૦૬ વાળી નોંધ ઉપરથી સમજી શકાય છે. રાયજી સાહેબ ઉપર લાવવાને તૈયાર કરાતો મુકદ્દમો ચલાવરાવવાને બહેચરદાસજી તૈયાર નહિ હોય એ કારણે તેમને દીવાનગીરી છોડવી પડેલી હોય તો તે અસંભવિત વાત નથી. બેગ સાહેબનાં પગલાં જૂનાગઢમાં થયલાં તે જાણે કે રાયજી સાહેબ સામે ફોજદારી મુકદ્દમો ઊભો કરી તેમને ઝૂંદી નાંખવા માટેજ થયલાં હોય એમ એ નવા દીવાન સાહેબના આગમન સાથેજ ગતિમાં મૂકાઇ ગયલ પુરૂષોત્તમરાયજી વિરૂદ્ધના કામ અંગે થઇ રહેલ દોડધામ તથા વ્યવસ્થાના રૂપ ઉપરથી સહજ સમજાઇ આવે છે. રાયજી સાહેબે રચેલ અનાક્રમણીય શાસન વ્યવસ્થાને તોડી પાડવા, કહેવાતા અને દીર્ઘકાળથી ચવાતા રહેલ નાગર બળને નષ્ટ કરવા તથા ભવિષ્યમાં રફતે રફતે રાજ્યને પરદેશીય મુસલમાન કાર્યભારીઓને હાથે શુદ્ધ મુસલમાની રંગ ચઢાવરાવી દેવાના પ્રયોજનથીજ રાયજી સાહેબ સામે કપટ-પ્રબંધ રચાયલ હોય અને એ કપટ પ્રબંધ સફળ કરાયા પછીથી રાયજી સાહેબને રાજદ્વારીય દક્ષતા વાપરીને પુનઃ નિર્દોષ ઠરાવવાની કોઇ યોજના કોઇ તરફથી ન કરાઇ હોય એમ પણ કહી શકાય નહિ; કારણકે રાજદ્વારી યંત્રનાં ચક્રો અવળાં ને સવળાં બંને રીતે ફેરવી ફેરવાવી શકાય છે. બેગ સાહેબને તો અમે આ પ્રહસન-નાટ્ય પ્રયોગમાં કેવળ એક વ્યવસ્થાપક સૂત્રધાર રૂપે ગણીએ છીએ. આ કપટ પ્રબંધ રચવામાં જે ગૃહસ્થોએ ભાગ લીધેલ હતો તેમને બે વર્ગમાં વિભક્ત કરી શકાય છે. પહેલા વર્ગમાં તેમના એટલે કે રાયજી સાહેબ ઉપર વેર લેનારાઓ જેવા કે, (૧) હોરમસજી એદલજી વાડીઆ બેરિસ્ટર, (૨) બેગ સાહેબના જુના મિત્ર અને "એજન્સી"ની હુંફવાળાં ગુલામ મહમદ મુનસી, બેરીસ્ટર, અને (૩) જૂનાગઢના વતની લવાણા જમનાદાસ વીરજી વકીલ. બીજા વર્ગમાં પુરૂષોત્તમરાયજીનો તેજ; દ્વેષ કરી તેમના વિરોધી બનેલ જેવા કે, બક્ષી છોટાલાલ અને તેમના ભાણેજ માણેકલાલ ધારણજી નાણાવટી ઉપરાંત બીજા થોડાક તેમના નાના મોટા નાગર ગૃહસ્થોને આપણે ગોઠવી શકીએ છીએ. નાગરોએ નાગરોને કાપ્યાની વાત કાંઇ નવી નથી. ઇતિહાસ તે વાતનાં ઉદાહરણો આપી શકે તેમ છેજ. પૂર્વોક્ત બે પ્રકારનાં મંડળો પૈકી પહેલામાં હોરમસજી વાડીઆ બેરિસ્ટરની વકીલાત કરવાની સનંદ સર

ફીરોઝશાહ મહેતાના અધિકારકાળમાં રદ કરાયલ હતી તે કારણે તેમનો રોષ પુરુષોત્તમરાયજી ઉપર તેમણે ઠલવેલો હતો; બીજા વેરી ગુલામમહમંદ મુનશીને નવાબ સાહેબે ખુદે, સ્થાનિક મુસલમાનોની તરફેણ કરીને ખાસ હુકમથી રાજ્યની નોકરીમાંથી કમી કરેલા હતા એટલે તેઓ પણ આ કથાવીરના અકારણ શત્રુ બની રહેલા હતા; અને ત્રીજા લવાણા ગૃહસ્થ જમનાદાસ વીંજીની કેટલીક અયોગ્ય વર્તણુંકને તેમની બીજા વર્ગના વકીલની જે સનંદ હતી તે આ ચરિતનિરૂપ્યના વારામાં રદ કરવામાં આવેલ તેથી તથા તેના એક ભાઇ નામે પરમાનંદને દુર્લભજી નામના એક વાણિયા ગૃહસ્થના થયલ ખૂનના કામમાં ખૂની ઠરાવીને ફાંસી દેવામાં આવેલી એટલે તે જમનાદાસ પણ તે બદલ રાયજી સાહેબ વિરુદ્ધ ઊઠીને વેર વાળવાને તત્પર થયલો હતો. બીજા વર્ગના વિરોધીઓ બક્ષી છોટાલાલ તથા તેમના ભાણેજ માણેકલાલ ધારણજી, ઇ. સ. ૧૮૯૫માં પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ રાયજી સાહેબ વગેરે સામે જે ખટપટ ઊભી કરેલ તેમાં સામેલ થયલા હતા; પરંતુ તેમાં શ્યામજીભાઇનો પરાજય થયલો એટલે આ મામા-ભાણેજને હનારા બનીને આ ચરિતનિરૂપ્ય આગળ નીચું જોઇ રહેવું પડતું હતું. આ બધાએ ભેળા મળીને કપટ પ્રબંધ યથેચ્છ પ્રકારે કરેલો હતો. અને બેગ સાહેબે ગમે તો કોઇ બાહ્ય પ્રેરણાને લીધે અગર તો રાયજી સાહેબે તેમને ભૂતકાળમાં દીવાનગીરી અપાવેલી નહિ તેથી થઇ આવેલ રોષને કારણે અગર તો મુંબઇ સરકારના હેતુને સફળ કરવાને માટે આ પુરુષોત્તમરાયજી સામેના કામે મોક બાંધેલો હતો! આ મુકદ્દમાના પરિણામે નવાબીની પ્રતિષ્ઠાને તથા રાજ્યને જે હાનિ પહોંચાડેલી છે તે એવી અને એટલી છે કે, બાબી રાજકર્તાઓના ઇતિહાસમાં, દીવાન અમરજીના વધની કથાની પેઠે, ચિરકાલ પર્યંત અવિસ્મરણીય રહેવાની જ.

હવે આપણે પૂર્વોક્ત કપટયંત્રનાં ચક્રોપચક્રોનું થોડુંક વર્ણન કરીએ. બેગ સાહેબની કચેરી-દીવાન કાનરને વંત્રાલય ગણવું પડે તેમ છે. આપણે આ જીવનકથાના પૂર્વાર્ધમાં પાન ૨૮૯ ઉપર શરૂ થતા ફકરામાં વાંચી ગયા છીએ તેમ, નવાબ સાહેબ રસુલખાનજીને રાજ્યના કારોબારી મંડળે ગાદ્યાધિકારનો સ્વતંત્ર ઉપયોગ કરીને, આગલા નિષ્ફળ નવાબ બહાદુરખાનજીના સંભવિત વારસાધિકારીઓમાંથી પસંદ કરીને તખ્તનશીન કરી દીધેલા એ હકીકત. કાઠિયાવાડના એ સમયના "પોલિટિકલ એજંટ" મિ૰ (સર) જાન્સ ઓલિવંટને કુપિત કરી દીધેલા હતા, કારણ કે ખાલી પડતી ગાદી ઉપર જે કોને

બેસાડવો હોય તેની વરણી બ્રિટિશ સરકારથીજ કરી શકાય એવું તેમનું માનવું હતું; જ્યારે રાજ્યના આંતર સ્વાતંત્ર્યનું હિમાયતી જૂનાગઢનું કાર્યભારીમંડળ એ પ્રકારની વરણી કરવાનો હક રાજ્યના કાર્યભારીમંડળ, અમીર ઉમરાવો તથા પ્રજાશ્રેષ્ઠીઓનો છે એમ પૂર્વકાળથી માનતું રહેલું હતું. આ એક મ્હોટો મતભેદ હતો, એટલે કુપિત થયલ બ્રિટિશ પોલિટિકલ એજન્ટે રસુલખાનજીને નવાબ તરીકે કબૂલ ન રાખીને તેમની વિરૂદ્ધ મુંબઈ સરકારમાં લખાણો મોકલવા માંડેલાં હતાં અને તેમણે રાજ્યના તે સમયના દીવાન હરિદાસજીને બ્રિટિશ સરકાર તરફથી રાજ્ય વહીવટદાર તરીકે નિયુક્ત કરી દઇને રાજ્ય દ્રવ્યને સંભાળી લેવાને હુકમ મોકલી આપેલો હતો, અને હરિદાસજીએ એ સર્વોપરિ આજ્ઞા પ્રમાણે રાજ્યકોશ વગેરે પોતાના કબ્જામાં લઈ પણ લીધેલ. આને પરિણામે જૂનાગઢ રાજ્યના કાર્યભારીમંડળ અને "એજંસી" એ બે પક્ષો વચ્ચે એક મ્હોટો રાજ્દ્વારીય વિગ્રહ ઉપસ્થિત થયલો અને રાજદ્વારીય પરિસ્થિતિ એટલી તો સૂક્ષ્મ બની ગયલી કે, ચાક ઉપરનો પિંડ છેવટે કેવા રૂપમાં ઊતરશે તે પરત્વે રાજ્યપક્ષ કશું ભાખી શકે તેમ ન હતું. આવા અપરિહાર્ય સંયોગમાં આપણી આ કથાના નાયક પુરૂષોત્તમરાયજીને પોતાની પૂર્વજપરંપરાગત રાજ્યભક્તિનું અવલંબન કરીને તેને સાર્થ કરી બતાવવી પડેજ, અને તેથી તેમણે આખીય પરિસ્થિતિનું સૂક્ષ્માવલોકન કરીને ઉપસ્થિત થયલ મામલાને પહોંચી વળવા માટે બીડું ઝડપેલું હતું; અને તે કામમાં અધિક અનુકૂળતા મળે એટલા માટે તે સમયના વિખ્યાત બેરિસ્ટર બદરૂદીન તૈયબજીની મદદ પણ યાચી લીધેલી હતી. દરમ્યાન વઝીર બહાઉદ્દીનભાઇ જેવા વયોવૃદ્ધ અને રાજ્યક્રાંતિનાં પરિણામોના અનુભવી રાજપુરૂષને આત્મરક્ષા કરવા માટે ઉપાય યોજતાં રહેવાની આવશ્યકતા સમજાય એ સ્વભાવિક વાત હતી, અને તેથી તેમણે, સમય પ્રવાહ વિચારીને પોતાની રોકડ મિલ્કતને અંગ્રેજ સરકારની ચલણ ચિઠીઓ 'કરંસી નોટસ'ના રૂપમાં ફેરવી નાંખી પોતાના દ્રવ્યને સુરક્ષિત બનાવી લેવા સારૂં તજવીજ કરવા માંડેલી. વઝીર સાહેબે આ ઇ૦ સ૦ ૧૮૯૨ના એપ્રિલ માસમાં રાજ્યની ટંકશાળ મારફત રૂ. ૨,૫૦૦૦૦ બે લાખ પચાશ હજારની ચલણ ચિઠીઓ ખરીદેલી હતી અને તે ખરીદવા માટે તેમણે પુર્વોક્ત રકમ પોતાના ઘરમાંથી રાજ્યની ટંકશાળને આપી તેને ચોપડે પોતાને નામે જમે કરાવેલ પણ હતી પરંતુ એ રૂપીઆ અઢી લાખ ઉપરાંત તેમણે રૂ. ૧,૫૩,૦૦૦ એક લાખ ત્રેપન હજાર ની બીજી ચલણ ચિઠીઓ ખરીદવાનું ધારેલું, અને તેથી તેમણે તે રકમ

રાયજી સાહેબના દુશ્મન બની રહેલા હતા તેમને પોતાની કુમકે બોલાવેલ પણ હતા. કોઈ પણ અસત્યને સત્ય ઠરાવવું હોય તો એ અસત્યના ટેકામાં બીજાં સત્યાભાસાત્મક અસત્યો ઊભાં કરવાની જરૂરત પડે જ. પુરૂષોત્તમરાયજી સામે જે કામ ચલાવવાનું હતું તે કામે "બ્રિટિશ એક્ટ ૩૭, ઇ. સ. ૧૮૫૦"નો ઉપયોગ કરવાનો હતો. પરંતુ એ કાયદાનો શબ્દશઃ ઉપયોગ કરવાથી પુરૂષોત્તમરાયજીને પોતાનો બચાવ કરવાની બારીઓ ઉઘાડી રહેતી હતી, એટલે એ બારીઓ બંધ કરી દેવી એ કામ પહેલું કરી લેવાની જરૂરત હતી; અને એ કામ બેગ સાહેબે, રાજ્યના મુખ્ય ન્યાયાધીશની પૂર્વે અવતારિત રોજનિશી કહી આપે છે તેમ, એ સર ન્યાયાધીશ ખુદની, ગુલામમહંમદ મુનસીની તથા હોરમસજી વાડીઆની મદદથી પાર ઉતારી લીધેલું પણ ખરું. મતલબ કે, પૂર્વોક્ત બ્રિટિશ કાયદો તો અમલ આકારમાં છતાં બાધક ન થતાં રાયજી સાહેબને ઉપકારક બને તેવો હોવાથી તેની કલમોમાં આ વિરોધી મંડળે પોતાના હેતુને બરાબર સફળ કરાવે એવા ફેરફારો પુનઃપુનઃ કરી કરાવીને, જાણે કે એ કાયદો જૂનાગઢ રાજ્યે રચેલો હોય એવા પ્રકારનું રૂપ તેને આપી દીધેલું, અને તેને આધારે કામ ચલાવવાનો નિર્ધાર કરી દીધેલો હતો. રાજ્યના કાયદા સાર્વલૌકિક ઉપયોગની દૃષ્ટિથી જ ઘડાય છે. કોઈપણ રાજ્યે કોઈ એક જ વ્યક્તિને નજરમાં રાખી તે એકને જ લાગુ પાડવા માટે કાયદો ઘડી કાઢયો હોય એવું કાયદાના ઇતિહાસમાં દેખાતું નથી. ઇ. સ. ૧૮૯૭માં શ્રીયુત બાલ ગંગાધર તિલક સામે ચલાવાયલ ફોજદારી મુકદમાનો ફેસલો તેમની વિરૂદ્ધ કરવામાં મુંબઈની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ સર જ્હૉન સ્ટ્રેચીએ દંડશાસ્ત્રની રાજદ્રોહને લગતી કલમના શબ્દોને વિકૃત કરી તેના વિસ્તૃતાર્થને આધારે તિલક મહાશયને સજા કરેલી હતી; પણ એ સજા કરાવવાના હેતુથી બ્રિટિશ સરકારે એ કામ ચલાવવાની આગલી સાંજે એ સમયની પ્રચલિત કલમમાં કશો ફેરફાર ન કરીને પોતાના હેતુને ઢાંકી રાખેલો હતો, અને તેથી સરકારની બદદાનત અગાઉથી ઉઘાડી પડેલી નહિ. પરંતુ બેગ સાહેબે રાયજી સાહેબ જેવી એક જ વ્યક્તિને જમીનદોસ્ત કરવા સારૂ જે એક વિશિષ્ટ આકારનો કાયદો ઘડી ઘડાવી કાઢેલો તે માત્ર તાત્કાલિક ઉપયોગનો હતો એટલે એ એક જ હકીકતે એમની બદદાનત સિદ્ધ થઈ ગયા વિના રહેતી નથી આમ પ્રાથમિક ભૂમિકા રચાઈ ગયલી એટલે પછી આ પ્રહસન નાટકનો પડદો ઉપડવો જોઈએ તે ઉપડેલો હતો। પરંતુ એ પડદો ઉપડે ત્યારે પહેલા પ્રવેશમાં કોઈક પણ રંગભૂમિ ઉપર ખેલાવાના વસ્તુનું બીજારોપણ કરવું પડે જ. એ બીજારોપણ

કરવાને ઠક્કર જમનાદાસ વીરજી વકીલને તૈયાર રખાયલ હતા. પરંતુ એ તો હતા નવાબને નામે કામ કરનારા વકીલ ! એ કંઈ મફત પેસે ખરા ? એને મહેનતાણું તો મળવું જ જોઈએ ! મુનસી ગુલામ મહંમદ તથા સોરાબજી વાડીઆ જેવા બેરિસ્ટર્સ આ કામે આવી આવીને રાજ્યની પરોણાગત ઉપરાંત મહેનતાણું પામવા જેટલા ભાગ્યશાળી બને તો પછી ' ઘરકી મુરખી દાળ બરાબર' ગણાઇ રહીને આ જમનાદાસે પણ પોતાનું હિત સાધી કેમ ન લેવું ! મહોટાં તથાપિ ખોટાં તેમજ ગોટાળાવાળાં કામો છોટા દરજ્જાના માણસોને મહોટા કરી દેખાડયા વિના તેમને હાથે કરાવી શકાય નહિ, એટલે જે ઠક્કર જમનાદાસની બીજા વર્ગના વકીલ તરીકેની જે સનંદ રાયજી સાહેબના વારામાં સર ન્યાયાધીશે રદ્દ કરેલી હતી તે સનંદ તેને ફરીથી આપવાનું વ્યાજબી ગણાઇને તે અપાયલ હત તો કદાચિત તે વાત બહુ અનુચિત ન ગણાત. પરંતુ એ બીજા વર્ગની સનંદ તેને આપવાને બદલે તેને પહેલા વર્ગના વકીલની સનંદની બક્ષીસ આપીને રાયજી સાહેબ વિરૂધ્ધ ઉભો થવાને લલચાવેલો એ હકીકત રાજ્યના એ સમયના કાર્યભારી મંડળને ઓછી કલંકિત કરનારી ગણાશે નહિ. આ પ્રમાણે બેગ સાહેબની દાનતથી જમનાદાસ ભ્રષ્ટચરિત બનેલ ત્યારે તેણે પ્રથમ પ્રવેશમાં દેખાવાનું કબુલ કરી દીધેલું અને તેને પરિણામે નાટકનો આરંભ પણ થઈ ચુકેલો ! તા. ૨૨–૭–૧૯૦૧ ને રોજ આ જમનાદાસ પાસે જૂનાગઢના ફોજદારી મુનસફ સમક્ષ એક ફરિયાદ દાખલ કરવામાં આવેલી અને તેમા એવું લખાવવામાં આવેલ કે તા. ૨૧–૧–૯૨થી તા૦ ૨૩–૧–૯૨ સુધીના ગાળામાં પુરૂષોતમરાયજી રાજ્યમાંથી રા. એક લાખ ત્રેપન હજાર ઉપાડી જઇને હજમ કરી ગયા છે એટલે તે સંબંધે તપાસ થવી જોઇએ. વળી તેણે તે ફર્યાદ અર્જ દ્વારા, પુરૂષોતમરાયજીના ભાઇ નૃસિંહપ્રસાદ ઝાલા કે જેઓ પુર્વોક્ત વર્ષમાં મુંબઈમાં વેપાર કરતા હતા અને જેમની પેઢી પાછળથી બંધ પડેલી હતી તેમના ચોપડા જપ્તીમાં લેવડાવવા માટે પણ માગણી કરેલી હતી. આ અર્જ સ્વીકારતાં પહેલાં ફોજદારી મુનસફે જે અવલ તપાસ કરવી જોઇએ તે ન કરતાં તે તેની માગણીને વિના વિલંબે કબુલ રાખી તત્કાલ જપ્તી હુકમ કાઢેલો પણ હતો ! ચોપડા જપ્તીમાં લેવા માટે વસ્તુતઃ જપ્તીદારે નૃસિંહપ્રસાદને ઘેર જવું જોઈતુ હતું તેને બદલે જપ્તીદાર કોઇ ગુઢ વ્યક્તિના ઉપદેશથી પ્રેરાઇને નૃસિંહપ્રસાદને ઘેર ન જતાં રીપ્રસિધ્ધ પુરૂષોતમરાયજીનો પ્રતિષ્ઠા ભંગ કરવાના ઇરાદાથી તેમને ઘેર ગયેલા ચોપડાઓ નૃસિંહપ્રસાદની પેઢીનાં હતા એટલે તે નૃસિંહપ્રસાદને ઘેર હોય

એવું સહજ મનાય., તેને બદલે એ ચોપડાઓ પુરૂષોતમરાયજીના ઘરમાં છે એવી કલ્પના એ ફોજદારી મુનસફને કેમ આવી હશે તે એક અનુમાનનો વિષય થઈ પડે છે. જપ્તી પુરૂષોતમરાયજીને ઘેર ગયલ છે એવા સમાચાર નસિંહપ્રસાદને મળતાં તેમણે ત્યાં પહોંચી જઇને પોલિસ અમલદારને જણાવી દીધેલું કે ચોપડા રાજકોટ રખાયલ હોઇ ત્યાંથી મેળવી શકશે માટે અહીં જપ્તી કરવાનું બંધ રાખવું જોઇએ. આ પ્રમાણે થયલું ત્યારે જપ્તીનું કામ મોકુફ રાખી બધી હકીકત દીવાન સાહેબ આગળ મુકાઇ હતી! અન્યાય દૈત્યની સ્થાપના આ પ્રમાણે થયેલ અને ઉદરંભરિતાનો પહેલો ઉભરો પણ આમજ પ્રકટ થયલો! દીવાન બેગ સાહેબે ન્યાયની અદાલતના કામમાં હસ્તઃક્ષેપ કરી એવું ઠરાવ્યું કે, નૃસિંહપ્રસાદે પોલિસ અમલદાર સાથે રાજકોટ જઇને ચોપડા મેળવવા અને સોંપી દેવા. એ પ્રમાણે ચોપડા જુનાગઢ આણાયલા અને સ્વ. નાનાલાલ ભુધરજી શુકલ જેવા સુચરિત તથા નિર્ભય નાગર બ્રાહ્મણ વકીલને સાથે રાખીને નૃસિંહપ્રસાદે એ ચોપડા દીવાનજી આગળ રજૂ કરી દીધેલા પણ હતાં અને તેમ કરવામાં તેમને કોઈ વાંધો પણ ન હતો આમ થયેલું એટલે દીવાનજીએ એ ચોપડા ફોજદારી મુનસફને સોંપવા સુચના કરેલી અને એ મુજબ જ્યારે એ ચોપડા ફોજદારી મુનસફને સોંપાએલા ત્યારે તે મુનસફે તે પોલિસને હવાલે કરી દીધા હતા. આ ચોપડાઓ રાજ્ય તરફથી નૃસિંહપ્રસાદને કે રાયજીસાહેબને પાછા અપાવલ નહિ તેમ તેમાંથી આવશ્યક ઉતારા પણ રાયજીસાહેબના વકીલને લેવા દેવામાં આવેલ પણ નહિ! આમ રાજ્યના દીવાન મીરઝાં અબ્બાસ અલી બેગે તથા તેમના કહ્યા પ્રમાણે તેમજ ન્યાયખાતાના ધોરણ અનુસાર પોતાના ઉપરિ-ન્યાયાધીશોને પૂછવાનું પડખે મૂકી ફોજદારી મુનસફે કાયદા કાનૂનને ઠોકર મારી, સામાન્યતઃ ઠરેલા શિષ્ટાચારનો ભંગ કરીને રાયજી સાહેબ જેવા ગૃહસ્થના ગૌરવની લેશ માત્ર પણ દરકાર ન રાખતાં તેમને ભવિષ્યમા કરનાર ઘોર અન્યાયનું જે અમંગલાચરણ કરી બતાવેલું છે તે તે સમયના રાજ્યના નોકરોના વિકૃત માનસનો તેમજ તેમની અનાગરિકતાનો ખ્યાલ કરવામાં આપણને અત્યારે પણ ઉપકારક થઈ પડશે.

આમ બ્રિટિશ સરકારના એક બાહોશ તથા વિશ્વાસપાત્ર અમલદાર બેગ સાહેબને શુભ હાથે જે એક મહા રાજ્યસેવા? થવાની હતી તેનું ખાત મુહૂર્ત થઇ ગયેલું એટલે, રાયજી સાહેબ સામે ફર્યાદ કરનાર જમનાદાસ વીરજીએ,

'પોલિસ બરાબર કામ કરતી નથી' એવું બહાનું બનાવીને પોતાના તરફથી નોંધાવાયલ ફર્યાદ પાછી ખેંચી લીધેલી; અને તે સાથે નાટકનું દશ્ય ખલ્લાસ પણ ગયલું ! ખોટી ફર્યાદ કર્યાની જવાબદારીમાંથી છટકી જવાને માટે આવું પગલું ભરવાની વાત જમનાદાસ જેવા પહેલા વર્ગના વકીલની સનંદની બક્ષીસ પામેલ પ્રાકે વકીલ કેમ ચુકે ? ! પોલિસના કામ પરત્વે જમનાદાસે કરેલ આક્ષેપ સંબંધે બેગ સાહેબે કે મુનસફે કે પોલિસ ખાતાના અધ્યક્ષે કોઈ પણ યોગ્ય પગલું તેવા આક્ષેપક વકીલ સામે ભરેલું હોય એમ જાણી શકાયું નથી. તથાપિ અમે કહીએ છીએ કે રાયજી સાહેબના વિરોધી મંડળને એક બાતમીદાર ઉભો કરવાની જરુર હતી તે આ જમનાદાસે પુરી કરીઆપેલી એટલે પછી એ બાતમીદારને ખસી નીકળવા જેટલી મોકળાશ આપવી એ એ વિરોધી મંડળનો વિશિષ્ટ ધર્મ હતો ! આ પ્રમાણે રાજ્યને જે જોઇતું હતું તે જમનાદાસ તરફથી મળી ગયલું એટલે રાજ્યનો રથ ગતિમાં મુકાઇ જવા પામેલો આ વખતે રાયજી સાહેબે બેગ સાહેબને તા૦ ૨૬-૭-૧૯૦૬ વાળી એક અરજી મોકલીને, ગુમ થયલ કહેવાયલ નાણાં રાજ્યનાં હતા કે નહિ તે હકીકત રાજ્યમાં રખાયલ ચોપડા જોઇ તપાસી નિશ્ચિત કરવા તેમજ તે નાણાં વઝીર સાહેબનાં ખાનગી હતાં કે નહિ તે બાબત વઝીર સાહેબને પૂછી નક્કી કરવાની વિનતિ કરેલી પરંતુ બેગ સાહેબે તેનો લિખિત જવાબ દેવાની કૃપા ન કરતાં રાયજી સાહેબના વકીલ સ્વ. નાનાલાલ શુકલને બોલાવીને લિખિત નહિ, પણ સ્વમુખે રાયજી સાહેબને એવો સંદેશ મોકલાવેલો કે, તેમણે રજુ કરેલ ચોપડા તથા પત્રો ઉપરાંત બીજો કોઇ પુરાવો, એ નાણાં વઝીર સાહેબનાં હતાં અને તે તેમને પાછાં સોંપાઇ ગયલાં છે એવું બતાવનારો હોય તો તે તેમણે રજુ કરવો જોઇએ. રા. નાનાલાલે આવો સંદેશ રાયજી સાહેબને લખી મોકલેલો એટલે રાયજી સાહેબે તા. ૧૦-૮-૦૬ વાળી એક બીજી અરજીથી બેગ સાહેબને, બીજો પુરાવો આપી શકાય તેમ છે, પણ જે સંદેશો વકીલ નાનાલાલને જણાવેલો છે તે બરાબર છે એવું બતાવવા માટે આપે તે નીચે સહી કરવી જોઇએ એવી મતલબની વિનંતિ કરેલી હતી. પરંતુ એ વિનતિનો કોઈ પણ જવાબ બેગ સાહેબે આપેલો નથી. ખરી વાત તો એવી હતી કે, રાજ્યનાં નાણાં ગુમ થયલાં ન હતાં એટલે રાજ્યના ચોપડા જોવા તપાસવા એ વ્યર્થ હતું, અને વઝીર બહાઉદ્દીનભાઇને પૂછીને, એ નાણાં એમનાં ખાનગી હતાં કે નહિ એ બાબતની ખરાઇ કરવા જતાં ઉપસ્થિત કરાયલ મુકદ્દમો પડી ભાગે તેવો ભય રહેતો હતો. રાયજી સાહેબના વિરોધી

મંડળે તો એજ કામ કરવાનું હતું અને તે એ કે રાજ્યનાં નાણાં ગુમ થયાં છે એવું કલ્પી લેવું અને કલ્પનાને આધારે પુરૂષોત્તમરાયજીને ગુન્હેગાર ઠરાવી તેમને લુંટી લઇ તેમની પ્રતિષ્ઠાને તોડી પાડી તેમને ફરીથી જુનાગઢમાં પગ મૂકવાનો લેશ પણ અવકાશ ન રહે એવું કરી દેવું. આવી આ શત્રુ સંઘની મનોદશા હતી એટલે કોઈ પણ પ્રકારે બંધનકારક થઇ પડે તેવો લિખિત જવાબ રાયજી સાહેબને ન જ આપવાનો તેણે નિર્ધાર કરેલ હતો।

ઉપર પ્રમાણે સવાલ જવાબ થયેલા તે વખતે રાયજી સાહેબ રાજકોટમાં સ્થિર થઇને રહેતા હતા. આમ હોઇને, અપરાધીને પરહદમાંથી પકડવાના કાયદાનો લાભ લઇને રાયજી સાહેબને રાજકોટમાંથી પકડીને જૂનાગઢમાં લાવી મૂકવા એવા ઇરાદાને સફળ કરવા માટે રાજ્ય તરફથી કોઈ ગોઠવણ થતી હશે તેનો ગંધ રાયજી સાહેબને મળી ગયેલો, એટલે તેમણે રાજ્યની એ પ્રકારની બાજીને ઉંધી પાડવાને, રાજકોટના એક વકીલ સ્વ૦ જીવણલાલ ઘોડાને પોતાની સાથે રાખીને અચાનક રાજકોટ છોડી દઇને મુંબઇ બેટનો આશ્રય હાથ કરી લીધેલો હતો. આ પ્રમાણે જૂનાગઢ રાજ્યની ઇચ્છા, એમને જૂનાગઢ લાવીને જે પ્રકારના હાલ તેમના કરવાની હશે તે અફલિત થતાં એ રાજ્યને ફક્ત મુકદમો ચલાવીને સંતુષ્ટ રહેવાનો માર્ગ ગ્રહણ કરવો પડેલો હતો. રાયજી સાહેબ પકડાયા હોત તો તેમના હાલ જો કે આ જમાનામાં દીવાન અમરજી જેવા-કદાપિ ન થાત, તો પણ એમને બને તેટલો ત્રાસ આપવાના તથા તેમની આબરૂ પાડવાના પ્રયાસો અચૂક થાત એ પરત્વે શંકા લેવાય તેમ નથી. એ સમય એવો હતો કે, રાયજી સાહેબને કાંઈ નહિ તોપણ કાચા કામના એક કેદીની સ્થિતિમાં રહેવું તો પડતજ; કારણ કે એ વખતે ભારે રકમનો કોઈ જામીન તેમને મળી શકત નહિં; એટલું જ નહિ, પરંતુ રાજ્યકોપને લઇને કોઇપણ શહેરી તેમનો જામીન થવાની હિંમત બતાવી શકત પણ નહિ. એટલે રાયજી સાહેબે મુંબઇ બેટનું શરણ લીધેલું તે એક તેમની કાલો-ચિત અગમચેતીની સૂચક હકીકત જ છે. આમ રાજ્યની બાજી વીંખાઈ ગયેલી ત્યારે પછી મુકદમો તેમની ગેરહાજરીમાં અને તેમના તરફથી કોઇપણ વકીલ બેરીસ્ટરને હાજર થવા દીધા વિના જ ચલાવવો એમ બેગ સાહેબે નિર્ણય કર્યો. પરંતુ આ મુકદમો અચૂક કોઇ મશ્કરી તથા અનિષ્ટ લોક ચર્ચાનો વિષય થઇ પડશે એવું બેગ સાહેબનું માનવું થયેલું હશે, એટલે તેમણે પૂર પહેલાં લકય નેટકી પાળ બાંધવાનો પ્રયાસ કરેલો હતો. મુંબઇના અગ્રગણ્ય

દૈનિક વર્તમાન પત્ર "ધ ટાઇમ્સ ઓફ ઇંડિયામાં" આ મુકદમાનો આદિથી અંત સુધીનો વૃત્તાંત રોજબરોજ પ્રકટ થતો રહે એટલા માટે આ દીવાનજીએ એ વજનદાર પત્રના એક ખાસ વૃત્તાંત લેખકને જૂનાગઢમાં રાજ્યપરોણા તરીકે બોલાવી રાખેલ, અને બીજી તરફ આ મુકદ્દમો સમાપ્ત થતાં જે લોકચર્ચા ઉપસ્થિત થઇ આવે તેનો વૃત્તાંત બ્રિટિશ સરકારના જાણવામાં ન આવી શકે એટલા સારૂ તેમણે, અમે જાણી શક્યા છીએ તે પ્રમાણે, મુંબઈ સરકારની "ઓરિયંટલ ટ્રાંસ્લેટર" કચેરીની "વર્તમાનપત્ર-શાખા (પ્રેસ-રીપોર્ટ બ્રેંચ)" તરફથી દર અઠવાડીએ, વર્તમાન પત્રોમાં આવતી મહત્ત્વવાળી હકીકતની સમાલોચનાની એક નિવેદન પોથી સરકાર સમક્ષ મૂકાતી હતી તેમાં આ રાવજી સાહેબવાળા કામ પરત્વે જે લોકચર્ચા જાગે તેને સ્થાન ન આપવાનો બંદોબસ્ત પણ કરેલો હતો ! આ પ્રકારનો બંદોબસ્ત, એ દીવાનજી પોતાની લાગવગથી કરી શકેલા, અને અમે જાણીએ છીએ તેમ, એ બંદોબસ્તને ફલિત કરનાર ઇસમની આ બેગ સાહેબે પાછળથી કદર પણ કરેલી હતી ! પરંતુ આ વિષયે અમે અધિક વિસ્તૃત વિવેચના કરવા ઇચ્છતા નથી એટલે હવે અમે મૂળ વિષયને ફરીથી હાથ ઉપર લઇએ છીએ.

ઉપર પ્રમાણે બધી વ્યવસ્થા થઈ ગયા પછી તા. ૯-૯-૦૧ ને રોજ દીવાન બેગસાહેબે પુરૂષોત્તમરાયજી સામે મુકદ્દમો ચલાવવા માટે હુકમ પ્રસિદ્ધ કરેલો. આ હુકમ પ્રમાણે જે તપાસ પંચ નિયુક્ત કરવામાં આવેલ તેમાં ન્યાયાધીશો તરીકે ગુલામ મહંમદ મુનસી અને ડોસાભાઇ ખરસેદજી ગાંધીને તથા માણેકલાલ ધારણજી નાણાવટીને કર્મચારી (સેક્રેટરી) તરીકે નિયોજવામાં આવેલા; એટલુંજ નહિ પરંતુ કામ ચલાવવાને માટે રાજ્ય તરફથી હોરમસજી વાડીઆ બેરિસ્ટર ની નીમણુંક પણ કરવામાં આવી હતી. આ પ્રમાણે નિયુક્ત થયેલ ગૃહસ્થોમાંથી એક ડોસાભાઇ ગાંધીને બાદ રાખીને કહીએતો બેગ સાહેબે એક એવું તો દ્વેષ-વિષધરમંડળ બુદ્ધિપૂર્વક ચ્યોજ્યું કે તેના બરડામાંથી પુરૂષોતમરાયજી સહીસલામત મુક્ત થઇ શકે જ નહિ. આ તપાસપંચની નિયુક્તિ સાથે રાવજીસાહેબે તા. ૧૮-૯-૦૧ ને રોજ તારથી અને તા. ૫-૧૦-૦૧ વાળી મંત્રીપત્રવાટે તૈયાર કરેલ અર્જથી ગુલામમહંમદ મુનસી તથા માણેકલાલ પુરતો તેમની શત્રુતાનાં કારણો બતાવતો વાંધો ઉઠાવેલો, એટલે રા૦ ગુલામમહંમદે પોતાની નીમણુંકનું રાજીનામું આપી દીધેલું અને માણેકલાલને, તા. ૧૦-૧૦-૦૧ના અરસામાં જૂનાગઢમાં આવી રહેનાર 'એજંટ ટુ ધ ગવર્નરની'

તથા સોરઠ પ્રાંતના 'પોલિટિકલ એજન્ટની' બરદાસ્ત કરવાને કામે બદલી નાંખવામાં આવેલ હતા, અને એ પ્રમાણે ખાલી પડેલ બે જગ્યાએ અનુક્રમે મિ૦ જે૦ જે૦ ગઝદર, એમ૦ એ૦, જે૦ પી૦, બેરિસ્ટર-એટ-લો અને મિ૦ મહમદઅમીન ફરીદ બી૦એ, બેરિસ્ટર-એટ-લો કે જેમને બેગ સાહેબે જ રાજ્યસેવામાં પ્રવેશ કરાવેલો હતો તેમને નિયોજવામાં આવેલા. આ પ્રમાણે આ તપાસપંચનું રૂપ ઘડાઇ ચૂકેલું ત્યારે તા. ૮-૧૦-૦૬ ને રોજથી આ મુકદમાને ગતિમાં મૂકવામાં આવેલો હતો. આ પ્રસંગે જે એક વિચિત્ર તથા કોઇક પ્રકારનો વહેમ ઉત્પન્ન કરે એવી ઘટના બનેલી તે એ કે, કાઠિયાવાડના એજન્ટ-ટુ-ધ-ગવર્નર તથા સોરઠ પ્રાંતના પોલિટિકલ એજન્ટ; એ બે બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિઓ જૂનાગઢમાં મુકામ નાંખીને રહેલા હતા અને તેમનું આતિથ્ય કરવાનું કામ માણેકલાલને જ સોંપાયલું હતું ! રાયજી સાહેબ સામેનો આ મુકદમો વિલક્ષણ કોટીનો હતો અને તે ચાલતો હોય ત્યારે પૂર્વોક્ત કોટીના બ્રિટિશ અમલદારો જૂનાગઢમાં મુકામ નાંખીને રહે એ બીના લોકોને નાનાવિધ તર્કો કરવાની તક આપે તેવી હતી. આ મુકદમાનું પ્રકટ કરાયલું રૂપ તો એક સમસ્યા જેવુંજ હતું, કારણ કે ગુમ થયલ કહેવાયલ નાણાં રાયજી સાહેબને કયે માર્ગે અને શા કારણે પ્રાપ્ત થયલાં તે વાત અંધકારમાંજ ઢંકાયલી હોઇ તેની પૂર્તિ થવાની બાકીમાં રખાયલી હતી ! અને એ પાદપૂર્તિ તો આ મુકદમા રૂપી મહાકાવ્ય રચનારા મહાકવિઓની કલ્પનાજ કરી શકે તેમ હતું, એટલે એ પાદપૂર્તિ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે જરૂરત પ્રમાણે વિઘ્નહારક બનવાને પૂર્વોક્ત બ્રિટિશ અમલદારો અગાઉથી આવી બેઠેલા હોય તો તે વાતને અસંભવિત ગણી શકાય નહિ. આ પ્રમાણે બધી રચના થઈ ગયા પછી તા. ૮-૧૦-૦૬ને દિવસેથી મુકદમો ચાલતો થઈ ગયલો. રાજ્યે ઉપજાવી કાઢેલ પ્રસંગોચિત તથા કાર્યસાધક નવા કાયદા પ્રમાણે પુરૂષોત્તમરાયજીને ન તો વકીલ કે ન તો પ્રતિનિધિ મારફત પોતાનો બચાવ કરવાની છૂટ અપાયલી કે ન તો અપાયલ કે એઓ ખુદ હાજર થાય તો તેમની સ્વતંત્રતાની રક્ષા પરત્વે અપ્રતિબદ્ધ ખાત્રી. મતલબકે, સર ફીરોઝશાહે ઘડેલ પૂર્વનિર્દિષ્ટ અર્જમાં ગુમ થયલ કહેવાયલ નાણાં સંબંધે જે બધી ખરી હકીકત લખીને નવાબ સાહેબ તરફ મોકલેલી તે તથા એક પછી એક મોકલાયલ તારો દ્વારા કરેલ તમામ પ્રયાસો, બહેરા આગળ ફુંકાતા શંખની પેઠે નિષ્ફળ નિવડેલા ! સાંભળવું હોય તો જ કોઇ સાંભળે ને ? હોરમસજી વાડીઆં જેવા બેરિસ્ટરે પોતાના આરંભક ભાષણમાં, વઝીર બહાઉદ્દીનભાઇને સાક્ષી રૂપે

**બોલાવવાની જરૂર નથી એમ જણાવીને તેમનું નામ મુદ્દાના (મટીરી-અલ) સાક્ષીઓની નામાવલિમાંથી બાદ રખાવેલું હતું.** ગુમ થયેલ કહેવાયલ નાણાં મારા પોતાના ખાનગી હતાં એમ રખેને બહાઉદ્દીનભાઈ કહીદે તો પુરુષોત્તમરાયજી સામેનો આખોય મુકદ્દમો કડડભુસ ઢળીપડે એવી ભીતિ આ કુશળ બેરિસ્ટરને લાગતી હશે તેથી તેમણે આ બહાઉદ્દીનભાઈને સાક્ષી રૂપે ન બોલાવવાનું ઉચિત ધાર્યું. આમ આ કામનો આરંભ થયા પછી બીજે દિવસે કામ ચાલવાનું હતું, એટલામાં કોણ જાણે કેમ પણ એવો આકસ્મિક યોગ થઈ આવ્યો કે, આ વાડીયા સાહેબનો દીકરો મુંબઈમાં અચાનક માંદો પડી ગયાનો તાર આવતાં વાડીયા સાહેબને જુનાગઢ છોડીને મુંબઈ ભેળા થઈ જવું પડેલું હતું ! આમ થયેલું એટલે તેમને ઠેકાણે રાજકોટવાળા બેરિસ્ટર દલપતરામ શુક્લ નીમાઈને આવી પહોંચેલા હતા. મુકદ્દમો ચાલવા લાગ્યો અને મુખ્ય મુદ્દાનું પ્રતિપાદન કરવામાં લેશમાત્ર પણ ઉપકારક ન થાય તેવા સાક્ષીઓની આડીતેડી વાતો પરત્વે પણ જુબાનીઓ લેવાયથી અને હુંડી કાઢી આપનારા વેપારીઓના તથા અણખપના સરકારી ચોપડામાંથી અનુપકારક લાંબા લાંબા ઉતારાઓ પણ અદાલતની લેખાવલીઓમાં ગુંથાતા ગયેલા હતા ! મોટા માણસ સામેના કામના ભભકાનું જુથ પણ મોટું ન હોય એમ કેમ બને ? વસ્તુત: અદાલત એક પ્રકારનું પ્રેક્ષાસ્થાન બની ગયેલ અને એમાં ભજવાઈ રહેલ ભવાઈ જોવા આવવાની દરકાર જુનાગઢના પ્રજાજનોએ ન જ કરેલી એવું અમે તેમાં પ્રેક્ષકોને અભાવે ખાલી પડી રહેલી ખુરશીઓ જોયેલી તેને આધારે આજે પણ કહીએછીએ. રાજકોટવાળા વકીલ ગુલાબરાય વજેશંકર છાયા તથા વકીલ મોતીલાલ રવિશંકર ઘોડા અમદાવાદવાળા અને આ કથાલેખક પોતે એ ઉપરાંત રાજ્ય પક્ષના કાર્યોપકારક ગૃહસ્થો અને સાક્ષીઓ સિવાય બીજા દર્શનોત્સુક લોકો ત્યાં નજરે ચઢતા ન હતા એવો આ લોકભારી મુકદ્દમો હતો ! રા૦ શુક્લ બેરિસ્ટર ખુદ રાયજીસાહેબથી સારી પેઠે પરિચિત હતા અને તેઓના મનમાં તેમની બાબી સદ્ભાવ હશે તેથી તેઓ તેમના નામનો ઉલ્લેખ કરવાને પ્રસંગે કોઈવાર 'આરોપી' તો કોઈવાર 'રાયજીસાહેબ' તો કોઈ વખતે 'પુરુષોત્તમરાયજીભાઈ' એમ કરતું કરતું બોલીને પોતાના મન અને મુખ વચ્ચે થતી રહેતી તાણખેંચનું પ્રદર્શન પણ કરી રહેતા હતા! આ મુકદ્દમો એ પાયા વિનાની ઈમારત છે એવું આ રા૦ શુક્લ બેરિસ્ટર ન સમજે એમ કહી શકાય નહિ. પરંતુ આપણી અભિનવ સાંસ્કૃતિક ભાવનાએ મનુસ્મૃતિમાં વૈશ્યવર્ગોચિત 'સત્યાસત્ય'ને ધનોપાર્જનના વિષયે માન્ય ગણેલ છે તેને દાખ

સુસિધ્ધાંત રૂપે સ્વીકારવાનું યોગ્ય ધારેલું છે એટલે વકીલો તથા વૈદો અર્થોપાર્જન કરી લેવાના હેતુથી પ્રેરાઈને એ 'સત્યાસત્યના' નિયમને અનુસરી રહે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. 'અમે તો ન્યાયના કામે મદદ કરનારા છીએ, લોકસેવકો છીએ':–એવી એવી બાંગ વકીલો તથા બેરિસ્ટર્સ સામાન્યતઃ પુકારે છે, છતાં તેઓ અપ્રતિવાધ અગર તો પ્રથમ દર્શને ખોટાં દેખાતાં કામો કેવળ મહેનતાણું મળવાને લોભે હાથમાં લે એ શું કેવળ હાસ્યાસ્પદ નથી? વકીલ પોતાના અસીલ પાસેથી સાચેસાચી હકીકત જાણી લેવાને પ્રયાસ ન કરે તો અમે તો એવાને અધર્મિષ્ઠ જ ગણીએ. વકીલને તેના અસીલે કહેલી ખરી હકીકત (ઇંસ્ટ્રક્ષન્સ)નું ગોપન કરી રાખવાનો જે અધિકાર આધુનિક ન્યાયતંત્રને અંગે અપાયલ છે તેને અમે અનેક અન્યાયો તથા ઉપદ્રવોનું મૂળ ગણીએ છીએ. અસ્તુ. આ વિષય પરત્વે અધિક ચર્ચા અસ્થાને થઇ પડે, એટલે અમે એ વાત બંધ કરીને પ્રસ્તુત કામ અંગે આગળ કથા કરશું. આ પુરૂષોત્તમરાયજીવાળા કામે જેટલી જુબાનીઓ થયલી તેનો નિષ્કર્ષ–સાર–એટલોજ નીમરેલો કે, નાણાં રાજ્યમાંથી આવેલાં નહિ. રાજ્યમાંથી કોઇએ ઉપાડેલાં નહિ અને દબરામ શેઠે પોતાના ખાનગી સંબંધથી બહાદ્દીનભાઇ વતી હુંડીઓ લખાવીને પુરૂષોત્તમરાયજીને આપેલી હતી. મતલબ કે, જેટલી હકીકત આ શુમ રકમ કહેવાયલ નાણાં પરત્વે પુરૂષોત્તમરાયજીએ પ્રથમથીજ ટીપીટીપીને જણાવેલી તેટલી જ હકીકત આ સાક્ષીઓની જુબાનીઓમાંથી નીકળી શકી હતી, અને એમ થયલું એટલે મુકદ્દમાનો જે ઉદ્દેશ હતો તે માર્યો જાય એવી પરિસ્થિતિનો જન્મ થઈ આવેલો હતો. ત્યારે હવે કરવું શું? ન્યાયાધીશોને મુંઝવણ થઇ પડેલી. છેવટે હરકોઇ ઉપાયે વઝીર બહાઉદ્દીનભાઇની જુબાની જે રૂપમાં જોઇએ તે રૂપમાં પડે તોજ રાયજી સાહેબને અપરાધી ઠરાવી શકાશે એમ ન્યાયાધીશ રા૦ ગઝદરને લાગતાં તેમણે બેગ સાહેબને વઝીર સાહેબની જુબાની ગોઠવાવી દેવાની સૂચના કરી દીધેલી હતી અને તેને પરિણામે તેમણે એક યુક્તિ ગોતી કાઢીને, જે કામ ન્યાયાધીશોએ ખુદે કરવું જોઈએ તે કામ માણેકલાલ ધારણજીની અસાધારણ બુદ્ધિનો આશ્રય કરીને પાર ઊતારવાનો માર્ગ પકડેલો, અને એક પ્રશ્નાવલિ એ વઝીર સાહેબને મોકલી તેના જવાબો તેમની કનેથી મેળવવાની યોજના કરવામાં આવી હતી. બ્રિટિશ રાજદ્વારીય અમલદારોનું આતિથ્ય કરવામાં રોકાયલ આ માણેકલાલજીને ફરી પાછી ફુરમદ મેળવાવીને આ મહત્વવાળા કામે જોડવા પડેલા, અને એ કામ એમણે હોંસભેર ઊપાડી લીધું પણ હતું! મુખ્ય ન્યાયાધીશ મિ૦ ગઝધર બન્યા પ્રેરનાર, માણેકલાલ બન્યા લખા-

વનારે ગુરુ, લખનાર શિષ્ય બન્યા બીજા ન્યાયાધીશ ડોસાભાઇ ગાંધી, અને દીવાન બેગ સાહેબ ખુદ થયા તે પ્રશ્નાવલિના સંશોધનકાર! આમ ચારે જણાંએ કરેલ વલોણુ થી તૈયાર થયલ પ્રશ્નાવલિમાં ખામી કેમ હોઇ શકે!! કાયદા પ્રમાણે તો પ્રશ્નો કાઢવાનું કામ વસ્તુતઃ રાજ્યપક્ષના બેરિસ્ટર રા૦ શુક્લે તથા ન્યાયાધીશોએ અદાલતમાં ભેળા મળીને કરવાનું હતું. તે છતાં આ પ્રશ્નાવલિ ઘડવાને કામે તેમણે ત્રીજા પુરૂષ માણેકલાલને પસંદ કરી તેમની પાસે પ્રશ્નો રચાવેલા એ હકીકત, ખરેખર, એ અદાલતની ન્યાયવૃત્તિમાં તથા કામ કરવાની આવડતમાં ખોડી-અરે, ગુન્હા રૂપ ગણાય તેવી-ખામી અગર ભ્રષ્ટતા દેખાડનારી ગણાશે જ. આ બાબતે ડોસાભાઇ ગાંધીએ સ્વલિખિત પોતાની તા૦ ૨૬ થી ૩૧ સુધીની રોજનિશીમાં આ પ્રમાણે લખેલું છે- "**માણેકલાલે અને પ્રશ્નો લખાવેલા. તેમને લખી લીધા પછી હું તે દીવાન સાહેબ પાસે લઇ ગયો હતો, અને દીવાન સાહેબે (તેમને) સંશોધિત** કરેલા. આ થયા પછી હું તે (પ્રશ્નો) મિ. ગઝધર પાસે લઇ ગયલો. માણેકલાલના કહ્યા ઉપરથી જણાય છે કે, બહાઉદ્દીનભાઇની સાક્ષી પરત્વે ગઝધર સાહેબે સૂચના કરેલી હતી. અદાલતમાંથી એ પ્રશ્નો માણેકલાલ લઇ ગયા હતા, અને દીવાન સાહેબે **ફરીથી** એ સવાલો ગઝધર સાહેબને સોંપી દીધા હતા." આ હકીકતે સ્પષ્ટ સમજાય છે કે, આ વિશિષ્ટ પ્રકારે વિચિત્ર દેખાતી અદાલતે તો ફક્ત દીવાન સાહેબ તથા માણેકલાલના એક રમકડા રૂપે રમવાનું જ કામ કરવાનું હતું! અર્થાત્ મિ૰ ગઝધર શુદ્ધ ન્યાયાધીશપણું છોડીને નાટકના વસ્તુ પ્રયોજક બનેલા અને તેમણે બેગ સાહેબના આદેશને અનુવર્તી રહેવાનું પણ હતું! અને ડોસાભાઇ ગાંધી તો હતા રાજ્યના નોકર, અને વળી બેગ સાહેબે તેમને પ્રથમથી જ સંભળાવી દીધેલ તે પ્રમાણે નવાબ સાહેબને તેમનાથી સંતોષ ન હતો! મતલબ કે, વઝીર બહાઉદ્દીનભાઇને પૂછાયલા કહેવાતા પ્રશ્નોની ઉત્પત્તિ અદાલતના ગર્ભાશયમાં થયલી નહિ અને પર સ્ત્રીથી જન્મેલ બાળકને જેમ કોઇ વાંઝણી સ્ત્રી પોતાના બાળકને ઠેકાણે ગોઠવી દે તેમ આ અદાલતે કરેલું હતું! આ પ્રશ્નો એકલા સોરઠના નહિ, પરંતુ હિંદુસ્તાનના રાજદ્વારીય ઇતિહાસમાં આકર્ષક સ્થાન લઇ શકે એટલા માર્મિક તથા પ્રચ્છન્ન વિષથી પાયેલા પણ દેખાય છે! અમારા પાઠકથી વિચારવાને માટે અમે આ નીચે એ પ્રશ્નોને તથા તે પ્રશ્નોના અપાયલ કહેવાતા વઝીર બહાઉદ્દીનભાઇના જવાબો રજુ કરીએ છીએ —

| સવાલ. | જવાબ. |
|---|---|
| ૧. નવાબ સાહેબ બહાદુરખાનજી બહેસ્તનશીન થયા તે પછી થોડા વખતમાં પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાને રૂપીઆ ૧,૫૬૦૭૦ સોંપવામાં આવેલ કે ? | ૧. હા. |
| ૨. જો તમે કહેતા હો કે તેટલા રૂપીઆ તેણે લીધેલા છે, તો તે રૂપીઆ મેળવવા માટે તેમણે કયું કારણુ બતાવેલું ? | ૨. રાજ્યની બહેતરી માટે જોઇએ છે એમ કહી તેણે લીધેલા. |
| ૩. એ નાણાં એમણે લીધેલ એમ તમે કહેતા હો, તો તે નાણાં નબાબ ખાનગી હતાં કે સરકારી ? | ૩. અમારા ખાનગી (નાણાં) ન હતાં (પણ) સરકારી હતાં. |
| ૪. તે નાણાં સરકારી હતાં એમ જો તમે કહેતા હો, તો તે સરકારી કેવી રીતે હતાં ? | ૪. તોપખાનાનાં હતાં અને (એ વાત) હાલના નવાબ સાહેબ (રસુલખાનજી) જાણે છે. |
| ૫. તે નાણાં તેમને મળેલાં એમ તમે કહેતા હો, તો તે નાણાં તમને કે સરકારને તેમણે કોઇ પણ રૂપમાં પાછાં આપેલાં છે ? | ૫. તે નાણાં મને કોઇ પણ રૂપમાં તેણે કદી પણ પાછાં આપેલ નથી. |

ઉપર પ્રમાણે, રા.યજી સાહેબને દોષિત ઠરાવે એવા પ્રશ્નો, બને તેટલું બુધ્ધિચાતુર્ય વાપરીને તેમના ઘડનારાએ એ ઘડેલા તો ખરા. પરંતુ એ સવાલોના જવાબો દેનાર પાકો અનુભવી મુત્સદ્દી બહાઉદ્દીન જેવો વઝીર હતો એ વાત એ ઘડવૈયાઓના લક્ષ બહાર રહી ગયલી હોય એમ સમજાય છે. આ પ્રશ્નો તૈયાર થયલા એટલે એમને વઝીર પાસેથી એમના જવાબો મેળવવા માટે કોઈ ઇસમને નિયુક્ત કરવાની જરૂર અદાલતને જણાયલી. જે મકાનમાં આ અસાધારણ અદાલત બેઠી હતી તે મકાન વઝીર સાહેબના નિવાસસ્થાનથી પચાસેક કદમ જેટલું દૂર હતું. છતાં એ તપાસપંચના સભાસદો પૈકી કોઇએ

ધર્મનિષ્ઠ મનુષ્યને ઘણીવાર નિસ્સહાય-ગતિહીન કે હતવીર્ય-બનાવી દે છે તેનો નમુનો આ અમરજીભાઇ ગણાશે પૂર્વોક્ત મવાસનામાના ઘડનાર માણેકલાલ ધારણજી નાણાવટી હતા અને તેના સંશોધક દીવાન બેગસાહેબ હતા. તથાપિ તેના જવાબો વઝીર સાહેબ ખુદે આપેલા છે કે બીજાને હાથે ઘડાયલા તે સંબંધે કશુ નિર્ણયાત્મક મત આપી શકાતું નથી છતાં અમરજીભાઇ જેવા ગૃહસ્થ, એ જવાબો વઝીરે લખાવેલ છે એમ જ્યારે અદાલતમાં કહેછે ત્યારે આપણે તે જવાબોને વઝીરનાજ ગણી લેવા પડે. પણ આ જવાબો કાયદાની નજરે અદાલતથી ગ્રાહ્ય રાખી શકાય તેવા નથી. વઝીર સાહેબની સહી તેમની નીચે નથી કે નથી લેવાણી તેમના અંગુઠાની છાપ કે નથી તે ઉપર તેમનો સિક્કો ! વળી વઝીર સાહેબને પ્રતિજ્ઞા લેવડાવ્યા વિના તેમની આ જુબાની લેવાઇ છે એ પણ એક અકર્તવ્ય મહાદોષ તે પરત્વે દેખાય છે. મતલબ કે પડદા પાછળ રહીને ખેલનારાઓએ અમરજીભાઇને હોળીનું નાળીઅર બનાવીને પોતાના હેતુને સાધી લેવાના પ્રયત્નોમા કાયદા કાનુન, ધર્મ સદાચાર અને છેવટે શિષ્ટાચાર એ સર્વેને નેવે મુકી દેવામાં લેશ માત્ર જેટલો સંકોચ ભોગવેલો નહિ, એટલુંજ નહિ, પરંતુ પાપ કર્મ કરવામા બીજાઓને ગમે તે વિધિએ ભેળવી ભેળવીને, પોતાના અપકૃત્યના બદલામા પોતાને ઇતિહાસના જે પાકા રંગની ધનશ્યામતા પ્રાપ્ત થવાની હતી તેની વહેંચણી કરી તેને પાતળી પાડી દેવાને ન કરવા જેવા પ્રયાસો કરેલા છે એમ આપણે કહી શકીએ. અર્થાત્ બહાઉદ્દીનભાઇને નામે ચડેલા જવાબો સાથે અમરજીભાઇ અદાલતમા હાજર થયા પરંતુ એ જવાબો અદાલત સમક્ષ રજુ કરતી વખતે એ ધર્મપરાયણ રાજપુરુષનુ ચિત્ત કેટલું વિહ્વલ બન્યુ, તેમનું અંતઃકરણ તેમને કેટલુ ડખી રહેલુ અને એને પરિણામે તેઓ કેટલા કંપી રહેલા-એ બધી મનોદશા દર્શક ચેષ્ટાઓનું ચિત્ર તો, તે સમયનો દેખાવ જેમણે જોયનો છે તેમની દૃષ્ટિએ આજ પણ ચઢી શકે અમારા આ પ્રકારના કથનમા અતિશયોક્તિનો સભાર ભરાવાની કલ્પના અમારા આ લેખનો પાઠક નહિ કરે એવી આશા અમે રાખીએ છીએ

પૂર્વોક્ત સંયોગોને લઇને વઝીર બહાઉદીનભાઇને નામે ચડેલ જુબાની તેમની ખુદની હોવાની વાત શંકનીય બની જાય છે, અને એવી એ બને છે તેના કારણો પણ છે વઝીરે જે નાણા પુરૂષોત્તમરાયજીને આપેલા તે તેમણે તેમને સીધા આપેલ નહિ, પરંતુ રાજ્યની ટંકશાળના અધિકારી કે જેમની

સાથે વઝીરને જૂનો ગાઢ સ્નેહ સંબંધ હતો તેમની મારફત આપેલાં, આ ટંકશાળના અધિકારી કાસમ શેઠે એ નાણાંની હુંડીઓ ઉઘાડી રીતે જૂનાગઢના વેપારીઓ પાસેથી કઢાવેલી અને રાવજી સાહેબને સોંપેલી. રાવજી સાહેબે એ હુંડીઓ પોતાના બાપ નૃસિંહપ્રસાદની મુંબઈમાંની દુકાન ઉપર મોકલી આપેલી અને નૃસિંહપ્રસાદે એ હુંડીઓ વટાવીને મળેલ નાણું સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને વઝીર સાહેબ માટે એક એક હજારની એમ એકસોત્રેપન ચલણ ચિઠ્ઠીઓ (Currency Notes) ખરીદવાને આપી દીધેલાં હતાં. મનઃસુખરામજીએ આ પ્રમાણે ચલણ ચિઠ્ઠીઓ મુંબઈની "કરંસી બેંક"માંથી ખરીદીને વઝીર સાહેબને પહોંચડાવી દીધેલી પણ હતી. આમ ચલણ ચિઠ્ઠીઓના રૂપમાં વઝીર સાહેબને પોતાનાં નાણાં પુરેપુરાં મળી ગયલાં એટલે, "તે નાણાં મને કોઈપણ રૂપમાં તેણે (રાવજીએ) કદિ પણ પાછાં આપેલ નથી" એવો જે જવાબ પાંચમા પ્રશ્નનો આપેલ છે તે જવાબ વઝીર આપે એવો સંભવ નથી. વળી એ નાણાં "તોપખાનાનાં હતાં અને (એ વાત) હાલના નવાબ સાહેબ (રસુલખાન) જાણે છે" એવો જે ચોથા પ્રશ્નનો જવાબ વઝીરને નામે ચડેલો છે તે એવો છે કે, તેને પરિણામે નવાબ સાહેબ ખુદ દોષિત ઠરી જેમ. આમ કે ઘને વઝીર જેવો કાબેલ પુરૂષ નવાબ સાહેબને હાનિકર નીવડે એવો જવાબ લખાવે એ કેવળ અકલ્પનીય વાત છે. આમ આપણે પૂર્વોક્ત પ્રશ્નોત્તરીને અનેક દ્રષ્ટિએ શંકનીય ગણી શકીએ તેમ છીએ. હવે આપણે આ પ્રશ્નોત્તરી પરત્વે થોડીક પણ બોધક ટીકા કરી લઈએ.

સાહેબ ખૂને કે રાજ્યને સાચા વફાદાર રહેલા તો નથીજ આ મુકદમાને પ્રસંગે કાઠિયાવાડમાના બ્રિટિશ ગવર્નરીય પ્રતિનિધિઓ જૂનાગઢમા મુકામ કરી રહેલા એ હકીકતને પૂર્વોક્ત પ્રશ્નોત્તરી અને કુતર્કો કરાવે તેવી તો છે જ અમને એવુ પણ ભાસે છેકે, નવાબ સાહેબ રસુનખાનજી જેવા સાધુચરિત રાજ્યકર્તા ઉપર આ મુકદમા રૂપી એક બલાત્કાર પ્રયોગ થયેલો છે અને કારસ્તાનીઓ બ્રિટિશ સરકારના હાથા પણ બનેલ છે આ એક વાત હવે બીજી, નવાબ સાહેબ બહાદુરખાનજીનો દેહાત થયો તેને પરિણામે, તેજ દિવસે, રાજ્યની તમામ મિલ્કત, બ્રિટિશ સરકારના હુકમથી અને તે સરકાર વતી દીવાન હરિદાસભાઈએ સભાળી લીધેલી હતી, એટલે પુર્વનિર્દિષ્ટ નાંણાની મ્હોટી રકમ, નવાબ સાહેબ રસુનખાનજીની જાણમા વઝીરબહાઉદ્દીનભાઈએ રાજ્યમિલકતમાથી કે રાજમહાલયમાથી ઊઠાવી લઈને પુરૂષોત્તમરાયજીને આપેલ હોય તો, પ્રથમ દર્શને, નવાબ સાહેબ ખુદજ એક અપરાધી ઠરી જાય છે અને વળી હરિદાસભાઈએ જો એ રકમ ઊપાડવા દીધી હોય તો તેઓ પણ એક અપરાધી ઠરી ચૂકે છે પણ આટલેથીજ આ વાત અટકતી નથી આ મુકદમાના નિર્ણય લેખમા દીવાન (મ૦) મીરજા અબ્બાસ અલી બેગે જણાવેલ છે તે પ્રમાણે, એ વઝીર સાહેબના જવાબ રૂપે કહેવાયલા "રાજ્યની બહેતરી માટે" શબ્દોનો અર્થ 'બ્રિટિશ અમલદારોને આપવાની રૂશ્વત" એવો થતો હોય, તો પછી શું૦ નવાબ સાહેબને પ્રાપ્ત થયેલ ગાદીને છોડવી ન પડે તેટલા સારૂ બ્રિટિશ અમલદારોને લાંચરૂશ્વત આપીને પણ પોતાના પક્ષે સેવડાવવાને તત્પર બનેલા અને તેથીજ તેઓશ્રીએ પોતાની જાણમા વઝીર બહાઉદ્દીનભાઈને, દીવાન હરિદાસજીએ **બ્રિટિશ વહીવટદાર તરીકે સભાળી લીધેલ** તોષાખાનામાથી એટલા બધા નાણા ઊઠાવી લેવાની છૂટ આપેલી અને તેમ કરીને તેમણે, બ્રિટિશ સરકારે તેમના ઉપર મૂકેલ વિશ્વાસનો ભગ કરેલો એવુ યથાર્થ અનુમાન આપણે સુખેથી કરી શકીએ અને એ અનુમાન પ્રમાણે ખુદ નવાબ સાહેબ રસુનખાનજી, વઝીર બહાઉદ્દીનભાઈ અને દીવાન હરિદાસ-એ ત્રણે પ્રથમ પંક્તિના ગુન્હેગાર બની જાય છે, અને પુરૂષોત્તમરાયજીને ભાગે જો કોઈ દોષ આવતો હોય તો તેઓ બીજા વર્ગના ગુન્હેગાર બને છે પણ આ પ્રકારની ચર્ચાને આપણે અત્ર લબાવશુ નહિ કારણકે હરકોઈ સુજ્ઞ પાઠક પૂર્વોક્ત પ્રશ્નોત્તરીનો મર્મ સમજી શકશે આમ હોઈને હવે આપણે આ મુકદમાના ઉત્તર ભાગમા ઉદ્ભવેલ બીજા રંગ જોઈ લેશુ તા૦ ૧૭-૧૦-૧૬ ને રોજ આ રાજદ્વારીમ પ્રાચ જાળના સો કી

ઇતિહાસમાં સ્થાયી સ્થાન મેળવવાને પાત્ર ગણાય તેવા મુકદ્દમાની સમાપ્તિ થઇ હતી, એટલે પછી આ તપાસપંચના ન્યાયાધીશોએ પોતાનો અભિપ્રાય દર્શાવનારો એક નિવેદનલેખ (રીપોર્ટ) તૈયાર કરીને દીવાન તરફ મોકલી આપવાનું કામ કરવાનું તેમને ભાગે બાકી રહેલું હતું, અને એ કામ એમણે તા. ૧૮-૧૦-૦૬ ને રોજ જૂનાગઢના કાલવાડ દરવાજા બહાર આવેલ 'લાલબાગના' બંગલામાં બેસીને કરી નાખેલું પણ ખરું. આ સબંધમાં એ તપાસપંચના એક સભ્ય ન્યાયાધીશ—ડોસાભાઇ ખરશેદજી ગાંધીએ પોતાની તા. ૧૮-૧૦-૦૬ને દિનેજ અંગ્રેજી ભાષામાં લખાયલ રોજનિશીમાં નીચે મુજબ નોંધેલું છે. :-

> *" લાલબંગલામાં (તપાસપંચના) પ્રમુખ (મિ૦ ગજધર) સાથે બેસીને
> " નિર્ણયપત્રનો ખરડો તૈયાર કરવા માટે અને રોકી રાખવામાં
> " આવ્યો હતો. સાંજે દીવાન સાહેબ (મિ૦ બેગ) ત્યાં
> " આવેલા અને તેમણે જતી વેળા મિ૦ ગજધર તથા ફરીહતી
> " હાજરીમાં (મને) આ પ્રમાણે કહ્યું :- ભલા ગાંધી ! દુખિત
> " દેખવાનું બંધ કરી, તમને તમારા આશ્રયદાતા (રાયજી)
> " માટે લાગણી થાય છે તે હું જાણું છું ; પરંતુ તમારી બધી
> " મહેનતનો હવે અંત આવનાર છે. "

પુર્વનિર્દિષ્ટ નોંધ અનેક દષ્ટિએ વિચારણીય ગણાય તેવી છે. તેમાં વપરાયલ શબ્દો "રોકી રાખવામાં આવ્યો હતો"—એમાંથી ધ્વનિત થતો અર્થ અમારા પાઠકેજ સમજી લેવો. શુદ્ધ અંતકરણવાળો ન્યાયાધીશ જે કામ કરવાને તૈયાર ન હોય તેને સર્વોપરિ સત્તા "રોકી" રાખીને ન કરવાનું કામ કરવાની ફરજ પાડે ત્યારે તેવો ન્યાયાધીશ "દુખિત" ન દેખાય તો કેવો દેખાતો હશે ? અમે આ વિષયે અધિક સંખ્યામાં વાગ્બાણ છોડવા ઇચ્છતા નથી; તથાપિ એટલું તો કહીએ છીએ કે, બેગ સાહેબે ન્યાયની પવિત્રતાને અદૂષિત રાખવાનું વિચારીને લાલ બંગલે ન્યાયાધીશો પાસે જવું જોઈતું ન હતું ત્યાં તેઓ ત્યાં ગયેલા એ હકીકત જ શુદ્ધ ન્યાયને શૃંખલાબદ્ધ કરાવનારી ગણાશે. ડોસાભાઇ ગાંધીને આ દીવાન સાહેબે આશ્વાસન આપવાનો હેતુ

* ડોસાભાઈ ગાંધીની રોજનિશી ગયક આદેશના કામમાં વિશિષ્ટ રીતે ઉપયોગ
થયેલી છે તેનો આ ઈશારો છે.

કરીને જે ટોણું મારી બતાવેલ છે તે ખરેખર દાઝેલાને ડામ દીધા બરાબર જ થયલું છે. બ્રિટિશ ગવર્મેન્ટના વફાદાર તથા પ્રીતિભાજન રૂપ નોકર આથી વધારે શું કરી શકે ! ડોસાભાઈ ગાંધી પણ આવા પ્રતિકૂળ સંયોગમાં બીજું શું કરી શકે ? એજ ક્ષણેથી એમની તબીયત બગડવા માંડી ! આ પરત્વે તેમણે કરેલ નોંધ નીચે પ્રમાણે છે:—

તા૦ ૧૯-૧૦-૦૬- નિવેદન લેખ તથા નિર્ણયપત્ર (દીવાન સાહેબને) રજુ કર્યા."

"તા૦ ૨૦-૨૧-૨૨-૨૩-૨૪ ઓક્ટોબર, ૧૯૦૬ તબીયત બાઈ. બીલકુલ સારી નથી. કાંઇ નોંધવા જેવું નથી. મુંબઈના વર્તમાન પત્રોમા તપાસ પંચે કરેલ કામ ઉપર ટીકાઓ આવે છે તે બધી યથાર્થ છે. બહાઉદ્દીનભાઈની રાણી સંબંધમાં તે ટીકાઓ ન્યાયપુરઃસર છે"

"તા૦ ૧-૨-૩-૪-૫ નવેમ્બરઃ— તબીયત બરાબર સારી નથી."

ડોસાભાઇ ગાંધીએ ઉપર મુજબ જે નોંધ કરેલી છે તે એટલી બધી સ્પષ્ટ છે કે, બેગ સાહેબના જેવા નેતૃત્વને આશ્રયે ગયજી મહેરાજને દોષવન્ત બનાવી દેવા માટે જે કૂટ પ્રબંધ રૂપી પ્રપંચ ઉપસ્થિત કરવામાં આવેલ તે ફૂટી ગયા વિના રહેતો નથી. આ પ્રમાણે તપાસ પંચે કરવાના કામનો અંત આવ્યા પછી બેગ સાહેબે પોતાની સહીથી આંક ૨૬૫-૧૩ વાળું ફરમાન, હજુર હુકમથી બહાર પાડીને આ તમાશા રૂપી મુકદમા પરત્વે (અગાઉથી લખી રખાયલ) નિર્ણય-ઠરાવ પ્રકટ કરી દીધેલો હતો. એ નિર્ણય પત્રમાં લખેલું છે તે પ્રમાણે, નવાબ સાહેબે તપાસ પંચ આગળ રજુ કરાયલ કાગળો તથા પુરાવો કાળજીથી તપાસેલો હતો, અને તેઓશ્રીએ

"દીવાન મારફત રજુ કરાયલ ન્યાયપુર્વક લખાયલું નિર્ણય પત્ર હતું તે પત્રને વિચારણા કરીને પુરૂષોત્તમરાયજીને ગુન્હેગાર ઠરાવી તેમની રૂા. ૧,૫૩૦૦૦ જેટલી કિંમતની સ્થાવર જંગમ મિલ્કત ઉપરાંત રૂ૦ ૨૦,૦૦૦ દંડ બદલની મિલ્કત સરકાર ખાલસા કરવાનો હુકમ આપી દીધેલ હતો. ઉપરનાં વાકયોમાં મ્હોટા અક્ષરવાળા જે શબ્દો છે તે વિવેચના માગી લે છે ખાસ કરીને **કાળજીથી** તથા ન્યા પુર્વક શબ્દો આપણું ધ્યાન ખેંચે તેવા છે. નવાબ સાહેબે ખુદે આ મુકદમાના કાગળો કાળજીથી તપાસેલા એ હકીકતને અમે અશક્ય ગણીએ છીએ; અને વળી નિર્ણય પત્રને ન્યાય પુર્વક લખાયલું ગણાવવાને આ બાહોશ દીવાનજી કેમ ઉદ્યુક્ત થયા હશે તે પણ અમે સમજી શકતા નથી. નિર્ણય પત્રો જો ન્યાયપૂર્વક નહિ લખાતાં હોય તો શું અન્યાય પૂર્વક લખાતાં હશે ? અમને એમ પણ લાગે છે કે, પોતાના માથા ઉપરથી જવાબદારી ઉતારી આ મુકદમાની જવાબદારી નવાબ સાહેબ ઉપર લાદવાના હેતુથી પૂર્વોક્ત બે શબ્દો યોજવામાં આવેલ હોવા જોઇએ. ઇ. સ. ૧૯૦૯માં નવાબ સાહેબ અને રાયજી સાહેબ વચ્ચે જે વાતચીત મુંબઇમાં થયલી તેમાં કોઈ સબબથી આ પ્રમાણે અન્યાય કરવાનું બનેલ એવું નવાબ સાહેબે ભર દરબારમાં રાયજી સાહેબને કહેલ, એટલે અનુમાની શકાય છે કે, જે કોઇ "સબબ" આ મુકદમાના મૂળમાં હશે તે સબબને ઢાંકી રાખવાને માટે જ આ મુકદમાના પરિણામની જવાબદારી નવાબ સાહેબને માથે નાંખવામાં આવી હોય એવું અમને સમજાય છે. ઉપર પ્રમાણે ઠરાવ બહાર પાડયા પછી બેગ સાહેબે થયલ હુકમની બજવણી કરવાની વાત હાથ ઉપર લીધેલી. પુરૂષોત્તમરાયજીનાં ઘરો તથા તેમના ડેલાઓની કિંમત અંકાવવાને માટે બેગ સાહેબે તે સમયના રાજ્યના બાંધકામ ખાતાના મુખ્ય અધિકારી મહમદ લતીફખાન નામના મુસલમાન ગૃહસ્થની મદદ માગીને રાયજી સાહેબનું જે મ્હોટામાં મ્હોટું આગબોટ ઘાટનું કહેવાતું ઘર છે તેનું મૂલ્ય ફક્ત રૂા. ૨૦,૦૦૦ જેટલું બનાવવાનો પ્રયાસ કરેલો ! પણ તે તેમનો પ્રયાસ સફળ થયલો નહિ, અને પરિણામે તે પરદેશીય મુસલમાન અમલદારે પોતાની વિદ્યાને લાંછન લાગે તેવું કામ કરવાનું પસંદ ન કરતાં રાજ્યની નોકરી છોડી દઇને પોતાની પ્રતિષ્ઠાનું પાલન કરી દીધેલું. એ પછી બેગ સાહેબે પોતાને ગમતી રીતે એ બધી મિલ્કતની કિંમત ઠરાવીને તે તમામને ખાલસા કરવાનાં પગલાં ભરેલાં હતાં. એ પગલાં ભરવામાં કેવા પ્રકારની અપ્રમાણિક ખેલ રમવામાં આવી હતી તે નીચે આપેલ હકીકતથી જણાઇ આવશે —

પૂર્વોક્ત હુકમ બજાવણી કરવાને જે એક મહોટા આડંબરવાળી વ્યવસ્થા કરવામાં આવેલ તે મુજબ એક ફોજદારની આગેવાની નીચે "ફુચકરતા સરકરીઓ ના જેવી" એક પોલીસ ફોજને રાયજી સાહેબના ઘરો કબ્જે લેવાને મોકલવામાં આવેલ, અને એ ફોજ એ ઘરોમાં પ્રવેશીને તેમના ખૂણેખૂણા તપાસીને એ ઘરમાંના ટાંકાનું પાણી પણ ઉલેચી નાખીને તેમાં કાંઇ સંતાડાયલું હોયતો તે હસ્તગત કરવાનો તમાશો પણ કરેલો ! જેના હાથમાં તેના ગ્રહોમાં એ ન્યાયે એ ઘરોમાંની કેટલીક અણુફેરવાયલી ચીજો નેજે તેણે ઉઠાવી લઇને પોતાની કરી લેવાની ધૃષ્ટતા પણ બતાવેલી ! રાયજી સાહેબનાં કેટલાંક મગાસંબધીઓના ઘરોની પણ સાથે સાથે ઝડતીઓ લેવાયલી અને તેમની કેટલીક જંગમ મિલ્કતને રાયજી સાહેબની ગણી લઇને જપ્ત કરવામાં આવેલ. પુરૂષોત્તમરાયજીની મિલ્કત મનાયએલી કોઇ પણ વસ્તુ શહેર બહાર જઇ ન શકે તેટલા માટે નાગરવાડામાં તેમજ શહેરના બીજા કેટલાક માર્ગો ઉપર ચોકીદારો ગોઠવી દેવામાં આવેલ અર્થાત્ કોઇ એક શત્રુનગર હસ્તગત કરવાને અગર હસ્તગત થયા પછી તેને બરાબર સંભાળી રાખવા સારૂં જે રૂપનો પાકો બંદોબસ્ત થાય તેવો કરવામાં આવેલ ! મતલબકે, પુરૂષોત્તમરાયજીની પ્રતિષ્ઠાના કરાયલ ભંગનો શખ ફુકવાના હેતુથી, વર્તમાનકાળની દૃષ્ટિએ ભગીરથ તથાપિ અશિષ્ટ ગણાય તેવો પ્રયાસ કરવામાં દીવાનજીએ તથા તેમના સહકારીઓએ કશી કચાશ રાખેલી નહિ તથાપિ એ બધો એમનો પ્રયાસ રાજ્યનું વગોણું કરવામાં લોકમુખ ગણાતા વર્તમાનપત્રોને સ્વાદિષ્ટ ખાદ્ય રૂપ થઇ પડશે એ વાતનું ભાન એ કરતાકારવતા રાજપુરૂષોને ન રહેલું એ તો નિસંદેહ છે. પરિણામ એ આવેલું કે, પુરૂષોત્તમરાયજી સામે ચલાવાયલ કામનો વિધિ તથા તેને અંગે પછીથી રાજ્યે ભરેલા પગલાં એ સર્વ સંબંધે એ વખતનાં વર્તમાનપત્રોમાં લાંબા સમય સુધી વર્ણનાત્મક તથા ચર્ચાત્મક લેખમાળાઓ પ્રકટ થતી રહેલી અને પૂર્વકાળમાં ઉત્પન્ન બનેલ જૂનાગઢ રાજ્ય કજ્જેદ કાળી બની જવા પામેલ ! અર્થાત, આ પ્રસંગે જેજે દેખાવો કરવામાં આવેલા તે તે તમામની તે મળે જે છબીઓ લેવાયલી હોત, તો આ આપણા ચલચિત્રો ના જમાનામાં તે પૈકી કેટલીક તો આપણા કલાકારોને ઉપકારક થઇ પડત !

આમ પુરૂષોત્તમરાયજીના સર્વસ્વનું હરણ કરી લેવામાં આવેલ તે તે રાજ્યના ભૂતકાલીન ઇતિહાસમાં દેખાતા બનાવોની એક પુનરાવૃત્તિજ હતી નવાબીના મૂળ ઊંડા નાખનાર દીવાન અમરજીના, જમાદારના તથા

અસાધારણ સ્થિતિવાળી વ્યક્તિને અસાધારણ સંયોગમાં અસાધારણ વર્તન રાખવું પડે જ. નવાબ રસુલખાનજી એ મિલ્કત તેના ખરા ધણીને સોંપું-સોંપું-કરતા અચાનક બહેસ્તનશીન થઇ ગયા ! તે પછી બ્રિટિશ સરકારે રાજ્યનો વહીવટ સંભાળ્યો અને છોડયો, તે પછી નવાબ મહોબતખાન ત્રીજા ગાદીએ બેઠા અને જૂનાગઢ છોડીને કરાચીમાં જઇ વસ્યા ! છેવટે જુનાગઢનું રાજ્ય સંયુક્ત 'સૌરાષ્ટ્ર રાજ્યનું' એક અંગ બની ગયું ! પણ આ બધાં પરિવર્તનોને પાર ઉતરીને પુરૂષોત્તમરાયજીની સ્થાવર મિલ્કત-તેમના ઘરો તથા કેટલાક ડેલા આજ સુધી એમ ને એમ અણુનેચાપલ હાલતમાં રાજ્યની મિલ્કત રૂપે પોતાનાં મૂળ સ્વામીનું સર્વકોઇને સ્મરણ કરાવતાં દૃષ્ટિગોચર થાય છે. ભાવિના ગર્ભમાં શું હશે તે કોણ કહી શકે ! નવાબીનો ઇતિહાસ કહે છે કે, રાજ્યના કાર્યભારીની રાજ્ય તરફથી એકવાર લુંટાયલી મિલ્કત જે તે કાર્યભારીને કે તેના વંશજને નવાબે કે રાજ્યે પાછી સોંપેલી છે. પુરૂષોત્તમરાયજીની મિલ્કત પરત્વે સંયુક્ત સૌરાષ્ટ્ર રાજ્ય કેવું પગલું ભરશે તે ભાખી શકાતું નથી.

ઉપર પ્રમાણે આ ક્ષોભકારી મુકદ્દમો સમાપ્તિને પામેલો, અને તે સાથે તેનું ફળ પણ આવી ચૂકેલું. ડોસાભાઈ ગાંધીની હેતુપૂર્વક અટકાવી રખાયલી વેતનવૃદ્ધિ (પગાર વધારો) પણ તેને અપાઈ ગઇ ! પણ જૂનાગઢના તે સરન્યાયાધીશ અર્થવાદી ન હતા. તે લાગણીવાળા પારસી ગૃહસ્થને પોતાની ઉપર થયલ અનિષ્ટ દબાણને વશ બનીને તથા 'રોકી' રખાયોને કારણે જે પ્રકારના અન્યાય કરવાના કામમાં સામેલ થવું પડેલું તે બદલ એટલો બધો તો પરિતાપ થઇ રહેલો કે, તેમણે જે અશુભ દિવસની સાંજે રોપર્ડ સાહેબ સામે કરાયલ ઠરાવ ઉપર પોતાની સહી મૂકેલી તે જ વખતથી તેમની તબીયત પ્રતિદિન અધિકાધિક બગડતી ગયલી હતી, અને અંતે તેમને રજા ઉપર ઉતરી મુંબઇ ચાલ્યા જવાની ફરજ પણ પડી ગઇ હતી ! મુંબઇમાં પણ તેમની તબીઅત બરાબર ઠેકાણે આવી ન શકી અને છેવટે જુનાગઢમાં જ તેઓ પશ્ચાત્તાપનાં અગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયેલા, એટલે કે મરણાધીન બની ગયલા પણ ખરા. સત્યનિષ્ઠ પુરૂષ આથી અધિક ઉચ્ચ કોટીનું ગણાય તેવું શું બલિદાન કરી શકે ? ડોસાભાઈ ગાંધીએ કરેલ આત્મબલિદાન રાયજી સાહેબ સામે ચલાવાયલ કામને એક પાકા કૂટપ્રબંધ રૂપે ઠરાવવાને સર્વથા ઉપકારક થઇ પડે તેમ છે, એટલું જ નહિ, પરંતુ શુદ્ધ ન્યાયાચાર્યોને રાજદ્વારીય વમળમાં ફસાઇ પડવાનો વારો આવે છે ત્યારે તેના

અંતે કેવા હાલ થાય છે તેનું ઉત્તમ ઉદાહરણ પણ આ ગૃહસ્થના દેહાંતની કથા પુરું પાડે છે. આ કિસ્સો ડોસાભાઈ ગાંધીને ન્યાયના ઇતિહાસમાં જેમ અમર બનાવનાર છે તેમ તેના શુધ્ધ-હૃદયી પુરૂષને ન્યાયાધીશ તરીકે સર ફીરોઝશાહ મહેતાની ભલામણથી નિયુક્ત કરનાર પુરુષોતમરાયજીની કાર્યભારિતાને ગૌરવ આપનારો પણ થઇ રહેશે. આ એક વાત. બીજી તરફ આ મુકદમાએ બીજા પરિણામો ઉપજાવેલાં. જુનાગઢ રાજ્ય પૂર્વકાળમાં ભાગ્યે જ વર્તમાન પત્રોની ચર્ચાનો વિષય બનતું હતું તે હવે તેમની લેખમાળાનો મણકો થઇ બેઠું, મુંબઇ ઇલાકાનાં સુવિખ્યાત વર્તમાન પત્રો જેવાં કે, બોમ્બે ગેઝીટ, મુબઇ સમાચાર, સાંજ વર્તમાન, એડવોકેટ ઓફ ઇંડિયા, ધી ગુજરાતી, ઇન્દુપ્રકાશ વગેરે લગભગ તમામમાં આ એક તરફી મુકદમા પરત્વે તથા પુરુષોતમરાયજીને કોઈ પણ પ્રકારના પુરાવા વિના જે હડહડતો અન્યાય આપવામાં આવેલ અને જે પ્રકારના કૂટપ્રબંધથી તે અપાયલ, એ સર્વ બાબતો ઉપર અનેક ચર્ચાત્મક તથા રાજ્યને વગોવનાર લેખો પ્રકટ થવા લાગેલા, અને તે પ્રકારની ચર્ચા ઘણા લાંબા વખત સુધી બંધ પડેલી પણ નહિ. ધી ગુજરાતી સાપ્તાહિક પત્રે તો, આ મુકદમાને અંતે અપાયલ નિર્ણયને ઔરંગઝેબની લાલ કિતાબમાંથી અપાયલ ન્યાય રૂપે ગણાવી દીધેલો પણ ખરો. અધિક આશ્ચર્યકારક ઘટના એ છે કે, આ મુકદમો ચલાતો હતો ત્યારે તેમાં થતા કામનો વૃતાંત રોજબરોજ લખી મોકલવા માટે ધ ટાઇમ્સ ઓફ ઇંડિયાના પ્રતિનિધિને રાજ્યે બોલાવી રાખેલ તેમણે જો કે હરરોજ થતા કામનો વૃત્તાંત તે પત્રમાં પ્રકટ કરાવેલો હતા, છતાં મુકદમાની સમાપ્તિ થયા પછી જ્યારે ઇતર વર્તમાન પત્રોએ રાજ્યના ન્યાયતંત્ર ઉપર પ્રહાર કરવા માંડેલા હતા ત્યારે આ અગ્રગણ્ય ટાઇમ્સ પત્રે કોઇપણ પ્રકારનો અભિપ્રાય ન દર્શાવતા કેવળ મૌન સેવી રાખેલું હતું ! આમ આ ટાઇમ્સ મૌન સેવી રહેલ તેવું કારણ ન હતું એમ નહિ. રાયજી સામે કામનો આરંભ થયો ત્યારે જૂનાગઢ શાંત દેખાતું હતું પરંતુ એ એની શાંતી પછીથી ઉપજનાર ઝંઝાવાતની સુચક હતી. રાયજી સાહેબના વારામાં સામાન્યતઃ જે જનતા નવ સંસ્કાર યુક્ત બનેલ તે જાગી ન ઉઠે એ કેમ સંભવે ? કોઈ એક જૂનાગઢી લેખકે તા. ૧૪-૧૧-૮૬ના ઇન્દુપ્રકાશ નામક દૈનિક અંગ્રેજી વર્તમાન પત્રમાં વિવેચક (ક્રિટીક)ની મંજ્ઞાથી "રાયજીવાળો મુકદમો: શું બ્રિટિશ સરકાર આ બાબતે જવાબદાર છે ?" એવા મથાળા હેઠળ એક લાંબો ચર્ચાત્મક લેખ પ્રકટ કરાવી દીધેલો હતો અને તેમાં એ લેખકે કેટલાક મહત્ત્વવાળા

મુદ્દાઓને જન્મ આપીને સૂક્ષ્મ વિવેચના કરી પણ હતી, એટલે એ લેખે આ આ મુકદમાને લગતી ચર્ચાને એક નવું જ રાજદ્વારીય રૂપ આપી દીધેલું હતું અને એ કારણે ધ ટાઇમ્સને તટસ્થતા પાળી રહેવાની ફરજ પડી ગયલી હતી. આ લેખમાં વિવેચકે તહોમતદાર તરીકે ખુદ નવાબ સાહેબને, વઝીર બહાઉદીન ભાઇને, દીવાન હરિદાસને તથા તે સમયના કાઠિયાવાડના બ્રિટિશ પોલિટિકલ એજંટને ગણાવેલા હતા અને તેણે તે લેખને અંતે બ્રિટિશ સરકારને બધો ઘટસ્ફોટ કરી આપવા માટે ભારપૂર્વક વિનતિ પણ કરેલી હતી. આ લેખે એ સમયના કાઠિયાવાડમાંના અંગ્રેજ અમલદારો, ઈલાકાની સામાન્ય જનતા તેમજ વિશેષતઃ જૂનાગઢના કાર્યભારી મંડળના માનસ ઊપર ઘણીજ અસર કરેલી. અને તેને પરિણામે રાયજી સાહેબ અદૂષિત ગણાઇ જવા પામેલા પણ હતા. આ પ્રબળ લેખનો પડઘો રેઠ ઇંગ્લાંડ સુધી સંભળાયલો હતો, અને તેને લીધે કાઠિયાવાડ અને વિશેષતઃ જૂનાગઢ રાજ્યનો સુપરિચય ધરાવનાર કોઇ બ્રિટિશ અમલદારે પોતાનું નામ અપ્રકટ રાખી 'રાજદ્વારી' (political) સંજ્ઞા પોતાને માટે રાખીને તા૦ ૧૮-૧-૦૭ના ઇન્દુપ્રકાશમાં પોતાનો આ મુકદમા પરત્વે જે અભિપ્રાય હતો તે નીચે આપેલ શબ્દોમાં પ્રકટ કરાવી દીધેલો પણ ખરો. આ પત્રે પુરૂષોતમરાયજીને આશ્વાસન આપ્યું હોય તો નવાઇ નથી. એ પત્ર આ પ્રમાણે છેઃ—

"To The Editor, Indu Prakash.'

Sir,

As a British Officer connected with the Junagadh state for three years in a posit on which brought me into constant contact with the Naib Diwan Mr. Purushottamrai S Zala, I am thankful to find from your issue of the 14th and 20th November that there are Natives of India who are not inclined too readily to believe in the dishonesty of highly placed individuals of their own country. I always had a high opinion of Mr Purushottamrai S. Zala, and the result of the commission recently

held at Junagadh does not convince me that my belief in his integrity is badly founded. Mr. Purushottamrai's intellectual capacity and abilities have never been denied by even his enemies and a man whose shoulders for many years largely upheld the burden of governing such a state as Junagadh cannot fail to have made many enemies and jealous detractors. It seems unfortunate that a State wich owed and owes so much to the Dewan Amarji in time past and the Naib Dawan Purushottamrai in recent years, should have rewarded their services in the way it has. That the latter has been made a scape-goat for others appears not improbable, and there are evidently numerous lacuna in the case brought against him which require further sifting and filling up."

" That Mr. Purushottamrai's honour will yet be vindicated is the belief and hope of"

" *Political* "

(બાર્પીટર), ઇન્દુપ્રકાશના અધિપતિ જોગ,

સાહેબ,

મારા નાયબ દીવાન પુરૂષોતમરાય સું૦ ઝાલાના સતત સંસર્ગમાં મને આવેલ મારી પદવીને લીધે જૂનાગઢ રાજ્ય સાથે એક બ્રિટિશ અમલદાર તરીકે, ત્રણ વર્ષ પર્યંત જોડાયલો હોઇ હું તમારા તા: ૧૪મી તથા ૨૦મી નવેંબરના અંકોમાંથી જાણીને ઉપરેન થયો છું કે, હિંદુસ્તાનમાં એવા દેશી લોકો પણ છે કે જેઓ તેમના પોતાના દેશનાં ઉચ્ચ સ્થાને મુકાયલા ઇસમોની અશુદ્ધતાની વાતને એકદમ માની લેવાને તૈયાર નથી

હોતા. રાં. પુરૂષોતમરાય સુ'૦ ઝાલા વિષે હું હંમેશા ઉંચો અભિપ્રાય ધરાવતો હતો અને જૂનાગઢમાં હમણા જે તપાસ ૫ંચનું જે પરિણામ આવ્યું છે તે ઉપરથી મને ખાત્રી થતી નથી કે તેમની સત્યનિષ્ઠા પરત્ત્વે મને જે શ્રધ્ધા હતી તે ખોટા આધારવાળી હતી. રા. પુરૂષોતમરાયની બુધ્ધિ શકિત તથા કાર્ય સ્મર્થતાનો તેમના શત્રુઓથી પણ કદિ ઇન્કાર થઇ શકેલો નથી અને જે પુરુષે ઘણાં વર્ષો સુધી જૂનાગઢ જેવા રાજ્યનો શાસનભાર મહોટા પ્રમાણમાં ઉપાડી રાખેલો તે ઘણા દુશ્મનો અને ઇર્ષ્યાળુ નિંદકોને ઉત્પન્ન કર્યા વિના રહી શકે પણ નહિ. ભૂતકાળમાં જે રાજ્ય દીવાન અમરજીનું ઘણુંજ રૂણી હતું અને જે વર્તમાન કાળમાં નાયબ દીવાન પુરુષોતમરાયનું એટલુંજ રૂણી હતું અને છે તે રાજ્ય તેમની સેવાઓનો બદલો જે રૂપમાં તેમને આપી રહેલ છે તે એક દુર્ભાગ્યની વાત છે. બીજાઓને છટકી જવાની બારી રૂપે આ પાછલા ગ્રહસ્થને બનાવાયલ છે તે અસંભવવાળું દેખાતું નથી અને તેમના સામે જે આરોપ પરત્વે કામ ચલાવવામાં આવ્યું છે તેમાં દેખીતાં ગાબડાં સંખ્યાબંધ હોઇને તે કામને અધિક પ્રમાણમાં ચાળવાની તથા તેમાંનાં ગાબડાં પુરવાની જરુરત રહે છે."

"રા. પુરૂષોતમરાયની પ્રતિષ્ઠાનો હજુ પણ બચાવ થશે* એવી શ્રધ્ધા અને આશા ધરાવું છું હું"

"રાજદ્વારી."

પુર્વનિર્દિષ્ટ પત્ર પુરૂષોતરાયજીને આશ્વાસક તથા પ્રાત્સાહક થઇ પડયો હોય તેમાં નવાઇ નથી. આવાં અનેક પત્રોની વૃષ્ટિ પુરૂષોતમરાયજી ઉપર એ વખતે થયલી હતી, પણ એ બધાંને અત્ર ઉતારી શકાય નહિ. તથાપિ વાનગી રૂપે આપણે બે ત્રણ સુપ્રતિષ્ઠિત મહાજનોના આ સંબંધે અભિપ્રાયો વાંચી લેશું "સરસ્વતીચંદ્ર" નામક મહાનવલકથામાં દેશીથ રાજ્યોની રાજદ્વારીય આંતરબાહ્ય પરિસ્થિતિનું યથાર્થ આલેખન કરનાર સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠીએ "સ્નેહી ભાઈશ્રી પુરૂષોતમરાયજીને" તા૦ ૩૦-૧૦-૦૧ને રોજ એક

---

* આ ભવિષ્ય કથન ઇ૦ સ૦ ૧૯૧૭માં દિલ્હી સરકારે કરેલ તપાસથી ખરું પડેલું છે.

આશ્વાસક પત્ર નીચે પ્રમાણે લખી મોકલેલો છે તે હરકોઈને પ્રતિતવ્ય થઈ પડશેઃ—

'વર્તમાન પત્રોમાંથી જુનાગઢમાં વર્તતા આપ સંબંધી સમાચાર જાણ્યા છે'

× × × ×

'પડે તે પડે' એ ન્યાય પ્રમાણે આપે બનેલા બનાવોથી ધૈર્ય રાખવાનું છે તે રાખતા હશો. આપને આ દેશમાંના અધિકતમ બુદ્ધિશાળી બારીસ્ટરની સલાહનો લાભ છે જાણી કેટલીક નિશ્ચિંતતા છે. કૃતઘ્ન અને દ્વેષી મનુષ્ય શરીરધારીઓએ આપના પ્રતિ થાય તેટલું કરી લીધું છે અથવા કરશે. પરંતુ આપના શરીરને જુનાગઢ ઘસડી જવાનું તેમનાથી બન્યું નથી, અને આપની સ્વતંત્રતાને આંચ આવી નથી તેથીજ એક મ્હોટી ચિંતામાંથી હું અને આપના ઉપર સ્નેહ રાખનાર વર્ગ મુક્ત થયો છે એ ઈશ્વરની કૃપા છે. બાકી અમરજી દીવાન જેવાઓનાં દષ્ટાંત લક્ષમાં અણાવનાર રાજ્યમાં આપની માલ સંપત્તિને લુંટી લેવાય તેમાં તો કાંઈ નવાઈ નથી, અને તેને માટે તો સૌ તયાર હશે એમ ધારૂં છું. આપની રાજ્યસેવા એદલજીબાનજી જેવા આપના શત્રુઓ વખાણે છે, અને કમીશનને અને બેગે ગમે તેમ પીછાં ફેરવ્યાં છે, પણ પ્રમાણિકતા માટેની આપની કીર્તિને તટસ્થ વર્ગમાં ઝાંખ લાગી નથી એ આપને ઓછો સંતોષ આપે એવી વાતો નથી. ×××

વળી વડોદરા રાજ્યના માજી વરિષ્ઠ ન્યાયાધીશ અંબાલાલ સાકરલાલે પણ આ વિષય પરત્વે રાજમાન્ય રાજશ્રી અસંહૃત ઝાલાજી પુરૂષોત્તમરાયજીને મોજે દાંડી તાલુકે જલાલપુરથી, નીચે પ્રમાણે તા. ૨૫-૧૧-૯૭ને રોજ લખી મોકલેલું હતું:—

× × × ×

"આપને દેશવાસ ભોગવવાને બીલકુલ આધાર નથી. ××× કમીશનના ન્યાયાધીશોએ બીલકુલ સમભાવથી વીચાર કર્યો નથી ×××"

નવાઇની વાત તો આ મુકદ્દમા સંબંધે એ છે કે મિ. હોરમસજી અરદેશર વાડીયા બેરીસ્ટર કે જેઓ કાઠિયાવાડમાંના રાજ્યો અંગેના બહુમૂલ્ય કાળાંધોળાનું વિપુલજ્ઞાન ધરાવનાર હતા છતાં પુરૂષોતમરાયજી જેવા, પોતાને સુપરિચિત એવા ગૃહસ્થ વિરૂધ્ધ રચાયલ કૂટ પ્રબંધના એક - હિસ્સેદાર હતા અને જેમણે રાજ્યપક્ષે રહીને એક તરફી કામ ચલાવવાનું અમંગલાચરણ કરેલું હતું તેમણે પણ છેવટે ઈ. સ. ૧૮૭૭ના જાનેવારીની તા૦ ૩૦મીને રોજ નીચે પ્રમાણે પુરૂષોતમરાયજીને લખી મોકલીને પોતાથી કરાયલી ભૂલનું પ્રાયશ્ચિત કરેલું હતું:—

× × × ×

»The recovery of the currency notes from the Vasir's property, ought, in my opinion, to absolve you from the charge and those who made the mistake of believing you guilty ought, in honesty, to admit the mistake. (વઝીરની મિલ્કતમાંથી ચલણ ચિઠ્ઠીઓ મળી આવી તે હકીકત, મારા અભિપ્રાય પ્રમાણે, તમને દોષ મુકત કરનારી છે, અને જેમણે આપને દોષિત ગણી લેવાની ભૂલ કરેલી છે તેમણે, પ્રમાણિકપણે, ભૂલ કબૂલ કરવી જોઈએ. ×××× ).

આવા શ્રીયુત્ હોરમસજી વાડીઆ જેવા કુશળ ધારાશાસ્ત્રીના પત્ર ઉપરથી અમને આ સ્થાને કેટલીક લોકોપકારક ચર્ચા કરવાનું મન થઇ આવે છે. વૈદ્યો પોતાને આશ્રયે આવેલ રોગીઓના રોગનું સંપૂર્ણ નિદાન કર્યા પછી જ ઉપચાર કરવાને બંધાયલા છે તેમ વકીલ બેરિસ્ટર્સ પણ પોતાના અસીલ તરફથી તેમની આગળ રજુ કરાતી હકીકતને વિચારી લઇ તે અંગે જે બીજી આગલી પાછલી હકીકતો હોઇ શકે તે બધી પ્રશ્ને પ્રશ્નો ઉઠાવીને પોતાનો અસીલ જે હકીકત કહે છે તે કેટલા પ્રમાણમાં સત્યાસત્ય ભરેલી છે એ તપાસી લેવાને બંધાયલા નથી હોતા શું ? પુરૂષોત્તમરાયજીના પૂર્વોકત કામમાં તો એવું બનેલું છે કે, એ કામ અદાલતમાં શરૂ થયું તે પહેલા પુરૂષોત્તમરાયજીએ, એ ચલણ-ચિઠ્ઠીઓ વઝીર સાહેબનાં નાણાંથી ખરીદાયલી છે અને વઝીર સાહેબને સોંપાઈ ગયલી છે એવું સ્પષ્ટ ભારપૂર્વક રાજ્યના દીવાન વગેરેને જણાવી દીધેલું હતું. આમ હતું એટલે પછી દીવાન બેગ સાહેબના તથા પૂર્વોકત કૂટપ્રબંધમાં ભાગ

લેનારાઓની ફરજ એ ચક્ષણચિઠ્ઠીઓ વઝીરના કબ્જામાં છે કે નહિ તે બાબત વઝીર સાહેબને પૂછી લેવાની હતી. પરંતુ આ પ્રકારનું પુછાણ ન તો એગ-સાહેબે અગર ન તો રાજ્ય પક્ષના વકીલ બેરિસ્ટરે કરવાનું યોગ્ય વિચારેલું એ હકીકત જ એવી છે કે, તેને એક ભૂલ રૂપે નહિ પરંતુ એક જાણી બૂઝીને કરેલ ઉપેક્ષા જ ગણવી પડશે. અસદ્‌ભાવ અસત્યાચરણ કરાવે તેમા નવાઇ નથી.

અર્થાત રાયજી સાહેબને જમીનદોસ્ત કરવા સારૂ જે લોકોએ ભેળા મળીને કૂટપ્રબંધ કરેલો હતો તેમના સિવાયની દુનિયાં તેમને દોષિત માનવાને તૈયાર ન હતી ટુંકામાં એટલુંજ કે, પુરૂષોત્તમરાયજીના રાજદ્વારીય અધઃપાત પછી તેમને કરાતા રહેલ ઉપદ્રવોને ઉત્સવો રૂપે ઉજવવાથી એમનો મહિમા ઉલટો અધિકાધિક વૃદ્ધિ પામતો જવાનો અને પોતાની લઘુતા અધિકાધિક લઘુતાને પામતી જવાની એટલું પણ ભાન આ ચરિતનિરૂપના વિદ્વેષીઓએ સ્વાર્થ દ્દષ્ટિએ જો રાખેલું હોત, તો આપણે તેમની મુત્સદીગીરીને દૂષિત ગણવાનો અવકાશ બહુ ઓછા પ્રમાણમાં પ્રાપ્ત થઇ શકત એમ કહી શકાય. વિકાસ પામતી જતી માનવ સૃષ્ટિને દૈવિક સંપત્તિનો જ નહિ પરંતુ આસુરી સંપત્તિનો ઇતિહાસ પણ ઉપકારક થઇ પડે છે એ વાતને ખોટી કોણ કહે?

આ મુકદમા પરત્વે બીજી એક વાત એવી છે કે, તે આપણી વિચારણાની સીમા બહાર રહેવી ન જોઇએ. મુકદમો ઊભો કરવા માટે કૂટપ્રયોગ રચનારા-ઓએ ગમે તે "ગણત્રીએ" અને ગમે તેની પ્રેરણાથી તેને જન્મ આપેલ હોય અને તે પરત્વે નવાબ સાહેબને તેમણે તેની આખીય રૂપરેખા સમજાવેલી હોય કે ન હોય, તો પણ અમુક બીજી હકીકત ઉપરથી સ્પષ્ટ અનુમાન થઇ શકે છે કે, નવાબ સાહેબે આવા અનિષ્ટ કામ પરત્વે જો પોતાની સંમતિ દાખવેલી હશે, તો તે સંમતિ અન્ય કોઇ પ્રભાવક હકીકતનું અનિવાર્ય પરિણામ કદાચિત્ હોઇ શકે રાયજી સાહેબ રાજ્ય સેવામાં હતા ત્યારે તેઓ દોડીદોડીને વારંવાર નવાબ સાહેબ પાસે જતા નહિ અને તેમ કરવામા કારણ પણ હતું. નવાબ સાહેબે ગજ્યકાર્ય માટેની કુલ સોંપણી વઝીર બહાઉદ્દીનભાઇને કરેલી હતી એટલે દરરોજ વઝીર સાહેબને મળવું એ પુરૂષોત્તમરાયજીને માટે એક ફરજ રૂપ બની ગયેલું હતું, અને જે કામે નવાબ સાહેબની ઇચ્છા જાણી લેવાની જરૂરત રહેતી હતી તે કામ પરત્વે વઝીર સાહેબ નવાબ સાહેબને મળીને તેમની ઇચ્છા જાણી લેતા હતા અને કાર્યકારીમંડળને તે જણાવી દેતા હતા. ઇંગ્લાંડના શાસનતંત્રમાં

પણ મુખ્ય મંત્રીજ ઘણે ભાગે ત્યાંના રાજા અને કાર્યભારીમંડળ વચ્ચે સેતુરૂપે કામ કરી રહે છે એ નિયમને અનુસરતો આ જૂનાગઢ રાજ્યના શાસનતંત્રને લગતો નિયમ હતો. આમ હોઇને રાયજી સાહેબ શીધેસીધા નવાબ સાહેબને મળીને તેમની સંમતિ કોઇપણ રાજ્યકાર્ય માટે મેળવી લે એ અશક્ય જ હતું. આમ રાયજી સાહેબ નવાબ સાહેબને વારંવાર મળતા નહિ તેને પરિણામે તેમને નવાબ સાહેબ આગળ અભિમાની પુરુષ તરીકે ચીતરવાં રહેવાનો લાગ તેમના વિદ્વેષીઓને મળી ગયલો હતો, અને એ એવી ચીતરામણની અસર ન્યૂનાધિક પ્રમાણમાં નવાબ સાહેબને થઈ હોય તો નવાઈ જેવું ન ગણાય. પુરુષોત્તમરાયજીનું વ્યક્તિત્વ એટલું તો ઓજસ્વી હતું કે, તેમના સંપર્કમાં આવતા લોકો તેમનાથી અંજાઈ જતા હતા એટલું જ નહિ, પરંતુ સ્વૈરાચારી લોકોને તો તેઓ ભયસ્થાન રૂપ દેખાતા પણ હતા. નવાબ સાહેબ ખુદ ઉપર પણ તેમની તેજસ્વિતાની છાપ એટલી તો ઊંડી પડતી કે, એઓ પોતે રાજકર્તા તથા ધણી છતાં ઘણીવાર દબાઇ જઇને સ્વેચ્છાનુસાર એટલે કે ધારાધોરણ વિરૂધ્ધ હોય એવું કોઇપણ કામ કરવાની રાયજી સાહેબને સૂચના પણ કરી શકતા નહિ. રાયજી સાહેબને તેમની પડતી દશામાં એકવાર પણ જેણે જોયલ હશે તે તેમની પ્રખર ઓજસ્વિતાની બાબતે અમોએ કરેલ આ કથનનો ઇન્કાર કરી નહિ શકે એમ અમે માનીએ છીએ. એ છતાં નવાબ રસુલખાનજી ગુણજ્ઞ હતા અને તેમણે રાયજી સાહેબની નિર્મળ રાજ્યભક્તિની તેમજ શક્તિની કસોટી કરેલી પણ હતી એટલે એઓ રાજ્ય સેવામાંથી તેમજ જુનાગઢમાંથી ખસેલા તે પછી પણ નવાબ સાહેબ પ્રસંગે પ્રસંગે તેમને સંભારતા રહેલા અને તેમના ગયાથી રાજ્ય કાર્યનો બધો ભાર પોતાને માથે આવી પડેલો તે હકીકત તેમને અસહ્ય થઇ પડેલી પણ હતી. આમ હોઇને નવાબ સાહેબે ઇ. સ. ૧૯૦૪ની સાલમાં જ રાયજી સાહેબને એક આશ્વાસક સંદેશ સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા મારફત મુંબઇ મુકામે મોકલાવેલો હતો અને એ સંદેશ આ છગનલાલજીએ "ધ ટાઇમ્સ ઓફ ઇન્ડિયાના" વૃતાંત લેખક મિ. નવરોજજી દુમાસિયા નામક પારસી ગૃહસ્થ મારફત રાયજી સાહેબને પહોંચાડવેલો પણ ખરો અને રાયજી સાહેબે તેનો સવિનય જવાબ એ જ મધ્યસ્થ ગૃહસ્થ મારફત નવાબ સાહેબને મોકલાવેલો હતો. આમ સેવ્યસેવક વચ્ચે પરોક્ષ સંબંધ રચાવા માંડેલો એ વાત અપ્રકટ રહી શકેલી નહિ. એટલે કુદરતી રીતે ખટપટીઓઓ તથા સ્વાર્થ સાધકો વ્યાકુલ થવા લાગેલા; કારણ કે પુરુષોત્તમરાયજી પુનઃ રાજ્યધુરા સંભાળી લે તો કોઇથી પણ સ્વૈરાચારી

બનીને સ્વાર્થ સાધી શકાય નહિ. આમ હોઇ હરકોઇ માર્ગે પુરૂષોત્તમરાયજી અને નવાબ સાહેબ વચ્ચે અંતર વધતું જાય એવા કારસ્થા રચ્યા કરવા એ એવા ખટપટીઆઓનો પરમ ધર્મ થઈ પડેલો હતો, અને તેથી ઈ. સ. ૧૯૦૫માં જ્યારે નવાબ સાહેબને એજંટ ટુ ધ ગવર્નરને મળવા સાર રાજકોટ જવું પડેલું ત્યારે ત્યાં જો પુરૂષોત્તમરાયજી તેઓશ્રી ખુદને મળવાનો પ્રયાસ કરે તો તેમના એવા પ્રયાસને નિષ્ફળ કરી દેવાનો પ્રબંધ પણ તે વિદ્વેષીઓએ કરી દીધેલો હતો. રાજકોટ જતાં વચમાં ગોંડળ સ્ટેશન આવે છે ત્યાં નામદાર ગોંડળ નરેશ સર ભગવતસિંહ સાથે નવાબ સાહેબને કોઇ ગજદારીય બાબત પરત્વે વાતચીત થયલી તેને પરિણામે તેમને રાયજી સાહેબનું સ્મરણ થઇ આવેલું, અને "રાયજી રાજકોટમા મળશે" એવી આશા તેઓશ્રીએ બાંધેલી પણ હતી રાયજી સાહેબ આ વખતે રાજકોટમાં જ હતા અને તેમણે પણ નવાબ સાહેબની સલામે જવાનો સંકલ્પ કરેલો હતો. નવાબ સાહેબ રાજકોટ આવી પહોંચ્યાના ખબર મળ્યા પછી રાયજી સાહેબે બજીભાઇ મણિશંકર દીવાન જેવા પ્રતિષ્ઠિત ગ્રહસ્થને, નવાબ સાહેબની પરવાનગી મેળવી આપવા માટે વિનતિ કરવા સાર નવાબ સાહેબના કર્મચારી મણિપ્રસાદ બુચ પાસે જુનાગઢને ઉતારે મોકલેલા અને એ બજીભાઇએ એ પ્રમાણે જઇને રાયજી સાહેબનો સંદેશ મણિપ્રસાદને કહેલો પણ ખરો; પરંતુ મણિપ્રસાદે નવાબને એ સંદેશ પહોંચાડેલો નહિ તેમ બીજો કોઈ જવાબ પણ રાયજી સાહેબને કહેવડાવેલો નહિ. આમ થયલું એટલે પુરૂષોત્તમરાયજી રખેને નવાબ સાહેબ ન મળે એવી આશંકા ખાઇને તેમની ફુરસદે સ્ટેશને પણ ન ગયલા અને તેઓ ગયા નહિ તેનું પરિણામ વિપરીત પણ આવેલું. "રાયજી અભિમાની છે", એવી થોડીઘણી અસર તો નવાબ સાહેબના મન ઉપર કરાયલી હતી જ એટલે તેઓ રાજકોટમાં નવાબ સાહેબને મળ્યા નહિ તે વાતે તેમની અસરને ઉંડી કરી દીધેલી અને શત્રુગણે તેમાં પુષ્ટિ પણ આપી દીધેલી હતી. આમ બની ગયલું એટલે ગમે તે ઉપાયે રાયજીનું અભિમાન ઉતારવું એવો વિચાર નવાબ સાહેબને ઉદ્ભવ્યો હોય તો તે માનવ સ્વભાવની દૃષ્ટિએ અસંભવિત ઘટના ન હતી અને એવા વિચારને જેમ બને તેમ પોષીને તેને તરત અમલમાં અણાવી દેવો એ પુરૂષોત્તમરાયજીના વિરોધીઓનું એક આવશ્યક કર્તવ્ય પણ હતું. તેમાં વળી ખોટી અને પાયા વિનાની હકીકત નવાબ સાહેબ પાસે રજુ કરાવીને રાયજી સાહેબનાં ગામ બાગ જપ્ત કરાવી લેવાયલાં તે સંબંધે તેમણે જે અર્જ હેવાલ નવાબ સાહેબને કરવા જોઈએ તે તેમણે નથી કર્યા એ પણ તેના અભિમાનને કારણે,

એવું નવાબ સાહેબના મન ઉપર ઠસાવી દેવામાં આવેલ હતું અને તેને પરિણામે નવાબ સાહેબના પૂર્વગ્રહને પુષ્ટિ મળી ગઈ હતી. પરંતુ યથાર્થ વસ્તુસ્થિતિ ભિન્ન પ્રકારની હતી મ્હોટા માણસોને તેમની ટપાલ ઘણે ભાગે તેમના પોતાના કર્મચારીઓ મારફત જ પ્રાપ્ત થાય છે એટલે જેના કર્મચારીઓ દુષ્ટચારી બનેલા હોય છે તેઓ પોતાને ફાવે તેવા ગોટાળા કરી શકે છે અને જે પત્રો પોતાના સ્વામીને પહોંચાડવાથી પોતાને હાનિ થવાનો સંભવ હોય છે તે પત્રોને તેઓ ગુમ પણ કરી શકે છે આ એક વ્યવહાર સિધ્ધ સત્ય છે. રાયજી સાહેબે પોતાનાં ગામ બાગ વગેરે બાબતે અનેક અર્જો રજિસ્ટર્ડ ટપાલથી ખુદ નવાબ સાહેબને મોકલાવેલ પરંતુ નવાબ સાહેબના આફ્રીઆઓ એ તે બધી અરજીઓને દબાવી રાખી નવાબ સાહેબને બતાવેલી પણ નહિ, એટલે પછી પણ નવાબ સાહેબને પુરૂષોતમરાયજીના અભિમાન પરત્વે જે કલ્પના હતી તે બલિષ્ઠ થવા પામેલી. છતાં તેઓ પ્રસંગે પ્રસંગે પોતાના આ જૂના જાણીતા કાર્યભારીના મંત્ર સામર્થ્ય તથા કાર્યશકિતની પ્રશંશા કરવાનું ચુકતા ન હતા અને તેને પરિણામે ખટપટીઆઓનો સંભ્રમ વધતો જતો હતો અને એ સંભ્રમ જેમ જેમ વધતો જતો હતો તેમ તેમ તેઓ નવાબ સાહેબને ઉશ્કેરવાના ધંધામાં પડી ગયલા હતા. આખરે નવાબ સાહેબને પણ એવો ગજહઠ થઈ આવેલો કે ગમે તે ઉપાયે રાયજીને જૂનાગઢમાં હાજર કરી પોતાની પાસે નમાવવો જ અને તેવા ગજહઠનો લાભ પુરૂષોતમરાયજીના વિરોધીઓએ લઇને પૂર્વનિર્દિષ્ટ મુકદમા રૂપી વિસ્તૃત કપટજાળ તૈયાર કરી દીધેલી અને એ જાળ ગુંથવામાં બ્રિટિશ રાજદ્વારીય અમલદારોએ સાથ ન આપેલો હોય એવું કહી શકાતું નથી. નવાબ સાહેબ પુનઃ પુનઃ રાયજી સાહેબનું સ્મરણ કર્યા કરતા હતા એ હકીકત જ બ્રિટિશ રાજદ્વારીય અમલદારોને ખટકે એ વાત તેમના જુનાગઢ રાજ્ય પરત્વેના ઈંદાની દ્રષ્ટિએ કેવળ સ્વાભાવિક જ હતી અને તેથી તેમણે પુર્વોક્ત મુકદમો ચાલેલો ત્યારે જુનાગઢમાં મુકામ ગોઠવેલો હતો. બીજી તરફ બેગ સાહેબની નીમણુંક દીવાન તરીકે થયલી તે આકલ્પિત હતી અને તે મુંબઇ સરકારના રાજદ્વારીય ખાતાથી કરાયલ દબાણથી થ' પામેલી એમ કહી શકાય છે, કારણ કે નવાબ સાહેબને બેગ સાહેબનો પરિચય બીલકુલ ન હતો, એ અપરિચિત પરદેશીય ગ્રહસ્થને અનતાં સુધી રાજ્યનું સુકાન સોપવાની બાબતે વિરૂધ્ધમત તેઓ ધરાવતા હતા અને તેમાં પણ બ્રિટિશ સરકારના પુરૂષને તો તેઓશ્રી કદિપણ સ્વીકારે તેમ ન હતા બીજી એક હકીકત એવી છે કે, બેગ સાહેબનું આગમન થયું તે પહેલાં મરનાર રાવ બહાદુર

પત્ર પ્રકટ થતું હતું. એ પત્રના તા. ૧૯–૧૨–૦૭ના અંકમાં એના અધિપતિ મોતીલાલ નામના ઉમરેઠીઆ બ્રાહ્મણે નવાબ સાહેબની 'દિનચર્યા' બતાવનાર એક લેખ પ્રકટ કરેલો હતો. નવાબ સાહેબનું દૈનિક જીવન કેવા પ્રકારનું છે તે તેમાં વર્ણવવામાં આવેલું. આ લેખને બદનક્ષી રૂપે ગણી લઇને જૂનાગઢ રાજ્યે એ અધિપતિ સામે મુંબઇની ફોજદારી અદાલતમાં ફર્યાદ નોંધાવેલી હતી અને મુંબઇના સોલિસિટર બાઇશંકર નાનાભાઈને રોકીને રાજ્યે તે મુકદ્દમો ચલાવવાનું કામ તેમને સોંપેલું હતું. આ લેખ એ અધિપતિએ ખુદે જ લખેલો એવું એમણે પોતે અદાલત સમક્ષ કરેલ કથન ઉપરથી સમજાય છે. પરંતુ એ કથન તેમણે કરેલ તે પહેલાં જૂનાગઢમાના રાયજીના વિરોધી મંડળે એ લેખ રાયજીએ લખાવેલ છે એવું નવાબ સાહેબના મન ઉપર ઠસાવી દઇને તેમના કહેવાતા દ્વેષ કે રોષને અધિક તીવ્ર બનાવવાની બાજી રચી દીધેલી હતી, એ લેખ એકંદરે અશિષ્ટ કોટીનો તો હતો જ. પરંતુ રાયજી સાહેબ સામે જે મુકદ્દમો ચલાવાયલો અને જેને પરિણામે તેમની સ્થાવર જંગમ મિલ્કત ખાલસા થવા પામેલી હતી તે હકીકતે તેમના વિરોધી મંડળને પૂર્ણ સંતોષ આપેલો નહિ. કારણ કે, નવાબ સાહેબે એ તમામ સ્થાવર જંગમ મિલ્કતને સુરક્ષિત સ્થિતિમાં રખાવી દીધેલી હતી. આમ હોઇને રાયજી સાહેબ પ્રતિ નવાબ સાહેબ પોતાના મનમાં જે કાંઈ સદ્‌ભાવ સેવી રહેલા હોય તેનો સમૂળ નાશ કરી દેવાય તો જ તે વિરોધી મંડળને સંતોષ તથા રાજ્યોપભોગમાં સ્થિરતા મળે તેમ હતું. આમ હોઇને નવાબ સાહેબના દિલ રૂપી ખાબાને ટીપી ટીપીને પાકો કરવાની વૃત્તિ એ વિરોધી મંડળ ધરાવતું રહેલું, અને તેને પરિણામે આ મહીકાંઠા ગેઝીટવાળો કિસ્સો ઉપસ્થિત થવા પામેલો હતો. જુનાગઢમાં ગુલાબશંકર વોરા નામનો એક વિદ્વાન પ્રતિગ્રહી નાગર બ્રાહ્મણ હતો. રાયજી સાહેબના કાર્યભાર કાળમાં આ ગુલાબશંકરને લાંબી કેદની સજા થયલી હતી. પરંતુ એ રાયજી સાહેબનો મોસાળિયો ગોર હતો એટલે તેને રાયજી સાહેબ સાથે સંબંધ રાખનારો ગણાવી શકાય તેમ હતું, એટલે આ વાતના પાયા ઉપર રાયજી સાહેબના વિરોધીઓએ આખી ઇમારત ચણીને, પૂર્વોક્ત બદનક્ષી કરનારો લેખ રાયજીએ લખાવેલ છે એવું નવાબ સાહેબના મન ઉપર ઠસાવી દેવાનું કાવતરું રચેલું અને એ કાવતરાને અંગે પૂર્વનિર્દિષ્ટ ગુલાબશંકરને પકડીને તુરંગમાં બેસાડી દીધેલો હતો. એટલું કર્યા પછી એ ગુલાબશંકરને લાગ આપીને પૂર્વોક્ત "મહીકાંઠા ગેઝીટમા" પ્રકટ થયલ લેખનો લખનાર તે પોતે છે અને તે લખાવનાર પુરૂષોતમરાયજી છે એવું

તેની કનેથી લખાવી લેવામાં પણ આવેલું હતું. આ પ્રમાણે બલાત્કારે લખાવી લેવાયલ કબૂલિયત કદાચિત નવાબ સાહેબને રાયજી સાહેબ વિરૂદ્ધ ઉશ્કેરવાને વંચાવાઇ પણ હોય તથાપિ પરાણે લખાવી લેવાયલ એ કબૂલિયતનો ઉપયોગ મુંબઇની અદાલતમાં ગુલાબશંકરને હાજર કર્યા સિવાય થઈ શકે તેમ ન હતું અને ગુલાબશંકરને ત્યાં હાજર કરવો એ વાત રાજ્ય પક્ષને હાનિકર નીવડે એવો પાકો સંભવ હતો, કારણ કે, ગુલાબશંકર ત્યાં ફરી બેસીને એ પોતાની કબૂલિયતને બલાત્કારના પરિણામ રૂપે ગણાવ્યા વિના નહિ રહે એવી રાજ્ય પક્ષને પાકી ખાત્રી હતી વળી "મહીકાંઠા ગેઝીટના" અધિપતિએ એ લેખ પોતાનો હોવાનું જાહેર પણ કરી દીધેલું અને એ પત્રની કચેરીની ઝડતી લેવાયલી તે પ્રસંગે તે લેખનો અસલ હસ્તાક્ષરવાળો કાગળ પ્રાપ્ત થઈ આવેલો પણ નહિ. ફર્યાદ નોંધાવવાં નોંધાવાઇ ગઇ તો ખરી; પરંતુ તેનું પરિણામ જે રૂપમાં લાવવાની ધારણા રાયજી સાહેબના વિરોધીઓ રાખી રહેલા તે આવી ન શકે એવી સ્થિતિ ઉદ્‌ભવતી જતાં બક્ષી છોટાલાલને જૂનાગઢ અને મુંબઇ વચ્ચે વશેકાં વારે દોડધામ કરતાં રહેવાની ફરજ પડી ગયલી હતી; એટલું જ નહિ, પરંતુ ઉપસ્થિત થઇ આવેલ સૂક્ષ્મ અવસ્થામાંથી માર્ગ કાઢવાને અર્થે બક્ષી છોટાલાલને અમદાવાદની યાત્રાએ આવીને પૂર્વોકત વર્તમાન પત્રના અધિપતિને સમજાવી એના મુખેથી, એ લેખ લખાવનાર રાયજી છે એવું કહેવડાવવાને માટે અણછાજતો પ્રયાસ કરવો પડેલો પણ હતો. પરંતુ એ એમનો પ્રયાસ નિષ્ફળ નીવડેલો હતો એટલે તેમણે બીજો એક માર્ગ ગ્રહણ કરેલો. આ વખતે અમદાવાદમાં એક ઘટના એવી બની આવેલ કે તેનો મર્મ હરકોઇ સમજી શકે. એ ઘટના એટલે "કાઠિયાવાડ સમાચાર" નામક એક સાપ્તાહિક વર્તમાનપત્રનું જન્મ. આ વર્તમાનપત્રના ઉદ્‌ભવને આપણે બક્ષી છોટાલાલજીએ અમદાવાદમાં રહીને કરેલ ઉદ્યમના એક ફાંટા રૂપે ગણાવી શકીએ તેમ છીએ; કારણકે એ પત્રના પહેલાજ અંકમાના અગ્રલેખમાં, એ સમયે અમદાવાદમાં રહેતા જૂનાગઢવાસીઓને, "મહીકાંઠા ગેઝીટ"માં આવતી લેખમાળાના સંબંધમાં ધમકી આપવામાં આવેલી હતી! પરંતુ આ નવું જન્મેલું વર્તમાનપત્ર રૂપી બાળક, ઘણે ભાગે પોષણને અભાવે, દીર્ઘ આયુષ્ય ભોગવી શકેલું નહિ, અને "મહીકાંઠા ગેઝીટ"નો ગડગડાટ શમાવી શકાયલો પણ નહિ. અર્થાત્ બક્ષી છોટાલાલજીની કોઇપણ તજવીજ ફતેહમંદ ન નીવડેલી અને રાજ્યની ફજેતી થવામાં પણ મણા રહેલી નહિ. દીવાન મીરઝાં અબ્બાસઅલી બેગ જેવા બ્રિટિશ સરકારમાં આદોદા મનાયલા ગૃહસ્થને, એક સાધારણ કોટીના વર્તમાન-

પત્ર સામે, નવાબ સાહેબ જેવા મ્હોટા રાજ્યકર્તાને નામે બદનક્ષીની ફર્યાદ કરવા માટે કેમ સલાહ કે સંમતિ આપી હશે તે ન સમજી શકાય તેવો એક કોયડો છે. એ ફર્યાદ થવાથી જે કેટલીક હકીકત જનસમાજના જાણવામાં ન હતી અગર જાણવામાં હતી તો ઝાંખીઝાંખી હતી તે અધિક પ્રમાણમાં તથા અધિક સ્પષ્ટતા-પૂર્વક પ્રકાશમાં આવેલી એ વાત પરત્વે તો શંકા નથીજ. ઇ. સ. ૧૯૦૭ના અરસામાં બંગાળામાં થઇ રહેલી. ધરપકડોને પોતાના આદર્શ રૂપ ગણીને બક્ષી છોટાલાલજીએ તેનું અનુકરણ જૂનાગઢમાં કરવાનું શરૂ કરી દીધેલું, અને બેગ સાહેબ જેવા દીવાને પણ એ બાબતે ઉદાસીનતાનું અવલંબન કરીને બક્ષીજીને સ્વચ્છંદે બેલતાં અટકાવેલા પણ નહિ! "મહીકાંઠા ગેઝીટનો" બહિષ્કાર રાજ્યે જાહેર કરેલ ન હતો એટલે લોકો તેના અંકો હોંસે હોંસે એકલા તેમજ ટોળે મળીને વાંચતા રહેવા. આ પ્રકારની લોક જાગૃતિ તે સમયના શાસનવાહકોને આગ્રા અને તેમાં નવાઈ પણ ન હતી, કારણકે તેમને જે અનુભવ દેશીય રાજ્યની રૈયતનો હતો તે તેની ભીરૂતાનો જ હતો. આમ હોઇને ફેલાતી જતી ફજેતીની આગમાંથી મૂક્ત થવાને માટે તેમણે એક માર્ગ ગોતી કાઢેલો, અને તે માર્ગ બીજો કોઇ નહિ, પણ મહીકાંઠા ગેઝીટના વાંચનારાઓને પકડી પકડીને તુરંગ ભેળા કરી દેવાનો હતો. આ વર્તમાનપત્રના વાંચનારા સારા સારા ગૃહસ્થોને વગર પકડ હુકમે ( વોરંટ કઢાવ્યા વિના ) પકડાવી પકડાવીને કારા-ગારમાં મોકલી આપવાની પ્રવૃત્તિ બક્ષીજીએ આરંભી દીધેલી અને દીવાન સાહેબે તે બધું શાંત ચિત્તે જોયા પણ કરેલું! પોલિસ ખાતાએ આ બક્ષીજી કે જેમને રાજ્યના વહીવટી તંત્ર સાથે કશો પણ સંબંધ ન હતો તેણે તેમના હુકમ પ્રમાણે વર્તવા કેમ માંડ્યું હશે તે અમે કલ્પી શકતા નથી. આ પ્રમાણે જે પકડાપકડી ચાલેલી તે અંગે બક્ષીજીના કોપનું પહેલું ભક્ષ્ય બનવાનું માન ખુદ દીવાન સાહેબનાંજ એક શિરસ્તેદાર સૂર્યશંકર બજીભાઇ દીવાનને મળેલું. આ સૂર્યશંકર પુરૂષોત્તમરાયજીના જમાઇ હતા એટલે પહેલી વરણી તેની થાય તેમાં નવાઇ ન હતી. એ પછી વણિક વેપારી ગોવિંદજી નાનજી બુકસેલર, ઈનામદાર નાગર સારાભાઇ ગોકુળભાઇ વસાવડા, મંદાસુખ-રાય ભવાનીદાસ નાણાવટી વગેરે વગેરેને પકડાવી પકડાવીને પાકી દુરંગના મેમાનો બનાવેલા અને બીજા કેટલાકો જેવા કે જામનગરના છોટાલાલ છાયા, નવરંગરાય છેલશંકર વસાવડા વગેરેને પોતાને ઘેર બોલાવીને બક્ષીજીએ ધમકાવીને ડારો દેખાડેલો પણ હતે. આ પ્રકારની અરાજકતા તથા ઉદ્દંબરિતા એ સમયના જૂનાગઢમાં વ્યાપેલી એ વાતનો ઇન્કાર કોઇથી થઇ

શકે તેમ નથી. આ બધાં અન્યાય્ય બાબતોનાં વર્ણનો મુંબઇ ઇલાકાનાં અનેક વર્તમાન પત્રોમાં એ વખતેજ આવેલાં પણ ખરાં. મુંબઇમાં પ્રકટ થતા દૈનિક અંગ્રેજી વર્તમાન પત્ર. "ઇન્દુપ્રકાશ"માં તા૦ ૧૩-૧-૦૮ને રોજ "Wrongful Arrests" (અન્યાયી પકડાઇ)ના મથાળાવાળા લેખે ખાસ કરીને પુર્વોક્ત ધરપકડોને પ્રકાશમાં મુકેલી. જેમ જેમ હોકારો વધતો ગયલો તેમ તેમ બક્ષીજીની મુસાફરીઓ પણ વધતી ગયલી. "મહીકાંઠા ગેઝીટનું" ગર્જન પણ વધતું ગયલું. તેના વાંચનારાઓની સંખ્યામાં વધારો થતો ગયલો અને લોકો ખૂણેખાંચરે બેશીને તેમાં આવેલા તથા આવતા જતા લેખોનું પારાયણ કરવાને મંડી પડેલા પણ ખરા. મુંબઇના પ્રેસિડેંસી મેજીસ્ટ્રેટ મિ૦ દસ્તુરવાળી અદાલતમાં આ ફોજદારી મુકદમો ચાલેલો અને રાજ્યપક્ષે રહીને સોલિસિટર ભાઇશંકરે તે ચલાવેલો હતો. પત્રના અધિપતિ મોતીલાલે પોતાના લેખમાંના મજકુરને સાબીત કરવાને માટે જે અનેક સાક્ષીઓની નામાવલિ રજૂ કરેલી હતી તેમાં ખાસ કરીને નવાબ સાહેબનાજ સાઢુ કુતિયાણા કસ્બાના મુળ ગરાસિયા મુસલમાન તથા અમીર સરવાણીનું નામ મુખ્ય હતું. આ સરવાણી રાજકુળ સંબંધ હતા એટલે રાજ મહાલયમાં ગળાતા જીવનક્રમનું તેમને અનુભવસિદ્ધ જ્ઞાન હોય એ સ્વાભાવિક જ હતું. આમ હોઇને આ ગૃહસ્થની જુબાનીથી તેમજ બીજા પુરાવાથી કહેવાતી બદનક્ષીવાળા શબ્દો સાચા ઠરતા ગયલા અને મુકદ્દમો અનેક કારણોથી જેમ જેમ લંબાતો ગયલો તેમ તેમ પુર્વોક્ત "મહીકાંઠા ગેઝીટ" જુનાગઢ રાજ્યમાં પ્રવર્તી રહેલ અરાજકતા તથા અન્યાયપરાયણતાની સાથે તરહતરહની ખટપટોનાં વર્ણનો, બ્રિટિશ એજંસીના અમલદારોની રાજ્યને મળતી રહેલી ફુંકને લગતી હકીકતો વગેરે અનિષ્ટ બાબતો તથા બક્ષીજીથી મુંબઇ વગેરે સ્થળોમાં કચેતી રહેલી પ્રવૃતિઓને પ્રકાશમાં લાવતા લેખો જોરદાર કલમથી લખી લખીને પ્રકટ કરતું ગયું, અને એ સર્વને પરિણામે જુનાગઢ રાજ્યમાં તેમજ એજંસીમાં મ્હોટો ખળભળાટ ઉભો થઇ ગયલો પણ ખરો. પરિણામે જુનાગઢની નવાબીનું ગૌરવ ઘટી જવા પામ્યું અને પુરુષોત્તમરાયજીને એ બદનક્ષીને માટે ગુન્હેગાર ઠરાવવાની બાજી એક બાજૂએ રહી ગઇ એટલું જ નહિ, પરંતુ ઉંધી પણ વળી ગયલી હતી. મતલબ કે, આ મુકદ્દમો લાંબો ચાલેલો પણ તેનું પરિણામ લગભગ શુન્યમાં જ આવેલું, એટલે કે રાજ્યપક્ષના વકીલોએ લીધેલ મહા પરિશ્રમને અંતે એ વર્તમાન પત્રના અધિપતિને આવડા મોટા રાજકર્તાની બદનક્ષી કર્યા બદલ ફકત રુપીઆ ૨૦૦) ધન દંડ થવા પામેલો જે તેણે ભરી દીધેલો પણ ખરો. પરંતુ એ મુકદ્દમાએ જુનાગઢના રાજકર્તાને તથા તેમભયના

શામેલ સૂત્રધારોને જે ઝાંખપ લગાડી દીધેલી તે જેટલી તેટલી ન હતી, અને રાજ્યનાં પુષ્કળ નાણાં અનેકધા એ કામે ખર્ચાયેલાં હોઈ તેના ધૂમાડાની મશીથી કેટલીય વ્યક્તિઓને કાલિમાયુક્ત થવું પડેલ પણ હતું. અમને એમ પણ લાગે છે કે પુરૂષોત્તમરાયજીનો નવાબ સાહેબને હાથે પુનઃ રાજ્યયોગ થવાનો જે સંભવ હતો તે અટકાવવાને માટે જે કારસ્તાની ટોળીએ આ કથાપુરૂષ ઉપર રૂા. ૧,૫૩૦૦૦ ઉચાપત કર્યાનું તહોમત મુકવાને માટે જે પ્રકારની યોજના કરેલી હતી તે જ કારસ્તાની ટોળીએ આ બીજા મુકદ્દમા રૂપી યોજનાને જન્મ આપેલો હતો અને તેમ નહિ તો પછી પુરૂષોત્તમરાયજીવાળા મુકદમા અંગે લેવાયલ કહેવાતી વઝીર બહાઉદીનભાઈની જુબાનીમાંના ચોથા સવાલના ચોથા જવાબથી નવાબ રસુલખાનજીને જો કોઇપણ પ્રકારની હાનિ કોઇ તરફથી પહોંચાડવી હોય તો પહોંચાડી શકાય એવી જે યુક્તિ રચવામાં આવેલ છે તેનીજ બીજી યુક્તિ રચીને આ 'મહીકાંઠા ગેઝીટ' સામે મુકદમો ઉભો કરીને નવાબ સાહેબને હાનિ થવાની સંભવિતતાના ક્ષેત્રમાં આણી મૂકવાનો પ્રયાસ એ કારસ્તાની ટોળીએ કરેલો હોય તો તે વાત નવાઈ પમાડે તેટલી અસંભવિત નથી.

**(૩) યુવરાજ શેરજમાખાનનું અકાળ અવસાનઃ**— નવાબીના દુર્ભાગ્યે મીરજા અબ્બાસઅલી બેગની દીવાનગીરીના સમયમાં જે ત્રીજો મહત્વપૂર્ણ બનાવ બનેલ છે તે યુવરાજ શેરજમાખાનના અકાળ દેહાંતને લગતો છે. આ શાહજાદા નવાબ સાહેબની ધન સંકોચવાળી પૂર્વ અવસ્થામાં એકનો એક પુત્ર હોઈ તેમના ઉપર તેમની પ્રીતિ અપાર હતી. પરંતુ એ શાહજાદા યુવરાજ પદે આવ્યા અને તેમનું વય જેમ જેમ વધતું ગયું તેમ તેમ તેમના ભોગ ભુખ્યા મન ઉપર તેમના ભોગ પ્રિય પાસવાનો તથા હજૂરીઆઓની અનિષ્ટ અસર થવા માંડેલી હતી અને તેને પરિણામે એ ભોળા સ્વભાવના શાહજાદાને સ્વાર્થી તથા દુરાચારીઓની જાળમાં ફસાઇ પડવાનો વારો આવેલો હતો. તેઓ રાજકોટની રાજકુમાર પાઠશાળામાં ભણતા હતા ત્યારે તેમના કોઇ એક મૂસા નામના હજૂરી પરત્વે એક નિંદ્ય પ્રકરણ ઉપસ્થિત થઇ આવેલું અને તે તથા તે પછીના, તેમના ચારિત્ર્યને દૂષિત ગણાવે તેવા કેટલાક બનાવો એવા બનેલા કે બ્રિટિશ એજંસીને આ શાહજાદાના અનિષ્ટ વર્તન સંબંધમાં અનેકવાર નવાબ સાહેબને સૂચન તથા સલાહ આપવાની ફરજ પડેલી પણ હતી. ગવજી સાહેબે રાજ્ય કલ્યાણ વિચારીને આ ઉપરથી આ શાહજાદાને અંગ્રેજ સહ-

ચરના સહવાસમાં રાખીને અનિષ્ટ માર્ગેથી વાળવાની યોજના કરેલી, પરંતુ રાયજી સાહેબ જેમ જેમ આ શાહજાદાને ઉધ્ધારી લેવાના ઉપાયો રચતા ગયેલા તેમ તેમ એઓ તે શાહજાદાને અધિકાધિક કડવા થતા ગયા પણ હતા. આ બધી હકીકત આપણે અગાઉ વાંચી ગયા છીએ. રાયજી સાહેબ રાજ્ય સેવામાંથી મુક્ત થયા તે વખતે અને તે પછી મેજર કાર્નેગી નામના એક અંગ્રેજ અમલદાર એ શાહજાદાના સહચર હતા તોપણ નડિયાદ વાસી ગોપાળદાસ ઉર્ફે નાના સાહેબ દેશાઇ કે જેઓ દીવાન બહુચરદાસના બાઇ હતા તેઓ ભાવનગર રાજ્યની નોકરી છોડીને-પોતાના બાપને તેની કાર્યભારિતાને મદદ આપવાને આવી આ શાહજાદાના દેશીય સહચરને પદે બિરાજી ગયેલા હતા. અને તેમણે તેમના મિત્ર શ્રીયુત છગનલાલ પંડયાએ તા. ૧૫-૫-૩૨ના 'ધ ગુજરાતી' પત્રમાં લખેલું છે તે પ્રમાણે 'એ શાહજાદાને તેમના કેટલાક અનુયાયીઓના સંસર્ગથી લાગતુ લાંછન દૂર કરવા માટે ઘણા પ્રયાસ કરેલા' તે બધા નિષ્ફળ જતા પામ્યા હતા. આ પ્રયાસો ગોપાલદાસજીએ નહિ કર્યા હોય એમ અમે નિશ્ચય પૂર્વક કહેવા માંગતા નથી. પરંતુ રાયજી સાહેબના વારામાં બ્રિટિશ સરકારની આજ્ઞા થવાથી જે ચાર હજૂરીયાઓને રાજ્યમાંથી હદપાર કરવામાં આવેલ તેમને ગોપાલદાસજીએ નવાબ સાહેબની અથવા તો શાહજાદા સાહેબની પ્રીતિ પોતાની ઉપર મેળવી લેવાના લોભે પાછા જૂનાગઢમાં આણી આપવાની બાબતે પોતાની શક્તિ તથા લાગવગનો જે દુરુપયોગ કરેલો હતો તે જો તેમણે કરેલો ન હોત, તો તે વાત તેમને માટે અધિક કીર્તિકર ગણાત અને રા. છગનલાલજીએ પોતાના એ મિત્રના પ્રયાસ સંબંધમાં જે કથન કરેલ છે તેને આપણે અવિરુધ્ધ ભાવે સ્વીકારી શકત પણ ખગ જે હજુરીઆઓને શાહજાદાના સંસર્ગમાં રહેવા ન દેવાના હેતુથી બ્રિટિશ એજંન્સીએ હદપાર કરાવેલા હતા તે જ હજુરીઆઓને એજ એજંસીએ ફરીથી રાજ્યમાં પ્રવેશવાને તથા શાહજાદાના સંગી બનવાને મોકળાશ કેમ કરી આપી હશે તે પ્રશ્નનું ઉત્તર તો રાજદરબારના રહસ્યો જાણનાર જ આપી શકે. આપણે તો કેવળ કલ્પના જ કરી શકીએ. તથાપિ આપણે એટલું તો કહી શકીએ, કે દર્દીના દર્દને જાણનાર વૈદ્ય ખુદ દર્દીને અપથ્ય અને હાનીકર પદાર્થો ખાવાપીવાની અનુકૂળતા કરી આપે, તો તે બાબતમાં જેટલે અંશે આપણે એવા વૈદ્યને જવાબદાર ગણી શકશું તેટલે અંગે બે ગાફુર દર્દી ખુદને ઉપાલંભપાત્ર ગણી શકશું નહિ. ઇશ્વરદીય અને કર્તવ્ય પરાયણ વૈદ્ય તો જો હઠીલું દર્દી સ્વેચ્છાચારી બનીને અપથ્યનો ઉપયોગ શરૂ કરે તેજ હમે

તેના કર્તાથી અલગ રહેવાનું પસંદ કરી દેશે જ પરંતુ આ યુવરાજ તથા નવાબનું દુર્ભાગ્ય એટલું તો જોરદાર બની ગયેલું કે એમના કોઇ સહચર કે કર્મચારીએ આત્મપ્રતિષ્ઠાના પાલનાર્થે પણ કોઇપણ પગલું ભર્યું હોય એમ દેખાતુ નથી એટલુ જ નહિ, પરંતુ નીચે ને નીચે વહી જતા નદી જળને તેનો સદુપયોગ કરવા સારૂ અને તેટલા પ્રમાણમા રોકવા અર્થે જે પ્રકારે બંધ કે પાળ રચવાની જરુરત રહે છે તે રચવાને માટે પુર્વોક્ત બે સહચરો કે કર્મચારીએ આવશ્યક પ્રયાસ કરેલ હોય એમ પણ દેખાતુ નથી કેટલાક સૂક્ષ્મ પ્રસગો એવા હોય છે કે તે પરત્વે લેવાતા વિધાયક ઉપાયો નિષ્ફળ નીવડશે એવુ લાગી આવે ખરુ, પરંતુ એવી વિધાયક ઉપાયોની નિષ્ફળતાની સભાવનાને આધારે નિરૂદ્યમી બની બેસીને નિવારક ઉપાયો યોજવા નહિ એવો સિધ્ધાંત તારવી શકાસે નથી, એટલુ જ નહિ, પરતુ એવા નિવારક ઉપાયો ન રચનારાઓમા સાચી કર્તવ્ય નિષ્ઠાનો અભાવ અગર તો સ્વાર્થ સિધ્ધ કરાવનાર લાલસાનુ અસ્તિત્વ કલ્પી લેવા જેટલો અવકાશ તટસ્થ વિચારકોને મળે છે પણ ખરો કાર્ય સમર્થ મનાવાયલ દીવાન બેગ સાહેબ જેવા પુરૂષ પણ નવાબને વિનાશને પથે દોડી જતી અટકાવવાનો હેતુ રાખીને, પૂર્વોક્ત પ્રકારના વિસ્મય વાતાવરણમાથી આ યુવરાજને વિરક્ત રખી શકેલા નહી એ હકીકત પણ તાજુબીભરેલી બનીને એક વિષમ સમસ્યા રૂપ થઇ પડે છે પુરૂષોત્તમરાયજી ઉપર પ્રહાર ચાલૂ રાખવાના હોય તો પછી તે બાબતે આ શાહજાદાને એક સબળ હથિયાર રૂપે વાપરવા પડે જ અને તેથી તેમને કેઇ પણ રીતે નારાજ થવાનુ કારણ ન આપવુ એવા ઇરાદાથી એ સમયનુ દરબારી મડળ અવળી દિશામા દોરાયુ હોય તો નવાઇ પામવા જેવુ નથી, કારણ કે માનવ પ્રકૃતિમા રહેલી ક્ષુદ્ર દુર્બલતા મનુષ્યો ઘણે ભાગે પરાર્થ કરતા સ્વાર્થ સાધવાની દિશામા પ્રવૃત્ત થવાને પ્રેરી રહે છે નવાબ સાહેબ આ બધી પરિસ્થિતિ સમજી શકેલા હતા પરંતુ એકંદરે બાજી તેમના હાથમા રહેલી ન હતી તથાપિ તેમણે પોતાના એ પ્રીતિભાજન શાહજાદાના કલ્યાણ ખાતર શક્ય તેવો નિવારક ઉપાય કરવામા પોતાના અધિકારનો ઉપયોગ કરવામા ઢીલ કરેલી નહિ અને દારૂ વેચાણની બંધી કરનાર તથા વેશ્યાઓએ એકદમ પરણી જવાનુ ફરમાન કાઢી દીધેલુ હતુ આમ તેઓશ્રીએ શક્ય ઉપાય તો કર્યો પરતુ તેથી કરીને તેઓ સાધન સપન્ન શાહજાદાને પોતાની આસક્તિને તૃપ્ત કરાવે તેવા જે બીજા માર્ગો હતા તે બધા બધ કરી શકેલા નહિ અનએવ પૂર્વોક્ત પ્રકારના ફરમાનથી નવાબ

સાહેબની કીર્તિ ફેલાવવી અને ઇગ્લાંડની 'સુવર્ણ' યુગ સંપ્રદાય 'ઓર્ડર ઓફ ધ ગોલ્ડન એંજલ' નામક સુવિખ્યાત સંસ્થા તરફથી તે ખાસ તેમને અભિનંદન પત્ર પણ મોકલાયલું એ વાત ખરી; પરંતુ વસ્તુસ્થિતિ તો જે હતી તેજ રહેલી અગર તો તે પ્રતિદિન અધિકાધિક અધોદશાને પામતી ગયલી હતી, અને છેવટે આ જુવાન યુવરાજની તે પ્રાણહર પણ નીવડેલી હતી આ શાહજાદાનું અકાલ અવસાન જૂનાગઢની નવાબીના ક્ષયનું પ્રધાન કારણ બનેલું છે એમ અમે માનીએ છીએ. રાજમાનસ ઉપર પ્રભાવ પાડે એવા કાર્યભારીઓને અભાવે રાજકુટુંબની, રૈયતની અને રાજ્યની શી વલે થાય છે તેનો બોધપાઠ આપણને આ યુવરાજની નિરંકુશ વિલાસ લીલા પુરો પાડે છે એમ કહીએ તો તે અતિશયોક્તિ ગણાશે નહિ. ઇ. સ. ૧૯૧૭માં સર આર. ઇ. હોલાંડની અધ્યક્ષના નીચે ચાલેલ રાયજી સાહેબવાળા કામમાં એક ઠેકાણે જણાવેલ છે તે મુજબ 'નવાબજાદા શેરજમાખાનના ખાનગી જીવનને લગતી તથા જે કારણે તેમનું અવસાન થયલું' તે વાત બધાના જાણવામાં હોઇને, અમે અત્રે એ પરત્વે એટલુંજ કહીએ છીએ કે આપણા આ કથા વીર પુરુષોત્તમરાયજીએ પોતાના સ્વાર્થનો લેશ પણ વિચાર કર્યા વિના આ યુવરાજનું રાજકુળનું તથા રાજ્યનું કલ્યાણ ચાહીને નવાબ સાહેબના આ શાહજાદાને તેમને ઘેરી રહેલી અને રહેતી જતી પ્રાણ હર પરિસ્થિતિમાંથી ઉધ્ધારી લઇને તેમને સન્માર્ગે વિચરતા કરવાના તથા તેમને એક સુસંસ્કાર સંપન્ન રાજા રૂપે ઘડવાના સદુદ્દેશથી જે અનેક વિધાયક તેમજ નિવારક ઉપાયો રચેલા હતા તે ઉપાયો તેમના પછીના દીવાન સાહેબોએ તેમજ તે શાહજાદાના અંગ્રેજ તથા દેશીય સહચરોએ અને નવાબ સાહેબનું હિત ચાહી રહેવાનો દંભ કરી બેઠેલા બીજા બધા રાજપુરુષોએ રચેલા હોત અગર તો નવાબ સાહેબને ખરી હકીકતથી વેળાસર વાકેફ કરી દેવા જેટલી વફાદારી બતાવેલી હોત તો જે ઉપાયાતીત માઠું પરિણામ આવેલું છે તે કદાચિત આવત નહિ, એટલુંજ નહિ, પરંતુ નવાબ રસુલખાનજીની હયાતી પછી રાજ્યને બ્રિટિશ વાલી વહીવટ હેઠળ મુકાઈ જવાનો સમય ઝટ આવી પડેલો તે આવી પહોંચવાનો તથા તેને પરિણામે જે અનિષ્ઠ અનુભવો પ્રજાજનોને કરવા પડેલ તે કરવાનો પ્રસંગ પણ ઉપસ્થિત ન થાત, પરંતુ દૈવની ગતિ અકળ છે, રાજ્યનું એકંદર અને નિરંતર કલ્યાણ સાધનારી પુરુષોત્તમરાયજીની ક્રમશઃ પ્રગતિ કરનારી સ્થિર રાજનીતિ અને તેના પરિણામે તેમણે કરેલ આત્મ ત્યાગ અને બીજી તરફ તેમના પછીના કાર્યભારીઓએ દાખવેલ

આત્મભરિ રાજનીતિ તથા તેનું જે ફળ આવેલું છે તે એ ઉભય બાબી વાતો સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ચિરસ્મરણીય ગણાઇ રહે તો તેમાં નવાઇ નથી

(૪) **આગગાડી અને બંદરઃ–** બેગ સાહેબની દીવાનગીરીના કાળમાં કાઠિયાવાડની તમામ આગગાડીઓનો વહીવટ ગોંડળ 'રેલ્વે બોર્ડ' હસ્તક સંયુક્ત પ્રકારે વર્ષોથી ચાલતો હતો તે બંધ પડેલો અને જૂનાગઢ રાજ્યની આગગાડીનો સ્વતંત્ર વહીવટ કરવાનો ભાર રાજ્યે પોતાને માથે ઉપાડી લીધેલો આર્થિક દૃષ્ટિએ અગર તો સંસ્થાનોની વચ્ચે વાહનવ્યવહાર પરત્વે રહેલ એકતાને લગતી રાજદ્વારીય દૃષ્ટિએ, ઉપર સૂચવાયલ આગગાડીના વહીવટના જે ભાગલા પડી ગયેલા તે હકીકતથી રાજ્યોને લાભ થયો હતો કે નહિ તે સવાલનો નિર્ણય તો જે તે મમ્મલિત રાજ્યે પોતાના મમત્વના પ્રમાણમાં પોતાની બુધ્ધિ મુજબ કરેલો હશે તથાપિ એ સંયુક્ત વહીવટ તોડવાથી પ્રવાસીઓને પાર વિનાની તકલીફ તથા આગગાડીની ઉપર માલીકી હક ધરાવનાર રાજ્યો વચ્ચે જે રૂપની અનિષ્ટ હરીફાઇ ઊભી થવા પામેલી અને એ રાજ્યોને પોતપોતાના હસ્તકની આગગાડીના સંચાલનને માટે જુદા જુદા વહીવટદારો વગેરે રાખવાની ફરજ પડતાં જે વધારે ખર્ચ ભોગવવાનો વારો આવેલો તે બધા અનિષ્ટોનો ભાર છેવટે તો તે આગગાડીના સ્વામી–રાજ્યોની પ્રજાને જ ભોગવવો પડેલો એ વાતનો કોઈ ઇન્કાર કરી શકશે નહિ આ ઉપરાંત બેગ સાહેબના વારામાં બીજો જે એક મહત્ત્વપૂર્ણ સવાલ ડોળાઇ રહેલો હતો તે વેરાવળ બંદરને લગતો હતો રાયજી સાહેબના વારામાં વેરાવળ બંદરને સ્વતંત્ર પ્રકારે એક વેપારી મથક રૂપે ખીલવવાને અર્થે એક પ્રાથમિક પ્રયોગ કરવામાં આવેલો એ પ્રયોગ પ્રમાણે વેરાવળના એક ધનિક વેપારીએ પરદેશીય આગબોટ મારફત 'કેરોસીન ઓઇલ (ઘાસલેટ) ની લાખો પેટીઓની આયાત કરીને સસ્તા દરે વેચી નાખેલી પણ ખરી અને જૂનાગઢ રાજ્યને જકાતનો લાભ પણ મળેલો હતો અંગ્રેજ સરકારને આ પ્રસંગની જાણ શરૂઆતથી પહોંચતી પણ હતી અને તેથી કાંઈ પણ લાગ મળે ત્યારે વેરાવળ બંદરમાં પોતાનું લાગુ બેસાડી દેવાને એ સર્વોપરિ સરકાર તલપાપડ થઈ રહેલ હતા પરંતુ રાયજી સાહેબના વાહન રાજ્ય કાર્યકારીમંડળ રાજ્યની ખાતર સ્વતંત્રતાના અબાધ નિવાહના હિતે એટલ તો સબળ આગ્રહી હતું કે આ બંદરના સવાલ પરત્વે પોતાને ફાવે તેવો ફેંસલો કાઢી લેવાને એ સર્વોપરિ બ્રિટિશ સરકાર અસમર્થ થઈ ગયેલા હતા અને એ બ્રિટિશ

સરકારના માનિતા બેગ સાહેબ જ્યારે જૂનાગઢના દીવાનને પદે ગોઠવાઈ ગયા ત્યારે જ એ બંદરને લગતો પ્રશ્ન ફરીથી અંગ્રેજ સરકાર ઉપસ્થિત કરી શકેલા હતા. વેરાવળ બંદર એક 'પારદેશીય બંદર (ફોરેન પોર્ટ)' ગણાતું રહેવું એટલે તેને બ્રિટિશ બંદરની હારમાં મૂકાવી દેવાને માટે, અંગ્રેજ સરકારવતી બેગ સાહેબ જૂદી જૂદી દલીલો કરીને નવાબ સાહેબને ભારપૂર્વક સમજાવવા મંડેલા હતા. પરંતુ જૂના જમાનાના નવાબ સાહેબ રસુલખાન કે જેમને અંગ્રેજ સરકાર 'અભણ' અને 'ફકીર' ગણી રહેલા તે પોતાના રાજ્યના શાસનાધિકાર પરત્વે એટલા તો ભણેલા અને ભમનાં ધરાવનાર હતા કે. બેગ સાહેબ તેમની કનેથી પોતાને ગમતો નિર્ણય કરાવી લેવામાં નિષ્ફળ નીવડતા રહેલા હતા. આ નવાબ સાહેબને અંગ્રેજ સરકારે એક બે માનચાંદ આપીને તેમને પ્રસન્ન કરવા જેવું કરેલું પણ ખરું. પણ આ તો હતો દુનિયાના રંગરાગનો અનુભવી 'ફકીર' ગણાયલ નવાબ રસુલખાન, એટલે માનચાંદ જેવાં મિથ્યા ગણાય તેવાં વળગણો તેને પોતાના રાજત્વમાંથી એક અંશ પણ ઓછો થવા દેવાની વાતે લોભાવી શકે તેમ ન હતાં. રાયજી સાહેબના ખસ્યા પછી તો રાજ્યમાં અસ્તવ્યસ્તતા પ્રતિદિન વધતી ગયલી હતી છતાં નવાબ સાહેબને માનચાંદની વધારે નવાજેશ અંગ્રેજ સરકાર કરી રહેલા તે બેગ સાહેબની નીતિને સરલતા તથા સફળતા અપાવવાને માટે જો ન હોય, તો પછી રાજ્યમાં એવાં ક્યાં કીર્તિકર કામો આ કાળે થવા પામેલાં કે જેથી પ્રસન્ન થઈને એ સર્વોપરિ સરકાર 'અભણ' જેવા મનાયલા નવાબ સાહેબને અધિકતમ માનને પાત્ર ગણવાને પ્રેરાયા હશે ? । આ બધું તો જે હોય તે ખરું. પરંતુ આ બધી બાબતો બેગ સાહેબના વારામાં લોકચર્ચાનો વિષય તો બનેલી હતી જ, અને બેગ સાહેબ જૂનાગઢ છોડીને ગયા ત્યાં સુધીમાં વેરાવળ બંદર પરત્વે તેમને ગમતો નિર્ણય નવાબ સાહેબે કરી આપેલો નહિ એ હકીકત સાચી છે જ. અમારા આવા કથનને અમે બીજી એક બીનાને આધારે સ્પષ્ટતા આપી શકીએ તેમ છીએ. ઇ. સ. ૧૯૦૯ના લગભગ અંત ભાગમાં નવાબ સાહેબ લોર્ડ મિન્ટો ઉપરાજને હસ્તે 'જી૦ સી૦ એસ૦ આઇ૦નો એનાબ પામવાને મુંબઇ ગયલા તે વખતે તેઓશ્રીએ આપણા આ કથા-નાયકને આપેલ એક મુલાકાતમાં ખુલ્લી રીતે તેમજ પછીથી ખાનગી રાહે વેરાવળ બંદર સંબંધે કેટલાક ખાસ સવાલો પૂછેલા હતા અને રાયજી સાહેબે બેગ સાહેબની હાજરીમાં ખુલ્લી રીતે તે સવાલોના જે જવાબ દઇ શકાય તે આપેલા પણ હતા, અને તે પછી ખાનગી મુલાકાતમાં જે કાંઇ કહેવા જેવું

હશે તે તેમણે નવાબ સાહેબને વિદિત કરી દીધેલું હતું. મતલબ કે, નવાબ રસુલખાનજી ગુજરી ગયા ત્યાંસુધીમાં બ્રિટિશ સરકારે ફેકેલ પાસા પૈકી એક પણ પોબાર થવા પામેલ નહિ એ આ 'ફકીર' નવાબથી ભણાયલ રાજવિદ્યાનું ફળ હતું એમ આપણે કહી શકીએ. રાજ્યની આંતર સ્વતંત્રતાનું અગર રાજત્વનું બલિદાન કરીને આર્થિક લાભ મેળવવો એ સારૂં કે આર્થિક લાભ મળતો હોય તો રાજત્વને ખંડિત થવા દેવું-એ એક ઝટ ઉકેલી ન શકાય તેવી પ્રશ્નગ્રંથિ છે. પાછળથી એટલે નવાબ રસુલખાનજીના રાજકાળ પછી આ વેરાવળ બંદર 'પરદેશીય' ગણાતું બંધ પડેલું છે. તેના દરિયામાં લાખો રૂપીઆ હોમાયા છે, તે બ્રિટિશ શુલ્કનીતિ (જકાત–પદ્ધતિ)ને વશ બનેલું છે અને તેની ઉપજ જો કે વધી ગયલી છે છતાં તે એક કાર્યસાધક બંદરના રૂપને સર્વથા પામી શકેલું નથી.

(૫) નવાબ સાહેબ રસુલખાનજીને બ્રિટિશ સરકારે 'જી૦ સી૦ એસ૦ આઈ૦ નો શ્રેષ્ઠ ખેતાબ આપી તે ઉપરાંત તેમને મળતી તોપની સલામીની સંખ્યામાં વધારે કરી તેમની કદર કરેલી હતી એટલે એક મહત્તવાળું કામ બેગ સાહેબના વારામાં થયું હતું. આ પ્રકારનું માનાર્પણ બેગ સાહેબને મન એક મ્હોટી ફતેહ લાગેલી એટલે તેમની પ્રેરણા અને યોજનાથી તેમના જ બંગલામાં જૂનાગઢની હિંદુ તથા મુસલમાન પ્રજા તરફથી નવાબ સાહેબને માનપત્ર અપાયલું હતું.

(૬) ઉપર બતાવેલ મહત્ત્વપુર્ણ કામો ઉપરાંત (સર) મીરજા અબ્બાસઅલી બેગે જુનાગઢ રાજ્યના સ્વતંત્ર ચલણી સિક્કાઓમાં પણ ફેરફાર કરી રાજ્યનું ગૌરવ વધારેલું હતું ! કોરી સિક્કાનું ચલણ તેઓ કાઢી શકેલા નહિ પણ દોકડામાંથી ત્રાંબુ ઓછું કરીને તેની કિંમત ઘટાડી દીધેલી હતી ! આ પ્રકારનો આર્થિક ફેરફાર તેમણે ગમે તે કારણે કર્યો હશે; પરંતુ એ ફેરફાર જૂનાગઢમાં ચર્ચાપાત્ર થઇ પડેલો હતો. જુનાગઢના કોઇ 'પક્ષી' સંજ્ઞાધારી વિવેચકે આ વિષય પરત્વે મુંબઈના 'સાંજ વર્તમાન' વગેરે વર્તમાન પત્રોમાં કડક ટીકાઓ પ્રકટ કરાવેલી હતી પણ ખરી; તથાપિ તે ટીકાઓથી કોઇ વળેલું નહિ. એ છતાં એટલું તો કહી શકાય કે અણગમતાં રાજ્યકાર્યો પરત્વે ખુલ્લી રીતે ટીકા કરવાની બાબતે જે પ્રજા બીકના કે ઉદાસીનતા દાખવતી રહેલી હતી તે પ્રજા હવે પોતાની રાજકીય તંદ્રા ત્યજીને થોડા ઘણા પ્રમાણમાં

સળવળવા માંડેલી તો ખરી જ. ઉપરાંત બીજું, એક રાજ્યકાર્ય કરીને બેગ સાહેબે રાજ્યસેવા કરી બતાવ્યા જેવું પ્રતિષ્ઠાને પાને દેખાડવાનો પ્રયાસ પણ કરેલો. ગોકુળજી ઝાલાની દીવાનગીરીના સમયથી જુનાગઢ રાજ્ય પોતાનું પુરતું સ્વતંત્ર ટપાલખાતું ધરાવતું રહેલું. એ દેશી ટપાલખાતામાં જે મુદ્રો (સ્ટેમ્પ) એ વખતથી વપરાતી હતી તે ઉપર ફક્ત શબ્દો છપાતા હતા, પણ તેમાં કોઇ છબી કે ચિત્ર છાપવાનો રિવાજ ન હતો. બેગ સાહેબે એ યોજનામાં ફેરફાર કરીને એ મુદ્રોમાં નવાબ સાહેબની છબી મૂકવાની ગોઠવણ કરેલી અને એ ગોઠવણથી નવાબ સાહેબ પ્રસન્ન થશે એવી કલ્પના કરેલી પરંતુ એ યોજના પ્રમાણે નવાબ સાહેબની છબીવાળા મુદ્રોના નમૂના તૈયાર કરાવીને નવાબ સાહેબને બતાવવામાં આવેલ ત્યારે નવાબ સાહેબે એ ફેરફાર સામે ખુલ્લે ખુલ્લી નાપસંદગી બતાવી દીધેલી એટલે એ યોજના પડતી મૂકાયેલી. નવાબ સાહેબે જે શબ્દોમાં આ ફેરફાર કરવાની બાબતે પોતાની નાપસંદગી બતાવેલી તે અમે અગાઉ આપી ગયેલા છીએ એટલે અમે તેનું અત્ર પિષ્ટપેષણ કરતા નથી.

ઉપર પ્રમાણે બેગ સાહેબના વારામાં રાજ્યકાર્યો થયેલાં છે. એ ઉપરાંત જે બીજાં રાજ્યકાર્યો થયેલાં તે પણ આપણું ધ્યાન ખેંચે તેવાં છે ! કેટલાક જાગીરદારોની જાગીરો, વિના કારણે, જપ્ત કે ખાલસા કરીને તેમણે રાજ્યનું ઉત્પન્ન વધારી આપેલ હતું ! આ વાતના ઉદાહરણ તરીકે આપણે કુતિયાણાના મુસલમાન મૂળ ગરાસિયા સરવાણી ઉપર ખુન કરાવ્યાનો ખોટો આરોપ મુકી તેની જાગીર જપ્ત કર્યાનો દાખલો આપી શકીએ. આ સરવાણીને આત્મરક્ષા ખાતર રાજ્યની હદ છોડી દેવી પડેલી. અને જો એ આરોપ સાચો હતો તો બેગ સાહેબે તે અમીરને પરદેશમાંથી પકડવાને માટે કોઇ પગલું ભરેલું પણ ન હતું ! બ્રિટિશ વાલી-તદીરના ધ્યાનમાં આ સરવાણીનું નામ ફરીથી હાથ ઉપર લેવાયું અને તેના ઉપરનો આરોપ ખોટો હતો તેની જાગીર તેને પાછી સોંપાયેલી હતી. વળી જે રાજ્યમાં હિંદુ તથા મુસલમાન ધર્માદાય સંસ્થાઓ સમદ્રષ્ટિથી પોષાતી રહેલી હતી તે રાજ્યની તે પ્રકારની નીતિ બદલાવીને બેગ સાહેબે ધર્મદ્વેષને જન્મ આપવા જેવું પણ કર્યું હતું. હિંદુઓના એક મુખ્ય ધર્મ સંસ્થાન શ્રીનાથજીનાં કેટલાક ગામો જુનાગઢ રાજ્યની હદમાં છે એટલે નવાબ નહીં રાજ્યના બદલા-ખાત ને ખા ઊ 'પરંજો ગ્રમધાન' વિધિ પૂર્વક કરીને એ ગામોનો

ઉપભોગ એ ધર્મસંસ્થાને કાયમને માટે પાકો કરી આપેલો હતો. છતાં **'એકલા પુરૂષોત્તમરાય ઝાલાએ સંભવિત રીતે ધર્મની લાગણીથી દોરવાઇ જઇને'** એવા શબ્દોવાળા દી૦ દ૦ જા૦ નં૦ ૧૪૨૦/૬૪ના લખાણથી તા. ૨-૫-૦૮ને રોજ આ બેગ સાહેબે શ્રીનાથજીના ભંડારી શ્રી રણછોડદાસ મોરારજી પરવારીને. 'શ્રીનાથજીની જગા અંગે માર્જિનમાં જણાવેલા સેટલમેંટ-કમેટીથી જે ગામો તથા રોકડ રકમનાં સેટલમેંટ થયાં છે તે શા માટે રદ ન કરવાં તેનું આ નોટીસ લાગુ થયાની તારીખથી એક માસમાં સંતોષકારક કારણ બતાવવું, એવા શબ્દોમાં એક સૂચનાપત્ર પણ તા૦ ૧૮-૫-૦૮ને રોજ પહોંચાડેલું હતું. એક મુસલમાન રાજ્ય હિન્દુ ધર્મને પોષે એ વાત બેગ સાહેબને અસહ્ય થઇ પડેલી હશે અગર તો પુરૂષોત્તમરાયજીને ધર્મભેદ રાખીને શાસનતંત્ર વાહક તરીકે વગોવવા હશે અગર તો નવાબ સાહેબના મનમાં એ એમના માજી મહામંત્રી સામે વધારે ઝેર રેડવું હશે એટલે બેગ સાહેબે કદાચિત આવું ધર્મોન્માદદર્શક પગલું ભરેલું હશે એવી આપણે કલ્પના કરી શકીએ. બેગ સાહેબ જે એક વાત ભૂલેલા તે એ કે, પૂર્વકાળના નવાબ સાહેબોની પેઠે જ નવાબ રસુલખાનજી ખુદ હિંદુ ધર્મના દ્વેષી નહિ પરંતુ અધિક પ્રમાણમાં પાલકપોષક જ હતા. બ્રિટિશ સરકારના હાથા બનીને દેશીય રાજ્યોના જે કાર્યભારીઓએ તથા બ્રિટિશ ખાલસા મુલકમાંના દેશીય અમલદારોએ પૂર્વોક્ત કોટીનાં કામો કરીને પોતાની જાતને તથા આખાય દેશને ઝાંખપ આપેલી છે તેનો ઇતિહાસ કોઇ લખશે ખરું ? આ ઉપરાંત બેગ સાહેબના વારામાં જાદવરાય હરિશંકર વસાવડા કે જેમને તેમનાથી કરાયલ મહત્ત્વપૂર્ણ રાજ્યસેવાની કદર કરીને નવાબ સાહેબે પાંચ સાંતી જમીનનો ગ્રામ આપેલો તેમની તે જમીન વિના અપરાધે પડાવી લેવાયલી, અને જૂનાગઢના માજી દીવાન સાલેહભાઇ સી. આઇ. ઇ.ના પુત્ર અબ્બાસભાઇનું 'હાડલું' ગામ પણ જપ્ત કરવામા આવ્યું હતું. દીવાન અમરજી જેવા રાજ્ય વિસ્તારકના કેટલાક વંશજોને મળતાં રોકડ વેતનનો પણ વગર કારણે બંધ કરાયલાં, અને ભૂપતિરાય ત્રિકમજી વૈષ્ણવ ઉપર કોઇ પણ પ્રકારનો દોષ મૂકયા વિના તેમના ગ્રામને પણ ખાલસા કરવામાં આવેલો વળી અદાલતના હુકમનામાદારો જે ઘરો ઉપર જપ્તીઓ લઇ જતા હતા તેના સેંકડો ઘરોને, હજૂરીઓ તથા પાસવાનો એ લાંચ રૂશ્વત લઇ લઇને નવાબ સાહેબની મલીકીનાં ગણાવી દેવાની પદ્ધતિ અખત્યાર કરીને ન્યાયતંત્રને અર્થહીન બળહીન, અને પરિણામે પ્રજા

નાસક બનાવી દીધેલું તે પણ આ દીવાન સાહેબના વારામાં અને તેમની સંપૂર્ણ જાણમાં જ! તા. ૨૪ ઓગસ્ટ ૧૯૦૬ને રોજ સર ન્યાયાધીશ ડોસાભાઇ ગાંધીની રોજનિશી તથાં માર્મિક શબ્દોમાં લખાયલ શ્રી કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીની જીવનકથા પૂર્વોક્ત અમારા ન્યાયતંત્રને લગતા કથનને ટેકો આપે તેમ છે. વળી રાયજી સાહેબને સર્વથા લૂંટી લીધા પછી તેમના નાના ભાઇ નૃસિંહપ્રસાદ કોરા રહી ગયેલા એટલે તેમનાં ઘરબાર તથા ગ્રામાદિને ખાલસા કરી લેવામાં પણ આવેલ, અને એ વિધિ કરવામાં જે એક મહેરો તમાશો રચાયલો તેમાં બક્ષી છોટાલાલજી તથા હજુરીઆઓ, ઇ. સ. ૧૯૦૭ના ડીસેંબર માસના 'ઇન્દુપ્રકાશ' આદી તત્કાલીન પત્રોમાંના લેખો કહે છે તેમ, 'ન્યાયાધીશ, સ્મૃતિજ્ઞ તથા બજાવણી કરનાર (નાજર), તરીકે અગ્રેસરતા લીધેલી હતી, અને દીવાન સાહેબે તો તે બધું બેઠે બેઠે જોયાં જ કરેલું હતું; એટલું જ નહિ; પરંતુ આ દીવાન સાહેબે પોતાના તાબાના એક પદવીધર નોકરને વર્તમાન પત્રોમાં 'ન્યાયમૂર્તિ' (જસ્ટિસ)'ની સહીથી જે લેખ પરંપરા પ્રકટ થતી રહેલી તેનાં જવાબો 'ફેકટસ' (સત્ય હકીકત)ની સહીથી અપાવવાને માટે નિયુક્ત કરી દીધેલ પણ ખરો. પરંતુ પૂર્વનિર્દિષ્ટ 'ન્યાયમૂર્તિ' તરફથી અપાતાં રહેલ અન્યાયનાં ઉદાહરણો તથા દૃષ્ટાંતો આગળ તે 'ફેકટસ' નામધારીનાં કથનો હડહડતા જૂઠાણા રૂપે દેખાઇ આવતાં રહેલાં. દીવાન બેગ સાહેબને અમારી સાથે કાંઇક ઠીક મેળ હતો એટલે અમે ઘણીવાર તેમને બંગલે-તેમને મળવા જતા હતા અને તેવે પ્રસંગે જે વાતચીત થતી હતી તેમાં, "રાજ્યમાં પ્રવર્તતી બધી અંધાધૂંધીનું મૂળ છોટાલાલ બક્ષી છે, ખુદ પોતે તો પુરૂષોત્તમરાયજીના મિત્ર છે અને પ્રજાજનો તરફ પોતે સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવે છે એવી એવી વાતો તેઓ અમારી પાસે કરતા પણ હતા. અને એ એમનાં કથનોમાં સાવ તથ્યતા નહિ હોય એમ પણ નહિ. તથાપિ એટલું તો આપણે કહી શકીએ કે, એમના વારામાં જે બહુરંગી અરાજકતા વ્યાપી રહેલી તે પરત્વે તેઓ જવાબદારીમાંથી મુક્ત રહી શકતા નથી. મતલબ કે, જે જૂનાગઢ રાજ્યે રાયજી સાહેબના હૃદયબળથી, ચાતુર્યથી તથા વિશુદ્ધ ન્યાયકાર્યથી એક સમયોચિત નિયમબદ્ધ શાસન વ્યવસ્થાવાળું રૂપ ધારણ કરી લીધેલું તે જ રાજ્ય આ બ્રિટિશ સરકારથી નવાબ ઉપર લદાયલ મુસલમાન દીવાનજીના વારામાં સર્વથા ભાંગીને ભૂકો થઇ ગયેલું હતું એ એક ઐતિહાસિક તથા આશ્ચર્યજનક ઘટના ગણાશે જ. હિંદુ દીવાન બનતા સુધી રાખવાની નવાબીની જે જુની પ્રણાલિકા હતી તેનો ભંગ કરાવી તેને

મુસલમાન કાર્યભારીના હાથમાં મૂકાયલ.રી બ્રિટિશ સરકારીની રાજનીતિ આના કરતા કયે સારા પ્રકારે પોતાની સફળતા બતાવી શકે ? અંતે ઇ. સ. ૧૯૧૦ માં બેગ સાહેબે દીવાનગીરી છોડેલી અને બ્રિટિશ સરકારે તેમની શક્તિ તથા સેવાની કદર કરીને તેમને ઇંગ્લાંડમાંના હિંદી પ્રધાનના મંત્રિમંડળમાં એક સભાસદ તરીકે સ્થાન આપીને તેમના ગૌરવમાં વધારો કરી આપેલો હતો અને તેથી તેઓ ત્યાં જઇને રહેવા પણ હતા. આપણા આ કથાવીરે ઇ. સ. ૧૯૦૯માં મુંબઇમાં નવાબ સાહેબ રસુલખાનજી સમક્ષ જ ભર દરબારમાં પોતાના આ જુના મિત્ર બેગ સાહેબને તેમની ઇંગ્લાંડમાં થનાર નીમણુંક પરત્વે ખાસ અભિનંદન આપી સ્પષ્ટ સ્ફોટ કરી દીધેલો ત્યારે જ નવાબ સાહેબને પોતાના આ દીવાનના થનાર ઉત્કર્ષની પહેલી વાર ખબર પડેલી, અને એ ખબરથી નવાબ સાહેબને જેટલું આશ્ચર્ય થયું હશે તેટલું જ એ થનાર નીમણુંકને લગતી હકીકતનું ગોપન કરી રહેનાર દીવાનજીને પોતાને લગતી ગુપ્ત વાત ઉપર પ્રમાણે ફૂટી ગયલી જોઇને કદાચિત દુઃખ પણ થયું હોય.

દીવાન બેગ સાહેબની કાર્યભારીનાને લગતી કથા, ઉપર પ્રમાણે અહીં હવે સમાપ્તિને પામે છે. બેગ સાહેબના કારભારને આપણે જો જુનાગઢ રાજ્યના નિયમબદ્ધ ચાલતા રહેલ શાસનતંત્રના ઉત્થાપક રુપે ગણીએ તો તે બદલ આપણને કોઇ અપવાદ આપી શકે તેમ નથી. રાજદ્વારીય દૃષ્ટિએ વિચારતાં બેગ સાહેબની દીવાનગીરીને સોરઠના ઇતિહાસમાં અપનયવાળી અમર અરાજકતાની જનની કે ધાત્રીનું સ્થાન મળવાનું એ નિઃસંદેહ છે. એક આધુનિક કેળવણી પામેલા તથા બ્રિટિશ સરકારનો નિયમબદ્ધ શાસન વ્યવસ્થાના પૂર્ણ જાણકાર એવા આ બેગ સાહેબ મુસલમાન હતા તે છતાં જૂનાગઢ જેવા મુસલમાન રાજ્યને અધિક ઉત્કૃષ્ટ ભૂમિકાએ મૂકી દેવાનો પ્રયાસ કરવાને બદલે તેમણે તેનો શતમુખ વિનિપાત થવા દીધો કેમ હશે તે એક રહસ્યમય ઘટના છે. એ છતાં એમનામાં ગૃહસ્થ તરીકે જે કેટલાક સદ્‌ગુણો હતા તે બદલ અમે તેમની પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી. તેઓ સ્વભાવે શાંત અને શિષ્ટાચારી હતાં. વાર્તાલાપમાં તેઓ ગંભીર હોઇ સભ્યતાનું અચ્છી રીતે પાલન કરનાર હતા પોતાના પૂર્વચરિતોને તેઓ કદી પણ પ્રકાશમાં આવવા દેતા નહિ, સત્ય તેઓ સમજી શકતા હતા, માણસનું મૂલ્ય આંકી શકતા હતા અને તે છતાં રાજદ્વાર સેવી રહેતા એક મુત્સદ્દીને

આવિષ્કાર પામીને મનુષ્યને શુભ કર્મ કરવાને પ્રેરે છે; એટલું જ નહિ, પરંતુ એ સંસ્કારો પોતાના જનક કારણ પ્રતિ રાગ પણ ઉત્પન્ન કરાવે છે અને એવા એ રાગને બાધક થતાં તત્ત્વો બણી ઘૃણાને પણ જન્મ આપી દે છે. આ પ્રકારના મનોધર્મ પ્રસંગે પ્રસંગે આપણા આ કથાવીરની શુભ્ર રાજ્ય સેવા તથા રાજભક્તિનું સ્મરણ નવાબ સાહેબને કરાવ્યા કરેલું હતું એવું આપણે આ ગ્રંથના બારમાં પ્રકરણ તેમજ પૂર્વાર્ધમાં વાંચી ગયા છીએ. તથાપિ જ્યાં સુધી શાહજાદા શેરજમાખાન હયાત હતા ત્યાં સુધી આ રાજ્યકર્તાપિતા પોતાની ઘેલી પુત્ર વત્સલતાને લીધે પુરૂષોત્તમરાયજીને રાજ્યસેવામાં પુનઃ સ્થાપિ દેવાના પોતાના મનોભાવને મૂર્તરૂપમાં મૂકી શકેલા નહિ. પરંતુ જે અનિષ્ટ યોગે આ શાહજાદાનું અકાલ દેહાવસાન થયલું તે યોગ તથા રાજ્યકાર્યો અને રાજ્યના ભવિષ્યને લગતી ચિંતાની સાથે રાજ્યહિતની રક્ષા કરી શકે એવા સમર્થ રાજ્યપુરૂષોના અભાવવાળી રાજ્યની સ્થિતિઃ એ વગેરે બાબતોને લગતા વિચારો આ નવાબ સાહેબને સતત સંતાપવા લાગેલ, ત્યારે આ પાક દાનનવાળા નવાબને રાયજી સાહેબની રાજ્યમાં ગેરહાજરી કેટલી અનર્થકારિણી નીવડી છે તેની પૂર્ણ પ્રતીતિ થઇ આવેલી હતી. વસ્તુતઃ તો આ નવાબને પુરુષોત્તમરાયજીને અભાવે થનાર રાજ્યહાનિનું પૂર્વજ્ઞાન હતું જ. પરંતુ એ જ્ઞાનનો ઉપયોગ તેઓ વિપરીત સંયોગોમાં કરી શકે તેમ ન હતા અને તેથી તેઓ આ ચરિતનિરૂપ્યને પાછા રાજ્ય સંબંધ કરવાના અનુકૂળ અવસરની પ્રતીક્ષા લગભગ મુંગા રહીને અને ન રહેવાતું ત્યારે કવચિત્ કવચિત્ એ મહામંત્રીની પ્રશંસા કરીને કરી રહેલા હતા. જે સંયોગમાં રાયજી સાહેબને જે બધું નુકશાન કરવું પડેલું તે સંયોગે જ પોતાની જાતને એ બધું નુકશાન કરનારી બનાવેલી છે એવું પણ આ ભલા નવાબને ભાન હતું; અને રાયજી સાહેબ ખુદ પણ નવાબ સાહેબના મનની નિર્બલતાને સમજતા હતા અને તેથી જ તેઓ પોતાની ઉપર પડતા રહેલા બધા ઘાને સધૈર્ય સહી રહીને પોતાના સ્વામી સામે કોઇપણ પ્રકારની ફર્યાદ, તેમને પ્રલોભન અપાતું હતું છતાં, કોઇપણ કને કરતા ન હતા. નવાબ સાહેબ પાસે સાચી હકીકત મૂકાય અગર તો જે વિપરીત સંયોગમાં નવાબ સાહેબ મૂકાયલ છે તે દૂર થાય અગર તો પોતે ખુદ નવાબ સાહેબને મળી શકે એવો યોગ ઉપસ્થિત થઇ આવે, તો પોતાને થયલ અન્યાય તથા હાનિ એ જ નવાબ સાહેબને હાથે દૂર થઇ જશે જ એવી પાકી ખાત્રી પુરૂષોત્તમરાયજીને હતી. પરંતુ પાકકાળ આવે નહિ ત્યાં સુધી ફળો આસ્વાદ

બની શકતાં નથી. મનુષ્ય પોતાના પૌરૂષના બળે પોતાને રૂચતી પરિસ્થિતિ ઊભી કરવાનું અભિમાન ધરાવે એ એની સ્વતંત્રતાની વાત છે, અને કોઇવાર એ પ્રકારનું એનું અભિમાન સફળ થતું દેખાય છે પણ ખરૂં. પરંતુ જે પ્રકારની અનુકૂળ કે રૂચતી પરિસ્થિતિ એવો મનુષ્ય ઊભી કરવાને પોતાનું પૌરૂષ વાપરે છે તે પ્રકારની પરિસ્થિનિ પરતંત્ર છે એટલે કે એવી પરિસ્થિતિ ઉદ્દભવવાનો આધાર પારકા ઉપર અગર તો બીજી પરિસ્થિતિની ઉપર રહે છે એ વાત પૌરૂષના હિમાયતીઓએ તથા સફળ થયલ દેખાતા પૌરૂષના પ્રશંસકોએ સૂક્ષ્મ બુદ્ધિથી સમજવા જેવી છે. વસ્તુતઃ એક પ્રકારની પરિસ્થિતિને આવરતી બીજા પ્રકારની પરિસ્થિતિ, અને બીજા પ્રકારને આવરતી ત્રીજા પ્રકારની પરિસ્થિતિ એવી પરિસ્થિતિની પરંપરા, નાનાં મહોટાં ચક્રોની પેઠે, એવી તો ગોઠવાયલી હોય છે કે, કેવળ પોતાના જ પૌરૂષ બળથી મનુષ્ય પોતાને અનુકુળ પરિસ્થિતિને જન્મ આપી શકતો નથી. આવી એક બીજાથી અધિકાધિક વિસ્તૃત એવી પરિસ્થિતિ પરંપરાને ગમે તો પૂર્વજન્મ પરંપરાનાં કર્મોના વિપાક રૂપે કે જન્મકાળના ગ્રહયોગ રુપે કે દૈવ રૂપે ગણવામાં આવે, તોપણ તે એક મનુષ્યના પૌરુષને સાધક કે બાધક થનાર બાહ્ય શક્તિ છે એટલું તો આપણે સ્વીકારવું પડે જ. અર્થાત્ અનિવાર્ય સંયોગને અનુવર્તી રહેવાની ફરજ નવાબ સાહેબને પડી ગયલી હતી. એટલામાં, કાળની ગતિ ગહન છે તે પ્રમાણે શાહજાદાનું શરીર પડી ગયલું અને તેને પરિણામે આખી પરિસ્થિતિમાં ફેરફાર થઇ ગયલો હતો. શાહજાદાને પણ પોતાનો અંતકાળ પાસે આવી ગયલો જાણીને ખરી વસ્તુસ્થિતિનું ભાન થઇ આવેલું, અને અમને એ શાહજાદાના એક ઘણા વિશ્વસનીય અને હિતૈષી સહચર તરફથી જાણવા મળ્યું છે તે મુજબ તે શાહજાદાને પોતાની ભૂલ સમજાયલી અને તે બાબતની જાણ તેમણે પોતાના પિતા નવાબ સાહેબને કરેલી પણ ખરી. માણસની બુદ્ધિમાં તેના મરણકાળને સૂચવતો ફેરફાર થાય છે એ એક સર્વવિદિત બાબત છે. આમ શાહજાદાનો દેહાંત થયો અને બ્રિટિશ અમલદારો તથા રાજવલ્લભો જેના ભોળપણનો લાભ લઇને જેને રમકડા રૂપે રમાડી રહેલા હતા તે બધાના હાથ હેઠે પડી ગયલા, અને નવાબ રસુલખાનજીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાને માટે જે માર્ગ જોઇતો હતો તે ખુલ્લો પણ થઈ ગયલો. આ શાહજાદાનો દેહાંત વસ્તુતઃ નવાબના મન ઉપર પોલ એક ન રૂઝાય તેવો કારી ઘા હતો, અને તેને પરિણામે તેની કાયા જર્જરિત બનતી ગયલી પણ ખરી. પણ આખરે તે નવાબ પિતા જેમ એક મનુષ્ય હતો

તેમ રાજા પણ હતો, એટલે તેને પોતાના રાજધર્મને પ્રથમ સ્થાન આપી રાજ્યહિત વિચારીને પોતાનું કર્તવ્ય કરી લેવાનું હતું. તેમનો ઉત્તરાધિકારી શાહજાદો બાળક હતો, એટલે એ પોતાનો દૃષ્ટાંત આપ તો તેવા સંયોગમાં રાજ્યહિતની રક્ષા કરી શકે એવો કોઇ રાજપુરુષ રાજ્યમાં નજરે ચડતો ન હતો. કેટલીક રાજદ્વારીય બાબતોને લીધે આ નવાબ સાહેબના મનમાં પોતાના એ સમયના દીવાન સંબંધમાં વસવસો પણ ઉપસ્થિત થઇ આવેલો હતો; અને જો કે તેઓ તેમને પાછા બ્રિટિશ સરકારની નોકરીમાં વિદાય કરી શકે એવી સ્થિતિમાં ન હતા, તોપણ તે દીવાનજીને તેમની મુરાદો સફળ કરવાનો અંતરાય રૂપ થઈ પડે તેવી ગોઠવણ કરી લેવાની જરૂરત તેઓશ્રીને લાગી આવેલી તો ખરીજ. બીજી તરફ બાળ યુવરાજનું હિત હૈયે ધરાવનાર એના માતામહ શ્રી મહમ્મદખાન ફરીદખાન વગેરેને પણ આ ઉપસ્થિત થયલ નવા પ્રશ્ને વિચાર વમળમાં નાંખી દીધેલા હતા અને તેમને પણ કોઇપણ પ્રકારનો પાકો બંદોબસ્ત કરી લેવાની આવશ્યકતા જણાઈ આવેલી હતી. આવા સંયોગમાં નવાબ સાહેબને પોતાના એકવારના પણ રાજ્યહિત ખાતર પોતાનું માથું સુદ્ધાંત હોડમાં મૂકી કામ કરનાર પુરૂષોત્તમરાયજી જેવા મંત્રીશ્વરનું ક્ષણે ક્ષણે સ્મરણ થયાં કરે તેમાં નવાઇ ન હતી. પરંતુ એ પ્રકારના સ્મરણને કાર્યમાં રૂપાંતર કરાવનાર જે એક નિમિત્ત જોઇએ તે આ નવાબ સાહેબને મળતું ન હતું અને એમનું નૃપોચિત અભિમાન સીધી રીતે રાયજી સાહેબને જૂનાગઢ બોલાવવાની બાબતે આડું પણ આવતું હશે અગર તો, રાયજી સાહેબને કરાયલ અન્યાય જ્યાં સુધી દૂર ન કરી દેવાય ત્યાં સુધી તે જૂનાગઢમાં પગ મૂકવાનું સાહસ ન પણ કરે એવી આશંકા નવાબ સાહેબને ઘેરી રહેલ હશે તેથી તેઓશ્રીએ પુરૂષોત્તમરાયજીને જૂનાગઢમાં આવવા માટે તેડું ન મોકલેલું પણ હોય. જે હોય તે ખરૂં પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે નવાબ સાહેબનું મન પુરૂષોત્તમરાયજી પ્રતિ સંપૂર્ણ સદ્ભાવવાળું બની ને તેમને ફરીથી પોતાના પડખામાં સ્થાપવાને ઉત્કંઠિત થઇ ચૂકેલું તો હતું જ.

પણ આ તો એક બાજુની કથા ગણાય, નવાબ સાહેબ એકલાને પુરૂષોત્તમરાયજીને મળવાનો ભાવ જાગે તેથી કોઇ પરિણામ ન આવે. પુરૂષોત્તમરાયજીમાં પણ એ પ્રમાણે નવાબ સાહેબને મળવાના ભાવે થોડીક પણ તજવીજ કરવી પડે જ, અને એ તજવીજ તેમણે આ પ્રમાણે કરેલી પણ હતી સંકલ્પ શક્તિનો પ્રભાવ શું ઓછો છે ? આશ્ચર્યકારક ઘટના

તો એ છે કે, જે સમયે નવાબ રસુલખાનજી પુરૂશોત્તમરાયજીને મળવાની વાત પરત્વે ચિંતવન કરી રહેલા હતા તે જ સમયે પુરૂશોત્તમરાયજી પોતે પણ નવાબ સાહેબને અરજ કરવા સારૂ પોતાના પ્રતિનિધિઓ મારફત આવશ્યક પ્રયાસ કરી રહેલા હતા. એ પ્રયાસ આ પ્રકારનો હતો. ઈ. સ. ૧૯૦૯માં તા. ૧૬-૬-૦૯ને દિને રાયજી સાહેબે દુર્ગાપ્રસાદ ખારોડ નામના ગૃહસ્થને મુંબઈની 'ગ્રેટ વેસ્ટર્ન હોટેલમાં' ઉતરેલ બેગ સાહેબને મળવા મોકલીને આ પ્રમાણે કહેવડાવેલું હતું;– 'પોતા (રાયજી સાહેબ) તરફથી અરજ કરવા સારૂ પોતાના કુટુંબી રવિશંકર ઘોડા તથા મી૦ ભુપતરાય ત્રીકમજીને ખુદાવંદ નવાબ સાહેબની પાસે આવવા દેવાની તેઓ નામદાર સાહેબની પરવાનગી આપ મેળવી દેશો તો ઉપકાર થશે.' આ વિનતિના જવાબમાં બેગ સાહેબે દુર્ગાપ્રસાદને આ પ્રમાણે કહેલું:– 'હું તે વાત યાદ રાખીશ. તોપણ જૂનાગઢ ગયા પછી મને યાદ દેવરાવશો એટલે હું ખુદાવંદ નવાબ સાહેબને જાહેર કરી જે જવાબ આપશે તે કહીશ. મી૦ પુરૂશોત્તમરાયજીને માટે મને ઘણું માન છે' (આ શબ્દો આ લેખક પાસે પણ ઘણીવાર બેગ સાહેબે વાપરેલા), અને ખુદાવંદ નવાબ સાહેબ જેટલો મ્હારા વિષે અભિપ્રાય રાખે છે તેટલો જ સારો અભિપ્રાય મી. પુરૂશોત્તમરાયજીને માટે પણ રાખે છે તથા તેમને વખતો વખત યાદ કરે છે. માત્ર મી. પુરૂશોત્તમરાયજીની ચાર પાંચ ચુક ખુદાવંદ નવાબ સાહેબને ધ્યાનમાં ઠસી ગઇ છે અને તેમાંની મુખ્ય તો એ કે-(૧) તેઓ (રાયજી) જૂનાગઢથી સીધાવ્યા પછી ખુદાવંદ નવાબ સાહેબને રાજકોટ સ્ટેશને મળ્યા પણ નહિ; (૨) મી. ફીટઝરોલ્ડ સાહેબની રાયજી તરફ સીંપથી (સહાનુભૂતિ) હતી તેમની પાસે નવાબ સાહેબની ફરીયાદ કમીશન પ્રસંગમાં * લખી, રા૦ દુર્ગાપ્રસાદે આ બંને બાબતોનો ખુલાસો આપતાં રાજકોટવાળી (મળવાની) હકીકત થવાનું કારણ સમજાવેલું અને ફીટઝરોલ્ડ સાહેબવાળી વાતને ખોટી જણાવેલી હતી. આ ઉપરાંત બીજી કેટલીક મુદ્દાની વાત પણ આ પ્રસંગે થયલી હતી. તે પછી તા૦ ૬-૧૦-૦૯ને રોજ રા૦ દુર્ગાપ્રસાદે બેગ સાહેબની બીજી મુલાકાત લીધેલી હતી. આ મુલાકાતનો હેતુ, "થોડા સમયમાં નવાબ સાહેબ મુંબઇ" પધારવાના હતા એટલે તે વખતે રાયજી સાહેબ તેઓશ્રીને મળી શકે એવી ગોઠવણ કરાવવાનો હતો. આ બાબત પરત્વે નવાબ સાહેબને પૂછી લેવાનું બેગ સાહેબે પોતાને

* આ ઉતારો અમે સ્વ૦ દુર્ગાપ્રસાદ ખુદના હસ્તાક્ષરવાળા રોજકામમાંથી કરેલ છે.

માથે લીધેલું અને ઠર્યા પ્રમાણે તેમની કનેથી જવાબ જાણવાને રા૦ રવિશંકર પીડા તથા ભુપતરાયને બેગ સાહેબ પાસે રાયજી સાહેબે મોકલ્યા પણ હતા. બેગ સાહેબે એ ઉભયને આપેલ જવાબનો સાર એવો હતો કે. નવાબ સાહેબને રાયજી સાહેબનો સંદેશો પહોંચાડ્યો ત્યારે તેઓ સાંભળી રહેલા અને 'કાંઈ બોલ્યા નહીં. તે વખતે તમારો બદલી પણ બેઠેલો હતો.' મતલબ કે, આ બાબત પરત્વે બેગ સાહેબ કશું પરિણામ ઉપજાવી શકેલા નહિ, એટલે તા૦ ૧૨-૧૦-૦૯ને રોજ એક 'રજિસ્ટર્ડ' પત્રથી, નવાબ સાહેબની પરવાનગી મેળવી આપવા માટે રાયજી સાહેબે બેગ સાહેબને વિનતિ કરેલી. પરંતુ તેનો કશો જવાબ મળેલો નહિ. મતલબ કે, નવાબ સાહેબના પક્ષે જેમ રાયજી સાહેબ પ્રતિ આકર્ષણ વધતું જતું હતું તેમ, રાયજી સાહેબના પક્ષે પણ નવાબ સાહેબ તરફ આકર્ષણ વધતું જતું હતું. પદાર્થોની પરસ્પર આકર્ષકતા તથા વિકર્ષકતાના નિયમોના કાર્યો અધ્યાત્મશાસ્ત્ર અને ભૌતિક શાસ્ત્ર પ્રમાણે અનુક્રમે એક બીજાથી ભિન્ન પ્રકારના અગર તો વિરુધ્ધ કોટીના હોય છે. અધ્યાત્મશાસ્ત્ર પ્રમાણે સમાનધર્મી પદાર્થો પરસ્પર આકર્ષાઈને એક બીજાના મિલનમાં પરિણમે છે, જ્યારે ભૌતિક શાસ્ત્ર પ્રમાણે સમાનધર્મી પદાર્થો પરસ્પર ન આકર્ષાતાં એક બીજાના મિલનના વિરોધી બની રહે છે. આ કથા પ્રસંગ પરત્વે એવું દેખાય છે કે, નવાબ સાહેબનું માનસ તથા પુરૂષોત્તમરાયજીનું માનસ એ ઉભય સમાનધર્મી બની ચૂકેલાં હતાં એટલે એ બંને એક બીજાને મળવાને સક્રિય રહે એ સ્વાભાવિક વાત હતી. પુરૂષોત્તમરાયજીને બેગ સાહેબ તરફથી જ્યારે જવાબ ન મળેલો ત્યારે તેમણે તા૦ ૪-૧૧-૦૯ને રોજ એક રીપ્લાઈ તાર નવાબ સાહેબને મોકલી, તેઓશ્રીને મુંબઈમાં મળી શકાય તેટલા સારૂં આવશ્યક પરવાનગી માગી લીધેલી. આ તારનો જવાબ તા૦ ૫-૧૧-૦૯ને રોજ નવાબ સાહેબ વતી નાયબ વઝીર મહમ્મદખાન ફરીદખાનની સહીવાળા તારથી રાયજી સાહેબને નીચે પ્રમાણે મળેલો હતો —

Received your telegrem. Became aware of particulars, informed your desired particulars Nawab Sabeb. I have taken permiss'on, so if you will receive at statiou, your reception will be accepted. Also come to lodging. There will accept visit.

At that time whatever ceremony you will perform will be insufficient. So don't miss this opportunaty again. There request for pardou and apologize for coming Junagadh. I hope request will be accepted.

(ભાષાંતરઃ— તમારો તાર મળ્યો. હકીકતથી વાકેફ થયો અને તમારી ઈષ્ટ હકીકત નવાબ સાહેબને જણાવી. મેં પરવાનગી મેળવેલી છે એટલે તમે જો સ્ટેશને સત્કારવા આવશો તો તમારા તરફથી થતો સત્કાર સ્વીકારાશે. વળી મુકામે પણ આવજો. ત્યાં મુલાકાત સ્વીકારાશે. એ વખતે જેટલી વિધિઓ કરશો તેટલી ઓછી ગણાશે. માટે ફરીવાર આ તક ગુમાવશો નહિ. ત્યાં માફી મળવા વિનતિ કરજો અને 'જૂનાગઢ આવવા બદલ નમ્ર યાચના કરશો × હું આશા રાખું છું કે, તમારી વિનતિ સ્વીકારાશે.)'

પૂર્વનિર્દિષ્ટ તારને આધારે, તા૦ ૧૫-૧૧-૦૯ને દિવસે મુંબઈના ગ્રાંટ રોડ સ્ટેશને નવાબ સાહેબને આવકારવા માટે રાયજી સાહેબ પોતાની સાથે મુંબઈના 'નગરપાલ (મેયર)' ભાટીયા ગૃહસ્થ શેઠશ્રી ધરમશી મોરારજી ગોકુલદાસને રાખીને ગયલા, અને જો કે, જૂનાગઢ રાજ્યના બક્ષી છોટાલાલ વગેરે અમલદારોએ તેમને નવાબ સાહેબની દૃષ્ટિએ ન ચડવા દેવા માટે શક્ય તેટલી યોજના કરી ગએલી હતી, છતાં પુરૂષોત્તમરાયજી ત્યાં ભર મેળાવડામાં નવાબ સાહેબને મળવામાં સૌથી પહેલું સ્થાન-માન-મેળવી શકેલા હતા અને નવાબ સાહેબે પણ હાથ મિલાવીને અને 'મહેરબાનીભરેલી રીતે' પોતાના આ અણુભૂલાયલા જૂના મંત્રી ભણી પોતાનો હૃદયપ્રેમ ઠલવી બતાવેલો હતો. આ દૃશ્ય એટલું તો આકર્ષક તથા આનંદક બની ગયલું કે, ત્યાં મળેલ જૂનાગઢના પ્રજાજનોએ તાળીઓના ગડગડાટથી એ મંગલ પ્રસંગને વધાવી સ્ટેશનને ગજાવી મૂકેલું પણ હતું.

ઉપર પ્રમાણે સેવ્ય સેવકના પુનર્મિલનનું મંગલાચરણ થવા પામેલું હતું એટલે પછી રાયજી સાહેબ અને નવાબ વચ્ચે જે બનાવટી પડદો-અંતરાય-ઉપસ્થિત થઈ આવેલો હતો તે દૂર થઈ જવા પામેલો અને ખટપટીઆઓ તમામ નિરૂપાય બની જઈને વિક્ષેપાકુલ થઈ ગયલા પણ ખરા. પરિણામે નવાબ સાહેબને મુકામે નવાબ સાહેબ અને પુરૂષોત્તમરાયજી વચ્ચે અનર્ગલ

મુલાકાતો થવા પામેલી અને એ મુલાકાતોમાં સ્વામી તેમજ સેવકે, મહોટી મહોટી સંખ્યામાં પાસે બેઠેલા દરબારીઓ દેખતાં પોતપોતાનું મન એક બીજા પાસે ખાલી કરવાનું પ્રસંગાનુસાર ચાલુ રાખી, સાત સાત વર્ષો દરમ્યાન સંચિત થતો રહેલ ઉભરો બહાર ઉતારી નાંખેલો પણ હતો. આ મુલાકાતોની પ્રતિપાદક નોંધ એ સમયના વર્તમાન પત્રોએ લીધેલી છે એટલું કહીને હવે અમે એ મુલાકાતોમાં થયલ વાતચીતનો જે વૃત્તાંત પુરુષોત્તમરાયજીએ તેજ વખતે નોંધી રાખેલ છે તે અમે આ નીચે આપીએ છીએ—

**પહેલી મુલાકાત**—"નવાબ સાહેબે તા૦ ૧૮-૧૧-૦૯ને રોજ રાત્રીના દસ બજે માહારી પહેલી મુલાકાત લીધી હતી. તે વખતે નાયબ વઝીર ઉપરાંત બીજા અમીરો, અધીકારીઓ અને હજુરીઓ વીગેરે સોદસો માણસો આશરે હાજર હતાં. માહારી સાથે મહારા ભાઇઓ વીગેરે સાત જણ હતા. તેનાં નામ માર્જીનમાં જણાવું છું. માહારી સાથે મહેરબાનીભરેલી રીતે સેક-હેંડ કરી તથા મને પાસે બેસાડયો હતો. મેં રીવાજ પ્રમાણે નોછાવર અને મેવા મીઠાઈ આપ્યાં. તે પછી તથા વીવેકવાતા થઇ રહ્યા પછી નવાબ સાહેબ સાથે જે ખુલ્લી વાતો થઇ હતી તે નીચે પ્રમાણે હતી.

૧ રા. રા. જાદવરાય હરિશંકર
૨ રા. રા. નવિશંકર મયાશંકર ધોડા
૩ રા. રા. ભુપતરાય ત્રીકમજી
૪ રા. રા. નૃસિંહપ્રસાદ સુંદરજી ઝાલા
૫ રા. રા. દુર્ગાપ્રસાદ લક્ષ્મીદાસ
૬ રા. રા. મોરારજી રવજી
૭ ચિ૦ ઝવેરીલાલ

મેં નવાબ સાહેબને પ્રથમ એ વીનંતી કરી કે, માહારાથી અજાણે આપને કાંઈ ખોટું લાગે તેવું થયું હોય તો તે માટે મેં રાજીનામું આપતી વખતે માફી માગી હતી અને ફરીથી પણ માગું છઉં. હું મગરૂર છું એવી અસર આપને થઈ હોય તો તે ખરૂં નથી. હું આપને માહારા ધણી સમજું છઉં અને હમેશને માટે નમેલો જ છઉં તેની જે ખાત્રી કરવી હોય તે કરશો.

આપ ગયા સને ૧૯૦૫નાં વર્ષમાં રાજકોટ પધાર્યાં હતા ત્યારે હું આપને મળવા ન આવ્યો તેથી હું મગરૂર છઉં એમ આપને લાગ્યું હોય તો તે ખરૂં નથી. આપની સલામે આવી જવાની માહરી ફરજ બજાવી જવા સારૂ આપની પાસે આવવાની પરવાનગી મળવા માટે મેં મીસ્તર બહેચાર મણીશંકરની સાથે અરજ કરાવી હતી કેમકે માહારા ઉપર આપની નાખુશી છે

એ પ્રસીધ્ધ છે, એટલે નાખુશીવાળા માણસથી પરવાનગી વગર આવી શકાય નહીં એ ખુલ્લું હોવાથી મે તેમ કર્યું હતું. મી૦ બજીભાઇએ માહારી અરજ આપને જાહેર કરવા આપના અધીકારી મી૦ છોટાલાલ મથુરાદાસ અને મી૦ મણીપ્રસાદ દુર્ગાપ્રસાદને કહ્યુ હતું. પણ તેણે આપને તે વખતે જાહેર કર્યું નહીં, એટલે હું આવી શકયો નહોતો. આ હકીકતે માહારી કસુર નહોતી તેની ખાત્રી થશે.

આપની ભારે કતરાજી થાય તેવી માહારી જે કાંઇ કસુર હોય તે જણાવવા મેહેરબાની કરશો, તો હું તે માટે આપની ખાત્રી કરી દઉં કે મેં તેવી કાંઈ કસુર કરી નથી. માણસ તરીકે તો અજાણે ઘણી ભૂલો કરી હશે અને તેવી ભૂલો નોકર કરતા આવે તોપણ તે ધણી તરફથી દરગુજર કરવા લાયક છે.

જુનાગઢમાની માહારી સ્થાવર જંગમ ખધી મીલકત લઇ લેવામાં આવી છે તે માટે હાલ હું કાંઈ અરજ કરતો નથી. આંહી (મુંબઇમાં) માહારી પાસે જે મીલકત છે તે પણ આપને જોઇતી હોય તો તે હું નજર કરવા તૈયાર છઉં, મારે મકાને પધારીને જે પસંદ હોય તે લઇ લ્યો. કેમકે તે સર્વ રાજ્યની કૃપાનો પ્રસાદ હતો. આપને જોઇએ તે માહારે ન જોઇએ. પણ માહારે એક અરજ તો ખાસ રીતે કરવાની છે અને તે એ કે, જ્યાંહાં પ્રમાણીકપણાનો અને આબરૂનો સવાલ આવે ત્યાંહાં માહારી જગ્યોએ જે કોઇ હોય તે પણ ઇનસાફ તો ઇચ્છે જ. તેમ હું પણ મને જે ગેરઇનસાફ થયો છે તેનો ઇનસાફ જ માગું છઉં તેમાં માહારે મેહેરબાનીની જરૂર નથી. રાજા તરીકે ઇનસાફ કરવાની આપની ફરજ છે, અને રૈયત તરીકે ઇનસાફ માગવાનો માહારો હક છે. તે માહારી અરજ આપે ધ્યાનમાં લેવી જોઇએ. હું ગુન્હેગાર હોઉં તો મને હજુ વધારે સજા કરો અને નીર્દોષ હોઉં તો ન્યાય આપો. આપે બાર વર્ષ સુધી માહારા ઉપર જે ભરોંસો અને કૃપા બતાવેલ તેમાં એકદમ ફેરફાર થવાનું કારણ હું સમજી શકતો નથી વીગેરે.

ઉપર પ્રમાણે કહેતા નવાબ સાહેબે મને નીચે પ્રમાણે જવાબ આપ્યો

હતો—'તમારી કાંઈ કસુર નથી તે હું જાણું છઉં. કોઇ સબબથી જે થવાનું હતું તે થઇ ગયું. ખુદાની મરજી એમ જ હશે. તમે મારા જ છો. તમે રાજકોટમાં મને મળવા નહોતા આવ્યા તે માટે મને લાગણી થઈ હતી. ગોંડળ સ્ટેશનેથી જ મેં તમને સંભાર્યા હતા. તમે રાજકોટમાં મળ્યા હત તો માહારી સાથે જ લઇ જાત. તમે મને કોઈ ખાનગી કાગળ પણ લખ્યો નથી; લખ્યો હત તો તે ઉપર હું તુરત ધ્યાન આપત. આ શીવાય તમારી કાંઇ કસુર નથી. તમે રાજ્યની ઘણી નોકરી કરી છે તે મારા ધ્યાન બાહાર નથી વીગેરે'

મેં જવાબમાં વીનંતી કરી કે આપને મેં દસ અરજી રજીસ્ટર કરાવી મોકલાવી છે. પણ તેનો કાંઈ જવાબ મળ્યો નથી. મહારૂં કોઇ માણસ આપની પાસે પહોંચી શકતું નથી. માહારા માણસના અડાયાથી પણ આપના માણસો અભડાય છે. તો પછી કાગળ કોની સાથે પહોંચાડવો તેનો વિચાર કરશો. તેના જવાબમાં 'તમો બરાબર કહોછો તેમ કહીને વાત બંધ કરી હતી."

**બીજી મુલાકાત**—"તે પછી નવાબસાહેબે માહારી બીજી મુલાકાત તા, ૨૧-૧૧-૦૯ ને રોજ રાત્રીના દશ અને અગીયારની વચમાં લીધી હતી. તેમાં વીવેક વાર્તા શીવાય બીજી ખાસ વાત થઇ ન હતી. તે વખતે પણ આશરે પચાશેક માણુસ બેઠાં હતાં. માહારી સાથે મી૦ તનસુખરામ મનસુખરામ ત્રીપાઠી રાજ્યના માજી એજંન્ટ તથા મીસ્ટર વલ્લભદાસ નરોત્તમદાસ ડાક્ટર હતા.'

**ત્રીજી મુલાકાત**—"ત્રીજી મુલાકાત તા. ૨૭-૧૧-૦૯ ને રોજ રાત્રીના દશ અને અગીયારની વચ્ચે થઇ હતી તે વખતે ત્રીસચાળીશ માણસો શીવાય દીવાન સાહેબ મીસ્તર બેગ અને ભાયાત ખાનશ્રી એદલખાનજી સાહેબ તથા સ્ટેટ વકીલ મી૦ ટી૦ ડી૦ રાણા તેમજ મુંબઇના ફેરનીચરના મોટા વેપારી કાસમ દેવજી વીગેરે પણ બેઠા હતા. નવાબ સાહેબે તથા મીસ્તર બેગે શેક-હેન્ડ કરી વીવેકવાર્તા કરી હતી. મેં મી૦ બેગને વીલાયત ઇન્ડીયા કાઉન્સીલના મેંબર નીમાવાના છે એમ સાંભળ્યું હતું તેની અગાઉથી મુબારકબાદી આપી હતી. તેના જવાબમાં મી૦ બેગે એમ કહ્યું કે— તે વાત હું જાણતો નથી. પણ કદાચીત્ તેમ થાય તો તમે તે વખતે મને મુબારકબાદી આપશો કે નહીં? મેં કહ્યું કે— આપ કબુલ રાખશો તો આપીશ. પણ

આમાગ નવાબ સાહેબનું ધોરણ એવું છે કે, તેણે આપને પોતાના કર્યા છે એટલે છોડશે નહીં. ત્યારે નવાબ સાહેબે, મેં કહેલું બરાબર હોવાનું જણાવ્યું હતું. "

' તે પછી વેરાવળમાં મુંબઇ આવે છે તેવી મોટી સ્ટીમરો આવે કે નહીં ? એવું નવાબ સાહેબે મને પુછતાં મેં જવાબ આપ્યો કે, નામદાર વાઇસરોય સાહેબ તથા નામદાર ગવર્નર સાહેબ મોટી સ્ટીમરોમાં વેરાવળ પધાર્યા હતા. એટલે નવાબ સાહેબે મને ફરી કહ્યું કે, વેપારની સ્ટીમરો આવી શકે કે નહીં ? તેનો મેં એવો જવાબ આપ્યો કે, તે વીષેની બધી હકીકત જાણ્યા વગર તુરતમાં કાંઇ અભીપ્રાય આપી શકાય નહી: એટલે નવાબ સાહેબે કહ્યું કે- તમે બરાબર કહો છો; એમ કહી એ વાત બંધ રાખી તે પછી મી૦ બેગને રજા આપી, અને મેં પણ રજા માગી ત્યારે નવાબ સાહેબે મને રોકાવા કહ્યું. એટલે થોડો વખત બેઠા પછી ફરી રજા માગતા પોતે મારો હાથ પકડી ખાનગી વાત કરવા સારૂં અંદર રૂમમાં લઇ ગયાં. ત્યાંહાં નવાબ સાહેબે નીચે લખેલી બાબતમાં પોતાથી ટુંકમાં વાત કરી હતી–

(૧) બંદર સંબંધી, (૨) મી. બેગ સંબંધી, (૩) પોતાને જાતથી રાજકામ કરવું પડે છે તે સંબધી, (૪) રેલ્વે સંબંધી, (૫) બહાઉદ્દીનભાઇ સબંધી, (૬) બક્ષી સંબંધી અને (૭) મરહુમ પાટવી કુમાર શેરજમાખાનજી સંબંધી '

"આ વાત ખાનગી હોવાથી તે આંહી જણાવવાની જરૂર નથી તે પછી મેં માહારી પ્રત્યે થયેલા ગેરઇનસાફ વીષે અરજ કરી ત્યારે તેના જવાબમાં કહ્યું કે– શેરજમાખાનજીના દુરાગ્રહ અને ડાશથી માહારે ખોટુ કરવું પડયું છે તે જેમ હુ જાણુ છુ તેમ તમે પણ જાણો છો. શેરજમાખાનજી મરી ગયા, પોતાનુ બગાડયુ, માહારૂ બગાડયુ, અને તમારૂં બગાડયું. ખુદાની મરજી તેમજ હશે. 'આંહીને ખોટું કર્યું' છે એટલે ઇનસાફ તો દેખીતો જ છે કે તમે બીલકુલ બે ગુનાહ છો, છતાં માર્યા ગયો છો. હું તમોને ઇનસાફ આપીશ, અને તમારૂં બધું પાછું સોંપીશ ત્યારે જ ખુદા મને માફ કરશે. આમ હુ કહું છઉં તે પછી તમારે શું

કહેવાનું રહે છે ? ત્યારે મે કહ્યું– હવે માહારે કંઇ કહેવાનું રહેતું નથી, પણ જુનાગઢ ગયા પછી આપ બધું ભુલી જશો, માહારે કોઈ પણ માણસ આપની પાસે નથી અને આપની પાસે આવી શકતું નથી; આપની પાસે આવનારાઓમાંના આપની મેહેરબાની ભોગવનારાઓ માહારી વીરૂદ્ધના છે, એટલે યાદ રાખીને અને ઈનસાફ આપવાનો હુકમ કરશો તો જ થશે. વીના અપરાધે સાત વર્ષની લાંબી મુદતથી અતીશય દુઃખ નુકશાન ભોગવવું પડે છે તેનો ખ્યાલ કરવો જોઈએ.

આપ પોતાથી જ કહો છો કે માહારો કાંઇ વાંક ગુનોહ નથી, તો પછી માહારે કાંઈ અરજ કરવાની રહેતી નથી. હવે તો હું આપના કલોમ ઉપર વધારે ભરોસો રાખી આપના ઈનસાફી હુકમની રાહ જોઇશ.'

'આ સાંભળી નવાબ સાહેબે જવાબ આપ્યો કે– ખાત્રી રાખજો કે હું ભુલીશ નહીં અને ખુદા બધું સારું કરશે. તમને ઈનસાફ આપ્યા વગર ખુદા મને માફ કરશે નહીં એ હું ખુબ જાણું છઉં. મહેમદખાં દાદ ઇમાનદાર અને સાચું બોલનારા નેક માણસ છે તેની મારફતે અને કહેવરાવતાં રહેવું, અને ખાનગી કાગળો પણ તેની મારફતે મોકલતા રહેવું. હવે તમારે જુનાગઢ આવવામાં કાંઈ અંદેશો રાખવો નહીં.'

'તે પછી મેં અરજ કરી કે આપ બોલતા નથી, પણ મેં સાંભળ્યું છે તે પ્રમાણે આજ બે વાત માટે પણ આપને માહારા વીરૂદ્ધ અસર થઈ છે–

(૧) એક એ કે મેં આપને ધણી તરીકે ગણ્યા નહીં એટલે આપનું કહ્યું માન્યું નહીં, આ વાત ખરી હોય તો આપ જ કહો કે આપે મને કોઇ દીવસ કાંઈ કહ્યું હતું અને મેં નથી કર્યું એમ બન્યું છે ! હું કોઇ દીવસ આપને એકલો મળ્યો નથી. સાહેબ લોકોના આવવા વીગેરે પબ્લીક પ્રસંગે અથવા કોઇ ખાસ વાત વિચાર માટે વજીર સાહેબ બહાઉદીનભાઈ આપની પાસે કોઈ વખત દીવાન સાહેબને તથા મને સાથે લઈ આવતા હતા ત્યારે જ હું મેહેલમાં આવેલ છઉં. આપે મને કોઇ વખત એકલો બોલાવ્યો નથી. બાહાઉદીનભાઇને ખુલ્લી રીતે મુખી કરી તેનો હુકમ તે આપનો જ સમજવા વખતો વખત કહેતા હતા, અને દીવાન તથા હું ગયાં ત્રેતાળીશ વર્ષથી

ચાલતા આવેલા ધોરણે બાહાવદીનભાઇને પુછીને તે આપને નામે જેમ કહેતા હતા તેમ કરવામાં આવતું હતું તેમાં મારી શી કસુર છે તે જણાવશો."

"પૈસાની બાબતમાં બજેટ ઉપરાંત આપવાની ના પાડવામાં આવતી તે ખરૂં છે પણ તે બન્ને વાત આપના ફાયદાની જ હતી. ત્યારે ખુદાવંદ નવાબ સાહેબે કહ્યું કે-તમે કહો છો તે ખરૂં છે, હું બધું જાણું છઉં તનારો કોઈ'વાર નથી, અને મેં તમને કાંઇ કહેવરાવ્યું અને તમે ન કર્યું એમ બન્યું નથી."

(૨) "અને બીજી એ કે- મ.હારી પાસે પૈસા ઘણા છે એમ આપને આપના દીવાન સહીત ઘણા કહેછે. માટે મારૂં એટલું જ કહેવું છે કે- જે જે માણસો આપને જે જે કહેતા હોય તેની ખાત્રી કરાવી દેવા તેને આપે કહેવું જોઈએ."

"હું જુનાગઢથી નીકળ્યો ત્યારે માહારી પાસે શું હતું તે આપને જણાવું છઉં તેથી જે વધારે બતાવે તે બધું આપને નજર કરી દઉં છઉં અને તે વિષે આપ કહો તેમ લખી દેવા તૈયાર છઉં."

"તેના જવાબમાં ખુદાવંદ નવાબ સાહેબે કહ્યું કે- તમારી દુશ્મની કરનાર ઘણા છે તે ગમે તેમ બોલે, તે હું બધું જાણું છઉં. તમારી નોકરી અને સુભ્યાઇ તથા તમારી દુશ્મની કરનાર કેવી ખોટી વાતો કરે છે એ બધું માહારા જાણવા બાહાર નથી. માટે ચીંતા કરશો નહીં. ખુદા બધું સારૂં કરશે. માહારે બીજું કાંઇ કહેવાનું નથી કે ખુલાસો પુછવો નથી, તમે ધીરજ રાખશો વીગેરે."

"ત્યારબાદ મેં બહુ આભાર માની રજા લીધી. મુંબઇથી પાછા જુનાગઢ ગયા પછી પણ પ્રસંગે પ્રસંગે મહેરબાની બતાવનારાં વાકયોને સારી લાગણીની વાતો બોલ્યા કરતા હતા, અને અમારા તરફથી નાયબ વઝર જહમદખાં ફરીદખાં મારફત, મુંબઇમાં થયલી વાતનું તથા આપેલા દીલાસાનું મા. રવીશંકર તથા મી. દુર્ગાપ્રસાદ દ્વારા તેમજ પત્રોથી સ્મરણ કરાવે જવામાં આવતું રહેતું હતું. તેમજ તા૦ ૧-૬-૧૮૬૦ને રોજ મેં ખુદાવંદ નવાબ સાહેબને નીચે પ્રમાણે ટપાલમાં રજીસ્ટર્ડ અરજી મોકલાવી હતીઃ-

"નેક નામદાર દોલતમદાર આલીજાહી ખુદાવંદ નવાબ સાહેબ શ્રી. સર રસુલખાનજી, બાબી બહાદુર, જી૦ સી૦ એસ૦ આઇના ખાસ હજુરમાં— ઘણા માન સાથે વિનંતી કે—

આપ સાહેબના રાજ્ય પ્રકરણી કોર્ટના અધીકારી રા૦ રા૦ મણીલાલ કેશવલાલ ગયા માસની તા. ૨૩ મીના પત્રથી મને નીચે પ્રમાણે લખી જણાવે છે– "આજે ખુદાવંદ દોલતમદાર નામદાર હજુરથી આપની બહુ તારીફ કરતા હતા તથા આપના એયને માટે શુભેચ્છા જણાવતા હતા. હજુરશ્રીની પરવાનગીથી આ વર્તમાન આપને જણાવું છઉં."

આ વાંચી મને નીહાયત ખુશી હાંસલ થઇ છે, અને તે માટે આપ સાહેબનું ઘણું એહેસાન માનું છઉં. હું હમેશાં આપ સાહેબનો જ છઊં અને આપ સાહેબ માહારા ઉપર અમી દષ્ટિ નહી કરો તો બીજું કોણ કરશે ? ઉમેદ છે કે આપ સાહેબ જ કરશો.

ગયા નવેંબર માસમાં આપ સાહેબની ખાસી સ્વારી આંહી પધારી હતી ત્યારે સાત વર્ષની બહુ લાંબી મુદતે હું આપ સાહેબની કુરનશ કરવાને ભાગ્યશાળી થયો હતો અને આપ સાહેબે માહારી કુરનશ કબુલ રાખીને તથા મને ખુલ્લી અને ખાનગી મુલાકાતનું મોટું માન આપીને જે મેહેરબાની બતાવી હતી તેમજ દીલાસો આપ્યો હતો તે માટે હું એહેસાન-મંદ થયો હતો. હું આપ સાહેબના નેક કલામ ઉપર વીશ્વાસ રાખી બેઠો છઉં, અને મને આશા છે કે, હું આપ સાહેબના મુબારક હાથે જ ઇનસાફ અને જ્યાદા મેહેરબાની મેળવવા ભાગ્યશાળી થઇશ. ખુદાતાલા પાસે આપ સાહેબની તથા રાજ્ય કુટુંબની તન્દુરસ્તી, લાંબી જીંદગી અને અધીકાધીક ખુસંદ ઇકબાલ ઇચ્છું છઉં, તથા આપેલી તસદી માટે ક્ષમા ચાહું છઉં."

લીહવી

"પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાની
ઘણા માન સહીત કુરનશ કબુલ ફરમાવશો."

આટમો વિધિ થઇ ગયા પછી આ કથા નાયકના ભાઇ નૃસિંહપ્રસાદે તા૦ ૧૬-૬-૧૦ને રોજ નવાબ સાહેબને તાર મોકલી જૂનાગઢ જવા માટે

પરવાનગી માગેલી જેનો જવાબ તે જ તારીખે રાત્રિએઃ- "તમારો તાર. તમે આવી શકો છો. તમને કોઇ તરેહનો ત્રાસ અપાશે નહિ '- એવો આવતાં તેઓ તુર્ત જ જુનાગઢ પહોંચી ગયેલા હતા. નૃસિંહપ્રસાદની તબીયત ઘણી નબળી હતી એટલે તેમના આવવાના સમાચાર નવાબ સાહેબને પહોંચાડાતાં તેઓશ્રીએ નાયબ વજીર મહમદખાનજી કે જેઓ નવાબ સાહેબના સસરા પણ થતા હતા તેમની મારફત ખબર પૂછાવી લેવા મોકલાવેલી; એટલું જ નહિ. પરંતુ "ઘણા અધિકારીઓને તબીયતની ખબર પુછવા મોકલ્યા પણ હતા. ત્યાર પછી તા૦ ૨૬-૬-૧૦ને રોજ રાત્રિના બાર બજે નવાબ સાહેબે તેમની મુલાકાત લીધી હતી. તે વખતે નૃસિંહપ્રસાદને આશ્વાસન આપતાં નવાબ સાહેબે "તમે બહુ જૈફ થઇ ગયા છો. પાસે બેસાડયા. વતનમાં આવ્યા તેથી સારૂં થઇ જશે-" વગેરે કહેલું એટલે તેમની સાથે ગયલ દુર્ગાપ્રસાદે, નૃસિંહ-પ્રસાદે લખાવી રાખેલ હકીકતની નોંધ નવાબ સાહેબને વાંચી સંભળાવેલી હતી. આ નોંધનો મજકુર સાંભળતાં સાંભળતાં- "નહી, તમે કાંઇ ગુન્હો કર્યો નથી" એમ નવાબ સાહેબે ત્રણ વખત ઉદગારો કાઢેલા પણ હતા. તા૦ ૨૭-૬-૧૦ ને રોજ સવારે સરકારશ્રી તરફથી, પોતાના આપ્તકારીપણાને લીધે લગભગ ૨૭-૨૮ વર્ષની નોકરીના સમયમાં બદલાતા રહેલા રંગોવાળ. રાજ્ય જીવનને **સાક્ષી રુપ સર્વ** મૂત્તેપુ વચન પ્રમાણે અસ્થુતસ્થિતિ ભોગવી રહેલ રા૦ છગનલાલ હરિલાલ પંડયાને તથા રા૦ મણિલાલ નાથુભાઈને નૃસિંહપ્રસાદની તબીઅત જોવાને મોકલવામાં આવેલ અને તે કામ સાથે જ નૃસિંહપ્રસાદનું જે ઘર જપ્તીમાં હતું તે જોતા આવવાનું ફરમાન પણ તેમને કરવામાં આવ્યું હતું. તા૦ ૧૩-૭-૧૦ને રોજ રાત્રિના સાડા નવ બજે નવાબ સાહેબે નૃસિંહપ્રસાદજીની બીજી મુલાકાત લીધેલી અને તે વખતે ત્યાં ' મહમદ-ખાંભાઇ, નાયબ દીવાન (મિ૦ કુરેશી), બક્ષી, મણીપ્રસાદ તથા કાસમરોડના દીકરા, ગોરખમઢીના મહંત તથા બીજા હજુરીઓ હતા. નૃસિંહપ્રસાદને જોઇને નવાબ સાહેબ બોલી ઉઠેલા કે- "હરી, હરી, કયું નૃસિંહપ્રસાદ કયું હૈ ? ખુદા સબ અચ્છા કર દેગા. × × × આવ્યા તેનાં કરતાં તબીઅત ઠીક દેખાય છે. ખુદા સારૂં કરી દેશે. વતનની વાત જુદી જ છે." ત્યાર પછી તા૦ ૨-૮-૧૦ને દિવસે નવાબ સાહેબે નૃસિંહપ્રસાદની ત્રીજી મુલાકાત લીધી હતી અને તેમને કહી દીધેલું કે- ' દાદાએ તમારૂં બધું મને સમજાવ્યું છે. આજે તમારાં ઓરડાનો ખુલાસો દેવું." બીજે જ દિવસે નૃસિંહપ્રસાદને તેમનાં બન્ને ઘરો સોપાવી દેવામાં આવેલ, અને તેમ થયા બદલ મુંબઈથી

પુરુષોત્તમરાયજીએ તારથી નવાબ સાહેબનો ઉપકાર તા૦ ૫-૮-૧૦ને રોજ માનેલો હતો. તા૦ ૮-૮-૧૦ને રોજ નૃસિંહપ્રસાદ પોતાની સાથે રવિશંકર પીઠા તથા દુર્ગાપ્રસાદને લઈને દરબારમાં ગયેલા અને ત્યાં નવાબ સાહેબે 'નસિંહભાઈ સાથે હાથ મેળવી મુબારકબાદી આપી હતી.' નસિંહપ્રસાદને તેમનું ઘર પાછું સોંપાયાના ખબર વાણારસી–કાશીપુરીવાળા રાજા મુનસી માધવલાલ, સી૦ એમ૦ આઈ૦ને મળતાં તેમણે તા૦ ૧૩-૮-૧૦ ને રોજ
૯ તારથી નવાબ સાહેબનો આભાર માનેલો પણ ખરો. નવાબ સાહેબ આ માધવલાલજીને 'નાગરોકા રાજા' તરીકે ઓળખતા હતા અને જ્યારે એ માધવલાલજી જુનાગઢને પ્રવાસે આવેલા ત્યારે નવાબ સાહેબ તરફથી તેમનું ખડું સન્માન થયલું પણ હતું. તે પછી તા૦ ૧૬-૮-૧૦ અને તા૦ ૨૧-૮-૧૦ને રોજ એમ બે મુલાકાતો નૃસિંહપ્રસાદની નવાબ સાહેબ સાથે થયલી અને તેમાં દુર્ગાપ્રસાદે રાયજી સાહેબની અર્જ પરત્વે સૂચન કરતાં નવાબ સાહેબ "ખુદા ચાહે વખતમેં સબ અચ્છા કર દેગા" એવા શબ્દો બોલેલા હતાં. પુરુષોત્તમરાયજીના પાકા દુશ્મન જે રાજકોટ ખાતે રાજ્યના મુખ્ય વકીલ હતાં તે રા૦ માણેકલાલ ધારશુજી નાણાવટી કે જેમણે રાયજી સાહેબ સામેના ઈ. સ. ૧૯૦૬વાળા તપાસપંચના કામ અંગે અમુક બાબ લીધેલો હતો તે-મને નવાબ સાહેબે બે હજાર કોરી આપીને તે રકમ તેમણે જાતે નૃસિંહ-પ્રસાદને 'મદદ ખર્ચ' રૂપે પહોંચાડી દેવાને તેમને ઘેર મોકલેલા હતા! આ અસામાન્ય પ્રસંગે એ માણેકલાલની મનોદશા કેવી થઈ ગઈ હશે તેની કલ્પના તો અમારા પાઠક જ કરી લેવી પડે. તે પછી દશેરાને દિવસે (તા૦ ૧૩-૧૦-૧૦) નૃસિંહપ્રસાદની જંગમ મિલ્કત નવાબ સાહેબે–સુરક્ષિત સંઘરાવી રાખેલ હતી તે તેમને સોંપાવી દીધેલી., અને તેજ રાત્રિએ દશ વાગે રવિશંકર પીઠા તથા દુર્ગાપ્રસાદને ભેળા લઈને નૃસિંહપ્રસાદ નવાબ સાહેબની કુરનસે ગયલા અને વિવેકવાર્તાનો અંત આવતાં નવાબ સાહેબે–'આપણે સબ ભાઈઓ હે; સબ અચ્છા હો જાયગા; ઓર હમકુ રાહત હોગી–' એવા શબ્દો બોલીને એ ત્રણેને આશ્વાસન આપેલું હતું. આ વખતે જેમ નૃસિંહપ્રસાદની તબીઅત અધિકાધિક નબળી પડતી ગયલી દેખાતી હતી તેમ નવાબ સાહેબની તબીઅત પણ લથડતી જતી હોય એમ દેખાતું હતું. આ મુલાકાત પછીથી નૃસિંહપ્રસાદ દરબારમાં જઈ શકે એવી શરીર સ્થિતિમાં ન હતાં, એટલે નવાબ સાહેબે બીજી પાંચસો કોરી નૃસિંહપ્રસાદને નાયબ વઝીર મહમદખાનજી મારફત મોકલી આપેલી પણ ખરી. પરંતુ

હવે સેવ્યની કૃપાનો અવધિ આવી ગયો હતો એટલે તા૦ ૧૯-૧-૧૧ને રોજ નૃસિંહપ્રસાદનો જીવાત્મા પ્રમજનાપૂર્વક શાંતિથી તેમના દેહમાંથી વિદાય થઇ ગયેલો ! આ એમના દેહાવસાનના ખબર, એમની સ્મશાન યાત્રા પુરી પણ થઈ ગયલી ત્યાં સુધીમા કોઇએ નવાબ સાહેબને આપવાની ઉદારતા બતાવેલી નહિ અને તેથી રાજ્યમાનના ચિહ્‌ન તરીકે નવાબ સાહેબ કફન મોકલી શકેલા નહિ એ કારણે નવાબ સાહેબને લાગણી પણ થઇ આવેલી હતી. મનુષ્યમાં એકવાર વૈરાગ્નિ પ્રકટયા પછી તેની સર્વાંગે શાન્તિ તથા તેનાથી ઉદ્‌ભવતું અલૌકિક સુખ ભોગવવાનું તો કોઇક જ વિરલતમ વ્યક્તિના ભાગ્યમાં હશે. આમ નૃસિંહપ્રસાદે તો ખુદાના દરબાર ભણી પ્રયાણ કરી દીધું એટલે પછી 'આપણે સબ ભાઇઓ હૈ' એવું ખુદાને નામે માનનાર નવાબ સાહેબ પોતાના આ ભાઈની પાછળ આ દુનિયામાં કેમ રહી શકે ? વિધિની ગતી અકલ્પ્ય છે. તા૦ ૨૨-૧-૧૧ને રોજ મધ્યાહ્‌ન પહેલાં નવાબસાહેબ રસુલખાનજીનો પણ દેહાંત થઈ ગયલો અને તે સાથે આ કરૂણાંત રાજદ્વારીય નાટકના દ્વિતીયાંકની સમાપ્તિ પણ થઈ ચૂકેલી હતી ! કાળનો મહિમા કોણ માપી શકે ? 'આદર્યું અધરું રહે, હર કરે સો હોય' એ કથનનો દાખલો આ કથા આપી શકે છે; એટલું જ નહિ, પરંતુ સામાન્યતઃ મંદગતિ ધરાવનારાં રાજ્યના શાસનયંત્રનાં ચક્રો કાર્યોચિત શીઘ્રતા કે વેગ જે તે પ્રસંગની મહત્તા ઓળખીને ધારણ ન કરે તો રાજ્યને કેવી હાનિ ભોગવવાનો વારો આવી જાય છે તે વાતને લગતો બોધપાઠ પણ, આ પુરૂષોત્તમરાયજી અને નવાબ રસુલખાનજી વચ્ચે ઉપસ્થિત થયલ વ્યવહારને લગતી કથા, રાજ્યકાર્યભારનું વહન કરનારાઓને આપે તેમ છે. પુરૂષોત્તમરાયજી ફરીથી રાજ્યસંબંધને પામે એ વાત વિધાતાથી નિર્મિત થયલી નહિ. અઢારમી સદીમાં પોતાની સિપાહીગીરીને બળે જુનાગઢના રાજ્યને ઉન્નત કરનાર દીવાન અમરજીનો કોઇ સીધો વંશજ જો જુનાગઢમાં વસી રહેલ ન હોય, તો પછી ઓગણીશમી સદીમાં પોતાની પડકારતી મુત્સદ્દીગીરી કે મંત્રશક્તિને બળે એજ જુનાગઢની નવાબીને કાઠિયાવાડ ગુજરાતના રાજદ્વારીય વ્યોમમાં ઉત્તુંગતમ સ્થાન પ્રાપ્ત કરાવનાર પુરૂષોત્તમરાયજી જેવા બીજા અમરજીનો કોઇ સીધો વંશજ જુનાગઢમાં કેમ જ વસી શકે ? નૃસિંહપ્રસાદને તેમની મિલ્કત સોંપાઈ જાય તે પછી તરતમાં જ શાહજાદા (જે પાછળથી નવાબ મોહોબતખાન ત્રીજા રૂપે ગાદીએ આવેલ)ની સુન્નત શાદીનો શુભ અવસર ઉજવવાનો હતો અને તે માટે રાજમહાલયના પ્રાંગણમાં એક સુંદર મહામંડપ રચાવવાનું કામ શરૂ થઈ ગયલું પણ હતું. એ શુભ પ્રસંગે

પુરુષોત્તમરાયજીને જૂનાગઢમાં બોલાવી સંતોષવા તથા સન્માનવાની ઉમેદ નવાબ સાહેબ સેવી રહેલા હતા. ભાવનગરના એ સમયના મહારાજા સાહેબ શ્રી ભાવસિંહજી પણ આ પ્રસંગે ખાસ પધારવાને કબુલ થયેલા. અને લોકોમાં પણ આ પ્રસંગે થનાર સ્વામી સેવકના યોગ પરત્વે કંઇ કંઇ વાતો ચાલી રહેલી પણ હતી. પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ અને થઇ બેસે છે કાંઇ! નવાબ રસુલખાનજીના મનની મનમાં જ રહી જવા પામી અને રાયજી સાહેબની આશાની પણ બાષ્પ બની ગઇ! જુનાગઢનું મુસલમાની રાજ્ય કોઈ નૂતન પ્રકારના પરિવર્તનને અધીન બનવાને માટે નિર્મિત થઇ ચૂકેલું હતું. અને એ પ્રકારના ભવિષ્યની ચિંતાથી ઘેરાઇ પડીને આ નવાબ રસુલખાનજીએ, પૂર આવે તે પહેલાં પાળ બાંધવાની યોજનાને અમલમાં લાવવાને માટે આવશ્યક પગલાં ભરવા માંડેલાં પણ ખરાં. બેગ સાહેબને પોતાની નીમણુંક 'ઇંડિયા કૌન્સિલમાં' થવાની છે એ વાતની અગાઉથી ખબર હશે તેથી તેમણે પોતાની પાછળ રાજ્યની દીવાનગીરી મુસલમાન ગૃહસ્થ અને તે પણ પરદેશી અને બ્રિટિશ સરકારની નોકરીમાં હોય એવાના હાથમાં મૂકાવવાનો હેતુથી મી. કુરેશીને અગાઉથી રાજ્યના નાયબ દીવાનને પદે લાવી રાખેલ હતા! બેગ સાહેબ ગયેલા ત્યારે નવાબ સાહેબે પોતાની યોજના પ્રમાણે પોતાના સસરા ખાનશ્રી મહમદખાનને દીવાનને પદે નિયોજવાનો હુકમ કરી દઇને બેગ સાહેબની અગર કહીએ તો બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાની ગૂઢ નીતિને નિષ્ફળ બનાવી દીધેલી. પરંતુ બ્રિટિશ સરકારે ખાનશ્રી મહમદ-ખાનને દીવાન તરીકે કબુલ ન રાખતાં મિ૦ કુરેશીને જ દીવાન બનાવવાની ફરજ નવાબ સાહેબને પાડેલી હતી અને તેથી નવાબ સાહેબે મિ૦ કુરેશીને હંગામી દીવાન તરીકે નિયુક્ત કરેલા હતા પણ નવાબ સાહેબ તો પોતાના ધારમાં જ રહેલા અને તેથી તેમણે આપણા આ ચરિતનિરૂપ્યને જૂનાગઢમાં લાવી મૂકવાની હઠ પકડી રાખેલી પણ હતી. પરંતુ તેમના લક્ષ્યમાં જે એક મહત્ત્વની વાત ન આવી શકેલી તે એ કે, પાશ્ચાત્ય રાજનીતિના પ્રયોગોથી શાસિત થતાં રાજ્યો, તેમને પોતાને માટે વિધિનિર્મિત અધિકતમ તથાપિ પરિમિત એવી ઉત્ક્રાન્તિની અંતિમ ભૂમિકાએ પહોંચી જાય છે એટલે પછી તેમની અવક્રાન્તિનો આરંભ થયા વિના રહેતો નથી જ. રાજદ્વારીય ઇતિહાસનો સાર આ પ્રકારનો દેખાય છે. આવા પ્રકારનો પ્રકૃતિનિયમ હોઇને દૃષ્ટ કાર્ય કરી લેવામાં જેટલો કાળ ક્ષેપ કરાય છે તેટલો કાર્ય અને સિદ્ધિ વચ્ચે અંતરાય વધતો રહે છે. આ સત્ય નવાબ રસુલખાનજીના લક્ષ્યમાં

રહેલું નહિ એટલે શયજી સાહેબને તેઓ પોતાના દેહાંત પહેલાં જૂનાગઢમાં લાવી શકેલા નહિ એમ મમજાય છે. નવાબ સાહેબનો દેહાંત અકસ્માત્ થઇ ગયલો હતો. દીવાન મિ૦ કુરેશી જુનાગઢમાં હાજર ન હતા ! નવાબ સાહેબના કર્મચારી છોટાલાલ બક્ષી પણ બહારગામ ગયલા હતા ! અને તેમના દેહાંતની ઘડી પહેલાં તો તેઓશ્રીની કને શ્રીયુત છગનલાલ પંડ્યા હાજર હતા અને તેમને તે વખતે નવાબ સાહેબનું દેહઅવસાન થવા પત્ત્વે સ્વપ્ન સરખું પણ ન હતું ! નવાબ સાહેબનાં આ પ્રમાણે થયલ દેહાવસાનથી, રા૦ છગનલાલજી એ 'ધ ગુજરાતીમાં' લખેલું છે તે મુજબ લોકોને 'કંઇ 'તર્ક વિતર્ક' કરવાનો અવકાશ મળી ગયલો પણ ખરો. આ રા૦ છગનલાલજી તા૦ ૨૦-૩-૩૨ના 'ગુજરાતી' સાપ્તાહિક વર્તમાનપત્રમાં જણાવે છે તે પ્રમાણે, 'મ્હોટા હકીમો તથા ડાકટરોને બોલાવેલા ને તેમની દવાથી પોતાની તબીયત સુધરી છે એમ (નવાબ સાહેબ) પોતે કહેતા; પણ ખરી હકીકત કંઇ સ્પષ્ટ જાણવામાં ન હતી તેથી આવો અંત એકદમ આવ્યો ત્યારે કોઇ તો કંઇ કંઇ તર્કવિતર્ક પણ કરવા લાગ્યા; પણ આયુષ્ય ખુટે ત્યાં હર બ્હાને મોત આવે જ.' વળી એજ આપણા છગનલાલજી તા૦ ૧૩-૩-૩૨ના એ જ 'ગુજરાતી'માં એવું પણ જણાવે છે કે–છેક છેવટની ઘડીએ જ હું એમની રજા લઇને ઘેર ગયલો અને જમતો હતો, ત્યાં તો એમના બહેસ્તનશીન થયાના માઠા સમાચાર અણચિંતવ્યા મને મળ્યા, તેથી મારા ખેદનો પાર ન રહ્યો. એમના જેવા નિખાલસ દિલના, અતિ ઉચ્ચ સ્થાને બિરાજવા છતાં સર્વ સાથે ભાયાળુપણાથી વર્તનાર-સર્વના મનની પરીક્ષા કરનાર,-પ્રજાની પીડા માટે લાગણી ધરાવનાર-મોકળે હાથે દરિદ્રોનાં દુઃખ હરનાર, પોતાની જાત માટે ઉડાઉપણાથી ખર્ચ ન કરનાર, જુના જમાનાની 'પંડ્યા'ની નિશાળે ભણીને સહી કરવાનું જ શીખેલા, છતાં 'મેં તો તીન જમાન જાણતા હું, બરે બરે લોર્ડકી સાથ બાતાં કરનેવાલા હું' એવું નિર્દોષ અભિમાન ધરાવનાર રાજાઓ હવે તો થાય ત્યારે ખરા.'

આ અનિષ્ટ અને અણધાર્યો પ્રસંગ બન્યા પછી સગીર શાહજાદા મોહોબતખાનનો રાજ્યાભિષેક થયલો, બ્રિટિશ વાલી-નહીદ્દ આરંભાયલો રિયાસતના રંગો ચલચિત્રનાં દશ્યોની પેઠે બદલાવા લાગેલા, અને શયજી સાહેબને, તહોમતનરને ખુલ્લી અદાલતમાં ન્યાયાધીશ તરફથી ભૌખિક ચુકાદો અપાઇને નિર્દોષ જાહેર કરી દેવાય છે તેમ નવાબ રસુલખાનજી તરફથી મૌખિક

ઇનસાફ અપાઇને નિર્દોષ ઠરાવી દેવામાં આવેલ હતા તે છતાં, ન્યાયાધીશના અકસ્માત્ મરણથી અસ્તિત્વમાં ન આવવા પામેલ લખેલા નિર્ણયપત્રને અભાવે નિર્દોષ આખ્યાત થયેલ તહોમતદારને મૌખિક ઇનસાફનો લાભ સામાન્યતઃ અપ્રાપ્ત થઇ પડે છે તેમ રાયજી સાહેબને મુંબઇમાં ભર દરબારમાં ખુલ્લી રીતે અપાયલ ઇન્સાફનાં ફળ ચાખવાના દિવસને આ નવાબ સાહેબ રૂપી ન્યાયાધીશના અકસ્માત થયેલ દેહાવસાનથી દૂર-સુદૂર-દિગંતે જઇને બરાબ બેસવાનો વારો આવી ગયલો ! અમે આ બાબતે અમારો અભિપ્રાય એવો આપીએ છીએ કે, જે થયલું તે ઠીક જ થયલું હતું. પુરૂષોત્તમરાયજી નૃસિંહપ્રસાદની પેઠે જૂનાગઢ આવી રાજસંસર્ગી બન્યા હોત, તો બ્રિટિશ વાલી-વહીવટદારના વારામાં વજીર બહાઉદ્દીનભાઇના, બક્ષી છોટાલાલના તેમજ બીજા કેટલાકના જે પ્રકારની એવુકમીથી જે પ્રકારના બૂરા હાલ થવા પામેલ તે પ્રકારના બૂરા હાલ તેમના ન થાત એમ કહી શકાતું નથી; એટલુંજ નહિ, પરંતુ તેઓ રાજ્યની સીમાથી દૂર રહી ગયલા તેને પરિણામે તેઓ દિલ્હી સરકારની સર્વોપરિ આજ્ઞા થયાને લીધે જૂનાગઢ રાજ્યના બ્રિટિશ વાલી–વહીવટદાર કનેથી તેની પાકી વિરૂદ્ધતા હતી છતાં જે થોડો ઘણો ઇનસાફ મેળવી શકેલા છે તે. તેઓ રાજ્યની હદમાં હોત તો ઘણુ ભાગે મેળવી ન શકત એમ અમારૂં માનવું થાય છે. અર્થાત્ નવાબ રસુલખાનજીનો દેહાંત એટલે જુનાગઢ રાજ્યની લાક્ષણિક એવી મુત્સદ્દીગીરીનો અંત અને રાજ્યને તેની સ્વતંત્રતાપૂર્વક વિશિષ્ટ પ્રકારે ખીલવાયલી સ્વદેશીયતાનો ત્યાગ, એમ અમે વિના સંકોચે કહી શકીએ છીએ. અને કદાચિત્ પુરૂષોત્તમરાયજી નવાબ સાહેબની હયાતીમાં જૂનાગઢ રાજ્યમાં આવી પહોંચી સ્થિર થયા હોત અને તે સાથે એ નવાબ રસુલખાનજીનું આયુષ્ય થોડુંક પણ વધારે લંબાયું હોત તો ? આ પ્રશ્નનું ઉત્તર અમે હવે આ નીચે યથાશક્તિ આપીએ છીએ.

ઉપર પ્રમાણે આ સ્વામિસેવકના પુનર્મિલનની કથા સમાપ્તિને પામે છે. તથાપિ તે પુનર્મિલનને લગતી એકંદર હકીકતમાંથી જે કેટલીક ઐતિહાસિક ઉપયોગિતાવાળી તથા મહત્ત્વપૂર્ણ સમસ્યાઓ તરી આવે છે તે સંબંધમાં આપણે બે શબ્દો લખ્યા વિના રહી શકીએ તેમ નથી. નવાબ સાહેબ રસુલખાનજી પોતાના રાજ્યની ચેહુચી જેવા આત્મસંપન્ન મંત્રી તથા કાર્યભારી પુરૂષોત્તમરાયજી પ્રતિ ખરેખરો રોષ ધરાવી રહેલા નહિ, પરંતુ સંયોગવશાત્ ધારણ કરવો પડે તેવા રોષનો દેખાવ કરી રહેલાં, અને વસ્તુતઃ તો

તેઓશ્રી પોતાના મનથી "પોતાના" આ રાજ્ય બહિષ્કૃત જેવા બની ગયેલ મહામંત્રીના સામર્થ્યની સાચી કદર પણ કરી રહેલા, એ એક હકીકતનું દર્શન આપણે પૂર્વોક્ત હકીકતમાંથી જ સરલતાથી કરી શકીએ છીએ. સામ્રાજ્યની છાયા નીચે રહીને મર્યાદિત સ્વતંત્રતા ભોગવી રહેલ રાજકર્તાઓને પોતાના રાજત્વનો નિર્વાહ કરી રાખવાને માટે જે પ્રકારના અનુભવો કરવા પડે છે તે અસાધારણ હોય છે અને ઘણીવાર તેમને મને-કમને પોતાની સાચી લાગણીને કોરાણે મૂકીને સંયોગાનુરૂપ વર્તન રાખવું પણ પડે છે. રસુલખાનજી ગાદીએ આવ્યા તે પહેલાં ફકીરી એટલે વિરતિવાળું સાધુ, જીવન ગાળી રહેલા એ હકીકત સર્વવિદિત હતી, એટલે તેમણે પૂર્વોક્ત મુલાકાતો અંગે થતી રહેલ વાર્તાચીતમાં ડગલે ડગલે ઇશ્વરનો ડર બતાવેલો છે એ હકીકત એમના સંબંધમાં સ્વાભાવિક ગણાશે. બેગ સાહેબ અને દુર્ગાપ્રસાદ વચ્ચે થયલ વાતચીત પ્રમાણે, નવાબ સાહેબને જ્યારે બેગ સાહેબે રાયજી સાહેબનો સંદેશ પહોંચાડેલો ત્યારે નવાબ સાહેબ પાસે બક્ષી છોટાલાલ બેઠેલા હતા અને નવાબ સાહેબે તે સંદેશ ફક્ત સાંભળી રહીને કશો જવાબ ન આપેલ તે પણ એક રહસ્યપૂર્ણ ઘટના છે. રાજકર્તાનું તેમજ શાસનકારનું જીવન નિરંતર ભયાન્વિત હોય છે. જે કાંઇ કરવાનું હોય તે કરવા માટે અનુકુળ સંયોગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી રાજકર્તા કે શાસનકાર પોતાના પેટની વાતને પ્રકાશમાં મૂકવાની બાબતે જોખમ સમજી રહે છે; અને તેમાં પણ જો તેને કોઇ પણ પોતાના સંસર્ગમાં રહેતી વ્યક્તિ-પરત્વે સારો અભિપ્રાય હોતો નથી તો તેવી વ્યક્તિ તરફથી કરાતી અગર તેની સમક્ષ કરાતી કોઇ પણ વાતને સાંભળી રહ્યા ઉપરાંત તે રાજકર્તા કે શાસનકાર કાંઇ પણ કહી કે કરી બતાવતો નથી. આમ હોઇને આપણે કહી શકીએ કે, પુરુષોત્તમરાયજીને મળવાની બાબતે નવાબ રસુલખાન સીધે સીધો માર્ગ ગ્રહવાની ઇચ્છા રાખી રહેલ હતા, અને એ ઇચ્છા એમણે પોતાની ઉપર પુરુષોત્તમરાયજી તરફથી આવેલ તારનો સીધો જવાબ આપીને તૃપ્ત કરેલી હતી અને તેમ કરીને તેમણે વિઘ્નસંતોષીઓને, થનાર મિલન પરત્વે, અંધારામાં રાખી દીધેલા પણ હતા. આ નવાબને સત્ય કેટલું પ્રિય હતું અને રાયજી સાહેબ તરફ તેમની ખરી લાગણી કેટલી ઉંડી હતી એ વાતનું માપ કાઢવું હોય, તો મુંબઇવાળી મુલાકાતોમાં જે પ્રકારની નિર્ભયતાથી, જે પ્રકારના વક્તૃત્વથી અને જે પ્રકારની દલીલોથી રાયજી સાહેબે પોતાનું આપ મૂક્યા વગર પોતાને થયલ ગેરઇનસાફ, સર્વસ્વની હાની તથા પોતાના વર્તન પરત્વે પોતાના વિરોધીઓની ચાલબાજીથી ઉભી

થવા પામેલ ગેરસમજ:—એ સર્વબાબતે નવાબસાહેબને જે ભારયુક્ત સ્પષ્ટ શબ્દોમાં વિનતિ કરેલી છે તે આપણે બરાબર લક્ષ્યમાં લેવી પડશે " × × × જ્યાં હાં પ્રમાણીકપણાનો અને આબરૂનો સવાલ આવે ત્યાંહાં માહારી જગ્યાએ જે કોઇ હોય તે પણ ઇનસાફ તો ઇચ્છે જ. તેમ હું પણ અને જે ગેરઇનસાફ થયો છે તેનો ઇનસાફ જ માગું છઉં. તેમાં મહારે મેહેરબાની જોતી નથી. રાજા તરીકે ઇનસાફ કરવાની આપની ફરજ છે અને રૈયત તરીકે ઇનસાફ માગવાનો માહારો હક છે. × × હું ગુનેહગાર હોઉં તો મને હજુ વધારે સજા કરો અને નીર્દોષ હોઉં તો ન્યાય આપો × × × ":- આવા જે શબ્દો પુરૂષોત્તમરાયજીએ નવાબ સાહેબ ખુદ સમક્ષ ભર દરબારમાં ઉચ્ચારી બતાવેલ છે તે શબ્દોને અમે જો અજોડ કોટીના ગણીને ભારતના ઇતિહાસમાં અમર થવાને પાત્ર ગણાવીએ તો તે પ્રકારની અમારી વિચારસરણી અયથાર્થ મનાશે નહિ એવી અમે આશા રાખીએ છીએ. દુનિયાંના ઇતિહાસમાં કેટલા રાજ્યકાર્યભારીઓ આ પ્રકારનું આત્મશુદ્ધિ જનિત હૃદયબળ પોતાના સ્વામી રાજકર્તાઓ સમક્ષ બતાવી શકેલા હશે ? પુરૂષોત્તમરાયજીનો આ પ્રકારનો પડકાર અમને મહાત્મા ગાંધીજીએ એક પ્રસંગે આપેલ પડકારનું સ્મરણ કરાવે છે. બ્રિટિશ સરકારના કાયદા કાનુન પ્રમાણે કામ કરતી અદાલતના ન્યાયાધીશ અને દરબાર ભરીને બેઠેલ એક દેશી રાજ્યનો સર્વાધિકાર સંપન્ન રાજા એ બે વચ્ચે રહેલ મહોટો ફરક લક્ષ્યમાં રાખીને વિચારીએ છીએ તો, ઇ. સ. ૧૯૦૯ માં લગભગ પીઠબળ વિનાના ગણાય તેવા આપણા આ પુરૂષોત્તમરાયજીએ કેવળ એક પોતાની સત્યનિષ્ઠાને બળે પૂર્વોક્ત પ્રકારનું જે કથન નવાબ સાહેબ સમક્ષ કરી બતાવેલું છે તે, આપણા આધુનિક ભારતના ઇતિહાસમાં મહત્ત્વપૂર્ણ મનાઈ રહેલ, મહાત્મા ગાંધીજીએ પોતાના સત્યાગ્રહ બળે પ્રેરાઇને ઈ. સ. ૧૯૨૦માં તેમની પોતાની સામે ચાલેલ કામને અંગે અમદાવાદના તે સમયના ન્યાયાધીશ મિ: બ્રુમફિલ્ડ સમક્ષ કરેલ* નિવેદનના સારની દૃષ્ટિથી જોતાં કોઈ પણ રીતે ઉતરતું ગણાશે નહિ.

પૂર્વોક્ત પ્રકારના પુરુષોત્તમરાયજીના શબ્દો કદાપિ કોઇ પોતાની અર્થસિદ્ધિ માટે પ્રયાસ કરનાર રાજ્યકાર્યભારીને વિવેક શૂન્ય અગર અહંતા

* જુઓ શંકરદત્તાત્રય જાવડેકર કૃત 'આધુનિક ભારત'નું ગુ. ભાષાંતર પાન ૪૩૭–૪૩૮.

ભરેલા લાગે તો નવાઇ નથી, કારણ કે જડપદાર્થજનિત સુખોપભોગનો આકાંક્ષી જડપદાર્થની ઉપલબ્ધિમાં જ સાચા સુખના અસ્તિત્વની કલ્પના કરી રહેલો હોય છે. પરંતુ આપણાથી અવલોકાતા આ કિસ્સામાં તો સ્વામી અને સેવકની ચિન્તસ્થિતિ આધ્યાત્મિક કોટીની હતી, એટલે તે ઉભય સભાવસ્થ હતા અને તેથી તેઓ વચ્ચે દિલભર દિલ સાચી વાતચીત થઇ શકેલી હતી. સાત સાત વર્ષોના પરાણે કોઇ સબબે થવા પામેલ વિયોગથી અને એને પરિણામે ઉપસ્થિત થયલ ગુંગળાવી નાંખે એવા વાતાવરણને કારણે એ ઉભયને એમની દુઃખકથા એમને પોતાને કેટલા ધૈર્યથી, કેટલી કુશળતાથી અને કેટલી દૂર દૃષ્ટિથી અને કેવી આશાએ, રાજ્યહિત ખાતર, પોતપોતાના મનમાં સમજી દબાવી રાખવી પડી હશે તે વાતની કલ્પના આપણે ઉપર વર્ણવાયલ મુલાકાતોને લગતી હકીકતને આધારે કરીશું; સાત સાત વર્ષો પર્યંત, નિરક્ષર જેવા ગણાઇ રહેલ નવાબ રસુલખાનજીએ રાજ્યકાર્યોનો બધો ભાર, અવિશ્વસનીય રાજપુરૂષોની વચ્ચે રહીને પોતાને એકલાને માથે કેટલી હિંમત તથા હીકમતથી ઉપાડી રાખી રાજ્યહિતની શક્ય તેટલી રક્ષા કરેલ છે અને આંતરબાહ્ય ખટપટની જાળમાં ન ફસાઈ પડવાની બાબતે કેટલી કુનેહ તથા આત્મ સંયમિતતાનું અવલંબન કરી રાખેલું છે તેનો ખ્યાલ, આપણે, તેઓશ્રીએ આપણા આ કથાપુરૂષ રાયજી સાહેબની ત્રીજી મુલાકાતમાં દીવાન બેગ સાહેબ દેખતાં વેરાવળ બંદર સંબંધી વાત છોડી પુરૂષોત્તમરાયજી તરફથી મળેલ છટકતો તથાપિ સચક જવાબ સાંભળી તેને બંધ કરી પછીથી બેગ સાહેબને રજા આપીને પુરૂષોત્તમરાયજીનું કાંડું પકડી તેમને તેઓ ખાનગી વાતચીત કરવાના હેતુથી બીજા ઓરડામાં લઇ ગયલા એ બધી ચેષ્ટાઓને આધારે લઈ શકીએ છીએ. 'ખુદાવંદ નવાબ સાહેબ જેટલો માહારા વિષે અભિપ્રાય ધરાવે છે તેટલો જ સારો અભિપ્રાય મી० પુરૂષોત્તમરાયજી માટે પણ રાખે છે તથા તેમને વખતો વખત યાદ કરે છે' એવું બેગ સાહેબે, પુરૂષોત્તમરાયજીનું દૂતકાર્ય કરનાર દુર્ગાપ્રસાદને જે કહેલું તે ખરેખર એક સત્ય જ હતું એમ કહીએ તો ચાલે. પરંતુ આ નવાબ સાહેબે બેગ સાહેબને રજા આપી ખાનગી મંત્રણા કરવાના હેતુથી પુરૂષોત્તમરાયજીને રોકી રાખ્યા તે હકીકતે બેગ સાહેબના મનમાં જે લાગણી ઉત્પન્ન થઈ હશે તેનાથી તેમની પોતાની પૂર્વનિર્દિષ્ટ દર્પોક્તિમાં રહેલ ખામીનું તેમને ભાન થયલું નહિ હોય એવું ધારી શકાતું નથી. વેપારી નજરવાળા બ્રિટિશ રાજ્યના અમલદાર બેગ સાહેબ નવાબ સાહેબને ધનલાભ કરી લેવાના લોભમાં પાડીને વેરાવળ બંદર

તથા આગગાડીને લગતા પ્રશ્નોનું નિરાકરણ બ્રિટિશ સરકારની રુચિ પ્રમાણે કરાવી લેવાને ઉદ્યુક્ત થયેલા છે એ વાત નવાબ સાહેબ સમજી ગયેલા હતા. પરંતુ નવાબ સાહેબને સ્વતંત્રતાકારક અર્ધદાસત્વ જોઈતું ન હતું, અને તેથી જ તેમણે, એ વખતે લોકોમાં બોલાતું હતું તેમ,-એ અંદરને લગતી રાજદ્વારીય વાતને 'બેટા બેટીની શાદી'ની વાતના જેટલીજ ગંભીર તથા લાંબી વિચારણાને પાત્ર ગણીને તેને આધીને આઘી ઠેલ્યાં કરેલી હતી. અને અનુકૂળ સંયોગમાં તેઓ જ્યારે પુરુષોત્તમરાયજી સાથે ખાનગીમાં બેસીને મંત્રણા કરી શકેલા હતા ત્યારે તેમણે તે બાબત પરત્વે યોગ્ય નિર્ણય પોતાના મનમાં કરી લઈને, બેગ સાહેબે જૂનાગઢ છોડ્યું ત્યાંસુધીમાં તેમની ઉત્કટ આશાને સફળ થવા દીધેલી પણ ન હતી. અર્થાત્ પુરુષોત્તમરાયજીએ વિનીત વાણીએ પણ પડકારના રૂપમાં જે અરજ કરેલી તેને વ્યાજબી ગણીને નવાબ સાહેબે તેમની સાથે એકલા બેસીને જે અનેક મુદ્દાઓ પરત્વે મંત્રણા કરી હતી તે હકીકતને અમે પુરુષોત્તમરાયજીની રાજ્યના મહામંત્રી રૂપે થયલ પુનઃસ્થાપના તરીકે જ ગણીએ છીએ, એટલુંજ જ નહિ, પરંતુ આ પ્રકારની પુનઃસ્થાપનાને અમે, દુનિયાંના સામાન્ય મનુષ્યથી પૂજાતા રહેલા અર્થલાભના કરતાં ઉચ્ચતર કોટીની માનીએ પણ છીએ. નવાબ સાહેબ રસુલખાનજી કે જેઓ રાજ્યના સાચા ધણી હતા અને જેમને જે કોઈ "સબબે" પુરુષોત્તમરાયજીને હાનિ કરવી પડેલી હતી તેમણે તો વસ્તુતઃ પોતાની હયાતીમાં જ શુદ્ધ ઈનસાફ આપી દીધેલો હતો; એટલું જ નહિ, પરંતુ પોતાના રાજ્યને લગતી મહત્ત્વપૂર્ણ બાબતો પરત્વે તેમની સાથે ગુપ્ત મંત્રણા કરીને તેમને પુનઃ પોતાના પુરોહિતને પદે વિરાજતા કરી દીધેલા પણ હતા. આ પ્રકારની શુભ ક્રિયાને પરિણામે એ ક્રિયાના કરનાર તથા એ ક્રિયા જેના ઉપર થયથી તે-એ ઉભયને કેટલો સંતોષાનંદ થયો હશે તેની આપણે તો કેવળ કલ્પના જ કરી શકીએ.

આ સ્થળે અમે બીજી થોડી હકીકત જણાવી દેશું. પાટવીકુંવર શેરજમાખાનના અકાળ દેહાંતથી નવાબ સાહેબને એટલો જબર આઘાત થયલો કે, તેની અસર તેમના શરીર તથા મન ઉપર દેખાઈ પડે તેવી થઈ ગયલી હતી. એમના બીજા શાહજાદા મોહોબતખાન બાળક હતા. એટલે એ પોતે લાંબુ આયુષ્ય ભોગવી ન શકે તો રાજ્યને સાંગોપાંગ અને સંપૂર્ણ નીમકહલાલીથી સંભાળી શકે એવી કોઈ સમર્થ વ્યક્તિ રાજ્યની નોકરીમાં

હોય એવું એ નવાબને દેખાતું ન હતું. એને કોઇ સંભાળી શકે તેમ હતું તો તે એક ફક્ત પુરૂષોત્તમરાયજી જ હતા, અને એવી એમની શક્તિનો એમને પોતાને પોતાના રાજ્યારોહણ પરત્વે ઉદ્દભવેલ સૂક્ષ્મ પ્રસંગને લીધે જાત અનુભવ પણ હતો. આમ હોઈને બને તેટલી ઉતાવળથી પુરૂષોત્તમરાયજીને ફરીથી રાજ્ય રથને જોડી દેવા એ આ નવાબ સાહેબનું પહેલું ધર્મકાર્ય થઈ પડેલું હતું. ઇ. સ. ૧૯૧૦ ની શરૂઆતમાં લોકવાયકા એવી પણ હતી કે, પોતાની શરીરસ્થિતિ સમજીને નવાબ સાહેબ પોતાના સગીર યુવરાજનું તથા રાજ્યનું હિત સુરક્ષિત બની રહે તેટલા માટે એક **'રાજપાલક પ્રતિનિધિમંડળ (Council of Regency)** સ્થાપી રાખવાની યોજના વિચારી રહેલા હતા, અને તે યોજનાને મૂર્તરૂપ આપવાનું કામ, રાયજી સાહેબ રાજ્યમાં આવી જાય તે પછી કરવાનું ઠરાવવામાં આવેલું હતું. આવી કોઇ યોજના નવાબ સાહેબ વિચારી રહેલ હોય તો તે વાત અસંભવવાળી તો ન જ હતી, કારણ કે એઓશ્રીના જ પિતા નવાબ મોહોબ્બતખાનજી બીજા જ્યારે ગાદીએ બેઠેલા ત્યારે તેમનું વય માત્ર ચૌદ વર્ષનું હોવાથી રાજકુળે બ્રિટિશ સરકારની સંમતિ મેળવીને રાજ્યનો વહીવટ એક 'રાજપાલક-પ્રતિનિધિમંડળ' મારફત થતો રહે એવો પ્રબંધ કરેલો હતો. આ હકીકત રસુલખાનજી ખુદ તેમજ એમના સંબંધમાં આવતા અમીર ઉમરાવો વગેરે પણ જાણતા હતા, પરંતુ આવી કોઇ યોજના કરવી હોય તો તે યોજનાને સર્વથા કાર્યસાધક બનાવવાને કામે પુરૂષોત્તમરાયજીની મંત્રશક્તિ તથા ક્રિયાશક્તિ ખરેખરી ઉપયોગી થઈ પડે એવો વિશ્વાસ એ નવાબને હતો પણ ખરો પરંતુ દૈવની ગતિનું પૂર્વજ્ઞાન મનુષ્યને હોઇ શકતું નથી એટલે નવાબ રસુલખાનજી પોતાના મનમાં ગમે તેવા મોતીના ચોક પુરી રહેલા હશે તોપણ તે ઉપકારક થઇ શકેલા નહિ અને તેમનું દેહાવસાન થઈ જતાં જૂનાગઢ રાજ્યને બ્રિટિશ વાલી વહીવટદારી નીચે મૂકાઇ જવાનો વારો આવી ગયલો હતો ! મતલબ કે ' આદર્યું અધુરૂં રહે. હર કરે સો હોય ' એ કહેતી પ્રમાણે નવાબ સાહેબના મનની વાત એમના મનમાં તથા રાયજી સાહેબના મનની વાત એમના મનમાં જેમ ઉગેલી તેમ આથમી જવા પામેલી, અને રાજ્ય ઉપર રાત્રિનો અંધકાર વર્તવાનો આરંભ પણ થઈ ચુકેલો !

હવે આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં અમે અહીં કથાવસ્તુની સંકલના કરવાના હેતુથી થોડાક પિષ્ટપેષણ જેવું કરવાનો દોષ કરશું. ઇ. સ.

૧૯૦૩માં રાયજી સાહેબનું રાજીનામું મંજુર કર્યાના હુકમમાં 'હાલ પેન્શન માટેની માગણી મંજુર થઈ શકતી નથી,' એવા જે શબ્દો નવાબ સાહેબે વાપરેલા છે તે આપણી વિચારણાને પાત્ર ગણાય તેટલા અર્થસૂચક છે. રાયજી સાહેબ ઉપર નવાબ-સાહેબનો રોષ સાચો હોત તો તેઓ પેન્શન માટેની તેમની માગણી સ્પષ્ટ શબ્દમાં ચોખ્ખી નામંજુર કરત જ. આ એક વાત; બીજી એક વાત એવી છે કે તેની મદદથી આપણે નવાબ સાહેબનો રાયજી સાહેબ તરફનો સદ્ભાવ સમજી શકીએ છીએ. ઈ૦ સ૦ ૧૯૦૪માં જ નવાબ સાહેબે રા૦ છગનલાલ હરિલાલ પંડ્યા મારફત રાયજી સાહેબને કોઈ એક પ્રકારનો શુભ સંદેશ મોકલી આશ્વાસન આપેલું અને એ શુભ સંદેશ એ છગનલાલજીએ 'ધ ટાઈમ્સ ઑફ ઈંડિયાના' વૃત્તાંતલેખક શ્રીયુત નવરોજજી દુમાસિયા મારફત રાયજી સાહેબને પહોંચાડેલો પણ ખરો. આ સંદેશ રાયજી સાહેબને મળેલો એટલે પછી એમણે એ જ શ્રીયુત દુમાસિયા મારફત નવાબ સાહેબને પહોંચાડવા સારૂં એક પ્રતિસંદેશ છગનલાલજીને મોકલેલો, અને એ સંદેશ નવાબ સાહેબને પહોંચાડેલો છે એવું એ થી છગનલાલજીએ મુંબઈવાસી શ્રીયુત્ મનસુખરામજી ત્રિપાઠીને પત્ર લખી તે દ્વારા રાયજી સાહેબને ખબર આપી દીધેલા પણ હતા. ત્રીજી હકીકત એવી છે કે, ઈ૦ સ૦ ૧૯૦૩માં દિલ્હીથી પાછા જૂનાગઢ પહોંચ્યા પછી, રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થવાની સલાહ રાયજી સાહેબે વઝીર સાહેબને આપેલી હતી; પરંતુ એ સલાહ એ વઝીરને ગળે ઉતરેલી નહિ. રાયજી સાહેબ રાજ્યકાર્યોનો બધો ભાર પોતાને માથે ઉપાડે એવી નવાબ સાહેબની ઇચ્છા હતી. આ બાબતે રાયજી સાહેબે મનઃસુખરામજીની સલાહ પૂછેલી હોય એમ એ ભાર ઉપાડવાને વિષયે મનસુખરામજીએ રાયજી સાહેબને તા૦ ૩૧-૩-૦૩ના પત્રથી ( જુઓ પૂર્વાધ કથાભાગ, પાન ૫૪૫ ) સલાહ આપી ભાર ઉપાડવાનું કહેલું પણ ખરૂં. પરંતુ વઝીર સાહેબ નિવૃત્ત થવાને ખુશી ન હતા એટલે એમને પડતા મૂકીને રાયજી સાહેબ રાજ્યભાર પોતાને માથે લેવાને આગળ પડે એમ એમના એ વઝીર સાહેબ સાથેના લાંબા સંબંધને લીધે બની શકે તેમ ન હોવાથી એઓ એક પ્રકારના ધર્મસંકટમાં જઈ પડેલા હતા. આ ધર્મસંકટમાંથી છૂટવાને માટે જ રાયજી સાહેબે પોતાની નોકરીનું રાજીનામું આપેલું હતું અને એ રાજીનામું નવાબ સાહેબે 'હાલ' શબ્દ વાપરીને મંજુર કરેલું પણ હતું. પરંતુ એ પ્રમાણે મંજુર થયલ રાજીનામું એટલે નવાબ સાહેબની અતૃપ્ત બનેલી ઇચ્છા, અને એ અતૃપ્ત ઇચ્છા એટલે એ ગર્જનાનો તેટલા પુરતો રોષ. અને તે

છતાં વઝીર સાહેબને રાજ્યાધિકાર ભોગવતા બંધ કર્યા પછી રાયજી સાહેબને પુનઃ રાજ્યસેવામાં સ્થાપવા માટેની એમની આકાંક્ષા, એ આકાંક્ષાને સંતોષવા અર્થે રાયજી સાહેબ આવીને પોતાને મળે એવો એઓશ્રીનો ઉત્કટ અભિલાષ, અને એ મળી ન શકયાથી એ નવાબ સાહેબના મનમાં તે પુરુષોત્તમરાયજી અભિમાની છે એવી કલ્પનાને પરિણામે તેમનું અભિમાન ઉતારવા માટે કરાયલ જૂદી જૂદી તજવીજ. ચોથી વાત એ છે કે ઈ૦ સ૦ ૧૯૦૪માં જ મેજર કાર્નેગી કે જેઓ યુવરાજના સહચર હતા તેમને રાજ્યની સ્થિતિ વણસતી જતી દેખાયલી એટલે તેમણે રાયજી સાહેબની પુનઃ સ્થાપના રાજ્યમાં કરાવવાને માટે એક પગલું ભરેલું હતું. આ પગલું તેમણે નવાબ સાહેબની કે શાહજાદાની કે કેવળ પોતાની ઈચ્છાથી ભરેલું તે પરત્વે સનિશ્ચય કાંઇ કહી શકાતું નથી. પરંતુ રાયજી સાહેબનું રાજીનામું મંજુર રખાયા પછી થોડા વખતમાં વઝીર સાહેબથી ભોગવાઈ રહેલ કુલ રાજ્યાધિકાર નવાબ સાહેબે ખુદે પોતાના હાથમાં લઇ લીધેલ હતો એટલે એક રીતે રાયજી સાહેબને નડી રહેલ ધર્મસંકટ નષ્ટ થઈ ગયલું માનીને એ નવાબ સાહેબે મેજર કાર્નેગી મારફત રાયજી સાહેબને રાજ્યસેવામાં પુનઃ જોડાવાને માટે કહેણ મોકલેલું હોય એવું અનુમાન થઇ શકે છે, અગર તો આ જીવનકથાના પર્વાધમાં બતાવાયલ છે તે પ્રમાણે વઝીર બહાઉદીનભાઈને તોડી પાડવાની જે પ્રબળ ઈચ્છા બ્રિટિશ સરકાર ધરાવી રહેલ તે શાહજાદા શેરજમાખાન મારફત સફળ થયા પછી રાયજી સાહેબ જેવા સમર્થ કાર્યભારીનો લાભ રાજ્યને મળતો રહે તેટલા સારૂં તેમને પુનઃ રાજ્ય સંબંધ કરવાને બ્રિટિશ સરકારના પ્રતિનિધિએ નવાબ સાહેબને પ્રેરણા કરેલી હોય અને તેને પરિણામે મેજર કાર્નેગી રાયજી સાહેબ સાથે વાતવિચાર કરવાને ઉદ્યક્ત થયા પણ હોય. આ સંબંધે સાચી વાત જે હોય તે ખરી. પરંતુ એટલું તો સાચું છે જ કે, ઇ૦ સ૦ ૧૯૦૪માં જ આ કેપ્ટન કાર્નેગી એક બે વાર મુંબઇ જઈને ત્યાંથી 'વોટસન એનેક્સી' નામની 'હૉટેલમાં' ઉતરી ત્યાં રાયજી સાહેબને ખાનગીમાં મળેલા હતા, અને તે વખતે રાયજી સાહેબે જૂનાગઢ કયારે અને કેવી રીતે આવવું તે સંબંધમાં બધું નિશ્ચિત કરવામાં પણ આવેલ. આ વખતે મુંબઈના ગવર્નર સાહેબ ગિરિજંગલમાં શિકારે જવાના હતા એટલે એ હાકેમ ગિરિજંગલમાં પધારે ત્યારે રાયજી સાહેબે સમુદ્રમાર્ગે જામનગર જઇ ત્યાંથી જૂનાગઢ તરફ પ્રયાણ કરવું એવી કોઈ યોજના કેપ્ટન કાર્નેગી તથા પુરૂષોત્તમરાયજીએ બેએ ભેળા મળીને કરેલી હોય એમ જણાય છે. આ યોજનાને

અનુસરીને રાયજી સાહેબ મુંબઈથી સમુદ્રમાર્ગે જામનગર જઈ પહોંચેલા પણ ખરા. પરંતુ જ્યાં નસીબ જ બે ડગલાં આગળને આગળ જતું હોય ત્યાં મનુષ્યના યત્નો શા કામના ! મેજર કાર્નેગી ગવર્નર સાહેબની ટોળીમાં ભળીને ગિરિજંગલમાં શિકારે ગયલા અને ત્યાં તેમની જ ગોળીથી ઘવાઈને છટકી ગયલા સિંહે પછીથી તેમના જ ઉપર તરાપ મારીને તેમનું માથું પોતાના મ્હોંમાં લઈ લીધેલું અને તેને પરિણામે એ અંગ્રેજ અમલદારના રામ તે જ ક્ષણે રમી ગયલા હતા ! આવા આ હૃદય ભંજક બનાવથી ગવર્નર સાહેબનો બધી મોજમજા ઊડી જાય એ સ્વાભાવિક જ હતું અને રાયજી સાહેબને એ ઘટનાના સમાચાર જામનગરમાં મળતાં તેઓ પણ હતાશ બની ગયલાં હતા; એટલું જ નહિ, પરંતુ તેમના શાહજાદાની સાથે થનાર સમાધાનને લગતી વાત પણ ખોરંભે પડી ગયલી હતી ! એ છતાં નવાબ સાહેબ રસુલખાનજીના મનમાંથી, રાયજી સાહેબને પુનઃ જૂનાગઢમાં લાવી મૂકવાનો વિષય લુપ્ત થવા પામેલો નહિ એ હકીકત પરત્વે શંકા નથી જ. એ પછી જે **પાંચમી હકીકત** બનેલી તે આ પ્રમાણે છે. ઈ૦ સ૦ ૧૯૦૫માં નવાબ સાહેબને ગમે તે કારણે રાજકોટ સુધી ફેરો ખાવાની ફરજ પડેલી હતી. અત્યાર સુધી તો રાજકોટમાંના બ્રિટિશ 'એજંટ' જૂનાગઢ આવીને નવાબ સાહેબને મળવાનો શિરસ્તો પાળી રહેલા હતા અને એવા 'એજંટ' પોતાની પાસે નવાબ સાહેબને બોલાવી શકતા પણ ન હતા; આમ નવાબ સાહેબને એજંટના બોલાવ્યાથી રાજકોટ સુધી સામે પગલે ચાલીને જવું પડેલું ત્યારે તેમને પોતાની થયલી માનહાનિ પરત્વે લાગણી થઈ આવેલી અને વળી થયલા શિરસ્તાના ભંગથી પોતાના હક્ક ઉપર પડેલ તરાપને લીધે દુઃખ પણ થઈ આવેલું હતું. આ પ્રકારના દુઃખથી, એમને ગોંડળ સ્ટેશને રાયજી સાહેબ સાંભરેલા અને 'રાયજી રાજ્યમાં હોય તો આવી માનહાનિ ન થાય' એવું પણ તેમને સમજાઈ ગયલું, અને તેથી રાયજી સાહેબ રાજકોટમાં હોય તો તેઓ આવીને પોતાને મળે તો ઠીક એવી ઇચ્છા પણ એઓશ્રીને થઈ આવેલી હતી. નવાબ સાહેબના આ પ્રવાસ પ્રસંગ પરત્વે એ જ સમયે લોકવાયકા એવી ચાલેલી કે, ગોંડળ નરેશ સર ભાગવતસિંહ આગળ નવાબ સાહેબે પોતાને થયલ માનહાનિ પરત્વે કંઈક ઉદ્ગાર કાઢેલ ત્યારે એ ગોંડળ નરેશે, 'જૂના હિતેચ્છુ કાર્યભારીને કાઢીએ તો આવું ફળ આવે' એવા ભાવનું સૂચક ઉત્તર એ નવાબ સાહેબને કહી સંભળાવેલ પણ હતું. આ પ્રકારનો વાર્તાલાપ એ ઉભય રાજવીઓ વચ્ચે થયલો કે નહિ તે પરત્વે સનિશ્ચય કહી

શકાય નહિ; તોપણ એટલું તો સાચું છે જ કે, ગોંડળ સ્ટેશને જ નવાબ સાહેબને રાયજી સાહેબનું સ્મરણ થયલું હતું એટલે ત્યાં રાયજી સાહેબનું સ્મરણ કરાવે એવી કોઇ ઘટનાનો ઉદ્દભવ ચોક્કસ થયો હોવો જ જોઇએ એમ આપણે કહી શકીએ. પરંતુ રાજકોટમાં રાયજી સાહેબ નવાબ સાહેબને મળી શકેલા નહિ અને તેને પરિણામે નવાબ સાહેબ તેમને પોતાની સાથે જ જુનાગઢ લઇ જઇ શકેલા પણ નહિ. આ બધી હકીકત આપણે અગાઉ વાંચી ગયા છીએ એટલે તેની અત્ર પુનરૂકિત કરવાની જરૂરત નથી. પરંતુ નવાબ સાહેબનું મન તો પુરુષોત્તમરાયજીમાં ચોંટી રહેલું હતું અને એ વાત રાયજી સાહેબના શત્રુઓને ભયગ્રસ્ત રાખનારી હતી, એટલે એ શત્રુ ગણે, એ રાજરોગના પ્રસંગને આગળ કરીને નવાબ સાહેબ આગળ રાયજી સાહેબને અભિમાની ઠરાવી દેવાનો સફળ પ્રયાસ કરેલો, અને તેને પરિણામે, ગમે તે ઉપાયે રાયજી સાહેબનું માની લેવાયલ અભિમાન ઉતારવાની હઠે નવાબ સાહેબ ચઢી બેઠેલા હોય એવું દેખાય છે પણ ખરૂં.

હવે અમે એક વધારાની વાત કરીને આ પ્રકરણ સમાપ્ત કરશું. અગાઉ અપાઇ ગયલ હકીકત પ્રમાણે પુરૂષોત્તમરાયજી છેક દબાઇ ગયલા હતા અને તેમનું સર્વસ્વ તમામ લુંટાઇ ગયલું પણ હતું તે છતાં નવાબ સાહેબ રસુલખાનજીનું મન એવું ને એવું જ અકલુષિત રહેલું અને તક મળે ત્યારે પુરૂષોત્તમરાયજીનો પુનરૂધ્ધાર કરવાને તે કદરદાન રાજવી તૈયાર જ રહેલ. રાજ્યે હરી લીધેલી રાયજી સાહેબની તેમજ તેમના ભાઇ નૃસિંહપ્રસાદની તમામ સ્થાવરજંગમ મિલ્કતને-રફેદફે થવા ન દેતાં આ પાક મુસલમાન રાજવીએ સુરક્ષિત સંગ્રહાવી રાખેલી હતી, એટલે એ એક જ હકીકતથીએ નવાબની રાયજી સાહેબ ઉપરની અચળ પ્રીતિ પ્રતિપાદિત થઇ આવે છે. મતલબ કે, નવાબ રસુલખાનજી ખુદ તો છેક તેમના દેહાંતકાળ સુધી રાયજી સાહેબ તરફ આકર્ષાઇ રહેલા હતા અને એમનો દૃઢ સંકલ્પ પણ એ પોતાના રાજ્ય-હિતૈષી મહામંત્રીનું શકય તેટલું કલ્યાણ પુનઃ કરવાનો હતો એ વાત પરત્વે કોઇપણ કોઇપણ નિમિત્તે મતભેદ દર્શાવિ શકાય તેમ નથી. આ પ્રમાણે અમે પૂર્વકથિત બધી હકીકતને લક્ષ્યમાં રાખીને જે મારભુત નિર્ણય કરેલો છે તેની પુષ્ટિમાં અમે એ નવાબ સાહેબનો સંપુર્ણ વિશ્વાસ ઠેઠ લગણ ભોગવી રહેનાર રાજપુરૂષ શ્રીયુત છગનલાલ પંડ્યાએ ઇ૦ સ૦ ૧૯૩૨ માં એપ્રિલ માસની નીચે તારીખના 'ગુજરાતી' વર્તમાન પત્રમા

જે લખેલું છે તે આ નીચે ઉતારીને અમારા આ વિષયની અત્ર સમાપ્તિ કરીએ છીએ:–

‘તથાપિ એમના (રસુલખાનજીના) ઉદાર દિલ માટે એટલું તો કહેવું જોઈએ કે, તેઓ ઘણીવાર મ્હારે મ્હોંએ રાયજી સાહેબે મકરાણીનાં હંગામ સમયે તથા અન્ય પ્રસંગે તનતોડ શ્રમથી રાજ્યની સેવા કરેલી તે વિષે સંતોષ બતાવતા હતા, અને રાયજી સાહેબ તેમની રૂબરૂ થઈ શકયા હોત તો તેમના કહેવાયલા દોષની અવગણના કરીને તેમને માન સાથે જુનાગઢમાં બોલાવી રાખત.’

અમે આ પૂર્વોક્ત કથનમાં ઉમેરી કહીએ છીએ કે નવાબ સાહેબ અને પુરૂષોત્તમરાયજી આખરે એક બીજાને મળી શકેલા તો ખરા; પરંતુ એ ઉભય વિધિની વક્રતાની જાળમાંથી મુક્ત થઈ શકે તેમ ન હતા અને તેથી તે બેય પોતાની ઇષ્ટસિદ્ધિ કરી શકેલા પણ નહિ.



# પ્રકરણ ૧૪

## दोषारोपमांथी मुक्त थवा माटे रायजी साहेबना प्रयासो

જે રાજ્યની આંતર સ્વતંત્રતાની રક્ષા રાયજી સાહેબે પોતાના સર્વ પ્રકારના સ્વાર્થનો ભોગ આપીને પરિત્યાગ કરીને છેવટ સુધી કરી હતી તે રાજ્યની સ્વાધીનતાને, પોતાની ઉપર આવી પડેલ આફતને કારણે તેમજ કેવળ પોતાના ઐહિક, અનિત્ય અને કૌટુંબિક સ્વાર્થ ખાતર ખોરબુદ્ધિથી જોખમાવવાને તેઓ તૈયાર ન હતા. જૂનાગઢના નવાબી રાજ્યોનો ઇતિહાસ રાયજી સાહેબ તેના યથાર્થ રૂપમાં સમજેલા હતા અને રાજ્યભક્તિ દૃઢ હોવા તો, એકવાર પોતાના ધણી નવાબ સાહેબની કોઈ પણ કારણે ઇતરાજી પામેલ

કાર્યભારીને ફરીથી એ જ નવાબને હાથે સન્માનિત થવાનો યોગ આવતો રહેલો છે એ વાત પણ તેમના લક્ષ્ય બહાર ન હતી. એવો શુભ યોગ આણવાને તથા આવે ત્યારે, ઉતરાજી કરાવનાર જે મૂળ કારણ હોય તે પરત્વે ઘટસ્ફોટ કરી નાંખી સત્યને પ્રકાશમાં આણી મૂકવા માટે પ્રયાસ કરવો જોઈએ તે તેવા ઉતરાજી પામેલ પણ રાજ્ય શુભેચ્છક કાર્યભારીનું પ્રથમ કર્તવ્ય થઇ પડે છે પુરૂષોત્તમરાયજી આ સિધ્ધાંતને વળગી રહેલા હતા અને તેમના અંગ્રેજ તેમજ દેશીય મિત્રોએ પણ તેમને એવી જ સલાહ આપેલી હતી. રાયજી સાહેબ ઉપર દોષારોપ કરવાનું કારસ્તાન રાજ્યમાં રચાવા માંડેલ ત્યારે જ પ્રારંભમાં તેમણે, જે હકીકતે દોષારોપ કરાયો હતો તે હકીકત પરત્વે ઘટના હતી તે રાજ્યને અશેષતઃ જણાવી દીધેલી હતી; પરંતુ હરકોઈ પ્રકારે પુરૂષોત્તમરાયજીને ગુન્હેગાર ઠરાવી દઇને તેમનાં મૂળ જુનાગઢ રાજ્ય ભૂમિમાંથી ખોદી નંખાવવા સારૂં જે કાવતરૂં તેમના વિરોધીઓએ રચેલું હતું તેને ગમે તેવા માર્ગે સફળ કરવાનું હતું જ, એટલે પછી દીવાન બેગ સાહેબ જેવા પણ પોતાના કાનમાં પુમડાં ખોસીને બહેરા બની બેસે અને કશું પણ સાંભળવાને કે રાયજી સાહેબ તરફથી કરાયલ લિખિત પ્રતિવાદ જોવા તપાસવાને જરા પણ ન સળવળે એ સ્વાભાવિક જ હતું અંતે એક તરતી કામ ચલાવ્યાની પ્રહસન-નાટિકા ભજવાવીને રાયજી સાહેબની તમામ મિલ્કત તેમણે ખાલસા કરી લીધેલી હતી. આ બધી હકીકત આપણે બારમા પ્રકરણમાં વાંચી ગયા છીએ. તથાપિ આપણે અહીં એટલું તો કહેશું જ કે સાવ પાણીમાં બેસી જવાને બદલે વઝીર બહાઉદ્દીનભાઇએ નૈતિક બળ વાપરીને જે માંચેસાચી હકીકત, કોઈપણ માર્ગે આ મુકદમાને પ્રસંગે જ, પોતાના નામે પ્રકટ કરી દીધી હોત, તો એ મુકદમો અટકી પડત, એટલું જ નહિ, પરંતુ એના ઘડનારાઓને બીજો કોઇ માર્ગ ગ્રહણ કરવાની ફરજ પડી જાત પણ ખરી. પરંતુ વઝીર સાહેબે સંયોગાધીન બનીને કેવળ મૌન બજી રહેવામાં જ પોતાના સ્વાર્થની સલામતી જોયલી એમ સમજાય છે. આમ થયલું એટલે પછી પોતાને બળે જ તરી પાર ઊતરવાનો ઉદ્યમ પુરૂષોત્તમરાયજીને કરવો પડે એવી સ્થિતિ ઊભી થઇ આવેલી, અને એ સ્થિતિમાં રહીને તેમણે પોતાની આબરૂ નષ્ટ થઇ જાય તેના કરતાં પોતાના તન, મન અને ધનનો નાશ થઇ જાય તો ભલે એવું ઇચ્છીને દુનિયાં સમક્ષ અવિવાદ્ય સત્ય લાવી મૂકવાને માટે ભગીરથ પ્રયત્ન આદરી દીધેલો પણ હતો. બ્રિટિશ સરકારમાં નવાબ સાહેબ સામે ફર્યાદ ન જ નોંધાવવી એ તેમનો અવિકાર્ય સિધ્ધાંત હતો;

અને એઓ પોતે એવી ફર્યાદ ન કરે અને મતને ન ઓળાવે ત્યાં લગી દુનિયાં તો સામાન્યતઃ તેમને દોષિત ગણી રહેજ ! જુનાગઢમાં કોઇ તેમને સાંભળે તેમ ન હતું. અને તેમના વિરોધીઓ તો તેમને અધિકાધિક હાનિ કરે તેવી કંઇ કંઇ ગપોની તોપો ફોડી ફોડીને બને તેટલા પ્રમાણમાં નવાબ સાહેબના મનને એમની વિરૂધ્ધ દૂષિત કરવાનો ધંધો લઇ બેઠેલા હતા. આવી સૂક્ષ્મ સ્થિતિમાં પુરુષોત્તમરાયજીને એક માર્ગ જડી આવેલો અને તે માર્ગે તેઓ સર્વાંશે નિર્દોષ ઠરી ચુકેલા પણ છે. પુરૂષોતમરાયજીને ગુન્હેગાર ઠરાવતું તથા અર્થનો અનર્થ કરી બતાવેતું તા. ૨૧-૧૦-૦૬ વાળું હજુર ફરમાન જુનાગઢમાં પ્રકટ થયલ તે પહેલાં જ તેમને પોતાના 'સોલિસિટર્સ' મેસર્સ દીક્ષિત, ધનજી શાહ એંડ સુંદરદાસ' મારફત મુંબઈ સરકારની 'પેપર-કરંસી ઓફિસને તા. ૭-૮-૦૬ને રોજ એવું પુછાવી લીધેલ કે, અમુક અંકોવાળી ચલણ ચિઠીઓ ('કરંસી નોટસ') તે પેઢીએ કાઢી આપેલ કે નહિ. અને કાઢી આપેલ હોય તો કોને ? આ પુછાણનો જવાબ તા૦ ૯-૨-૦૬ને રોજ એવો આવેલ કે જૂનાં એટલે કે ઇ૦ સ૦ ૧૮૯૨નાં દફતરોનો નાશ કરાયલ હોવાથી તે ચલણ ચિઠિઓ કોને નામે નીકળેલી તે કહી શકાતું નથી. આમ થયલું એટલે તા૦ ૨૨-૮-૦૬ને રોજ ફરીથી એ સોલિસિટર્સે પૂર્વોક્ત પેઢીને બે પત્રો લખીને આ પ્રમાણે બે સવાલો પુછેલા હતાઃ- (૧) ઇ૦ સ૦ ૧૮૯૨માં એ અંકોવાળી ચલણ ચિઠ્ઠિઓ પૈકી કોઇ ચલણ ચિઠિ કાઢવામાં આવેલ કે કેમ ? અને એ અંકો પૈકી કોઇ ચલણ ચિઠી પાછળથી કરસી ઓફિસમાં વટાઇ છે કે કેમ અને વટાવાઇ હોય તો કોનાથી ? આ લખાણોનો જવાબ એવો આવેલ કે, એ બધી નોટસ પૈકી તેર નોટસ વટાવાઇ છે અને તે રદ્દ કરવામાં આવી પણ છે, એટલે એ બધી માહિતી જોઇતી હોય તો સરકારી લાગત ભરવામાં આવશે તો દફતર તપાસવા દેવામાં આવશે. આમ રાયજી સાહેબને જવાબ આપીને એ કરંસી ઓફિસે કાયદાને અનુસરી મુંબઇના પોલિસ કમિશ્નરને પણ સહજ વહેમ પડતી આગર ખોવાયલી નોટસ સંબંધમાં ખબર આપી દીધેલા હતા. ટુંકામાં કે, મુંબઇની કરંસી ઓફિસની તથા મુંબઇના પોલિસ કમિશ્નરની મદદથી રાયજી સાહેબ કુલ ચૌદ નોટસ વઝીર બહાઉદ્દીનભાઇના કબ્જામાંથી બહાર આવેલી છે એવો પાકો દસ્તાવેજી પુરાવો મેળવી શકેલ હતા. આ ચૌદ નોટસ પૈકી કેટલીકનો ઉપયોગ વઝીર સાહેબે ઇ૦ સ૦ ૧૯૦૪ પહેલાં કરેલ છે એવું પણ આ શોધથી જણાઇ આવેલું હતું. બીજી કેટલીકનો પત્તો મેળવવામાં નેરાવળના

કેટલાક હિંદુ તથા મુસલમાન વેપારીઓએ પણ મદદ આપેલી હતી. આમ એક તરફ પાકો દસ્તાવેજી પુરાવો એકઠો કરવા માટે ચક્રો ગતિમાં મૂકાઈ ગયલાં એટલે પછી રાયજી સાહેબે પોતાની નિર્દોષતા દુનિયાની અદાલતમાં સિદ્ધ કરી આપવાના હેતુથી, તેમની પોતાની વિરૂદ્ધ ચલાવાયલ એક તરફી 'કામના કાગળોનું' અંગ્રેજી ભાષાંતર કરાવીને તે આખાય કામ પરત્વે હિંદુસ્તાનના તથા ઇંગ્લાંડના સર્વશ્રેષ્ઠ મનાયલા ધારાશાસ્ત્રીઓના અભિપ્રાય મેળવવા માટે આવશ્યક પ્રવૃતિ કરી દીધેલી કે જેથી પ્રસંગ મળે ત્યારે નવાબ સાહેબને, પોતાની નિર્દોષતા બદલ ખાત્રી કરાવી શકાય; એટલું જ નહિ, પરંતુ દુનિયાને પણ જો થોડીક પણ શંકા રહેતી હોય તેને દૂર કરી શકાય. આટલું કરીને પુરૂષોત્તમરાયજી શાંત બેસી રહેવા હતા, અને જો કે તેમને હડહડતો ગેરઈનસાફ થયો હતો, ખોટી રીતે તેમની આબરૂને ધક્કો પહોંચેલો હતો, અને તે ઉપરાંત તેમની તમામ મિલકત રાજ્ય તરફથી લુંટી લેવાઈ હતી તોપણ તેમણે અંગ્રેજ સરકારને અર્જ કરી રાજ્યના આંતર વહીવટમાં દખલ કરવાનો અવકાશ આપેલ નહિ. અંગ્રેજ સરકાર પુરુષોત્તમરાયજીની વિનતિને સ્વીકારત કે નહિ, એ સવાલનો જવાબ આપણે આજે આપી શકીએ નહિ; તોપણ ડુબતો માણુસ તણખલાને પણ બાઝે છે, એ કહેવત પ્રમાણે પુરૂષોત્તમરાયજીને ઠેકાણે કોઇ પણ સાધારણ માણસ હોત તો તે અચૂક સર્વોપરિ બ્રિટિશ સરકારને આવા ઘોર અન્યાયવાળા કામ પરત્વે રાજ્યમાં હસ્તક્ષેપ કરવાને વીનવ્યા વિના રહેત જ નહિ પોતાના રાજ્યના રાજકર્તાના કુશાસનથી અસંતુષ્ટ બનેલ પ્રજાજનોએ પરરાજ્યના શાસકની મદદ મેળવીને પોતાના રાજ્યની સ્વતંત્રતાને નષ્ટ કર્યાના અનેક દાખલાઓ આપણે હિંદુસ્તાનના ઇતિહાસમાંથી મેળવી શકીએ છીએ. પરંતુ પુરૂષોત્તમરાયજીની રાજ્યભક્તિ અચળ હતી. તેમના રાજનીતિ વિષયક સિધ્ધાંત અફર હતા અને તે ઉપરાંત નવાબ સાહેબ રસુલખાનજી ખુદની પવિત્રતામાં તેમને પૂર્ણ શ્રદ્ધા હતી, અને તેથી તેમણે અનુકૂળ યોગની પ્રતીક્ષા કરતાં બેસી રહેવાની વાતને ઉચિત માની લીધેલી હતી આ પ્રકારની વિચારસરણીએ પુરૂષોત્તમરાયજીએ શુધ્ધ ઈનસાફ મેળવવા માટે જે સામગ્રીની જરુર પડે તે તૈયાર રાખીને શાંત બેસી રહેવાનું મન લીધેલું તે એક દ્રષ્ટિએ અસાધારણતાવાળું છે જ. આખરે એ એમની શ્રધ્ધા તથા ભક્તિનો વિજય થયો અને ઈ૦ સ૦ ૧૯૦૯ની સાલ આવી ત્યારે તેમની તપશ્ચર્યા ફળેલી પણ હતી આ સાલમાં, મુંબઇ મુકામે પુરૂષોત્તમરાયજી પોતાના સ્વામી નવાબ સાહેબ

રસુલખાનજી પાસેથી મોંઘીક ઇનમાક મેળવવા તથા સન્માનિત થવા જોગ્યા અને તે પણ પોતાના શત્રુઓની હાજરીમાં, ભાગ્યશાળી થયલા હતા. પરંતુ તેમને જે ઇનસાફ મળેલો તે સાકાર બની પુરૂષોતમરાયજીને તેનાં મીઠાં ફળ ચખાડે તે પહેલાં એ નવાબ સાહેબનું દેહાવસાન થઈ ગયલું અને તે પ્રમાણે પરિસ્થિતિ બદલાઇ જતાં એમને પોતાને થઈ રહેલ ગેરઇનસાફ દુર કરાવવાને માટે બીજો માર્ગ ખોળવો પડે એવી સ્થિતિનો ઉદ્ભવ થઇ આવેલો હતો. પુરૂષોત્તમરાયજીએ પોતાની સામે જે એકતરફી અને તે પણ કુટિલતાપૂર્વક કામ જૂનાગઢ રાજ્યે ચલાવેલ તે આખાય કામના ગુજરાતી તેમજ અંગ્રેજી એમ બે દળદાર ગ્રંથો મહોટો ધનવ્યય કરીને છપાવી રાખેલા છે, એને તે ગ્રંથો તૈયાર કરવામાં મુંબઇના પ્રખ્યાત તથા બાહોશ સોલિસિટર ભાઇશંકર નાનાભાઇ કે જેઓ રાયજી સાહેબના એક જૂના મિત્ર હતા અને જેમણે રાયજી સાહેબને મિત્ર ભાવે સલાહ તથા મદદ આપવાનું ચાલુ કરી દીધેલ હતું તેમણે સારા પ્રમાણમાં પરિશ્રમ ઉઠાવેલો પણ હતો. એ પ્રમાણે એ ગ્રંથો તૈયાર થઇ ગયલા ત્યારે સુવિખ્યાત ધારાશાસ્ત્રીઓના આ કામ પરત્વે અભિપ્રાયો મેળવવા સારૂ જે ખાસ પ્રશ્નાવલી જોઇએ તે પણ આ મિત્ર ભાઇશંકરે જ રચી આપેલી હતી, અને એ આખુંય કામ અને પ્રશ્નાવલી તે પછી નિમ્નલિખિત ધારાશાસ્ત્રીઓ પાસે રજુ કરી તેમના તે પરત્વે સ્વતંત્ર અભિપ્રાયો મેળવવામાં આવેલા હતા. આ ઠેકાણે અમે એ તમામ ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયો સવિસ્તર ઉતારી આ ગ્રંથનું દળ વધારી દેવા ચાહતા નથી. એટલે તે અભિપ્રાયોમાંથી થોડા થોડા સારભુત ઉતારાનું ભાષાંતર કેવળ વાનગી રૂપે આપીને અમે સંતુષ્ટ રહીએ છીએ. એ અભિપ્રાયો તેમના પૂર્ણ રૂપમાં જાણવાની ઇચ્છા જો કોઇને થઇ આવે તેણે તો પુરૂષોત્તમરાયજીના પુત્રો કનેથી તે અભિપ્રાયોના સંગ્રહ રૂપ પુસ્તકને મેળવી લેવાની કૃપા કરવી જોઇશે.

(૧) મિ. અર્ડલી નોર્ટન (કલકત્તા):– × + × આ કામના રૂપ તથા મજકુર એ બેય પરત્વે મુદ્દાની જુલમના દાખલા એટલા બધા અને મહત્વના છે કે, મિ० ઝાલાને ન્યાય અપાવવા સારૂ બ્રિટિશ અધિકારીઓ વચ્ચે ન પડે એવું માનવાને મને કોઇ પણ કારણ મળતું નથી. + × + તથાપિ આ કામમાં એવી સ્થિતિ છે કે તેનો બચાવ થઈ શકે તેમ નથી. જો મુકદ્દમો ચલાવીને મિ० ઝાલાને ગુન્હેગાર ઠરાવાયલ છે તેને મુકદ્દમો ચલાવ્યો છે એમ કહેવાય જ નહિ; કારણ કે જે નિયમોને આધારે તે કામ ચલાવાયલ છે

તે નિયમો સ્વભાવસિધ્ધ તેમજ કાયદા પ્રમાણે અપાતા ન્યાયથી વિરુધ્ધ છે; જે નિયમો અસ્તિત્વમાં છે તેમનો તેમાં ઇનકાર કરવામાં આવ્યો છે, અને પોતાની (ન્યાયાધીશોના નિર્ણયની) પુષ્ટીમાં જે બધા પુરાવો જોઈએ તેને અભાવે હકીકતોનું મિથ્યાગ્રહણ થયલું છે. મિ૦ ઝાલાને માટે જો કોઇ પણ માર્ગ મને ખુલ્લો દેખાતો હોય તો તે એ જ છે કે, તેમણે પોતાના કામની હકીકત બ્રિટિશ સરકાર પાસે રજુ કરવી અને હાનિમુક્ત થવાને વિવાદ નોંધાવવો. x x x x '

(૨) મિ૦ જી૦ આર૦ લાઉંડીઝ (મુંબઇ):– ' x x x ગમે તે ભોગે પણ તહોમતનામું રચવું એ જ એક ઇરાદો હોય એમ મજબૂત વહેમ લેવાનું કારણ મળે છે, અને આ પ્રકારના વહેમને એ કામને લગતી અગાઉ અપાયલ હકીકતથી સમર્થન મળે છે એ ચોકસ છે. x x x છેવટે હું માત્ર એટલું જ કહી શકું છું કે, આ બધુંય કામ ન્યાય આપવા માટે થયલ તપાસની એક હાસ્યજનક વિડંબના સિવાય અન્ય કાંઇ નથી. x x x '

(૩) મિ૦ બ્રેનસન (મુંબઈ) – ' x x x x મને લાગે છે કે, નવાબની સ્થિતિ વાવ અને કુવા વચ્ચેના જેવી છે. બહાઉદ્દીનના કથનને કાં તો ખરું ગણવું અગર ખરું ન ગણવું. જો તે ખરું ગણાય, તો બ્રિટિશ અગર બીજા અમલદારોને શીલભ્રષ્ટ કરવા માટે રાજ્યનાં નાણાં આપવાના અગર લઇ જવાના ગુન્હામાં નવાબ સંડોવાઈ જાય છે. આ સંબંધમાં એટલું પણ કહેવું પડે છે કે, નવાબ પોતના છેલ્લા હુકમમાં બહાઉદ્દીનના કથનનો ઇનકાર કરતા નથી. x x x '

(૪) મિ૦ જે૦ ડી૦ ઇનવેરેરિટી (મુંબઇ):– ' x x x x તપાસ–પંચ આગળ ચાલેલું આખુંય કામ મારા મનથી અને ન્યાયની હાસ્યજનક વિડંબના લાગે છે. x x નવાબના અધિકારક્ષેત્રની અંદર પોતાની જાતને ન મૂકવાની (પુરૂષોત્તમરાયને) જે સારી સલાહ મળેલી તે બરાબર હતી એમ હું ધારૂં છું. x x x એમની જે બધી ભીતિઓ હતી તે પૂરેપૂરી રીતે વ્યાજબી હતી એમ હું ગણું છું. તપાસપંચે પોતાની પાસે પડેલ પુરાવા ઉપરથી જે નિર્ણયો કરેલા છે તે કેવળ ખોટા છે. '

(૫) મિ૦ લોર્ડ એસ૦ પી૦ સિંહ ( કલકત્તા ) – x x x

બ્રિટિશ હિન્દુસ્તાનમાં ફોજદારી કામોમાં થતાં ન્યાયકર્મથી જે કોઇ માહિત હોય તેને આ મુકદ્દમા પરત્વે ચાલેલ કામ એક ન્યુનાધિક હાસ્યજનક વિડંબના (ટ્રેવેસ્ટી ઓફ જસ્ટિસ) લાગે તેમ છે. અને જો આ કામને વિવાદ રૂપે કે ફરી તપાસ નિમિત્તે હિંદુસ્તાનની કોઇપણ વરિષ્ઠ અદાલત હાથમાં લે તો જે તહોમત મુકાયું છે તેને વિના સંકોચે રદ કરે એ બાબત પરત્વે મને બીલકુલ શંકા નથી. × + × ”

(૬) મિ૦ એલ૦ પી૦ પ્યુહ (ત્કલકત્તા) – “× × + × સાપરાધિ- પ્રત્યર્પણ અપરાધીને પરરાજ્યમાંથી હાથ કરવાનો કાયદો લાગુ પાડીને આ કામ નિ:સંશય ચલાવવાનો આરંભ કરવો જોઇતો હતો, અને તપાસપત્રે જે એક તરફી કામ ચલાવ્યું છે તે તથા ખાસ કરીને સાક્ષીને વિરુદ્ધ પક્ષ તરફથી તપાસવા દેવાની જે ના પાડવામાં આવી છે તે બધીય રીતે ગેરવ્યા- જબી થયું છે અને તેને પરિણામે ન્યાયનો ગંભીર ગર્ભપાત થયો છે એમ લાગે છે. (હિંદુસ્તાનની સરકાર) જે સામાન્ય સિધ્ધાંતોને આધારે વર્તશે તે સિધ્ધાંતો સર કોર્ટની ઇલ્બર્ટ કૃત ‘ગવર્નમેંટ ઓફ ઇંડિયા’ એ નામના પુસ્તકના પાન ૧૪૨ ઉપર આપેલ છે, અને વધારામાં **લી વોર્નર કૃત હિંદુસ્તાનના રક્ષિત રાજકર્તાઓ તથા ટપર કૃત આપણું હિંદુસ્તાનનું રક્ષિત સંસ્થાન** ’ એ ગ્રંથો પણ ગણાવી શકાય. બ્રિટિશ અમલદારો તમામને લાંચ રૂશ્વત આપવા માટે જે યોજના કરેલી કહેવાય છે તે સંબંધી તથા આરોપી પુરૂષોત્તમરાયને જે અન્યાય થયલ છે તે સંબંધમાં એટલું જ કે, પૂર્વોક્ત સામાન્ય સિધ્ધાંતોની મર્યાદામાં આ કામનો સમાવેશ થાય છે એમ મને લાગે છે. વળી એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે જે સમય પરત્વે આ કામ ઉપસ્થિત કરવામાં આવેલ છે તે સમયે રાજ્યના દ્રવ્ય કિંમતી ખજાનો કબજે રાખવા તથા રાજ્યનો વહીવટ ચલાવવાની જવાબદારી બ્રિટિશ સરકારે દીવાન હરિદાસ ઉપર નાખેલી હતી. વસ્તુતઃ એ સમયે તો રાજ્યનો વહીવટ બ્રિટિશ સરકારના હાથમાં હતો. × × × ”

ઉપર પ્રમાણે હાઇકોર્ટના બેરીસ્ટરોના સુવિખ્યાત તથા પ્રમાણભૂત ધારાશાસ્ત્રીઓએ પુરૂષોત્તમરાયજી ઉપર જુનાગઢ રાજ્યે ચલાવેલ એકપક્ષીય કામ તપાસીને જે સવિસ્તર અભિપ્રાયો આપેલ છે તે બધાનો સાર તો એક જ પ્રકારનો છે અને જુનાગઢ રાજ્યે જે રીતે આ કામ ચલાવરાવેલું છે તે કેવળ નિંદ

તથા દુષ્ટતા ભરેલી છે તે બતાવી દેવામાં પુર્વનિર્દિષ્ટ ફકરાઓ સર્વથા ઉપકારક બની રહે એવા સુનિશ્ચિત શબ્દોમાં તે બધા લખાયલા અને બોજદાર હોઇને અનુપેક્ષિતવ્ય પણ છે. અમને તો એમ પણ લાગે છે કે, જો જૂનાગઢ રાજ્યે પૂર્વોક્ત કોટીના કોઈપણ ધારાશાસ્ત્રીને આ રાયજી સાહેબ સામે ચલાવાયલ કામે રોકવાની હિંમત કરી હોત તો આ કામની હકીગ્ત તથા એ ચલાવવા માટે રચાયલ વિશિષ્ટ પ્રકારની પદ્ધતિ એ બેય વાતોથી પરિચિત થયા પછી એવો કોઇપણ સુકીર્તિત ધારાશાસ્ત્રી કેવળ ધનાર્જન કરી લેવાના લોભમાં પડીને આ કામને સ્પર્શી પોતાના હાથને કાલિમાયુક્ત થવા દેત નહિ જ; અને કદાપિ અપૂર્ણ માહિતી મળ્યાને કારણે જો કોઇ આવો ધારાશાસ્ત્રી આ કામને હાથમાં લેત, તો જે ક્ષણે તેવાને આ કામની મલિનતા દેખાઇ આવત તે જ ક્ષણે તે પોતાની આબરૂને વહાલી ગણીને તે મુકદ્દમાને છોડી જૂનાગઢનો ત્યાગ પણ કરી દેત. પૂર્વોક્ત તમામ ધારાશાસ્ત્રીઓએ, ઉપર પ્રમાણે બ્રિટિશ સરકારમાં વિવાદ નોંધાવવાની સલાહ પુરૂષોત્તમરાયજીને આપેલી તો ખરી, પરંતુ એ સલાહ મુજબ વર્તવાને તેઓ ખુદ ખુશી ન હતા. એ અભિપ્રાયો તો એમણે કેવળ આત્મસંતોષાર્થ તેમજ પ્રસંગ મળે ત્યારે નવાબ સાહેબ ખુદને વંચાવી, તેમને તે વડે સંતોષી તેમને હાથે જ ઇનસાફ કરાવવા માટે જ મેળવી રાખેલ હતા. વળી જે અનેક સાધારણ અસાધારણ વર્ગની વ્યક્તિઓ એમને પોતાને ઓળખતી હતી તેમના મનમાં જો કોઇ વહેમ આ કામને લીધે ઉપસ્થિત થયલ હોય તો તેને ટાળવામાં પૂર્વોક્ત કોટીના અભિપ્રાય ઉપકારક થઇ પડે એવી પણ ભાવના રાયજી સાહેબના મનમાં ઉદિત થઇ રહેલી હતી એમ અમે પોતે જાણીએ છીએ. અર્થાત બ્રિટિશ સરકારમાં વિવાદ નોંધાવવાને ઇરાદે પુરૂષોત્તમરાયજીએ પુર્વોક્ત અભિપ્રાયો મેળવવા સારૂં પોતાની પાસે જે કાંઇ થોડું ધન હતું તે હોમી દીધેલું ન હતું પરતુ એ ધનાહુતિ તેમણે કેવળ પોતાની પ્રતિષ્ઠાને કાલિમાથી મુક્ત રાખવાને માટેજ આપેલી હતી, અને તેને પરિણામે તેમણે નિર્ધનતાની ભૂમિકાને આવકારી લીધેલ પણ હતી. યશોધની થવાની ઇચ્છા રાખનારે પાર્થિવ સંપત્તિને લાત મારવી પડે જ. ખરી વાત એ છે કે, બ્રિટિશ સરકાર તો જૂનાગઢ રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરવાના માર્ગ વર્ષોથી બોળી રહેલા હતા, પરંતુ પુરૂષોતમરાયજીનું મંત્રકૌશલ એ સરકારને એટલું તો અદૃષ્ટ બની રહેલું હતુ કે એમના બધા પ્રયત્નો નિષ્ફળ થતા રહેલા હતા. આમ હોઇને હવે જો પુરૂષોત્તમરાયજી ખુદ પોતાના હિત ખાતર અંગ્રેજ સરકારની મદદ

માગે તો તેવી મદદ તે સરકાર આપવાને તૈયાર થાય એવો સંયોગ તે વખતે હતો પણ ખરો. અમે પોતે જાણીએ છીએ તે પ્રમાણે આ સમયના કાઠિયાવાડમાંના બ્રિટિશ પ્રતિનિધિએ રાયજી સાહેબને વિવાદ નોંધાવવાને માટે સૂચને પણ કરેલું હતું, પરંતુ એક પોતાની વ્યકિતના સ્વાર્થ ખાતર પોતાના સિધ્ધાંતને તોડી રાજ્યના આંતર સ્વાતંત્ર્યને ખંડિત કરવા અગર તો નવાબ સાહેબની જાતને સંભવિત હાનિ પહોંચાડીને જે કામ પોતે એ નવાબ સાહેબ ખાતર પૂર્વંગળમાં કરેલું તે ઉપર પાણી ફેરવવાને પુરૂષોત્તમરાયજી એક પણ અવળું ડગલું ભરે એ વાત અકલ્પ્ય હતી. આમ હોઇને રાયજી સાહેબે પોતાને ચયલ ધોર ગેરઈનસાફ પરત્વે ઇનસાફ મેળવવાને બ્રિટિશ સરકારમાં નવાબ સામે કોઇપણ તજવીજ કરેલી નહિ અને કેવળ પોતાના ધણી કનેથીજ જ્યારે ત્યારે પણ ન્યાય મેળવાની પ્રતીક્ષા કરી રાખેલી હતી. પરંતુ જે એક વાતની તેમને ખબર ન પડેલી તે એ કે, જૂનાગઢ રાજ્ય સાથે તેમની જે સગાઇ હની તે ઊતરી ગયલી હતી અને તેને ઊતારવામાં કેરનો જ હાથ હતો; અને તે છતાં એમ માનીએ કે કેરનો હાથ ન હતો તો, એટલું તો નિઃશક હતું જ કે જે સગાઇ મહામહા પરિશ્રમે અને માંડમાંડ મુંબઇ સરકારનું રાજદ્વારીય ખાતું તોડાવી શકેલ તે સગાઇ ફરીથી તે સર્વોપરિ તથા સમર્થ સરકાર થવા દે એ વાત વસ્તુતઃ અસંભવવાળી જ હતી. કારણ કે, હવે પછી આપણા સમજવામાં આવશે તેમ, આખુંય સત્ય પ્રકાશમાં આવી ગયલું હતું છતાં બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાના સૂત્રસંચારને લીધે રાયજી સાહેબ ખુદને કે તેમના વંશજોને જૂનાગઢમાં ઉભા રહેવા જેટલી ભૂમિ પણ પુનઃ પ્રાપ્ત થઇ શકેલી નથી. વર અને કન્યાના લગ્નનો વિધિ પરિપૂર્ણ કરવાનો 'અક્ષર શૂન્યનો સમય' બોલાતો હતો અને વર કન્યાના કરપલ્લવો વચ્ચે રખાયલ દર્ભતણ ખેંચાવાની તૈયારીમાં હતું એટલી વારમાં જ કન્યાદાતાનો દેહાંત થઇ જાય અને લગ્નવિધિ અસમાપ્ત અટકી પડે તે મુજબ રાયજી સાહેબને પોતાની ગૃહલક્ષ્મીથી સંલગ્ન થવાની જે ઘડી ભરાઈ ગઇ હતી તે, તેજ ઘડીએ થવા પામેલ નવાબ સાહેબના અચિંત્ય દેહાવસાનને લીધે અધ્ધાભાર નીવડી પડતાં એમની જૂનાગઢમાં ગૃહસ્થાશ્રમી થઇ બેસવાની જે આશા બંધાયલી તે ભવિષ્યના કોઇ અગોચર પ્રદેશમાં ઠેલાઇ જવા પામેલી હતી. દુનિયાંના રંગભૂમિ ઉપર ખેલાઇ રહેતાં નાટકો-સ્થૂળ દશ્યો-ખેલાતાં બંધ પડે છે એ જેમ એક સત્ય છે તેમ અક્ષરાંકિત બની જનારાં એ નાટકો દશ્ય નહિ તો પછી શ્રાવ્ય કે પાઠ્ય રૂપમાં સમાજ જીવનની પોથીમાં અમર થઇ ગયા વિના રહેતાં નથી.

એ પણ એક બીજું સત્ય છે. સૃષ્ટિના પ્રાચીન–અતિપ્રાચીન–નષ્ટ જેવા ગણાતા પ્રાણીઓના અવશેષોને, પૃથ્વીના પેટને અધિકાધિક ઊંડું ચીરતા રહેનાર ભુસ્તરશાસ્ત્રીઓ જે પ્રમાણે ગોતી કાઢે છે તે પ્રમાણે માનવ ધીઃવીરની કથાઓ ઐતિહાસિકોને હાથે ગોતાતી ઉદ્ધૃત થતી તથા કથાતી રહેવાની જ. સૌરાષ્ટ્રનો સર્વાંગી ઇતિહાસ જેમ અનેક માનવ શ્રેષ્ઠ વ્યક્તિઓની યશસ્કથાઓના સંચય કરી રહેલ છે તેમ તે, આપણી આ કથાના નાયકે કેવળ શુદ્ધ ગણાય તેવું ન્યાયાર્જન કરવાના એક જ સંકલ્પની સિધ્ધિ કરી લેવાના પ્રયાસ કરવાની બાબતે જે અસામાન્ય ધૈર્યનું અવલંબન કરીને નિર્ધનતાને વરી બેસવાને વિષયે જે ઐશ્વર્ય બતાવેલું છે તેનો સમાવેશ પોતાના મહોદરમાં કર્યા વિના રહી શકશે નહિ, એમ અમારૂં માનવું તો છે જ. હવે આપણે મૂળ વિષયસૂત્રને પાછું હાથમાં લેશું.

આમ ઈ૦ સ૦ ૧૯૦૯–૧૦માં રચાયલ રાયજી સાહેબનું આશાભવન ઈ૦ સ૦ ૧૯૧૧નાં આરંભકાળમાં જ તુટી પડેલું. જુનાગઢના નવાબ મોહોબતખાન ત્રીજાનું વય નાનું હતું અને તેથી સર્વોપરી બ્રિટિશ સરકારે તેમનું વાલીપણું સંભાળી લઇને રાજ્યનો તમામ વહીવટ તા૦ ૨૨–૧–૧૧ને દિવસે પોતાના હાથમાં લઈ લીધેલો અને બીજો હુકમ થાય ત્યાં સુધીમાં મેજર સ્ટ્રૅાંગ નામના અંગ્રેજ રાજદ્વારીય અમલદારને જુનાગઢના હંગામી વહીવટદાર તરીકે કામ કરવાને મોકલી આપેલ હતા. બરાબર ઓગણીશ વર્ષ પહેલાં પૂર્વોક્ત તારીખે જ દીવાન હરિદાસજીએ નવાબ બહાદુરખાનજીના દેહાંતને પરિણામે, બ્રિટિશ સરકાર તરફથી રાજ્યવહીવટદાર રૂપે નિયુક્ત થઈને રાજ્યવહીવટ સંભાળી લીધો હતો એ વાત, આ બે તારીખોના સરખાપણાને કારણે જુનાગઢની નવાબી પરત્વે કોઈ એક પ્રકારની અશુભ ભાવિસુચક કલ્પના કરાવે તેવી ગણાશે. પૂર્વોક્ત બ્રિટિશ સરકારે રાજ્યનો હવાલો સંભાળી લીધા પછી, અમને યાદ આવે છે કે, કાઠિયાવાડના તત્કાલીન 'એજંટ ટુ ધ ગવર્નર' સાહેબે આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીને કોઇ એક કારણે રાજ્યવહીવટદાર મેજર સ્ટ્રૅાંગ પાસે જુનાગઢ મોકલી આપેલા હતા ! આ વખતે રાજ્યના ગુન્હેગાર ગણાઇ રહેલ રાયજી સાહેબને આ બ્રિટિશ વાલી–વહીવટદારે યથોચિત સન્માન આપીને રાજ્યપરોણા તરીકે બધી અનુકૂળતા કરી આપેલી પણ હતી ! આ પ્રમાણે રાયજી સાહેબનું અચિંતિત આગમન જુનાગઢમાં થતાં લોકો તરહતરહની કલ્પના કરવાને મંડી પડેલા, અને તેઓ જ્યારે બ્રિટિશ વાલી–

વહીવટદારના મકાનથી રા૦ બ૦ તાબે સાથે ઘોડાગાડીમાં બેસી કાલવાડ દરવાજામાં થઈને બજાર તરફ જતા 'નાગર રોડ' સંજ્ઞિત મહામાર્ગ ઉપરથી જતા હતા ત્યારે તો લોકોનાં ટોળેટોળાં તેમના દર્શનાર્થે ઉભરાઈ ગયલાં હતાં, અને કોઈ એક ફકીર જેવો પુરુષ તો 'જિતે રહો રાયજી ! જિતે રહો રાયજી !' એવા પુકારોથી એમને વધાવી રહેલો; એટલું જ નહિ, પરંતુ દર્શનોત્સુક લોકજનો પણ તેમને દેખીને તાળીઓના તડતડાટથી પોતાનો આનંદ પ્રદર્શિત કરવાને મંડી પડેલ. રાયજી સાહેબની લોકપ્રિયતાની પ્રત્યક્ષ પ્રતીતિ કરાવનાર આ દૃશ્ય હતું, અને સદગત નવાબ રસુલખાનજીના રાજકાળના ઉત્તર ભાગમાં રાજ્યમાં વ્યાપી રહેલ અંધકારને અંતે થયલ રાયજી સાહેબના આગમનથી કોઈ પ્રકારનું મંગલ નવપ્રભાત જન્મવાની આશા લોકચિત્તને આનંદી રહેલ પણ ખરી. પરંતુ એ પ્રકારના દૃશ્યથી જે છાપ બ્રિટિશ વાલી-વહીવટદારના મન ઉપર પડેલી તે એકંદરે પુરુષોત્તમરાયજીને લાભકર થયલી હોય એમ અમે પાછળથી બનેલ હકીકતને લીધે કહી શકીએ છીએ. રાયજી સાહેબની ગાડી એ પ્રમાણે દરબારગઢે પહોંચેલી, ત્યાં રાજકુટુંબ સમક્ષ તેમણે શોક પ્રદર્શન કરેલું અને તે પછી ત્યાંથી મકબરે જઈને બહેસ્તનશીન નવાબ સાહેબ રસુલખાનજીની કબરને ફૂલ ચઢાવી તેમણે પોતાનો ધર્મ અદા કરેલો હતો. આ ક્રિયા કરતી વેળાએ આપણા આ કથાવીરના ચિત્તમાં કેવા કેવા ભાવો ઉદિત થયા હશે અને પછી શમી ગયા હશે તેની બહુ ઝાંખી નહિ એવી કલ્પના આપણે આજે પણ અચૂક કરી શકીએ. એ ઘડીએ એમને દૈવને જ દોષ-દીધેલ હશે. નવાબ રસુલખાનજી જેના પાક ધણીની સજીવ મૂર્તિની મુલાકાત તથા સેવા કરવાનો સમય બહુ નજીક આવી પહોંચેલો હતો તેને ઠેકાણે તેમનાં નિર્જીવ દેહનું ગોપન કરનાર કબ્રની મુલાકાત તથા સેવા કરવાને આવેલ ભગ્નમનોરથ રાયજી સાહેબ જેવા પુરુષને કેટલો ક્ષોભ કેટલો સંતાપ થયો હશે તેની કલ્પના તો કોઈ સમાનુભવી તથા મમભાવી વ્યક્તિથી જ થઈ શકે. રાયજી સાહેબ આ પ્રસંગે બીજી શી નજર કરી શકે તેમ હતા ? તેમણે પોતાના કદરદાન સ્વામીની કબ્રને સલામ કરેલી અને મુંબઈમાં 'હમેશને માટે નમેલો જ છઉં' તેની જે ખાલી કરેલી હોય તે કરશો એવું જે વચન નવાબ સાહેબને બારંબાર વચ્ચે કહી સંભળાવેલ તે વચનને તેમણે આ આકસ્મિત પ્રસંગે આચાર સિદ્ધ કરી બતાવીને ત્યાંથી વિદાય લીધેલી હતી, અને તે પછી પોતાના નાના ભાઈ રા૦ નૃસિંહપ્રસાદના ઘરમાં હાજરી આપીને તેઓ પુનઃ પોતાને મુકામે પહોંચી ગયા. ત્યારબાદ મેજર સ્કોટ સાથે જે કામ હતું તે તેમણે બજાવી

દીધેલ અને બીજે દિવસે રાજકોટ જવાને જુનાગઢ છોડેલું હતું. પરંતુ જૂનાગઢ સ્ટેશનેથી ગાડી ઉપડી ગયલી હતી એટલે રાજ્ય તરફથી તાર કરાઇ જેતલસરથી રાજકોટ જતી ગાડીને પોભાવાયલી અને જૂનાગઢથી મોટર ટ્રોલીથી તેમને જેતલસર પહોંચાડી દેવાની વ્યવસ્થા વાલી-વહીવટદારે ઉદાર ભાવે કરી આપેલ પણ હતી. રાયજી સાહેબને મોભો સચવાઈ રહે તેટલા સારૂં અનેક પ્રસંગોએ જે બધી વ્યવસ્થા બ્રિટિશ સરકારે તેમજ પછીથી જૂનાગઢ સરકારે તેમનાં દેહાંત પર્યન્ત કરતાં રહેવાનું ઉચિત ધારેલું એ એકજ હકીકત, તેમનાથી કરાયલ કહેવાયલ ગુન્હાની કૃત્રિમતા દેખાડનારૂં નથી તો પછી અન્ય શું હોઈ શકે ? સાચા ગુન્હેગારને સન્માન પાત્ર કોણ ગણે ? રાજ્યહિત ખાતર કરાતા ગુન્હાને રાજદ્વારે ક્ષંતવ્ય ગણવામાં આવે છે એમ ઇતિહાસ કહે છે તો પછી રાજદ્વારીય કારણે ઉપસ્થિત કરાયલ બનાવટી ગુન્હાને ક્ષંતવ્ય ગણીને તેના કરનાર કહેવાયલ ઇસમને સન્માનવામાં આવે તો તે હકીકત જેમ રાજેદ્દારને શોભા આપનારી ગણાશે તેમ કહેવાયલ ગુન્હેગારને પણ શોભા આપનારી થઇ પડશે.

ઉપર લખ્યા પ્રમાણે લાગ મળી આવતાં બ્રિટિશ રાજદ્વારીય ખાતાનો હાથ જૂનાગઢ રાજ્ય ઉપર પડ્યો અને પ્રાપ્ત થયલ તકનો બધો લાભ લઇને ભવિષ્યમાં પણ એ રાજ્ય પાછું પૂર્વવત અણુનમ બની શકે નહી એટલા માટે તેનાં બને તેટલાં હાડપાંસળાં ભાંગીતોડી પાડવાનો ઉદ્યમ એક પણ દિવસ ગુમાવ્યા વિના. શરૂ થઈ ગયલો. વઝીર બહાઉદ્દીનભાઇના પીઠબળ રૂપ ગણાય તેવા નવાબ રસુલખાનજી ગુજરી ગયલા; એ વૃધ્ધ વઝીરના હાથપગ બની રહે તેવા રાજ્યકાર્યભારીઓ રાજ્યને છોડી ગયલા; અને બહેસ્તનશીન નવાબની બેગમ એઇશાબાબી, લોકોમાં બોલાતું તેમ, પોતાના મુરબ્બી વઝીર સાહેબ પ્રતિ શત્રુભાવ રાખી રહેલ હતી ? નવાબના દેહાંતકાળે રાજ્યને દીવાન પરદેશીય મુસલમાન હતો, પણ તે બ્રિટિશ સરકારના પક્ષનો હતો, અને બીજા હિંદુ રાજપુરૂષો કે જેઓમાં બહુ ભાગે નાગરો તથા થોડાક દેશીય મુસલમાનો હતા તે ગૃહશૂરો હતા. આવી પરિસ્થિતિમાં વઝીર બહાઉદ્દીનભાઇ ખુદ ગમે તેટલી રાજ્ય ભકિત ધરાવી રહેલ હોય અગર ગમે તેટલું હૃદયબળ ધરાવતા હોય તોપણ તેઓ એકલે હાથે કોઈપણ પ્રકારે રાજ્યહિતની રક્ષા કરી શકે તેમ ન હતા, એટલુંજ નહિ, પરંતુ ખ્રિ૦ સ૦ ૧૯૦૪થી ૧૯૧૧ સુધીના ગાળામાં રાજ્યની રૈયત એટલી તો હેરાનપરેશાન થઇ ગયલી કે, 'દૂરથી રળિયા–

મણ્યા દેખાતા 'ડુંગર' જેવા અંગ્રેજ સરકારના આવી રહેલ વહીવટથી સુખ શાંતિનો ફરીથી સૂર્ય ઉગશે એવી આશા તેને બંધાઈ ગયલી એટલે એ પણ બ્રિટિશ અમલદારો જે કાંઇ કરશે તે રાજ્યહિતાર્થે તથા પ્રજાકલ્યાણ માટે જ કરશે એવી નિરાધાર શ્રદ્ધાના મીઠા ઘેનમાં જડવત બની ગયલી હતી! મતલબ કે, આ સમયે રાજ્યમાં કોઈ કોઇનું રહેલ ન હતું અને 'આપ આપણી સમાલીએ' અને 'હાથમાં તેના મ્હોમાં' એ બે વાતનો વાયરો રાજ્યમાં વાઈ રહેલો હતો, આવા સંયોગમાં બ્રિટિશ અમલદારો કોઇપણ પ્રકારનો અંતરાય અનુભવ્યા વિના પોતાને ફાવતું બધુંય કરી શકે તેમ હતા અને તેથી તેમણે, આપણી આ જીવનકથાના પુર્વાર્ધના પ્રકરણ ૧૦માં પાન ૫૨૪ ઉપર બતાવવામાં આવ્યું છે તે મુજબ વઝીર બહાઉદ્દીનભાઇ સામે મોકુફ રાખેલ પગલાં ભરવાનું તથા નાગરબળ તોડી પાડવાનું પ્રથમ હરજાનું કામ તરત જ આરંભી દીધેલું હતું. રાજ્યનું સામર્થ્ય રાજપુરુષોના સામર્થ્યના પ્રમાણમાં હોય છે, અને જે રાજ્યમાં પ્રજ્ઞાદૃઢ તથા છાતીવાળો એકપણ રાજપુરુષ કે રાજ્યભક્ત પ્રજાજન નથી હોતો તે રાજ્યને લુપ્ત થતાં વાર પણ નથી લાગતી જૂનાગઢ રાજ્યની દૃષ્ટિએ કહીએ તો, યુવરાજ શેરજમાખાન ગુજરી ગયલ, નવાબ રસુલખાનજીની કાયા ચિંતાભારથી જર્જરિત બની ગયલી અને એ નવાબની પાછળ ગાદીએ આવનાર શાહજાદો સગીર વયનો હતો. આવા સંયોગો ઉપસ્થિત થયલા તે છતાં રાજ્યના મુસલમાન દીવાનોને તથા બીજા અગ્રગણ્ય રાજપુરૂષો પૈકી કોઇને પૂર આવવાનો પૂર્ણ સંભવ હતો તે વાત પરત્વે દીર્ઘદૃષ્ટિ વાપરીને પાળ રચી લેવાનું સૂઝેલું નહિ એ રાજ્યનું એક દુર્ભાગ્ય હતું, અને તેને પરિણામે, તા૦ ૩૦-૧-૯૨વાળા મનઃસુખરામજી ઉપરના પત્રમાં (જુવો પુર્વાધ પ્ર૦ ૬, પાન ૨૯૪) નવાબ બહાદુરખાનજીના નિષ્પ્રજ તથા વારસ મુકરર કર્યા વિના થયલ દેહાંતને પ્રસંગે પુરૂષોત્તમરાયજીએ લખેલ છે તે પ્રમાણે "જે પ-લેથી કરવું જોઇએ તે ન કરેલું હોવાથી" એટલે કે સગીર નવાબના રાજકાળમાં રાજ્યનો વહીવટ કોઇ એક સમર્થ રાજ્યપાલક પ્રતિનિધિ મંડળ નિયુક્ત કરી રાખીને તેના હસ્તક રહે એવી વ્યવસ્થા કરી રખાયલી ન હોવાથી આ નવાબી રાજ્યને બ્રિટિશ સરકારનું રાજદ્રોહ ખાતું વિના વિરોધે, પોતાની નિરંકુશ હકુમત તરે લાવી શકેલું હતું.

ઉપર જણાવ્યા પ્રમાણે મેજર સ્ટ્રોંગે રાજ્યવહીવટ સંભાળી લીધો અને રાયજી સાહેબ પણ આપીને પાછા રાજકોટ પહોંચી ગયા. રાયજી સાહેબે

જૂનાગઢની યાત્રાએ મોકલનાર રાજકોટના એજન્ટ ટુ ધ ગવર્નર હતા એ વાત ખરી, પણ તેમને તેમણે શા કારણે મોકલેલા તે તો એક રાજદ્વારીય ગુહ્ય છે અને તે તેવુંજ રહેશે તે છતા તેઓ આવ્યા અને ગયા તે પછી જે બનાવો તરતમાં જ બનેલા તેમને અનુલક્ષીને આપણે થોડુંક પણ અનુમાન કરી શકીએ એક વાત લક્ષ્યમાં રાખવા જેવી એ છે કે, મેજર સ્ટ્રોંગ એકલા આવેલા નહિ તેમની મદદમા, બ્રિટિશ સરકારની દેખરેખ નીચે કાઠિયાવાડના દેશીય રાજ્યોમાં "ઇમ્પીરીઅલ સેરસ" નામની જે સેનાઓ રખાવાયલી હતી તેમના અગ્રેજ તપાસનીસ કેપ્ટન કે પણ જૂનાગઢમા આવી રહેલા હતા, આમ આ બે લશ્કરી બ્રિટિશ અમલદારોનું આગમન કોઇ ગંભીર બાબતનું સૂચન કરનારૂં તો ગણાય જ. રાયજી સાહેબ આવીને પાછા ગયા કે તરત જ પૂર્વોક્ત બે લશ્કરી અમલદારોએ વઝીર બહાઉદ્દીનભાઇની હવેલીએ જઇને તેમને અચાનક દબાવી દીધેલા અને તેમના મકાન ઉપર જપ્તી પણ મૂકી દીધેલ. આટલુ કર્યા પછી નવાબ સાહેબના કર્મચારી બક્ષી છોટાલાલજીના ઘર ઉપર પણ લશ્કરી પહેરો ગોઠવાઈ ગયલો હતો એટલું જ નહિ, પરંતુ વઝીર સાહેબના ખાનગી કાર્યભારી શેઠ નથુભાઈ કૃપારામની પ્રવૃત્તિએ ઉપર નજર રાખવાને લગતી વ્યવસ્થા પણ કરી દેવાઈ હતી રાયજી સાહેબ જૂનાગઢમા આવીને પાછા ગયા પછી તરતમા પૂર્વોક્ત અગ્રેજ અમલદારોએ ભેળા મળીને ઉપર મુજબ જે પ્રબલતર નયવાળુ પગલું ભરેલ તેમા રાયજી સાહેબનો ગુપ્ત હાથ હશે એવી કુકલ્પના કોઈ પણ કરે તો તેમ કરવામા આપણે આડા પડી શકીએ નહિ પરતુ રાયજી સાહેબ પોતાના મુરબ્બી વઝીર સાહેબ ઉપર ઘા થાય તેમા સાથ આપે એવુ માનવુ એ કેવળ મૂર્ખતા ગણાય. રાયજી સાહેબના પરત્વે બહાઉદ્દીનભાઇને ઝાખો પણ વહેમ પડેલો હોત, તો રાયજી સાહેબવાળા મુકદ્દમાને બનાવટી રૂપને ખતાવી આપે એવી જે ચલણ-ચિઠિઓ એ વઝીર સાહેબના કબ્જામા હતી તેને તેઓ 'નાપાક' (અપવિત્ર) ગણીને પાછળથી બ્રિટિશ વાલી-વહીવટદારને સોપી દેત નહિ જ. ખરી હકીકત એવી દેખાય છે કે ઇ સ ૧૮૯૫મા રાજકોટવાળા પોલિટિકલ એજન્ટ કર્નલ હેનકોકે રાયજી સાહેબને લીનાપુર મુકામે બોલાવીને બહાઉદ્દીને આજસુધી ગમે તેવા ખરાબ કામા કર્યા હોય તે તરફ હાલ જોવાતુ નથી, પણ હવે બદસલાહે ચાલશે તો નુકશાન થશે, એવા જે શબ્દો કહી સંભળાવેલ તે શબ્દો આ તકે ખરા પાડવાને બ્રિટિશ રાજદ્વારીય ખાતુ કટિબદ્ધ થઇ ગયલુ હતુ અને તેથી રાજાને હાથે મર્તાબે પાયમાલ થઈ ગયલ પુરુષોત્તમરાયજી પોતાનો

સ્વાર્થ સાધી લેવાને આવા પ્રસંગે લલચાઇને બ્રિટિશ સરકારને ઉપયોગીબને તો તે પ્રમાણે તેમને ઉપયોગી બનાવવાને એજંટ ટુ ધ ગવર્નરે જૂનાગઢ મોકલી આપેલ હોય એ સાવ સંભવિત વાત છે. રાયજી સાહેબને બ્રિટિશ સરકાર ન્યાયદાન કરીને બ્રિટિશ વાલી-વહીવટદારના સાથી-વહીવટદાર તરીકે નિયુક્ત કરવાના છે એવી જનશ્રુતિ એ સમયે પ્રચલિત પણ હતી, અને એ પ્રકારની જનશ્રુતિ બ્રિટિશ સરકારની ભેદનીતિની દૃષ્ટિએ વિચારીએ તો સાવ તથ્ય વિનાની હશે એમ આપણે કહી શકીએ પણ નહિ. મતલબ કે વંઝીર સાહેબના બૂરા હાલ કરવાની જે વાતને બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ, તકને અભાવે, મુલતવી રાખેલી તે વાતને હવે આકાર આપવાનો પ્રયાસ આ બ્રિટિશ વાલી-વહીવટદારે કરેલો; એટલું જ નહિ, પરંતુ રાયજી સાહેબ જોઇએ તે પ્રકારે એ વાલી-વહીવટદારને ઉપકારક થયલા નહિ એગ્લે. તેમને થયલ ગેર ઇનસાફ દૂર થઇ શકે તેવો હતો છતાં તેને શક્ય તેટલા પ્રયત્ને ઊભો રાખવાને મુંબઇ સરકાર સુધીનું રાજદ્વારીય ખાતું પરિશ્રમ ઉઠાવી રહેલ પણ હતું. અહીંસુધી તો આપણે બહાઉદ્દીનભાઇ સંબંધે વાત કરી. પરંતુ બક્ષી છોટાલાલજીના ઘર ઉપર લશ્કરી પહેરો ગોઠવાયલો તે રાયજી સાહેબે મેજર સ્ટ્રોંગને કરેલ પ્રેરણાનું ફળ કેમ ન હોય ! એવો પ્રશ્ન હરકોઇ વિવેચક ઊઠાવી શકે જ. આવી શંકા કોઇને થાય એ આ ઉભય નાગર રાજપુરુષો વચ્ચે વર્તેલી શત્રુતાને કારણે સ્વાભાવિક જ છે. પરંતુ એ શંકાનો ફેંસલો પણ અમે કરી શકીએ છીએ. બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાને કાઠિયાવાડના તેમજ ગુજરાતના નાગરો "આંખમાં પડતા" કણાની પેઠે ખુંચી રહેલા હતા એ એક સર્વવિદિત ઐતિહાસિક સત્ય છે. અને કર્નલ કેનેડીક તો રાયજી સાહેબ ખુદને, નાગરો બદસલાહ આપનારા તથા 'ખરાબ વર્તણૂક રાખી × × રાજાને કબજામાં × × 'લેનાગ' રૂપે ગણી બનાવેલા પણ હતા; એટલે પછી જૂનાગઢના નવાબોથી પોષાતા રહેલ નાગરોને હંમેશને માટે તોડી પાડવાનો લાગ મળેલો હોઇને જો બ્રિટિશ વાલી-વહીવટદાર સર્વોપરિ બ્રિટિશ સરકારની રાજકીય મનઃકામના સફળ ન કરે તો ભવિષ્યમાં જૂનાગઢ રાજ્ય પાછું મોરબી રાજ્યની પેઠે "તસ્દી" આપનારું ન નીવડે એમ કલ્પી શકાય નહિ; અને તેથી શક્ય તેટલા ઉપાયે નાગરબજાનો ફેંસલો કરવો એ આ બ્રિટિશ વાલી વહીવટદારનો મુખ્ય ધર્મ થઇ પડેલો હોઇ તેણે બક્ષી છોટાલાલ ઉપર પહેલો પ્રહાર કરી પછીથી નવાબ સાહેબના વયોવૃદ્ધ અને સાધુચરિત કુટુંબ કારભારી અમરજીભાઇ કમજીને પણ ત્રસિત કરેલા હતા. રાજ્યનાં નાણાં ઉચાપત કર્યાનું ખોટું આળ બક્ષી છોટાલાલ ઉપર મૂકીને તેમના ઉપર હલ્લો

કરવામાં આવેલ હતો. આ પ્રકારનું આળ ખોટું છે એ વાત રાયજી સાહેબ તથા દીવાન ચુનીલાલજી જાણતા હતા એટલે, અમે જાણીએ છીએ તેમ, રાયજી-સાહેબે એ આળને ખોટું ઠરાવવા માટે લડી લેવું અને જરૂર પડે તો ચુનીલાલજીને તથા એમને પોતાને સાક્ષીઓ તરીકે બોલાવવાઃ એ પ્રકારની અણમોલી સલાહ બક્ષીજીને મોકલી દીધેલી પણ હતી. રાયજી સાહેબે આ પગલું ભરેલ તે હેતુપૂર્વક હતું. બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું આવા કિસ્સાઓ ઊભા કરીને અખિલ નાગર જ્ઞાતિને અભડાવી ,દઇ રાજ્યોમાં તેમજ સમસ્ત જનતામાં અપ્રિય તથા નિંદ્ય બનાવી દેવાને ઉદ્યુક્ત થયલું હતું. પરંતુ બક્ષીજી રાયજી ન હતા અને વળી તેઓ જૂનાગઢમાં હતા, એટલે તેમણે 'વાણિયા મૂછ નીચી તો કહે સાડી સાત વાર નીચી' એ કહેતીનો આશ્રય કરીને પોતાને અન્ય જનો તરફથી મળેલ સલાહને અનુસરી બ્રિટિશ વાલી-વહીવટદારના ખોળામાં પોતાનું માથું મૂકી દીધેલું અને એ વહીવટદારે જેમ તેમને દબાવેલા તેમ દબાઇને પોતાનો દોષ કબૂલ કરી દીધેલો હતો; એટલું જ નહિ, પરંતુ કોઇ સર્વોપરિ સત્તા બ્રિટિશ વાલી-વહીવટદારે કરેલ હુકમ વિરૂદ્ધ વિવાદ સાંભળે તેમ પણ નથી એમ સમજીને બેસી રહેવામાં એમણે ડહાપણ પણ ગણેલું હતું. આજે પણ-જો કોઇ આ કિસ્સો તપાસે તો અમને ખાત્રી છે કે, બક્ષીજીની નિર્દોષતા સિદ્ધ થવાની જ અને બ્રિટિશ વાલી-વહીવટદારનો અત્યાચાર પણ પ્રત્યક્ષ થઇ આવવાનો જ.

હવે આપણે મૂળ વિષય તરફ પાછું પગલું ભરશું. મેજર સ્ટ્રોંગે રાજ્યકાર્યભાર સંભાળી લઇને કેપ્ટન કે સાહેબની મદદથી જે પ્રાથમીક કામ કરવાનાં હતાં તે પૂરાં કરી લીધેલ એટલે તેઓ જૂનાગઢમાંથી પાછા પોતાની અસલ નોકરીએ ફેરવાઈ ગયલા અને તેમને ઠેકાણે રાજકોટના 'એજંટ ટુ ધ ગવર્નર' ના ન્યાયવિભાગી મદદનીશ મિ૦ એચ૦ ડી૦ રેડેલ આઇ૦ સી૦ એસ૦ કાયમ વાલી-વહીવટદાર નીમાઇને આવેલા. આ નવા વાલી-વહીવટદારની ન્યાયપરાયણતાની ખ્યાતિ રાજકોટમાં ઘણી સારી હતી, અને તેથી, રાયજી સાહેબે પોતાની સામે ઇ૦ સ૦ ૧૯૦૬માં જ્યારે જૂનાગઢ રાજ્યે કામ ચલાવવાનો આરંભ કરેલો ત્યારે, સર ફીરોઝશાહ તથા મિ૦ લાર્ડીઝ એ બેને હાથે ઘડાયલ જે વિનતિપત્ર તા૦ ૫-૧૦ ૦૬ને રોજ નવાબ સાહેબ ઉપર મોકલાવેલું હતું તેમાં આજ મિ૦ રેડેલને એક ન્યાયાધીશ તરીકે નિયુક્ત કરી કામ ચલાવવાની માગણી કરેલી હતી. પરંતુ એ એમની માગણીનો સ્વીકાર થયલો

નહિ; અને એમ પણ કહી શકાય કે, રાયજી સાહેબે એ વખતે મિ૦ રેડૉલની ન્યાયનિષ્ઠામાં જે વિશ્વાસ મૂકેલ હતો તે જો કે તેમની ન્યાયાધીશ તરીકેની ખ્યાતિને કારણે વ્યાજબી હતો. તોપણ જ્યારે રાજદ્વારીય દૃષ્ટિ રાખીને ન્યાયાધીશ તરીકે કામ કરવાનો પ્રસંગ કોઇ ન્યાયાધીશને પ્રાપ્ત થાય ત્યારે તે અંગ્રેજ હોય તોપણ એક શુદ્ધ ન્યાયદાતા તરીકે હંમેશાં ન રહી શકે એ વાત પુરુષોત્તમરાયજી જેવા રાજનીતિ કુશળની દૃષ્ટિ બહાર રહી ગયલી તો ખરીજ. ન્યાયાધીશો પણ આખરે તો વિકારી માનવ પ્રાણીઓ છે અને તેમને ઘણીવાર પ્રસંગાનુરૂપ માનસ રાખીને ઇનસાફ કરવો પણ પડે છે. 'सेवा लाघवकारिणी तनु मृता'सू–એવું જે રાજકવિ ભર્તૃહરિ એ કહેલ છે તે બે વાંસા વિનાના માનવપ્રાણીની બાબતમાં એક ખરેખરું સામાન્ય સત્ય છે જ. જન્મથી પ્રાપ્ત થનાર રાજત્વ જ જો અભિમાન તથા અધિકારમદ અપાવનાર નીવડતું હોય તો પછી જેણે રાજત્વનો લેશ પણ ઉપભોગ સ્વપ્નમાં પણ કરેલ ન હોય તેને ભાગ્યયોગે નૃપોચિત રાજ્યાધિકારની પ્રાપ્તિ થઇ આવતાં મતિભ્રમમાંથી મુક્ત રહેવા જેટલું મનોબળ મળી રહે તો તેની વાતને આપણે તેવાના સદ્‌ભાગ્ય રૂપે જ ગણવી પડે. મતલબ કે, મિ૦ રેડૉલ રાજકોટમાં જેવા દેખાતા હતા તેવા, જૂનાગઢના ચકડોળે ચડેલ મામલાવાળા વાતાવરણમાં શાંત તથા બુધ્ધ ચિત્તવાળા રહી શકેલા નહિ; અને તેમને પોતાને પાછળથી ઈગ્લાંડમાં વસતાં સમજાઇ ગયલું હતું તે પ્રમાણે 'જૂનાગઢનો રાજદ્વારીય ગારો' તેમના આચારવિચાર રૂપી યંત્રના ચક્રોને એટલા બધા પ્રમાણમાં છાંદી રહેલો હતો કે એ ચક્રો પૈકી એક પણ રાજ્યને કે રાજ્યની પ્રજાને સામાન્યતઃ કે વિશેષતઃ કોઇપણ પ્રકારે કલ્યાણકર બની શકેલું નહિ. આવી મિ. રેડૉલની મતિભ્રમિત મનોદશા હતી એટલામાં તા૦ ૧૭–૪–૧૧ને રોજ મેસર્સ નોર્ટન તથા લાફિડીઝ જેવા નામાંકિત બેરિસ્ટર્સ પાસે લખાવાયલ એક વિનતિપત્ર ઉપરથી રાયજી સાહેબ, રાજકોટના સુપ્રસિદ્ધ બેરિસ્ટર અને પોતાના હિતૈષી ઉપરાંત મિ૦ રેડૉલને સારી પેઠે પરિચિત એવા રા૦ સી૦ ના૦ પંડિતને હાથે બીજું એક વિનતિપત્ર ઘડાવીને મિ૦ રેડૉલ ઉપર મોકલી આપેલું અને તેમાં તેમણે પોતાને થયલ ગેરઇનસાફ બદલ દાદ માગેલી હતી. આટલું કર્યા પછી તા૦ ૨૪–૪–૧૧ને દિને તેમણે પોતાનાં જૂનાગઢ રાજ્યે જપ્ત કરેલ ગામ તથા બાગને છૂટાં કરી આપવા માટે બીજી એક અર્જ પણ મિ૦ રેડૉલને મોકલી આપેલી. તે દરમીઆન પુરુષોત્તમરાયજીએ ઉચાપત કરેલ કહેવાયલ રૂ૦ ૧,૫૩૦૦૦ની એકસો ત્રેપન ચલણ ચિઠ્ઠીઓ જે વઝીર બહાઉદ્દીનભાઇની આલીકીની હોઇને જ સોંપાઇ ગયલી તે પૈકી જે કેટલીકનો ઉપયોગ એ વઝીર સાહેબે ખુદે જ કરેલ

અને જેમાંની કેટલીકનો મુંબઇની પોલિસે તથા કરંસી–ઓફિસે પત્તો મેળવેલો પણ હતો તેને લગતી સંપૂર્ણ હકીકત દર્શાવનારું ત્રીજું એક વિનતિપત્ર રાયજી સાહેબ તરફથી મિ૦ રેંડોલને મોકલાઇ ગયલું પણ હતું. આમ મિ૦ રેંડોલ કને પુરુષોત્તમરાયજીના કામને લગતો આખોય ઇતિહાસ રજુ થઇ ગયલો હતો. પરંતુ નવાબ રસુલખાનજીના દેહાંત પછીના જૂનાગઢમાં તરહતરહના ફૂટતા રહેલ ગપગોળાઓના મ્હોટા મ્હોટા કાનફોડ ધડાકાઓથી મિ૦ રેંડોલ એટલા તો બહેરા બની ગયલા કે નમ્રતા પૂર્વક કરાતી અર્જને પણ તેઓ સાંભળી શકતા નહિ; એટલું જ નહિ પણ 'રાજદ્વારીય' કારણે તેઓ 'મંછા ભૂતને શંકા ડાકણ'–એ કહેવત પ્રમાણે બધી દિશામાં વહેમની દૃષ્ટિથી જ જોવા મંડી પડેલ પણ હતા. તેમાં વળી બ્રિટિશ સરકારને ઉપકારક બની પોતાનો સ્વાર્થ સાધી લેવાને આતુર એવા * મરુપચંદો, અમીચંદો તથા જગતશેઠોની છાની ઉરાડી પ્રવૃત્તિઓ મિ૦ રેંડોલના મનને એવા રૂપમાં ઘડી રહેલ કે એમનાથી સત્યનું દર્શન થઈ શકે જ નહિ. આ ઉપરાંત કેપ્ટન કે જેવા એક જવાબદાર અંગ્રેજ અમલદાર મ્હોટા ખાતમીદાર બની રહેલા એટલે પછી એમની દેવવાણી દ્વારા જે બધી બાતમી મળતી રહે તેને સાચી ગણી લેવાને મિ૦ રેંડોલ પ્રેરાય એ એક સ્વાભાવિક બાબત હતી.

મિ૦ રેંડોલ આમ બાતમીઓ તથા સૂચનાઓ મેળવતા ગયલા તેમ તેમ તેમણે પોતાના રથની ગતિને વેગ આપવાનો આરંભ કરી દીધેલો હતો. રાયજી સાહેબવાળું કામ તો તેમની પાસે સૂતનુ પડેલું હતું જ. પરંતુ વઝીર બહાઉદ્દીનભાઇનો શિકાર જેટલા પ્રમાણમાં કરવાનો હતો તેટલા પ્રમાણમાં થઇ ન રહે ત્યાંસુધી પુરુષોત્તમરાયજીવાળા કામને સ્પર્શ ન જ કરવો એવો જાણે કે એ સાહેબે સંકલ્પ કરી દીધેલો હતો. બહાઉદ્દીનભાઈ સામેના કામે પુરુષોત્તમ–રાયજી રાજ્યપક્ષે ભળીને થોડાક પણ મદદગાર બને એ વાત કેવળ અશક્ય હતી અને તેથી તેમને ઇનસાફ આપવાને બદલે કોઈપણ રૂપમાં વઝીર સાથે સંકલિત કરીને દૂષિત કરી દેવા એ રાજદ્વારીય દૃષ્ટિએ મિ૦ રેંડોલને જરૂરનું લાગતાં તેમણે તે પોતાના સંકલ્પની સિદ્ધિ કરી લેવા માટે કોઇપણ યોજનાને જન્મ આપવાના કામને ધર્મ ગણી લીધુલુ એમ દેખાય છે. આ પરમ ધર્મ કાર્ય પાર ઉતારવાને એ સાહેબે મુંબઈના સોલિસિટર ભાઈશંકર નાનાભાઈ

* જુઓ 'આધુનિક ભારત' ગ્રંથનો ગૂ૦ વિદ્યાપીઠે પ્રકટ કરેલ ગૂ૦ અનુવાદ પાન ૮–૧૦.

કે જે પોતાના સોલિસિટરના ધંધામાંથી નિવૃત્ત થયલ હતા તેમને ખોળી કાઢીને રાજ્યનો બધો હિસાબ તપાસી ભૂલચૂક ગોતી કાઢવાને કામે નિયુક્ત કરી દીધેલ. કાઠિયાવાડ એજન્સીમાંથી મ્હોટા પગારે જૂનાગઢમાં આણેલ 'હિસાબી અધિકારીને' આ હિસાબ તપાસવાના કામમાંથી મુક્ત રાખી બાઇશંકરજી જેવા કાબેલ સોલિસિટરને હિસાબ-તપાસનીસ તરીકે નિયુક્ત કરવામાં મિ૦ રેડૉલનો હેતુ શો હશે તે આપણે સહજ સમજી શકીએ તેમ છીએ. આ બાઇશંકરજી ઈ૦ સ૦ ૧૯૦૯ના અંત સુધી તો પુરુષોત્તમરાયજીના પરમ હિતૈષી મિત્ર તથા વિશ્વસ્ત ઉપકર્તા બની રહેલા હતા. પરંતુ ઈ૦ સ૦ ૧૯૧૦માંથી એમની અને પુરુષોત્તમરાયજી વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થઈ આવેલું હતું. આ વૈમનસ્ય સંબંધે મિ૦ રેડૉલને તેમના ખાતમીદાર કેપ્ટન કે અગર એવા જ અન્ય કોઇ ભગવાનના લાલ મારફત માહિતી મળેલી હોય એવું અનુમાન સહજ થઇ શકે તેમ છે. મિ૦ રેડૉલે આ પ્રમાણે જૂનાગઢની નવાબીનાં છેલ્લાં ચાળીસ વર્ષોનો હિસાબ તપાસવા તથા શક્ય તેટલો નાણાં વિષયક ગોટાળો ગોતી કાઢવા માટે બાઇશંકરજીની નીમણૂંક કરેલી તે એક અક્ષમ્ય, ગેરવ્યાજબી તથા રાજ્યસ્વામીઓના જન્મસિદ્ધ અધિકાર ઉપર તથા જે તે સમયના રાજ્યકાર્યભારીએ કરેલ કામ ઉપર અપમાનકારક તરાપ મારનારી હકીકત છે એમ હરકોઇ સામાન્ય બુધ્ધિવાળો મનુષ્ય પણ કહી શકે. પણ મિ૦ રેડૉલ પોતે રાજ્યના ધણીના પણ ધણી હોય એમ માની બેઠેલા હતા; એટલું જ નહિ, પરંતુ એમનો મુખ્ય હેતુ મુંબઈ સરકારના રાજદ્વારીય ખાતાની નેમને સફળ કરવાનો હતો એટલે તેમણે 'વિરોધીના વિરોધીને પોતાને પક્ષે સાધી લઈને પણ વિજ્યાકાંક્ષીએ પોતાનો અર્થ સિધ્ધ કરી લેવો'.— એવો રાજનીતિ શાસ્ત્રથી બોધાતો જે મહામંત્ર છે તેનો ઉપયોગ કરીને જ બાઇશંકરજી જેવાને ગોતી કાઢીને પૂર્વોક્ત પ્રકારનું કામ સોંપેલું હતું, અને એ બાઇશંકરજી તથા તેમની મંડળીએ નાણાંના આંકડાઓનો શક્ય તેટલો એક પછી એક વ્યુત્ક્રમ તથા વ્યૂહનું નિર્માણ કરીને વઝીર બહાદ્દીનભાઈ તથા તેમના પેટામાં પુરુષોત્તમરાયજીને દોષિત ગણાવવાનો મિથ્યા પ્રયાસ કરીને મિ૦ રેડૉલને સંતોષ પણ આપેલો છે એમ આપણે હવે પછી આવનાર હકીકતે સમજી પણ શકશું. આપ્ત મિત્ર શત્રુપક્ષમાં ભળે ત્યારે તે પોતાના દ્રોહને ઢાંકવાના હેતુથી તેમજ પોતાની મત્યપૂજકતા સિધ્ધ કરી દેવાના ઈરાદાથી કેટલો દુરાગ્રહી બને છે અને એ દુરાગ્રહને પરિણામે તે કેટલા પ્રમાણમાં પોતાના મૂળ મિત્રને ભયંકર તથા હાનિકારક નીવડે છે તેનો દાખલો આ

બાહઉદ્દીનભાઈ રાયજી અને પુરૂષોત્તમરાયજી વચ્ચેના મૈત્રીસંબંધની કથા અવશ્ય પૂરો પાડે તેમ છે.

હવે આપણે બીજી એક દિશામાં દૃષ્ટિપાત કરશું. વઝીર બહાઉદ્દીનભાઈની તમામ મિલ્કત મેજર સ્ટ્રેંગે તથા કેપ્ટન કુકે એ બે જણે ભેળા મળીને જપ્ત કરેલી એ હકીકત આપણે વાંચી ગયા છીએ. એ વઝીરની એ બધી મિલ્કત કોની ફર્યાદ ઉપરથી જપ્ત કરાયલી તે વાત એ વઝીરના દેહાંત સુધીના કાળમાં અને તે પછી પણ જૂનાગઢની પ્રજા જાણી શકેલી નથી; અગર કોઈએ કોઈ ગુપ્ત ફર્યાદ વઝીર સામે બ્રિટિશ સરકારમાં કોઈ સમયે કરેલી હોય તો તેવી હકીકત પણ, ઇ૦ સ૦ ૧૯૧૭માં રાયજી સાહેબવાળા કામને પ્રસંગે (સર) આર૦ ઇ૦ હોલાંડે ચલાવેલ તપાસ દરમીઆન પ્રકાશમાં આવેલી નથી. વઝીર સાહેબની હયાતીમાં જ તેમના ઉપર કોઈપણ પ્રકારનું કાયદેસર તહોમત મૂકીને તેમની મિલ્કત જપ્ત કરવામાં આવી હોત તો તે બાબતે બ્રિટિશ સરકારના કોઈપણ અંગ્રેજ અમલદારને આપણે બલાત્કાર કર્યાનો દોષ દઈ શકત નહિ. પરંતુ પુર્વોક્ત બે લશ્કરી બ્રિટિશ અમલદારોએ જે પગલું ભરેલું હતું તે એક ઉઘાડો અત્યાચાર હતો, અને એ એક અત્યાચાર હતો એ વાત એ અમલદારોના લક્ષ્ય બહાર પણ નહિ હોય; કારણ કે પાછળથી ઇ. સ. ૧૯૧૭માં ચાલેલા પુરૂષોત્તમરાયજી-વાળા કામની તપાસના એક ઉપાંગ કે મુખ્યાંગ રૂપે આ વઝીર સાહેબ ઉપર થયલ બલાત્કારને ન્યાય્ય ઠરાવી દેવાને રાજ્યપક્ષે શક્ય તેટલો બધો પણ નિષ્ફળ પ્રયાસ કરેલો છે. આ દૃષ્ટિએ વિચારતાં સ્પષ્ટ સમજાઈ આવે છે કે, વઝીર બહાઉદ્દીનભાઈ વિરુદ્ધ જે પૂર્વગ્રહનું સેવન મુંબઈ સરકારનું રાજદ્વારીય ખાતું વર્ષોથી કરી રહેલું તેનું જ ફળ પુર્વોક્ત જપ્તી હતી; અને પુરૂષોત્તમરાયજીની પારગામિની ઉપાયજ્ઞતાને બળે એ વઝીર અવેધ્ય બની રહેલા હતા એટલે પુરૂષોત્તમરાયજીને પણ ગમે તે પ્રકારે થોડોક પણ ગારો છાંટી રાખવો એ વાત રાજદ્વારીય દૃષ્ટિએ ઈષ્ઠ ગણાયલી હોઇને, તેમને થયલ ગેરઇનસાફને શુદ્ધ ઇનસાફમાં ફેરવી શકાય એવો સબળ પુરાવો મિ૦ રેઉાલ સમક્ષ રજુ થઈ ગયલો છતાં તેમના એ કામને અનિર્ણીત અવસ્થામાં અને તે પણ અનિશ્ચિત મુદત સુધી લટકતું રાખી મૂકવાને મુંબઈ સરકારના પ્રતિનિધિ મિ૦ રેઉાલ શક્ય તેટલી પેરવી અને મહેનત કરી રહેલ પણ ખરા. પરંતુ રાયજી સાહેબ રાજ્યની હદમાં ન હતા એટલે વઝીર સાહેબ સામે કામ ચલાવી પુરૂષોત્તમરાયજીને એ કામમાં સહેલાઇથી સંડોવી શકાય તેમ ન હતું; એટલું

જ નહિ, પરંતુ પુરૂષોત્તમરાયજી રાજ્ય બહાર હતા એટલે વઝીર સામે જે કામ ચલાવાય તે કામમાં રાજ્યપક્ષ પાછો પડે એવી હકીકતો પુરૂષોત્તમરાયજી સમસ્ત જનતા સમક્ષ ખુલ્લી પાડી દે એવો પણ મિ૦ રેંડોલને ભય રહેતો હતો, અને તેથી પણ તે સાહેબ કાયદેસર વઝીર સામે કામ ચલાવવાને અશક્ત બની ગયલા હતા. આમ હોઈને રાજ્યની હદમાં ફસાઇ પડેલ બુઝર્ગ તેમજ અસહાય અને આક્રમણીય દશામાં આવી પડેલ વઝીરને રાજદ્વારીય વિધિએ જેટલા કચરવા હોય તેટલા કચરી શકાય એમ હતું. પરંતુ વઝીર સાહેબ એમ સહેલાઇથી કચરાઇ જાય તેવા ન હતા. એમના ઉપર જેવો હલ્લો થયલો કે તરત જ તેમણે પોતાના જૂના મિત્ર એને સમર્થ બેરિસ્ટર સર ફીરોઝશાહ મહેતાને મુંબઇથી અને એમના જેવી જ છાતીવાળા તથા કાર્યકુશળ વકીલ માધવરાય જેઠાભાઇ બક્ષીને રાજકોટથી બોલાવીને પોતાના તરફથી બ્રિટિશ વાલી–વહીવટદાર સમક્ષ જે જે બાબત પરત્વે ખુલાસો આપવો પડે તે આપવાનો પ્રબંધ કરી દીધેલો. પણ મિ. રેંડોલ વઝીર સાહેબને લગતા કામને એક ગુપ્ત 'રાજ પ્રકરણીય બાબત' ગણીને વર્તવા ચાહતા હતા, એટલે એમણે પૂર્વોક્ત કોટીના કોઈ 'ધંધાદારી (વકીલ) મસ્લાહકારને' આ કામે મળવાની ખુશી કે ન્યાયપ્રિયતા બતાવેલી નહિ ! આમ એક પ્રકારના કેદી જેવી હાલત વઝીર સાહેબની થઈ પડેલી એટલે તેમને પોતાની બુધ્ધિ ઉપર આધાર રાખીને બ્રિટિશ વાલી–વહીવટદાર તરફથી મળતા આદેશોને અનુવર્તી રહેવાનો વારો આવી ગયચો હતો. પરિણામે ઇ૦ સ૦ ૧૯૧૧માં જ મિ૦ રેંડોલ અને વઝીર સાહેબ વચ્ચે જે પ્રકારની સમજુતી કે ગોઠવણ થવાની હતી તે થયલી, અને તેને લીધે એ વઝીરની જપ્ત કરાયલ મિલ્કતને છૂટી કરવામા આવેલ અને એ તમામની નોંધ કરવાનું કામ મિ૦ રેંડોલે, વઝીર સાહેબ ખુદ જે ઇસમોને 'વિશ્વસનીય' ગણે તેવામાંથી બે ત્રણ ગૃહસ્થોને નિયુક્ત કરી આપવાની કૃપા કરીને તેઓને હાથે જેવી નોંધ જોઈએ તેવી કરાવી લીધેલી પણ હતી ! આ પ્રકારે નોંધ કરનાર વ્યક્તિઓ કોણ હતી તે આજ સુધી જાણી શકાયું નથી. આમ હોઈને મિ૦ રેંડોલે કરી આપેલ પૂર્વોક્ત પ્રકારની યોજનાને આપણે એક વિશિષ્ટ કોટીની વિચિત્ર ઘટના રૂપે જ પ્રથમ દર્જ્જે ગણીએ તો તે વાત અનુચિત ગણાશે નહિ. જેની મિલ્કત આશંકિત કોટીની મનાઇને જપ્તીમાં લેવાયલ હોય તેના જ વિશ્વાસના માણસો તેની મિલ્કતની નોંધ કરે એવી ગોઠવણ જપ્તી મૂકનાર કરે એ એક અસાધારણ સમસ્યા જેવી હકીકત છે. આ વિષય ઉપર

ઈ૦ સ૦ ૧૯૦૬માં રાયજી સાહેબ સામે ચલાવાયલ કામની ફેરતપાસ કરવા માટે હિંદ સરકારે ઈ૦ સ૦ ૧૯૧૭માં જે તપાસપંચ નિયોજેલું હતું તેણે ચલાવેલ ગુપ્ત કામને અંગે આ મિ૦ રેંડોલ તથા મિ૦ એલ. રોબર્ટસનની જે જુબાનીઓ નોંધેલી છે તે અધિક પ્રકાશ પાડે તેમ છે, અને તે હવે પછીના પ્રકરણમાં અમારા પાઠકથી વાંચી પણ શકાશે. પરંતુ ચાલતા વિષય અંગે અમે અહીં એટલું તો જણાવીએ છીએ કે, ઉચાપત થયલ કહેવાયલ રૂ૦ ૧, ૫૩૦૦૦ની એકસો ત્રેપન ચલણચિઠીઓ રાયજી સાહેબ મારફત ખરીદાઇને વઝીર સાહેબને સોંપાઇ ગયલી હતી તેમાંની બાસઠ ચલણચિઠીઓ વઝીર સાહેબે પોતાના કબ્જામાંથી કાઢી તેમને 'નાપાક' ગણી મિ૦ રેંડોલને સોંપાવી દીધેલી હતી અને તેમ કરીને તેમણે પુરૂષોત્તમરાયજી સામેના આળને ઉન્મૂળ કરી નાંખીને, એક રીતે કહીએ તો, પોતાથી પૂર્વકાળમાં સેવાઇ રહેલ. મૌનનું પ્રાયશ્ચિત કરી ઇ૪ રાયજી સાહેબને ઊજળા પણ કરી બતાવેલ હતા. આ તેમણે ભરેલ મુત્સદ્દીગીરીવાળા પગલાનું મહત્ત્વ ઓછું માની શકાશે નહિ. એ એમની ચાલને લીધે એક તરફથી એ ઉચાપત ગણાવાયલ રકમને લગતા કાવતરાનો પ્રપોટ તુટી જતો હતો તેમ બીજી તરફ મુંબઈની બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાએ જે કુટિલ બાજી ગોઠવવા માંડેલી હતી તેમાં તેમનો પરાભવ થવાનો યોગ ઉપસ્થિત થઈ જતો હતો. આ વખતે જો મિ૦ રેંડોલની અસલ ન્યાયમતિના જાગેલી હોત, તો તે સાહેબ રાયજી સાહેબને તેજ ઘડીએ નિર્દોષ ઠરાવીને તેમની લુંટાઇ ગયલ તમામ મિલ્કત તેમને સોંપી દેત જ. પરંતુ રાજદ્વારીય બાબત આગળ ન્યાય બાપડો લાચાર બની જાય છે એટલે રાજદ્વારીય દૂરેક્ષણયંત્ર (ટેલીસ્કોપ)નો ઉપયોગ કરી રહેનાર મિ૦ રેંડોલ પુરૂષોત્તમરાયજી જેવા જીવન્મૃત રાજનીતિજ્ઞને ન્યાય રૂપી સંજીવન-ઔષધિ આપી તેમને ફરીથી રાજદ્વારીય ક્ષેત્રમાં રમી શકવા જેટલી મોકળાશ પ્રાપ્ત કરવા દે અગર તો તેમને પોતાના વતનમાં ફરીથી વસવા દઇને શ્રમસિધ્ધ નિવૃત્તિસુખ ભોગવવા દે એ એક અસંભવિત વાત જ હતી. છેવટે જ્યારે આ મિ૦ રેંડોલ વઝીર સાહેબની તેમજ રાજમહાલયમાંની- નવાબી મિલ્કતની પોતાને રૂચી તેવી વ્યવસ્થા કરી રહેલા ત્યારે તેમ તેવી પોતાની પ્રાથમિક કામગીરી કરી લીધાની વાતથી ધરાઇને એટલે કે તેમણે ફક્ત આઠેક મહિના જે કામ જુનાગઢમાં રહીને કરેલ તે કામ અંગે પડેલ પરિશ્રમથી થાકી જઇને ઈ૦ સ૦ ૧૯૧૧ના નવેંબર માસની અગીઆરમી તારીખે રજા ઉપર ચઢીને પોતાના વતન ઇંગ્લાંડ પહોંચી ત્યાં વિશ્રાંતિસુખ ભોગવવાને જુનાગઢ છોડી

દીધેલ હતું. આ પ્રમાણે મિ૦ રેંડૉલ વિદાય થયલા ત્યારે તેમના ઉત્તરાધિકારી તરીકે મુંબઈ સરકારના જનરલ ડીપાર્ટમેંટના મંત્રી મિ૦ એસ૦ રૉબર્ટસન જૂનાગઢનો ભાર ઉપાડવાને નિયુક્ત થઇને આવેલા, અને તેમણે તે પ્રમાણે આવીને જે કામગીરી અપૂર્ણ રહેલી તે પૂર્ણ કરવા માંડેલી હતી. આ મિ૦ રૉબર્ટસને આવીને મિ૦ રેંડૉલ કનેથી રાજ્યકાર્યનો હવાલો સંભાળી લીધેલો ત્યારે પૂર્વસૂચિત ખાસ ચલણ ચિઠીઓનું પડીકું મિ૦ રેંડૉલે તેમને સોંપી દીધેલું, અને જે વખતે પુરુષોત્તમરાયજીવાળું કામ હાથ ઉપર લેવાય તે વખતે તે પરત્વે વિચાર કરવાનો છે એવી સૂચના પણ તેમણે પોતાના આ ઉત્તરાધિકારીને આપી દીધેલી હતી. આ ચલણ ચિઠીઓ પ્રાપ્ત થયા પછી તરત જ તેમને રાજ્યકોશને ચોપડે કયા કારણથી જમે કરાવી દેવામાં આવેલ નહિ એ પ્રશ્નનો જવાબ તો એ મિ૦ રેંડૉલ કે મિ૦ રૉબર્ટસન જ આપી શકે. તોપણ આપણે સમગ્ર હકીકતને આધારે અનુમાની શકીએ છીએ કે, ખાસ ચલણ ચિઠીઓ વઝીર સાહેબ કનેથી પ્રાપ્ત થયાની વાતને આ ઉભય બ્રિટિશ વાલી-વહીવટદારો ગુપ્ત રાખવાને પ્રેરાયલ તો ખરા જ; કારણ કે એ વાત ગુપ્ત રહે તો જ વઝીર તથા પુરુષોત્તમરાયજીને રાજ્યદ્રવ્યહારક ઠરાવી શકાય તેમ હતું. આ ખાસ ચલણ ચિઠીઓ મિ૦ રેંડૉલને વઝીરે સોંપી તે પછી તરત જ પુરુષોત્તમરાયજીએ, એ ચલણ ચિઠીઓની સોંપણી થયલી છે કે નહિ એવું મિ૦ રેંડૉલને લખી પૂછેલું તેનો કોઇપણ જવાબ મિ૦ રેંડૉલે લખી મોકલેલો નહિ એ હકીકત જ એ વાલી-વહીવટદારની કુટિલતા બતાવનારી છે એમ હરકોઇ વિવેચક કહી શકે, એ પછી મિ૦ રૉબર્ટસને એ ચલણ ચિઠીઓના પડીકાને અકબંધ સંભાળી રાખેલું અને મિ૦ રેંડૉલ રજા ભોગવીને પાછા આવેલ તે દરમ્યાન. એ ચલણ ચિઠીઓ પ્રાપ્ત થયલી છે કે નહિ એ બાબતે સ્પષ્ટ હા કે ના કહેવાનો પ્રસંગ એ મિ૦ રૉબર્ટસનને પ્રાપ્ત થયલો હતો એ પ્રસંગે પણ તેઓ સાહેબે તે પરત્વે કશો પણ સ્પષ્ટ જવાબ આપેલો ન હતો । આ બધી રહસ્યમય ઘટનાનો સ્ફોટ તો રાજદ્વારીય માનસ ધરાવનાર જ કરી શકે. આ ચલણ ચિઠીઓ સંબંધે પુરુષોત્તમરાયજીએ કરેલ પૂછાણનો કોઇ જવાબ જ્યારે તેમને મિ૦ રેંડૉલ તરફથી મળી શકેલ નહિ, ત્યારે તેમણે મુંબઈની પોલિસે પકડેલ ચલણ ચિઠીઓને લગતા આખાય કામની ખરી નકલ મેળવવાને મુંબઈના પોલિસ-કમિશ્નરને અરજ કરેલી હતી. પરંતુ એ પોલિસ કમિશ્નર સાહેબને ગમે તે દિશાએથી પ્રેરણા કે આજ્ઞા અપાયલી હશે તેથી તેમણે પણ માગાયલી ખરી નકલ પુરુષોત્તમરાયજીને આપેલી નહિ.

એટલું જ નહિ, પરંતુ એમણે એ આખુંય કામ, જૂનાગઢ વાલી-વહીવટદાર મિ૦ રોબર્ટસનને એમના લખાણ ઉપરથી મોકલી દીધેલું, અને એમ થયલું એટલે પુરુષોત્તમરાયજી, એ મુંબઇની પોલિસ મારફત પકડાવાયલ ચલણ ચિઠીઓ રૂપી પ્રત્યક્ષ પુરાવો પણ મેળવી શકેલા નહિ ! અમે તો એટલું જ અનુમાન કરી બતાવીએ છીએ કે, પૂર્વોક્ત બે બ્રિટિશ અમલદારો જે રહસ્યમય પ્રવૃત્તિ કરી રહેલા તે એક પ્રકારનો શુધ્ધ ન્યાયવધ તેમજ તેમના કોઇ અંતિમ બદ ઇરાદાનો દુષ્ટ અંજામ આણવાનો જ પ્રયાસ હતો. પૂર્વોક્ત એકશો ત્રેપન ચલણ ચિઠીઓ ગુમ થયાની ફર્યાદ નોંધાવનાર પુરુષોત્તમરાયજી જ હતા મુંબાઇ સરકારની પેપર કરંસી કચેરીમાં એ ચલણ ચિઠીઓ પરત્વે તપાસ કરાવનાર પણ પુરુષોત્તમરાયજી હતા, અને મુંબઇના પોલિસ કમિશ્નરને આવશ્યક માહિતી પણ પેપર કરંસી કચેરીએ એજ આધારે આપેલી હતી. આ બધું છતાં પુરુષોત્તમરાયજી પૂર્વોક્ત પ્રયાસનું મીઠું ફળ ચાખી શકેલા નહિ અને તેમણે ઉપલબ્ધ કરાવેલ પુરાવો અદૃશ્ય થઇ જવા પામેલ એ કથા બ્રિટિશ મુંબાઇ સરકારના રાજદ્વારીય ખાતાને ડાઘ લગાડે તેવી છે જ. જૂનાગઢ રાજ્યનો અંગ્રેજ વાલી-વહીવટદાર મુંબઈના અંગ્રેજ પોલિસ-કમિશ્નરને ગમે તેમ લખી મોકલી મૂળ ફર્યાદીને મળી શકે તેવો પુરાવો તેને મળતો અટકાવી શકે એ એક વિલક્ષણ ઘટના ગણાશે, મતલબ કે, પુરુષોત્તમરાયજી જેવી એક અલ્પસાધનવાળી વ્યક્તિનો પરાભવ કરવાને માટે અર્થસમૃદ્ધ તેમજ અંગ્રેજ વાલી-વહીવટદારથી અધિરાજિત જૂનાગઢ રાજ્ય, કાઠિયાવાડ એજંસી અને તે ઉભય ઉપર પ્રભુતા ભોગવી રહેલ મુંબઈવાળી બ્રિટિશ સરકાર એ ત્રણેનો સંઘ જે અસાધારણ ઉદ્યમ કરી રહેલ દેખાય છે તે એવો છે કે તેને આધારે તે સંઘની પુરુષોત્તમરાયજીના સામાર્થ્ય પરત્વે જે કોઇ પ્રકારની કલ્પના હશે તેનો આપણે થોડોક પણ ખ્યાલ કરી શકશું. આવા આ સર્વથા અસમાન બળવાળા બે પક્ષો વચ્ચે ચાલી રહેલ આ રાજદ્વારીય યુધ્ધ-આપણા આધુનિક રાજદ્વારીય ઇતિહાસમાં એક અસાધારણ બીનાનો ઉમેરો કરે છે એમ અમારું માનવું છે. સંઘબળથી ગમે તેવી રાજસત્તાને હચમચાવી શકાય; પરંતુ એકલડોકલ એક વ્યક્તિને કચરવાને માટે રાજસત્તાને પોતાનું બધું બળ એકત્ર કરવું પડે અને તેમ કર્યા છતાં રાજદ્વારીય યુદ્ધમાં એવી રાજસત્તાને છેવટે હાર ખાવી પડે, તો પછી પેલી એકલડોકલ વ્યક્તિના રાજનીતિ કૌશલ્યને તેમજ તેની આત્મસંપન્નતાને આપણે અદ્વિતીય કોટીનાં જ ગણવાં પડે. ઉપર પ્રમાણે પુરુષોત્તમરાયજીનો જે પુરાવા ઉપર મદાર હતો તે

તેને ઉપલબ્ધ થઇ શકેલો નહિ તેથી રાજ્યના વાલી-વહીવટદારે પોતાની બાજુ સફળ થયલી કદાચિત્ માની લીધેલી હશે. પરંતુ તેને એટલું ભાન નહિ રહેલું હોય કે, પુરૂષોત્તમરાયજીની નૈસર્ગિક નીતિમત્તાએ તેમને બેવડે દોરે આવશ્યક ગોત કરવાને પ્રેરેલા હતા. વઝીર બહાઉદ્દીનભાઇએ ઈ૦ સ૦ ૧૯૦૪ ની સાલ પહેલાં પૂર્વોક્ત એકસો ત્રેપન ચલણ ચિઠીઓ પૈકી કેટલીકનો ઉપયોગ કેટલીક ચીજો ખરીદવામાં કરેલો હતો, એટલે પુરૂષોત્તમરાયજી સ્વતંત્ર માર્ગે ગોત કરાવીને એ પ્રમાણે વપરાયલ ચલણ ચિઠીઓનો પત્તો, વેરાવળ બંદરના કેટલાક હિંદુ અને મુસલમાન વેપારીઓ પાસેથી મેળવી શકેલા હતા અને એ પુરાવો એમના પોતાના કબ્જામાં હતો એટલે બ્રિટિશ વાલી-વહીવટદારે કરેલી બધી ફુટઘટના અંતે નિષ્ફળ નીવડેલી પણ ખરી. આ બધી હકીકત પરત્વે આપણે આગળ ઉપર જાણવાનું મુલતવી રાખીને બીજી કેટલીક હકીકતનું વચમાં અવલોકન હવે કરી લેશું.

આપણે વાંચી ગયા છીએ તેમ મિ૦ રેંડોલે ઇંગ્લાંડ તરફ પ્રયાણ કરેલું તે પૂર્વે તેમણે સોલિસિટર બાઇશંકરજીને રાજ્યનો બધો હિસાબ તપાસવાની કામગીરી સોંપી દીધેલી હતી, એટલે બાઇશંકરજીએ દશ માસ જેટલી લાંબી મુદત સુધી ઉત્સાહપૂર્વક પોતાને સોંપાયલ કામ કરેલું હતું. આમ હોઇને આપણે સહજ કહી શકીએ કે, પૂર્વોક્ત મુદતમાં બાઇશંકરજીએ રાજ્યના કાર્યસાધક બધા ચોપડાઓ જોઇ તપાસી લીધેલા તો હશે જ, અને એ બાઇશંકરજી હિસાબ તપાસવાની બાબતે એવા તો નિષ્ણાત મનાયલા હતા કે, તેમની નજર બહાર કોઇપણ રકમનું મૂળ કે પૂંછડું રહી શકે નહિ. આ પ્રમાણે એમણે બધો હિસાબ તપાસીને તેનો એક વૃત્તાંતલેખ મિ૦ રોબર્ટસન સમક્ષ રજુ કરી દીધેલો પણ હતો. આ દસ માસ સુધી કરાતી રહેલ તપાસણીને પરિણામે બાઇશંકરજીને જ્યારે રાજ્યના હિસાબમાં કોઇપણ ભૂલચૂક જડેલી નહિ, ત્યારે તેમને રાજ્યે એ તપાસણી પરત્વે જે મહેનતાણો મુકરર કરેલો તેને સાર્થક બનાવવાની ઇચ્છા થઈ આવેલી હશે તેથી તેમણે, ઈ૦ સ૦ ૧૯૧૨માં દીવાન હરિદાસ. વિ૦ દેસાઇને હાથે અને તે પણ બ્રિટિશ સરકાર તરફથી નિયુક્ત કરાયલ રાજ્ય-વહીવટદારના અધિકારથી નિર્મીત કરાયલ માટે એકજ અર્થપ્રકરણની અદ્ભુત શોધ કરીને રૂ૦ ૧,૨૫૦૦૦ તથા કોરી ૫૬,૭૫૦ની ઘટ—પૂનતા—રાજ્યકોશના હિસાબમાં બનાવી દીધેલી હતી! દશ દશ મહિના સુધી આ બાઇશંકરજી જેવા કુશળ તપાસનીસે સખ્ત પરિશ્રમનું રજ

તો 'ડુંગર ખોદીને ઉંદર અને તે પણ મરેલો' ખણી કાઢ્યાના જેવું આવેલું એમ કહી શકાય છે; કારણ કે હરિદાસભાઈએ જ પૂર્વોક્ત રકમ પરત્વે થયલ ચૂક પકડી કાઢીને તે સંબંધે ખધી તપાસ કરી તેની વિધિપૂર્વક માંડછાંડ ઈ૦ સ૦ ૧૮૯૨માં જ કરાવી લીધેલી હતી. હરિદાસજીની નજરે પૂર્વોક્ત રકમની જે ભૂલ દેખાઇ હતી તે વસ્તુતઃ ખોટ કે ઘટ ન હતી; પરંતુ હિસાબની જે પધ્ધતિ એ અમયે રાજ્યમાં પ્રવર્તતી હતી તે પ્રમાણે તે રકમની સાંગોપાંગ માંડછાંડ કરવાના વિધિમાં જે ઊણપ કે અપૂર્ણતા રહી ગયલી તે તે હતી. પરંતુ ભાઈશંકરજી જેવા રાજ્યમાં થતા વ્યવહારકર્મોના અંજાણ એવા વકીલ દરજ્જાના હિસાબ તપાસનીસની સર્વગ્રાહી ન હોય એવી દૃષ્ટિમાં, હરિદાસભાઇ જેવા દીવાન તથા તત્કાળ પુરતા બ્રિટિશ સરકારથી નિયુક્ત એવા રાજ્ય વહીવટદારે કરાવી લીધેલ પૂર્તિ આવી શકેલ નહિ હોય અને આવી શકેલ હશે તો તે તરફ દુર્લક્ષ રહીને તેમણે, પોતે કોઇ મહત્વપૂર્ણ ચોરી પકડી કાઢેલ છે એવું મનાવવાનો પ્રયાસ પૂર્વોક્ત વૃત્તાંત લેખમાં કરેલો અને ઘટાભાસને ઘટ રૂપે આલેખના એ વૃત્તાંતલેખને આધારે,- પૂર્વસૂચિત ન્યૂનતાને લગતી એકજ બાબતે પુરૂષોત્તમરાયજી કનેથી ખુલાસો મેળવવાને માટે મિ૦ રોબર્ટસને તેમને તા૦ ૬-૫-૧૮૯૨ને રોજ રાજકોટ મુકામે પત્ર લખીને જૂનાગઢ આમંત્રેલા હતા અને રાજ્યના પરોણા તરીકે તેમની સરભરા રાવ બહાદુર તાબે મારફત કરવાની ગોઠવણ પણ તે સાહેબે કરેલી હતી. પુરૂષોત્તમરાયજી તા૦ ૯-૫-૧૨ના રોજ એ બ્રિટિશ વાલી-વહીવટદાર સમક્ષ હાજર થતાં તેમની કનેથી પૂર્વોક્ત ઘટ પરત્વે ખુલાસો લેવાયલ હતો અને તે ઉપરાંત રાજ્યના જૂના મુખ્ય ખજાનચી મહંમદખાન, નવાબ સાહેબના કુટુંબકાર્યભારી અમરજી આણંદજી કચ્છી, છોટાલાલ મથુરાદાસ વગેરે રાજ્યકોશાદિ સાથે સંબંધ ધરાવનારા તેમજ રાજ્યના એક દર હિસાબ કામ સાથે મંકળ યેલા ઇતર અધિકારીઓની જુબાનીઓ પણ મિ૦ રોબર્ટસને લીધેલી હતી; અને તે સર્વને પરિણામે, પૂર્વોક્ત રકમ ગુમ થયલી નથી એમ જે હરિદાસભાઇએ વીશ વર્ષ પહેલાં ઠરાવી દીધેલું હતું તે સિધ્ધ થઇ ગયલું પણ હતું. આમ આ પ્રસંગ નિર્વિઘ્ને ઉકલી જતાં વઝીર બહાઉદ્દીનભાઇ, પુરુષોત્તમરાયજી, ખજાનચી મહંમદખાનજી અને અમરજીભાઈ વગેરે તમામ સાચા તથા નિર્દોષ ઠરી ચુકેલા તો ખરા; પરંતુ ભાઇશંકર આદિએ દશ દશ મહિના સુધી કરેલ મહેનત ઉપર પ્રમાણે પાણીમાં ગયલી તેથી તેમને જે મ્હોટું દુ:ખ થયલું તે દુઃખ ટાળવાને અર્થે તેઓ ગમે તે માર્ગે બહાઉદ્દીનભાઇને તથા રાયજી

સાહેબને દોષિત ઠરાવી દેવાની જાળ રચવાના કામમાં પડી ગયા- વિના રહી શકેલા નહિ. આ જાળ તેમણે કેવા રૂપની વણેલી તે સંબંધે હવે પછી આપણા જાણવામાં આવશે એટલે અમે- આ સ્થળે તે પરત્વે અધિક બોલવાનું બંધ રાખીએ છીએ.

હવે આપણે આગળ ચાલશું. પૂર્વોક્ત ઘટને લગતું પ્રકરણ, ઉપર મુજબ, ઇ૦સ૦ ૧૯૧૨માં સમાપ્ત થયલું એટલે પછી તા૦ ૨૮-૧૧-૧૨ને રોજ પુરૂષોત્તમરાયજીએ પોતાને ઇ૦ સ૦ ૧૯૦૬માં થયલ- ગેરઈનસાફવાળા કામને ફેરતપાસમાં લેવરાવવા માટે બ્રિટિશ વાલી-વહીવટદારને વિનતિ પત્રો આપેલ અને તેને પરિણામે મિ૦ રોબર્ટસને તેમને તથા તેમના સોલિસિટર લિટલ એન્ડ કો૦ વાળા મિ૦ એકવર્થને સાંભળવા માટે જૂનાગઢ- બોલાવેલા હતા. દરમીઆન મુંબઇના પોલિસ કમિશ્નર તરફથી પકડાયલ ચલણ ચિઠીઓને લગતા કાગળો આ મિ૦ રોબર્ટસન પાસે આવી ચૂકેલા પણ ખરા; મિ૦ રેંડોલે સોંપેલ બાસઠ ચલણ ચિઠીઓનું પડીકું પણ આ- વાલી-વહીવટદારના કબ્જામાં હતું; અને જે ફેરતપાસ થવાની હતી તે ફકત ઇ૦ સ૦ ૧૯૦૬માં પુરૂષોત્તમરાયજી ઉપર મુકાયલ તહોમત તથા તે પરત્વે થયલ નિર્ણય સંબંધમાં જ થવાની છે એવું પ્રથમથી જ નિશ્ચિત કરવામાં આવેલ પણ હતું અને તેથી આ સુનાવણીને પ્રસંગે બીજો- કોઇ નવો મુદ્દો રાજ્યપક્ષ તરફથી ઉપસ્થિત કરવાનો બીલકુલ અવકાશ રખાયલો પણ નહિ; પૂર્વોક્ત ઘટ પરત્વે તો અગાઉથી જ યોગ્ય નિર્ણય થઇ ચૂકેલો- હતો એટલે એ વિષયને ફરીથી આ સુનાવણીને પ્રસંગે આગળ ધરી શકાય એમ પણ ન હતુ, અને વળી બહાઉદીનભાઇના કબ્જામાંથી બાસઠ ચલણ ચિઠીઓ મળી આવેલી એટલે પણ પુરૂષોત્તમરાયજીને તેમની ઉપર મુકાયલ મૂળ તહોમતને સાબીત - રાખવા રખાવવા માટે વધારે પુરાવો આપી શકાય તેવી રાજ્યપક્ષની સ્થિતિ પણ ન હતી. સુનાવણી દરમીઆન મિ૦ રોબર્ટસને-વઝીર સાહેબવાળી તેમજ મુંબઇના પોલિસ-કમિશ્નરવાળી ચલણ ચિઠીઓ પોતાની પાસે છે એવો ઇશારો સરખો પણ કરેલો નહિ. પરંતુ તેમણે ઉદ્ગાર ભાવે એટલું તો કહી દીધેલું હતું જ કે, એ એકસો ત્રેપન ચલણ ચિઠીઓ પૈકી એક પણ જો બહાઉદીનભાઇને હાથે વપરાયલ છે એવું માલુમ પડે તો પછી ઇ૦ સ૦ ૧૯૦૬ વાળું પુરૂષોત્તમરાયજી ઉપર ઓઢાડવાયલ આળ આપોઆપ મૂળમાંથી જ ઊડી જાય તેમ છે. આ પ્રકારે સુનાવણીની સમાપ્તિ થયલી અને ઉભય પક્ષે સંતોષ પણ દેખાયો.

આવેલો હતો. લોકોમાં પણ રાજીપો વર્તી રહેલો, અને રાયજી સાહેબ પોતાની નિર્દોષતા તેમજ તેમણે પોતે ઇ૦ સ૦ ૧૯૦૬માં જ જે હકીકત એ ચલણ ચિઠ્ઠીઓ સંબંધે રાજ્યને પ્રથમથી જ લખી જણાવેલ હતી તેની સત્યતા સિદ્ધ કરી શકેલા છે એવું જોઈને તેમને મળનાર ફતેહ બદલ તેમના ઉપર ચારે દિશામાંથી અભિનંદન વૃષ્ટિ થવા માંડેલી પણ હતી. મિ૦ ડબલ્યુ૦ એમ૦ પી૦ વુડ કે જેઓ પુરૂષોત્તમરાયજીના વારામાં જુનાગઢ રાજ્યમાં શાહજાદા શેરજુમાખાનના સહચર તરીકે નોકર હતા અને જેઓ પાછળથી અનુક્રમે વડોદરામાં 'રેસિડંટ' અને તે પછી કાઠિયાવાડના 'એજંટ ટુ ધ ગવર્નર' બનેલા તેમને પુરૂષોત્તમરાયજી માટે ઘણી સારી લાગણી હતી એટલે તેમણે પૂર્વોક્ત સુનાવણીની હકીકત જ્યારે જાણેલી ત્યારે તેથી આનંદિત થઈને તા૦ ૧૧-૧૨-૧૨વાળો એક અભિનંદક પત્ર નીચે પ્રમાણે રાયજી સાહેબને લખી મોકલેલું પણ ખરૂ-

Rajkot, 11-12-12

Dear Mr. Purushottamrai'

I am very glad indeed to hear that you have had a hearing from Mr Robertsou. 'I hope to hear soon that you have received some return of your former position. I have felt all along that there was some injustice somewhere. I trust that you will let me hear the result of the hearing and that I may shortly have the pleasure of meeting you in Junagadh.

May I say one word. Do not let harsh measures you have received tend to make you extra claims against the State or any one. It is better to accept what comes and retire into peaceful and honoured rest.

ભાષાંતર.– પ્રિય રા૦ પુરૂષોત્તમરાય,

મિ૦ રોબર્ટસને તમને સાંભળ્યા છે એ વાત સાંભળીને, ખરેખર, હું બહુ રાજી થયો છું. તેમ તમારી પૂર્વ સ્થિતિનો કાંઈક બદલો મેળવેલો છે એ

સાંભળવાની તરતમાં હું આશા રાખું છું. કોઈક ઠેકાણે તમને કાંઈક અન્યાય થાય છે એમ તો મને લાગ્યાં કરેલું છે જ. મને ભરોસો છે કે, ધ્યલ સુનાવણીનું પરિણામ તમે મને જણાવશો. અને જૂનાગઢમાં તમને થોડા સમયમાં મળતાં મને આનંદ પણ થશે.

થોડુંક કહું. તમારી સામે જે કઠોર પગલાં ભરાયાં છે તેને કારણે તમે રાજ્ય અગર કોઈ સામે અધિક દાવા ન કરશો. જે મળે તે સ્વીકારી લેવું અને શાંતિમય તથા પ્રતિષ્ઠા યુક્ત આરામ ભોગવવા માટે નિવૃત્તિ લેવી એ વધારે સારું છે.)

આ મિ૦ વુડ પુરૂષોત્તમરાયજીથી સારી પેઠે પરિચિત હતા અને વળી જૂનાગઢ રાજ્ય તથા દરબારની વિશિષ્ટ કોટીની આંતર સ્થિતિનું થોડું ઘણું જ્ઞાન પણ તેઓ સ્વાનુભવે ધરાવતા હતા, એટલે તેઓ પૂર્વોક્ત પ્રકારે પુરૂષોત્તમરાયજી તરફ સહાનુભૂતિ દર્શાવવાને પ્રેરાય એ વાત સ્વાભાવિક જ હતી. તોપણ અમારે અહીં ટીકા રૂપે લખવું પડે છે કે, પુરૂષોત્તમરાયજી ઉપર થયલ પ્રહારના ગર્ભમાં જે કોઈ રાજદ્વારીય રહસ્ય સમાયલું હશે તે લક્ષ્યમાં રાખીને જ મિ૦ વુડે પૂર્વનિર્દિષ્ટ પત્ર લખેલું છે. આ પત્રમાં વપરાયલ શબ્દો એવા છે કે, મનુષ્યની શુધ્ધમતિ અને તેને પ્રસંગાનુરૂપ વર્તી રહેવા માટે પડતી ફરજઃ– એ ઉભય વચ્ચે ચાલી રહેલા યુદ્ધનું દર્શન તેમાંથી થઈ આવ્યા વિના રહેતું નથી. આ છતા આ મિ૦ વુડે જે સદ્ભાવ બતાવેલ છે તે બદલ તેમને ધન્યવાદ પણ ઘટે છે. પરંતુ આજ મિ૦ વુડના સંબંધમાં પાછળથી જે એક આશ્ચર્યજનક બીના બનેલી છે તે આપણું લક્ષ્ય ખેંચ્યા વિના રહી શકે તેવી નથી. આ બીના આ મુજબની છે. ઇ૦ સ૦ ૧૯૦૭માં હિંદ સરકારે પુરૂષોત્તમરાયજીને ન્યાય આપવા સારૂ એક તપાસપંચ નિયુક્ત કરીને જે છેવટ હુકમ કરેલો છે તેની બજાવણી જે રૂપમાં જૂનાગઢ રાજ્યના વાલી-વહીવટદાર મિ૦ રેંડોલે કરવી જોઈતી હતી તે રૂપમાં જ્યારે ની કરેલ ત્યારે પુરૂષોત્તમરાયજીએ આ જ મિ૦ વુડ કે જેઓ એ સમયે કાઠિયાવાડના 'એજંટ ટુ ધ ગવર્નર' હતા તેમને વિવાદ રૂપે એક અર્જ કરી પૂર્વોક્ત હુકમની પૂર્ણ બજાવણી કરાવી દેવાની વિનતિ કરેલી હતી. પરંતુ ઇ૦ સ૦ ૧૯૧૮માના વુડ સાહેબ કાંઈ ઇ૦ સ૦ ૧૯૧૨માંના વુડ સાહેબ ન હતા! એમણે પ્રતિવાદનો અસ્વીકાર કરીને પોતાના પૂર્વનિર્દિષ્ટ પત્રમાં "જે મળે તે

સ્વીકારી લેવું' એવી જે સલાહ રાયજી સાહેબને આપેલી તેજ સલાહને વળગી રહેવાનું પસંદ કરીને પોતાની રાજદ્વારીય ફરજ અદા કરી દીધેલી હતી ! રાજદ્વારીય પ્રયોજનો મનુષ્યના અંતઃકરણના અવાજને કેટલા પ્રમાણમાં વિકૃત કરી દે છે એ વાતનું ઉદાહરણ પૂર્વોક્ત હકીકતમાંથી આપણને મળી આવ્યા વિના રહેતું નથી જ.

ઉપર બતાવ્યા પ્રમાણે મિ૰ રોબર્ટસને લીધેલ સુનાવણી નામમાત્રથી રાયજી સાહેબના હિતેચ્છુઓને આનંદ તો વ્યાપેલો, પરંતુ એ એમનો આનંદ નિરાનંદમાં પરિણમવાનો હતો અને પુરૂષોત્તમરાયજીની શુભ આશા અફળ થવાની હતી, એ વાત કેટલાક વિપરીત સંયોગમાં નિશ્ચિત હતી એ તરફ બહુજ થોડાનું ધ્યાન ગયલું હતું. ચાર્લ્સ ડિકંસે લખેલ 'કોપરફીલ્ડ' કથામાં ડિક નામનું એક પાત્ર એવું આલેખાયલ છે કે, તેને જેવું 'ચાર્લ્સનું માથું' યાદ આવતું—કે તેજ ક્ષણે તેની મનોદશા બદલાઇ જતી હતી અને તેને પરિણામે તે પોતાથી તૈયાર કરાયલ લેખના કાગળો ફાડી નાંખવાને મંડી પડતો હતો અને ફરીફરીને એ ને એ નષ્ટ થયલ લેખમાંની હકીકત લખવામાં મશગુલ પણ થઇ જતો હતો ! આજ પ્રમાણે 'પુરૂષોત્તમરાયજી ક્યાંક પણ મેલા હોવા જોઇએ'—એ પ્રકારનું વિચારપ્રેત તેમની પાછળ પડેલાઓને ભમાવી રહેલ એટલે એમને ન્યાયદાન થવામાં એક યા બીજા નિમિત્તે વિલંબ થયાં કરતો હતો. મિ૰ રોબર્ટસન પણ આવા સંભ્રમથી આખરે મુક્ત રહી શકેલા નહિ, અને તેથી તેમણે પણ ત્રણ મહિના જેટલી લાંબી મુદ્દત સુધી કોઇપણ પ્રકારનો ઠરાવ બહાર ન પાડતાં એ સંબધે કેવળ મૌન સેવી રાખેલું હતું ! છેવટે જ્યારે પુરૂષોત્તમરાયજીના સોલિસિટર મિ૰ એકવર્થે ઉઘરાણી કરેલી અને જે તે પ્રકારનો નિર્ણય કરવાને એ વહીવટદાર સાહેબને જાગ્રત કરેલા ત્યારે તા૰ ૨૭–૨–૧૩ને રોજ આ આ રોબર્ટસન સાહેબે, આ નીચે આપેલ ગોળગોળ શબ્દોમાં ટુંકોને ટચ ઠરાવ આપી દીધેલો હતોઃ—

× × × × ×

After most careful consideration of all the papers before me and of the arguments addressed by the learned counsel, I have come to the conclusion that the review applied for cannot be granted. (ભાષાંતર- ' મારી પાસે જે બધા કાગળો છે તે પરત્વે તથા વિદ્વાન

ધારાશાસ્ત્રીઓએ જે દલીલો કરેલી છે તે તમામ પરત્વે ઘણીજ સંભાળથી વિચારણા કરીને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, ફેન્તપાસની જે માગણી કરવામાં આવી છે તે મંજુર રાખી શકાય તેમ નથી.)"

આ પ્રમાણે કોઈપણ પ્રકારનું બાધક કારણ બતાવ્યા વિના મિ૦ રોબર્ટ્સને જે ચુકાદો આપેલો છે તે જેટલો હાસ્યજનક છે તેટલો જ તેમની 'ઘણીજ સંભાળથી' કરાયલ વિચારણામાં રહેલ ખામીને લીધે દરેકોઈ પણ અલ્પબુદ્ધિવાળા મનુષ્યને અસ્વીકાર્ય લાગે તેવો છે. આ ફેંસલો કેવળ ગેરવ્યાજબી તોછડો અને ન્યાયાધિકારના ચપલ દુરૂપયોગનો દર્શક પણ ગણાશે. જે મુખ્ય મુદ્દાને અનુલક્ષીને મિ૦ રોબર્ટ્સને સુનાવણી લીધેલી તે મુદ્દો ૨૫૯ હતો: તે મુદ્દાનો રદીયો કરનાર ચલણ ચિઠ્ઠીઓ તેમના પોતાના કબજામાં હતી અને તેમને લગતા દસ્તર કાગળો પણ તેમની પાસે મોજુદ હતા. સુનાવણી દરમિયાન રાજ્યપક્ષ તરફથી અગર તો એ ન્યાયાધીશ થઇ બેઠેલ વાલી વહીવટદાર મારફત તરફથી બીજો એક પણ નવો મુદ્દો ઉપસ્થિત કરાયલો નહિ તેમ પ્રત્યેનમ-સ્પષ્ટ કે તેમના પક્ષના ધારાશાસ્ત્રી કનેથી અન્ય કોઇ બાબત પરત્વે ખુલાસો કે જવાબ એ સાહેબે માગેલ પણ નહિ. આ બધી હકીકત છતાં આ બ્રિટિશ વાલી – વહીવટદારને 'ઘણીજ સંભાળથી વિચારણા' કરવાને નવ માસ જેટલી લાંબી મુદત વીતાવવી પડેલી હતી. અને

પૂર્વકથિત સુનાવણી વખતે, પુરૂષોત્તમરાયજીને પૂર્વકાળમાં લખેલ પોતાના પત્રોમાં 'પરમ સ્નેહી ભાઇશ્રી' ગણી રહેલા મોલિસ્ટિર ભાઇશંકરજી જૂનાગઢ રાજ્યમાં ખાસ કામગીરી ઉપર નિયુક્ત થયેલા એ હકીકત તો આપણે જાણી લીધેલી છે જ. દીવાન બેગ સાહેબની પેઠે આ ભાઇશંકરજી પણ પુરૂષોત્તમરાયજીના એક પરમ મિત્ર હોવાનો દાવો રાખતા હતા. આ તેમની મૈત્રી ગમે તેટલી જૂની હશે, તોપણ એટલું તો નિઃશંક છે જ કે, ઇ૦ સ૦ ૧૯૦૬થી તો તે ભાઇશંકરજી અને પુરૂષોત્તમરાયજી વચ્ચેનો સ્નેહસંબંધ ઘણા જ સારા પ્રમાણમાં અવિચ્છિન્ન પ્રવાહે ચાલુ થઇ ગયલો હતો. ઇ૦ સ૦ ૧૯૦૬માં જ્યારે જૂનાગઢમાંના પુરૂષોત્તમરાયજીના એક મિત્ર દીવાન બેગ સાહેબે તેમને ગુન્હેગાર ઠરાવી દીધેલા હતા ત્યારે આ એમના બીજા મિત્ર ભાઇશંકરજી પૂર્ણોત્સાહથી પુરૂષોત્તમરાયજીની મદદે ચઢેલા પણ હતા. પુરૂષોત્તમરાયજી સામે ચાલી રહેલ કામ હજુ સમાપ્ત થયલું નહિ ત્યાં તો તા૦ ૧૧-૮-૦૬ને રોજ આ ભાઇશંકરજીએ અમદાવાદથી એક પત્ર પોતાના 'પરમ સ્નેહી ભાઇશ્રી પુરૂષોત્તમરાયજી' ઉપર લખીને તેમને આ નીચે આપેલ શબ્દોમાં આશ્વાસન આપેલું હતું:-

"હાલ હુ અહીંજ થોડા દિવસ રહેવાનો છું. તમારા ઉપર જુનાગઢ સ્ટેટના કોઇ રહેવાસીએ ફોજદારી ફરીયાદ કરી છે એ સાંભળી તથા જાણી મને આશ્ચર્ય લાગે છે. આ સંસારમાં વખતના ફેરફારે જે ના થાય તે ઓછું. નીમકહલાલીથી બજાવેલી નોકરીનું આ પરીણામ ના જ ઘટે એટલું કહ્યા વિના ચાલતું નથી. 'सत्यमेव जयते' એ આપના અસલ નિશ્ચયને વળગી રહેવું અને એથી જ અંત્યે વીજયમાળા મળે છે. જે આપને અને આપના કામને જાણે છે તે તો સમજે છે, પણ નથી જાણતા તેને પણ જાણવાને સુજ વિપત્તિ અર્થ સારે છે, એ પણ આપથી અજાણ્યું નથી. મારી તરફથી આપને આવા સમયમાં જે સાહાતાની જરૂર હોય તેને માટે સંકોચ ગણશો નહી. આપનો અને મારો સ્નેહ આપની અચળ રાજભકિતના પ્રભાવને લીધેજ થયલો અને તેથી જ મને આવી વખતે આપના પ્રતિ સ્વાભાવિક પ્રેમ અને તેની પ્રેરણા થઇ આવે છે."

પુરુષોત્તમરાયજીના ચારિત્ર્યની પરિક્ષા કર્યા પછી બંધાયલ મૈત્રીથી પ્રેરાયલ બાઇશંકરજીએ પૂર્વનિર્દિષ્ટ પત્ર દ્વારા બતાવેલ પ્રેમભાવના એ સમયે નિઃશંક સાચી જ હતી, અને એ પ્રેમભાવનાને અનુસરીને એમણે ઇ૦ સ૦ ૧૯૦૬માં પુરુષોત્તમરાયજી વિરુદ્ધ જૂનાગઢે ચલાવેલ કામ પછી મુંબઇમાં રહીને એ કામ પછી ભરવાનાં પગલાં બાબતે પુરુષોત્તમરાયજીને ઘણી સારી મદદ કરેલી પણ ખરી; એટલું જ નહિ, પરંતુ એ પછીના સમયમાં પણ તેમણે રાયજી સાહેબને જુદે જુદે પ્રસંગે સલાહ આપવાનું તથા ઉપકારક થવાનું ચાલુ રાખેલું હતું, અને છેવટે, ઇ૦ સ૦ ૧૯૦૯માં નવાબ સાહેબ રસુલખાનજીની રાયજી સાહેબને મુંબઇમાં જે મુલાકાત થયલી તેને પરિણામે જો એ નવાબ સાહેબ રાયજી સાહેબને નિર્દોષ જાહેર કરવાની કૃપા કરે, તો તે બદલ નીકળે તે ફરમાનનો મુસદ્દો પણ આ બાઇશંકરજીએ જ ઘડી આપેલો હતો. પરંતુ પૂર્વનિર્દિષ્ટ પત્રમાં આ બાઇશંકરજીએ ખુદે લખેલું છે તે પ્રમાણે 'આ સંસારમાં વખતના ફેરફારે જે ના થાય તે ઓછું'—એ એક લોકાચારસિદ્ધ સત્ય હતું; એટલે ઇ૦ સ૦ ૧૯૧૦માં એવું બની આવેલું કે, મુંબઇની 'લીલાધર એંડ કો૦' નામની રૂનો વેપાર કરતી પેઢી કે જેમાં પુરુષોત્તમરાયજીના જ્યેષ્ઠ પુત્ર એક ભાગી હતા તે તૂટી પડેલી અને તેની પાસે બાઇશંકરજીના બીજા એક મિત્ર રા૦ બ૦ વસનજી ખીમજીનું લેણું હતું. આમ હોઇને એ શેઠ વસનજી તરફથી બાઇશંકરજીએ દાવો માંડીને પુરુષોત્તમરાયજીના પુત્ર સામે એક તરફી હુકમનામું મેળવેલું અને તેની બજવણી કરીને રાયજી સાહેબ કનેથી નાણાં, તેમણે ખુદે રાજકોટ સુધી જઇને વસુલ કરી લીધેલાં હતાં. આ પ્રસંગને લીધે પુરુષોત્તમરાયજી અને બાઇશંકર વચ્ચે વિક્ષેપ જેવું ઉપસ્થિત પણ થઇ આવેલ. પુરુષોત્તમરાયજી અને વસનજી શેઠ એ ઉભય મહશયો બાઇશંકરજીના મિત્રો હતા, એટલે ખરું જોતાં તો બાઇશંકરજીએ પુર્વોક્ત દાવાને કામે તટસ્થ રહેવું જોઇતું હતું. બે મિત્રો પૈકી એકના વકીલ બની બીજા મિત્ર સામે અદાલતમાં જઇ ઉભવું અને લડવું અને પછી પાછું એમ કહેવું કે, એ પ્રતિવાદી બનેલ મિત્ર પણ મારા મિત્ર છે એ કેવળ એક પરસ્પર વિરોધી વચનોવાળો મૌખિક શિષ્ટાચાર અગર દંભ જ ગણાય એમ અમારું માનવું છે. મતલબ કે, પુરુષોતમરાયજીવાળું કામ ફેર તપાસ માટે મિ. રોબર્ટસને હાથમાં લીધેલું તે પહેલાંથીજ પુરુષોત્તમરાયજી અને બાઇશંકર વચ્ચેનો મૈત્રી સંબંધ 'વખતના ફેરફારે' તૂટી ગયેલો હતો, અને તેને પરિણામે વિરુદ્ધ ભાવ ઉપસ્થિત થઇ આવેલ હતો તેથી અગર તો પોતે જૂનાગઢ રાજ્યના વાલી વહીવટદારના

વારામાં ઉપકૃત થવા પામેલ તેથી આ બાઈશંકરજી રાજ્યના હિસાબના જૂના જૂના ચોપડાને ફેંદી ફેંદી તેમાંથી ક્ષતિઓ ગોતી કાઢવાને અગર તો એ ચોપડાઓમાં ક્ષતિઓ છે એવો ભ્રમ ઊભો કરવાને અને તેમ કરીને પ્રત્યક્ષ કે પરોક્ષ માર્ગે પોતાના એકવારના 'પરમ સ્નેહી બાઉજી' પુરુષોત્તમરાયજીને બને તેટલા પ્રમાણમાં દૂષિત ગણાવી દેવાને ઉદ્યક્ત થયલા હતા. આ ઉદ્યમ તેમણે કેવી કેવી યુક્તિથી અને કેવા કેવા રૂપમાં કરેલો તે વિષયે આપણે હવે પછીની હકીકત વાંચી લેશું.

વઝીર સાહેબ બહાઉદ્દીનભાઈના ગૃહકાર્યભારી જૂનાગઢના વતની વણિક શેઠ નથુભાઇ કૃપાગમ નામના ગૃહસ્થ હતા. બહાઉદ્દીનભાઇની મિલકતને જપ્ત કરી લીધા પછી બ્રિટિશ વાલી–વહીવટદારે આ નથુભાઇ ઉપર નજર રાખવાને જાસૂસો ગોઠવી દીધેલા અને રાજ્યની પોલિસ તરફથી પણ તેમને ન્યૂનાધિક ત્રાસ આપવાનો આરંભ થઇ ગયલો હતો. આ પ્રકારનું દબાણ નથુભાઈ ઉપર કરીને એમનો વઝીર સાહેબ વિરૂદ્ધ ઉપયોગ કરવો એવો ઇરાદો આ બાઇશંકરજીને હતો, અને ગમે તે ઉપાયે વઝીર બહાઉદ્દીનભાઇને રાજ્ય દ્રવ્ય-હારક કે લુંટાગ ઠરાવી દેવા એ તો બ્રિટિશ રાજદ્વારીય ખાતાનો પ્રધાન-સંકલ્પ હતો જ. હકીકત એવી બનેલી કે, નવાબ સાહેબ રસુલખાનજીએ ઇ૦ સ૦ ૧૯૦૪માં વઝીર બહાઉદ્દીનભાઇને રાજ્ય કાર્યભારમુક્ત કરી દીધેલા ત્યારે નવાબ સાહેબે વઝીર સાહેબ સાથે થતી રહેલ નાણાંની લેવડદેવડ સંબંધે હિસાબ ચોખ્ખો કરી લઇને આઠ લાખ રૂપીઆની પહોંચ (પરવાનો) વઝીર સાહેબને લખી આપેલ હતી અને તે પહોંચ આ નથુભાઈના કબજામાં પણ હતી. પરંતુ એ પહોંચ સબંધે બાઇશંકરને પાકી માહિતી મળેલી નહિ હોય તેથી અગર બીજા કોઇ કારણે એમણે એ આઠ લાખ રૂપીઆની રકમ પરત્વે આ નથુભાઇને જવાબદાર ગણીને તેમની સામે કામ ચલાવવાનું સૂચન મિ૦ રોબર્ટસનને કરેલું; અને મિ૦ રોબર્ટસને, રાયજી સાહેબવાળું કામ ચલાવી લીધા પછી આ નથુભાઇવાળું કામ ચલાવવાની તારીખ મુકરર કરેલી પણ હતી. દરમીઆન નથુભાઇ મુંબઇ પહોંચી ગયલા અને ત્યાં જઇને તેમણે સોલિસિટર ગુલાબચંદને પોતાને પક્ષે રોકીને તેમની આગળ પોતાના દુઃખની એટલે કે જૂનાગઢ રાજ્ય તરફથી અપાઇ રહેલ ત્રાસની કથા કહેલી અને એ ઉપરથી આ મિ૦ ગુલાબચંદે એક વિનતિપત્ર લખીને વાલી–વહીવટદાર તરફ મોકલી આપેલ પણ હતું. પુરુષોત્તમરાયજીવાળું કામ ચાલી જતાં બાઇશંકરજી

સમજી ગયલા દેખાય છે કે, મિ૦ રોબર્ટસન પુરૂષોત્તમરાયજીને નિર્દોષ ઠરાવી દેશે અને તેમ જો થશે તો વઝીર બહાઉદ્દીનભાઇને અપરાધી ઠરાવી દેવાની વાત વધારે મુશ્કેલ થઇ પડશે, આવી વિચારસરણીથી દોરવાઇને તેમ જ નથુ-ભાઇવાળું કામ પણ લુલું છે એવું સમજીને આ બાઇશંકરજીએ ભય ત્રસ્ત નથુભાઇને થોડીઘણી રાહત આપી પોતાના પડખામાં લેવાનો માર્ગ ગોતી કાઢેલો હતો. એ માર્ગ આ પ્રકારનો હતો. નવાબ સાહેબ રસુલખાનજીએ આપેલ આઠલાખ રુપીઆ વગેરેને લગતી જે પહોંચો નથુભાઇ પાસે હતી તેમને સાચી ગણીગણાવીને તે બાબતની જવાબદારીમાંથી એમને મુકત કરી દેવા અને તેના બદલામાં એ નથુભાઇએ વઝીર સાહેબ તથા પુરુષોત્તમરાયજી સામે ઉપકારક થઇ પડે તેવી હકીકત રાજ્યના સાક્ષી તરીકે કહી આપવાને તૈયાર થવું એવું ઠરાવી લેવામાં આવેલું. આ પ્રમાણે બાઇશંકર અને નથુ-ભાઇ વચ્ચે સમાધાન થયલું એટલે, રાયજી સાહેબવાળાં કામની સુનાવણી થઇ ગયા પછી આ નથુભાઇને મુખેથી બાઇશંકરભાઇએ વધારે પ્રમાણમાં વઝીર બહાઉદીનભાઈને અને અલ્પ પ્રમાણમાં પુરુષોત્તમરાયજીને અપરાધી ઠરાવે એવી કેટલીક કૃત્રિમ હકીકત મિ૦ રોબર્ટસન સમક્ષ કહેવરાવેલી હતી, અને તેને પરિણામે મિ૦ રોબર્ટસન રાયજી સાહેબ વિરૂદ્ધ વહેમાઈ જતાં તેમને ઇનસાફ આપતાં અટકી પડેલા હતા. આ કૃત્રિમ હકીકત એક નવું જૂઠાણું હતું, અને એ જૂઠાણું હતું એ વાત ઇ૦ સ૦ ૧૯૧૭માં દિલ્હી સરકારે રાયજી સાહેબવાળા કામની તપાસણીમાં નિશ્ચિત કરેલું પણ છે, એટલે અહીં આપણે એ સંબંધમાં અધિક વિવેચના કરવાનું બંધ રાખશું. એ છતાં આપણે અહીં એટલું તો કહેશું જ કે, પુરુષોત્તમરાયજીને થયલ ઘોર ગેર-ઇનસાફ ઉભો રાખવાના હેતુથી એમના 'પરમ સ્નેહી બાઇથી' બાઇશંકરે જે પાસો ફેંકેલો તે અલ્પકાળને માટે સફળ તો થયલો જ, અને પુરૂષોત્તમરાયજીને બાગે, તેમના પોતાના કામ પરત્વે અધિક પરિશ્રમ ઉઠાવવાનો પ્રસંગ ઉભો થઈ ગયલો પણ ખરો. વઝીર બહાઉદીનભાઇને તો હરકોઇ ઉપાયે મહોટા અપરાધી ઠરાવી દેવાનો નિશ્ચય બ્રિટિશ રાજદ્વારીય ખાતાનો હતો જ અને તે કામ બાઇશંકરજીએ ગમે તે માર્ગે પાર ઉતારવાનું હતું જ. પણ આ કામને સફળ કરવામાં આ સોલિસિટર સાહેબને કાંતો પુરૂષોત્તમરાયજી અગર તો શેઠ નથુભાઇ એ બેમાંથી જો એકની પણ મદદ મળી શકે તો જ એ કામમાં સફળતા મળે તેમ હતી. આમ હોઇને બાઇશંકરજીએ રાજકોટના સુવિખ્યાત વકીલ ગુલાબરાય વજેશંકર છાયા કે જેઓ અમદાવાદ ગયલા હતા તેમની

મારફત રાયજી સાહેબને, વઝીર સાહેબ સામેના કામમાં ઉપકારક થવાને માટે કહેવડાવેલું હતું, પરંતુ રાયજી સાહેબે એ એમની ઇચ્છાને તૃપ્ત કરેલી નહિ, અને તેથી પણ ભાઈશંકરજીને પુરૂષોતમરાયજી ઉપર રોષ ચઢેલો હતો, અને તેને પરિણામે એમણે પોતાની બુધ્ધિનો ઉપયોગ કરીને રાયજી સાહેબને વઝીર સાહેબે કરેલ શાહપુર ગામની ઉપજના એક લાખ રૂપીઆની કહેવાવલ ઉચાપતના ભાગી નહિ તો પછી જાણકાર તરીકે ગણાવી દઈને થોડાઘણા પણ મલિન ઠરાવી દેવાની યોજના ઘડી કાઢેલી હોવી જોઈએ એમ આપણે સુખેથી કહી શકીએ. મતલબ કે, પુરૂષોત્તમરાયજીનો પરાભવ કરવાને અને તેમ કરવામા શકય તેટલા પ્રમાણમા વઝીર બહાઉદીનભાઇના નામઠેહને દૂષિત તથા કલંકિત કરવાના હેતુથી ભાઈશંકરજીએ જુનાગઢના બ્રિટિશ વાલી-વહીવટદારની સેવામા રહીને આર્થિક દૃષ્ટિએ પોતાને તેમજ પોતાના આશ્રિતાને લાભકારક ગણાય તેવો પરંતુ મિથ્યા નીવડેલો જે મહાપરિશ્રમ વેઠેલો છે તે જો તેમણે વેઠેલો ન હોત તો પુરૂષોતમરાયજીને વહેલો, સાચો અને પુરેપુરો ઇનસાફ આ ઇ૦ સ૦ ૧૯૧૨ની સાલમા જ મળી જાત, રાજ્યને પાછળથી હજારો રૂપીઆનો જે મહોટો તથાપિ સાવ ખોટો વ્યય કરવો પડેલો છે તે કરવો ન પડત ઇ. સ ૧૯૦૬ તથા ઇ૦ સ૦ ૧૯૧૨મા અનુક્રમે રાજ્ય અને મિ. રોબર્ટસને ચલાવેલ મુમો પરત્વે ઇ. સ ૧૯૧૮મા (સર) આર. ઇ. હોલાંડે રાયજી સાહેબના કામ પરત્વે દિલ્હી સંમરમા પેશ કરેલ વૃતાંત લેખમા જે અર્થ ગંભીર શબ્દોમા અવળી ટીકા કરેલી છે તે કરવાનો પ્રસંગ તેમને ન મળત, અને છેલ્લે રાજ્યના વાલી વહીવટદાર મિ. રેંડોલને પોતાની અમલ બ્રિટિશ નોકરી છોડીને ઇંગ્લાંડમા જઇ બેસવાનો વારો આવેલ તે આવત જ નહિ.

ઉપર પ્રમાણે મિ રોબર્ટસનને હાથે ન્યાય મળી શકેલો નહિ એટલે પછી આગળ વધીને ન્યાય મેળવવા માટે બ્રિટિશ સરકારની કચેરીઓના બારણા ખખડાવવાની જરૂર પુરૂષોતમરાયજીને પડે એ એમના જેવા સત્યાગ્રહીને માટે એક સ્વાભાવિક કર્તવ્ય થઇ પડેલુ તા. ૨૬-૫-૧૨ને રોજ પુરૂષોત્તમરાયજીએ મુંબઇના તે વખતના ગવર્નર લોર્ડ વિલિંગ્ડનને, આ મિ૦ રોબર્ટસને આપેલ નિર્ણય સામે એક વિવાદ-અર્જી, તે સમયના 'એજંટ ટુ ધ ગવર્નર' મારફત મોકલી આપેલ, અને તેનો જવાબ તેમને તા૦ ૨૨-૮-૧૩વાળી મુંબઈ સરકારની યાદી અંક ૫૦૧૯થી, કાઠિયાવાડના 'એજંટ ટુ ધ ગવર્નરના' આસીસ્ટંટ મદદનીશ મિ૦ ડબ્લ્યુ૦ પી૦ મેતીની ચીઠ્ઠી તા૦ ૧૮-૮-૧૩ને રોજ એવો

આપેલ તેમને ન્યાયદાન કરીને તેમને ફસાવી રહેલ જાળમાંથી મુક્ત કરી દેવા એ તો એક પ્રકારની કુનીતિ પ્રયોગ કર્યા બરાબર થઈ પડે એવી ભીતિ એ સામ્રાજ્યવાદી ગવર્નર સાહેબને ઘેરી રહેલી હતી, એમ એમના પૂર્વોક્ત વિચારનો અસ્વીકાર કર્યાના તથા તે પછીના આજ પુરુષોત્તમરાયજી પ્રતિના તેમના વર્તન ઉપરથી સ્પષ્ટ જણાઇ આવ્યા વિના રહેતું નથી તેમા વળી એ ગવર્નર સાહેબના રાજદ્વારીય કર્મચારી મિ૦ રોસ્ટમન તો જૂનાગઢની વહીવટદારી ચાખી આવેલ હતા, એટલે પણ પુરુષોત્તમરાયજીએ નોંધાવેલ વિવાદ અસ્વીકાર્ય ઠરે તેમા નવાઇ ન હતી આ લોર્ડ મિન્ટો ગુન પોતે જૂનાગઢ રાજ્યના વહીવટ પરત્વે ઉંડો રસ ધરાવી રહેલ હતા અને તેમણે જૂનાગઢની નવાબી એટલા બધા પ્રમાણમા પોતાને ગળે વળગાડી રાખેલી કે તેઓ ખુદ પાછળથી જ્યારે હિંદુસ્તાનના ઉપરાજને પદે આરૂઢ થયના હતા ત્યારે પણ તેમણે નવાબ મોહબતખાનજી ત્રીજાના રાજકાળમા જૂનાગઢના એક અમીર શેખ મહમ ભાઈ કે જેઓ દીવાનને પદે હતા તેમને દીવાનગીરી-એથી ખસેડાવીને તેમને ઠેકાણે પોતાના એક આપ્ત અંગ્રેજ ગ્રહસ્થ સર પેટ્રિક કેડલને, ગમે તે ગણો દીવાનનું પદ અપાવી દીધેલું હતું ! મતલબ કે જૂનાગઢ રાજ્ય કે જેને ઘણા વર્ષની મહેનતે અને વાકાચૂકા નીતિપ્રયોગે માંડમાંડ બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ પોતાનું ભક્ષ્ય બનાવેલું હતું તેને ફરીથી અનક્ષ્ય રૂપમા ન પરિણમવા દેવા માટે જેટલા અંતરાયો, શક્ય તેટલી દીર્ઘ દૃષ્ટિ વાપરીને ઊભા કરી શકાય તેના અંતરાયો ઊભા કરવાને લોર્ડ મિન્ટોગુન વાળી મુંબઈ સરકાર મથી રહેલ હતી એ વાત પરત્વે કોઇ શંકા ઉઠાવી શકે તેમ નથી આવા સંયોગમા એ સરકારના આપખુદ ફરમાન સામે હિંદુસ્તાનના ઉપરાજ લોર્ડ હાર્ડિંજ તરફ અર્જ મોકલવી એ જ એક માર્ગ હવે પુરુષો-ત્તમરાયજીને માટે ખુલ્લો દેખાતો હતો, અને તેથી તે માર્ગે ચાલીને તેમણે ઇ૦ સ૦ ૧૮૧૪મા એક અર્જ એ ઉપરાજ સાહેબ તરફ મોકલી આપેલી હતી પરંતુ એ માર્ગ પણ અંતરાય રહિત ન હતો એ માર્ગ મુંબઈ સરકારના અધિકાર પ્રદેશમાંથી પસાર થઈ દિલ્હી તરફ જતો હતો એટલે એ મુંબઈ સરકારનું ચાલ્યું ગમે તેવા પ્રકારશીને આગળ વધતો અટકાવી શકે તેમ હતું મતલબ કે, પુરુષોત્તમરાયજીએ જે અર્જ ઉપરાજ સાહેબ તરફ મુંબઈ સરકાર મારફત રવાના કરેલી તેને આ લોર્ડ મિન્ટોગનવાળી સરકારે અટકાવી દીધેલ હતી એટલું જ નહિ, પરંતુ એ અર્જ સંબંધમાં પ્રાપ્ય પ્રમાણો જાહેર ન આપવાનું એ સરકારે ઉચિત ધાર્યું હતું ન પણ હતું ! આ પ્રમાણે દેઢ વર્ષ

પર્યંત મુંબઈ સરકાર તરફથી પૂર્વોક્ત અર્જી ઉપરાજ સાહેબ તરફ રવાના થઈ છે કે નહિ તે બાબત કોઈપણ ખબર ન મળેલ ત્યારે રાયજી સાહેબે તા૦ ૨–૯–૧૫વાળી એક બીજી અર્જીથી એ સબંધમાં મુંબઈ સરકારને ઉઘરાણી કરેલી હતી અને તેનો જવાબ તેમને લગભગ છ મહિને તા૦ ૧૯–૨–૧૬વાળી યાદી અંક ૧૨૫૨થી એવો મળેલ કે– 'તમારી **અર્જી આગળ ઉપરાજ તરફ ન મોકલવાનો ઠરાવ સરકારે કરેલો છે!'** આ જવાબ ઘણોજ વિચિત્ર હતો; કારણ કે પૂર્વોક્ત અર્જીને આગળ રવાના ન કરવા માટે મુંબઈ સરકારે જે ઠરાવ કરેલો કહેવાયલ તે ઠરાવ તે સરકારે ક્યારે કરેલો અને તેનો ઠરાવ કર્યાના ખબર તેણે પુરુષોતમરાયજીને કયા કારણે ન આપેલ એ બધી બાબત આજસુધી અંધકારમાં જ રહેલી છે. એ છતાં આ સબંધે હરકોઈ માણસ એ સમયના જૂનાગઢના હાલહવાલ સમજીને ગમે તેવી કલ્પના કરી શકે તેમ તો છે જ. આમ રાયજી સાહેબનો પ્રયાસ–રથ મુંબઈથી અટકી પડેલો અને દિલ્હી તો ક્યાંનું ક્યાં દૂર જઈ બેઠું હતું! પુરુષોતમરાયજીની ગાડી આમ અટકી પડી–પંકનિમગ્ન બની બેઠી તો ખરી પરંતુ પુરુષોતમરાયજી તો એક ધૈર્યસંપન્ન તથા સતત પ્રયત્નશીલ પ્રકૃતિના પુરુષાર્થમૂર્તિ રૂપ હતા એટલે એમણે પોતાના માર્ગને ખુલ્લો રખાવે એવી જોગવાઈ આગળથી જ કરી રાખેલી હતી એ જોગવાઈ આ પ્રમાણે હતી. ઈ૦ સ૦ ૧૯૧૦ના ચોમાસામાં રાયજી સાહેબ પોતાના એક અનન્ય હિતૈષી નરેશ મોરબી રાજ્યના મહારાજા સર વાઘજીની તજવીજથી પુના મુકામે સર ક્લોડહિલ સાહેબને મળી શક્યા હતા અને એ સાહેબ પાસેથી મેળવેલી ભલામણ ચિઠ્ઠીને આધારે એમણે એ જ સાલમાં મિ૦ રેનોલ્ડને મળવા સારૂ તેની સાથે પત્રવ્યવહાર કરેલો પણ હતો પરંતુ જુનાગઢના રાજ્યના ગાદી થયેલ એ અંગ્રેજ વાલી–વહીવટદાર સાથે જે મુલાકાત અપેક્ષિત હતી તે તો જે તારીખે થવાને નિર્મિત થયલી તે તારીખે જ થઈ શકે તેમ બનેલું હતું આખરે લગભગ ત્રણ વર્ષોના ગાળા પછી તા૦ ૧૧–૫–૧૬ને રોજ નૈનીતાલ મુકામે મુલાકાત આપવાની કૃપા એ મિ૦ રેનોલ્ડને સૂઝેલી અને તેને પરિણામે રાયજી સાહેબને થયલ ઘોર અન્યાય દૂર થવાની આશાનું કિરણ આ પ્રસંગને આવરી રહેલ ગાઢ તિમિરને ભેદીને થોડીકવાર અજવાળતું મારેલ પણ ખરૂં. પણ આશા અને તેની સફળતા વચ્ચે ઘણી જામિનગીઓ રહેલી હોય છે પ્રસ્તુત વિષયે ખરી વાત તો એ હતી કે, એ આશાકિરણ કોમળ હતું અને તેથી તે નાગદારીય નીહાર–ધૂમસ–ને ભેદીને પ્રકાશ આપી શકે તેમ ન હતું

આમ હેઇને એ કિરણ જેવું પ્રકટેલું તેવું જ અદશ્ય થઇ જવા પામેલું હતું. આ તા૦ ૧૫-૫-૧૬વાળી મુલાકાત અને તા૦ ૧૮-૯-૧૩ સુધીના પાછલા સમય દરમીઆન મુંબઇ સરકાર અને મિ૦ રેંડોલ વચ્ચે પૂર્વ સૂચિત સલામણુ ચિઠી પરત્વે કોઇપણ પ્રકારની સલાહમસલત ચાલી હોય એ સંભવિત હકીકત છે. મિ૦ રેંડોલ, મિ૦ રોબર્ટસન અને લોર્ડ વિલિંગડન એમનું ત્રિતય કોઇ પણ વાતે ન્યાયી થવાને તૈયાર ન હતુ. પરંતુ સર કલોડ હિલ જેવા રાજ્યાધિકારીએ પુરૂષોત્તમરાયજીના કામ પરત્વે લીધેલ રસ. સાવ ઉપેક્ષિતવ્ય પણ ન હતો, એટલે કોઇપણ યુક્તિથી ઇષ્ટસિધ્ધિ કરી લેવાની સંતલસ મિ૦ રેંડોલે મુંબઇની પૂર્વોક્ત ત્રિમૂર્તિને મળીને કે લખીને કરી લીધેલી હશે તે પછી જ પૂર્વનિર્દિષ્ટ તા૦ ૧૧-૫-૧૬વાળી રાયજી સાહેબની મિ૦ રેંડોલ સાથેની મુલાકાત વેરાવળ મુકામે ગોઠવાયલી હતી. રાયજી સાહેબ તા૦ ૧૧-૫-૧૬ને રોજ વેરાવળ ગયલા અને ત્યાં તેમણે મિ૦ રેંડોલની મુલાકાત લીધેલી. પરંતુ એ મુલાકાત શુભ પરિણામી બનેલી નહિ. એ મુલાકાતને પ્રસંગે, અમે જાણી શકયા છીએ તેમ, મિ૦ રેંડોલનું માનસ સમાધાનક રૂપવાળું હોવાને બદલે પાકી વિરુધ્ધતા શત્રુતા વાળું પ્રથમથી જ બની રહેલું હતું. અને જાણે કે કોઇ ક્ષુદ્રકોટીનો અર્જદાર પોતાની સમક્ષ હાજર થઇ હાથ જોડીને કરગરતો ઉભવાનો હોય એવી કલ્પના કરીને તેને અનુસરતી ગોઠવણ એ * હજુર બની બેઠેલ મિ૦ રેંડોલે રાયજી સાહેબને સત્કારવા અગર તો અપમાનિત કરવાને કરી રખાવેલી હતી! પરંતુ પુરૂષોત્તમરાયજી જેવાને મળવાને પ્રસંગે એ હજુર સાહેબને જે એક ખ્યાલ રહેલો નહિ કે, જે પુરૂષને તેઓ પોતે દૂષિત ગણી અવમાનિત કરવા ધારી રહેલા હતા તે પુરૂષોત્તમરાયજીને જનતા નિર્દોષ ગણીને પૂજી રહેલી હતી; એટલું જ નહિ, પરંતુ એ મહાપુરૂષને ન્યાય મેળવવાની બાબતે જે અનેક અવરોધ પરંપરાનો સામનો કરવો પડતો હતો તેનું પણ સંપૂર્ણ ભાન હતું. વેરાવળવાળી મુલાકાતનો ગર્ભપાત થયા પછી રાયજી સાહેબ રાજકોટ જવાને નીસરેલા ત્યારે રેલ્વે સ્ટેશને પહોંચીને પણ વેરાવળના અગ્રગણ્ય તેમજ બીજા લોકોએ તેમને જે ભવ્ય માન આપેલું હતું તેને લગતી હકીકત સાંભળીને પણ આ જુનાગઢના હંગામી નવાબ જેવા બની બેઠેલ મિ. રેંડોલની દ્વેષબુદ્ધિમાં વૃધ્ધિ થઇ ગયલી નહિ હોય એવું કહી શકાય નહિ. પુરૂષોત્તમરાયજી પણ એક કાળે રાજ્યમાં

* જૂઓ રા૦ મનસુખલાલ રવજી મહેતા કૃત દેશી રાજ્યોના પ્રશ્નો પત્ર પાચમે પાન ૩૪.

ક્રોષ્ટતા ભોગવી રહેવા હતા એટલીજ વાતનું ભાન મિ૦ રેડોલે રાખ્યું હોત તો તેનો દર્પ આ પ્રમંગે દેખાઇ પડત નહિ. મતલબ કે, ગમે તેવા અનિષ્ટ વાતાવરણમાં આ ઉભય રાજપુરૂષોનું મિલન તો થયનું જ અને એ મિલન અંગે મિ૦ રેડોલે વિરૂધ્ધ ભાવથી જ વાતચીત શરૂ કરેલી હતી. અને એ પોતે, જાણે કે કોઈ મ્હોટી મહેરબાની બતાવવાને સજ્જ થયલા હોય એવો ડોળ કરીને, તેમના પોતાના શબ્દોમાં કહીએ તો, પુરૂશોત્તમરાયજીની લાંબી અને કિંમતી નોકરીનો તથા તેમને ભોગવવી પડેલી મુશ્કેલીઓ-નો ઉલ્લેખ કરીને તેના બદલામાં, નીચે આપેલ શરતોએ, માસિક રૂપીઆ ત્રણસોનું નિવૃત્તિ વેતન (પેન્શન) તેમને તેમની હયાતી સુધી બાંધી આપવાની અસાધારણ અને અદભુત ઉદારતા એ 'હજુર' સાહેબે બતાવી દીધેલી પણ હતી !:-

## શરતો.

'(૧) તમારે રાજ્ય સામેના તમારા તમામ દાવાઓ તથા અર્જ હેવાલો કાયમને માટે પાછા ખેંચી લેવા; '

'(૨) (બ્રિટિશ) * વહીવટી-તંત્રને તથા નવાબ સાહેબને હમેશાને માટે વફાદાર રહેવું, '

'(૩) (બ્રિટિશ) વહીવટી-તંત્રની તેમજ નવાબ સાહેબની પરવાનગી વિના તમારે જુનાગઢમાં રહેવાનું નહિ. '

આ ત્રણે શરતોમાં દરેક શબ્દ મિ૦ રેડોલે સૂક્ષ્મબુધ્ધિથી તોળીતોળીને વાપરેલો હોય એમ દેખાય છે અને તે ત્રણે શરતો એ હજુરના મનોભાવને દર્શાવનાર મંત્રનું કામ પણ કરી આપે છે. મિ૦ રેડોલ કોઇપણ પ્રકારની ભીતિ રાખી રહેલ હશે એવું પણ પૂર્વોક્ત શરતમાં એ વખત વપરાયલ વહીવટી-તંત્ર શબ્દથી સૂચિત થઇ આવે છે. પ્રથમ તો મિ૦ રેડોલે પુરૂષો-ત્તમરાયજીની લાંબી અને કિંમતી નોકરીનો તથા તેમને ભોગવવી પડેલ મુશ્કેલીઓનો જે સ્વીકાર કરેલો છે તે આપણું ધ્યાન ખેંચે તેવો છે. આ પ્રમાણે મિ૦ રેડોલે લખીને આપેલ શરતોના પ્રસ્તાવમાં જે કહેલ છે તે જો તેમણે ખરા દિલથી જ કહેલું હોય તો પછી એ સાહેબ પુરૂષોત્તમરાયજીને

* એડમિનિસ્ટ્રેશન

સંપૂર્ણ ન્યાય આપવાની બાબતે શા માટે દિલ ચોરી રહેલા, એવો પ્રશ્ન હરકોઈના મનમાં ઉઠ્યા વિના રહેશે નહિ. પુરૂષોત્તમરાયજી ઉપર મૂકાયલ તહોમતનો ફેજ કરી નાંખે એવો પુરાવો એ મિ૦ રેંડોલના કબજામાં હતો છતાં તે તહોમત રદ કરવામાં એ સાહેબને શો વાંધો હતો? પુરૂષોત્તમરાયજી લડી રહેલા તે ફક્ત તેમની પોતાની લુંટાઈ ગયલી મિલ્કત માટે નહિ, પરંતુ તેમના ઉપર જે બનાવટી આળ ઓઢાડવામાં આવેલ તે રદ કરાવવા માટે જ. વસ્તુતઃ તો પુરૂષોત્તમરાયજીની લુંટાઇ ગયલી મિલ્કત નવાબ સાહેબ રસુલખાનજીએ સુરક્ષિત રખાવી મૂકેલી હતી એટલે એ મિલ્કતને રાજ્યખાલસા રાખી લેવાનું એક પણ કારણ મિ૦ રેંડોલને હતું જ નહિ. પુરૂષોત્તમરાયજી ઉપરનું તહોમત રદ કરવાની બાબતે આ મિ૦ રેંડોલે તેમના તરફથી અપાયલ શરતોમાં એકપણ શબ્દ કહેલો નથી એ હકીકત જ એ સાહેબના મનની કુબ્જતા બતાવનારી ગણાશે. જે ત્રણ શરતો તેમણે પુરૂષોત્તમરાયજી સમક્ષ મુકેલી તે એવી છે કે, કોઈપણ સામાન્ય બુધ્ધિનો માણસ તેમનો સ્વીકાર કરી શકે નહિ. રાયજી સાહેબને તેમની હયાતી સુધી માસિક ત્રણસો રૂપીઆનું નિવૃત્તિવેતન બાંધી આપવાની મિ૦ રેંડોલે કરેલ દરખાસ્ત વ્યર્થ જ હતી; કારણ કે તેટલું નિવૃત્તિવેતન સ્વીકારી લેવામાં આવે તો તેના બદલામાં પુરૂષોત્તમરાયજીએ પોતાના ઉપર મુકાયલ તહોમત કબુલ રાખવું પડે તેમ હતું એટલું જ નહિ પરંતુ પોતાનાં ઘરબાર, ગામ ગ્રાસ, બાગ વગેરે તમામ સ્થાવર જંગમ મિલકત ઉપરનો બધો હક તેમને પોતાને તથા તેમના વંશજોને છોડી દેવો પડે તેમ પણ હતો. પુરૂશોત્તમરાયજીને અપરાધીની કોટીમાં રાખીને મિ૦ રેંડોલ તેમને નિવૃત્તિવેતન આપવાને તૈયાર થાય એ શું એક હાસ્યજનક ઘટના નથી? વળી બીજી શરત પણ વિચિત્ર હતી. નવાબ સાહેબને વફાદાર રહેવું એવો ઉપદેશ મિ૦ રેંડોલે આપેલ તે કેવળ અર્થહિન હતો કારણ કે નવાબ સાહેબને તેમજ તેમની ગાદીને વફાદાર રહેવું એ તો પુરૂષોત્તમરાયજીનો કુળ ધર્મ હતો જ અને તે ઉપરાંત પુરૂષોત્તમરાયજીને ત્રાસ આપવામાં રાજ્યે લેશ પણ બાકી રાખેલું ન હતું છતાં તેમણે પોતાની વફાદારીને સર્વથા નિર્મળ રાખી દેખાડેલી હતી જ એટલુંજ નહિ પરંતુ જે નવાબના રાજકાળમાં તેમને ત્રાસિત કરવામાં આવેલ તે જ નવાબે તેમને પોતાના આપ્ત મંત્રી ગણીને સન્માનેલા પણ હતા. આ તો ઠીક પરંતુ બ્રિટિશ વાલી-વહીવટ તંત્રને વફાદાર રહેવાની ફરજ પાડવાને મિ૦ રેંડોલ પ્રેરાયલા તેનું કારણ શું હશે? આ પ્રશ્ન જેટલો ગંભીર છે તેટલો વિચારણીય પણ થઇ પડે છે. બ્રિટિશ

વાલી વહીવટમાં શું એવા છિદ્રો હતાં કે જેને લીધે મિ૦ રેંડાલે પુરુષોત્તમરાયજીને એક ભયમૂર્તિ રૂપ ગણી લીધેલા હશે? બ્રિટિશ વાલી-વહીવટકારથી અધિષ્ઠિત વહીવટીતંત્ર તરફ વફાદારી રાખવાનું બંધન કોઇ ઉપર મૂક્યું તેનો અર્થ એટલો જ થાય છે, એ વહીવટતંત્રમાં ગમે તેવી અનિષ્ટતા પ્રવર્તેલ હોય કે પ્રવર્તી રહે તોપણ રાજ્યની રૈયતે કે કોઇએ તે સામે પુકાર ઉઠાવવો નહિ. અમને લાગે છે કે આ પ્રકારની શરત મિ૦ રેંડાલે પોતાના તથા પોતાના સહકારીઓના પિંડોને સુરક્ષિત રાખવાના હેતુથી જ કરેલી હતી. ત્રીજી શરત તો વળી પુરુષોત્તમરાયજીને પોતાને હાથે જ પોતાના વતનમાંથી બહિષ્કૃત રખાવે તેવી જ હતી, જૂનાગઢ રાજ્યનો વહીવટ જ્યાંસુધી અંગ્રેજ વહીવટદારના હાથમાં હોય ત્યાં સુધી તો જૂનાગઢમાં આવી વસવા માટે નવાબ સાહેબની પરવાનગી મેળવવાનો અવકાશ કોઇને પણ ન હોય એ દેખીતું હતું એટલે એવી પરવાનગી માગવાની જરુર પુરુષોત્તમરાયજીને પડે તો તેવી પરવાનગી તેમણે આ મિ૦ રેંડાલ કનેથી જ મેળવવી પડે તેમ હતું, અને તેવી પરવાનગી મિ૦ રેંડાલ કદાચિત આપે પણ નહિ અને આપે તો તે આપવામાં તે અન્ય કોઇ બાધક શરત ન મૂકે એમ પણ કહી શકાતું ન હતું; નવાબ સાહેબની પરવાનગી મેળવવાનો પ્રશ્ન તો તેઓ સ્વતંત્ર રાજકર્તા બને ત્યારે જ ઉપસ્થિત થાય તેમ હતું. છતાં મિ૦ રેંડાલે બ્રિટિશ વાલી-વહીવટના તેમજ નવાબ સાહેબ સ્વતંત્ર રાજકર્તા બને ત્યારે તેમના રાજકાળમાં પુરુષોત્તમરાયજીએ પરવાનગી મેળવ્યા સિવાય જૂનાગઢમાં રહેવું નહિ, એવી પ્રતિબંધક કલમ કયા હેતુથી આગળ ધરી હશે તેનો ખુલાસો કાં તો મિ૦ રેંડાલ આપી શકે અગર આપણે આપણી તર્કશકિતથી તે મેળવી લેવો પડે. આ હકીકતની ઐતિહાસિક દષ્ટિએ સૂક્ષ્મ પરીક્ષા કરતાં અમને લાગે છે કે, બ્રિટિશ સરકારની રાજનીતિ મેકિયાવેલીના નીતિસૂત્ર મુજબ રાજ્યમાંના ઉચ્ચતમ ગણાય તેવાં વૃક્ષકાંડોને કાપી નાંખવાની હતી. એટલુ જ નહિ પરંતુ જૂનાગઢ રાજ્યની અમલ નીતિપ્રણાલિકાનો અખંડ નિર્વાહ જે પ્રકારની મુત્સદ્દીગીરીને બળે થઈ રહેલો હતો તે પ્રકારની મુત્સદ્દીગીરીનો લોપ હમેશને માટે કરી નાંખવાનો હતો, અને તેથી જ આ પહેલી જ વાર નિયુક્ત થયલ બ્રિટિશ વાલી-વહીવટના કાળમાં વઝીર બહાઉદ્દીનભાઈ અને પુરુષોત્તમરાયજી એવા બે, હિંદુ અને મુસલમાન જાતિઓને સંકલિત કરી રાખનાર સમર્થ મુત્સદ્દીઓને નષ્ટપ્રાય કરી નાંખવાનો ધૃણાપાત્ર પ્રયાસ થયલો હતો. એક વાત અહીં ખાસ આપણુ ધ્યાન ખેંચે તેવી છે પુરુષોત્તમરાયજી ઉપર નવાબ સાહેબ રસુલખા-

નજીના રાજકાળમાં ગમે તે કારણે તહોમત મૂકાયેલું અને તેમની તમામ મિલકત પડાવી લેવાયલ પણ હતી; પરંતુ એ નવાબે રાયજી સાહેબનું આગમન જૂનાગઢમાં ઇચ્છેલું હશે તે કારણે તેમને દેશપાર કરેલા ન હતા, અને તે છતાં આ મિ૦ રેંડોલ રાજ્યના વધારે પડતા હિતૈષી બનીને પુરુષોત્તમરાયજીને રાજ્યમાંથી બહિષ્કૃત જેવા રાખવા રખાવવાને ઉત્સુક થયેલા હતા એ એક એવી સમસ્યા છે કે તેની પૂર્તિ અમારા આ લેખના પાઠકે પોતાની મેળે જ કરી લેવી જોઇશે. આપણે આપણા આ વિષયની ઉપકથા રૂપે એમ પણ અહીં કહી શકીએ કે પૂર્વોક્ત બીજી અને ત્રીજી શરતોથી સૂચિત થઈ આવતી બ્રિટિશ રાજનીતિને પરિણામે બાબી રાજકુળનો લોપ પણ થવા પામેલો છે.

ઉપર મુજબ મિ૦ રેંડોલે પુરુષોત્તમરાયજી સમક્ષ પોતાની શરતો મૂકેલી ત્યારે તે પરત્વે વિચાર કરી જવાબ દેવાને માટે પુરુષોત્તમરાયજીએ પંદર દિવસની મહેતલ માગેલી હતી. પરંતુ મિ૦ રેંડોલ તો અઠતાળીસ કલાકથી વધારે મુદત મંજુર કરવાને તૈયાર થયેલા નહિ! અને તેટલી સંકડામણ ઊભી કરીને સમાધાનની વાતને તોડી પાડવી અગર તો આપખુદ શરતોનો પુરુષોત્તમરાયજી પાસે સ્વીકાર કરાવી લેવો એવી ધારણા મિ૦ રેંડોલે રાખી હોય એમ દેખાય છે. પરંતુ પુરુષોત્તમરાયજી સાંકડી શેરીમાંથી પણ સોંસરવા નીકળે તેવા હતા, એટલે તેમણે તરતજ રાજકોટ પહોંચી જઇને તા૦ ૧૩-૫-૧૬ના પત્રથી પોતાનો જવાબ આ વાલી-વહીવટદારને મોકલી આપેલો હતો. એ જવાબમાં એમણે બીજી તથા ત્રીજી શરતનો સ્વીકાર કરેલો; પરંતુ તહોમતમાંનું ઊભું રહેવા દઇને તેમ વળી પોતાના વંશજોના હક ડૂબાવીને ફકત નિવૃત્તિ-વેતન સ્વીકારી લેવાની વાત તેમણે અગ્રાહ્ય ગણીને પહેલી શરત નાકબૂલ લખી જણાવેલી હતી. મિ૦ રેંડોલને તો ફકત સમાધાન કરવાનો ખોટો વેષ જ ભજવવાનો હતો. એટલે પુરુષોત્તમરાયજીએ આપેલ પૂર્વકથિત જવાબથી આ બ્રિટિશ વહીવટદારને તો 'ભાવતું હતું તેવું વૈદે કહ્યું' એ પ્રમાણે સંતોષાનંદ થઇ ગયલો! વ્યાપારીકરીને અગર તો ઉભય પક્ષે પ્રીતિકર ગણાય તેવું સમાધાન કરી રાયજી સાહેબને ઉજ્જવલ થવા ન દેવાની પેરવી કરાઇને જ વેરાવળવાળું મિલન ગોઠવાયલું હતું એટલે પરપ્રેરિત સમાધાનની આ વાત અંતે પડી ભાંગેલી હતી, અને આ ઉભય પક્ષો પ્રથમ જ્યાં હતાં ત્યાં પુનઃ ઉપસ્થિત થઇ ગયલા હતા. હવે આપણે મૂળ વિષયમાં આગળ પ્રવાસ ખેડશું.

તા૦ ૧૯-૨-૧૬ને રોજ મુંબઇ સરકારે, નામદાર ઉપરાજ સાહેબ તરફ મોકલવાનો જે વિવાદ સ્થગિત કરી રાખેલો હતો તે સંબંધે તા૦ ૨૧-૩-૧૬ને રોજ રાવજી સાહેબને ખબર આપેલી. એટલે રાવજી સાહેબે સ્વ૦ સર ચિમનલાલ હરિલાલ સેતલવડે ઘડેલ તા૦ ૧૨-૬-૧૬વાળી એક અર્જ મુંબઇના ગવર્નર લોર્ડ વિલિંગડન તરફ મોકલી આપેલ, આ અર્જમાં, ખાસ કરીને, મિ૦ રેંડોલે આપેલ શરતો તથા તે પરત્વે પોતાના તરફથી અપાયલ જવાબનો રાવજી સાહેબે સમાવેશ કરેલો હતો. એટલું જ નહિ, પરંતુ તા૦ ૧૪-૩-૧૪વાળી પોતાની અર્જ ના૦ ઉપરાજ સાહેબ તરફ રવાના કરવા માટે તેમણે તેમાં ઉધરાણી રૂપે વિનતી પણ કરેલી હતી. પરંતુ આ અર્જના આઠમા પરિચ્છેદમાં, 'સર્વોપરિ સત્તાને વચ્ચે પડવા ફરજ પાડે એવા અત્યંત પ્રમાણમાં એ (જૂનાગઢના) દેશી રાજ્યમાં કુશાસન પ્રવર્તી રહેલ છે' એવા શબ્દો સર ચિમનલાલે વાપરેલા હતા એટલે એ શબ્દો એ સમયના કાઠિયાવાડના એજંટ ટુ ધ ગવર્નર મિ૦ ઈ૦ મેકોનોકીને ઘણા જ અપમાનકારક અને અયોગ્ય લાગી જતાં એ સાહેબે પૂર્વોક્ત તા૦ ૧૨-૬-૧૬વાળી અર્જ મુંબઇ સરકાર તરફ રવાના ન કરતાં એ અર્જ કરનાર એજંસીની સનંદ ધરાવનાર નથી માટે (ઘડનારને ભરવી પડતી) લાગતના રૂપીઆ પાંચ મોકલી આપવાનો હુકમ તા૦ ૨૨-૬-૧૬ને રોજ કરી દીધેલો હતો. આમ રાવજી સાહેબની પૂર્વનિર્દિષ્ટ અર્જ આગળ રવાના ન થતાં એજંસીની કોઠીમાં સ્થગિત થઇ ગયલી ત્યારે સર ચિમનલાલ સેતલવડે, એજંટ ટુ ધ ગવર્નર સાહેબે જે શબ્દોને વાંધાવાળા ગણેલા હતા તે શબ્દો પરત્વે તા૦ ૨૬-૬-૧૬-ના પત્રથી યોગ્ય શબ્દોમાં તથાપિ ભારપૂર્વક ખુલાસો લખી મોકલેલો હતો અને તેને પરિણામે એ અટકાવાયલી અર્જ મુંબઈ સરકાર તરફ રવાના થઇ ગયલી હતી. પરંતુ (રાવજી સાહેબના આ કામમાં ડગલે ડગલે 'પરંતુ' આવ્યા જ કરે છે) મુંબઈ સરકારે એ આખુંય કામ દિલ્હી સરકાર તરફ મોકલવાનું વ્યાજબી માનેલું નહિ અને તે અર્જને પણ ત્યાં જ તે સરકારે સ્થગિત કરી દીધેલી હતી ! આમ કરવાનું કારણ એક જ હતું અને તે એ કે, લોર્ડ વિલિંગડને આ પુરુષોત્તમરાયજીના કામને આગળ ન મોકલવાનો ઠરાવ અગાઉથી જ કરી રાખેલો હતો ! પૂર્વગ્રહનો અગર તો મનોગત ભીતિનો મહિમા શું ઓછો હોઇ શકે ! પુરુષોત્તમરાયજીના આ કામ પરત્વે લોર્ડ વિલિંગડન મિ૦ રોબર્ટસન અને મિ૦ રેંડોલ એ ત્રણ અંગ્રેજ સાહેબોની એકરસ મંડળી જ પૂર્વોક્ત પ્રકારના દુરાગ્રહનું કારણ કહી શકે તેમ હતા. આવા પ્રતિબંધક

સંયોગમાં ગમે તેવો સમર્થ મનુષ્ય પણ ગુંગળાઇ જાય. પરંતુ સત્યનો બેલી પ્રભુ છે એટલે તે છેક છેલ્લી ઘડીએ પોતાની કોઇ અગમ્ય ગતિથી સત્યને પક્ષે ચઢીને સત્યનિષ્ઠાવાળાને સહાયતા આપ્યા વિના રહેતો નથી જ. પ્રપોટ ફૂટવા જોગો ફૂલી જાય છે ત્યારે જ તે ફૂટે છે. મુંબઈ સરકાર કલ્પી બેઠેલ કાંઇક અને બની બેઠેલું બીજું કાંઇક ! પરમાત્માની દયા થાય છે ત્યારે અંધકારને ઠેકાણે પ્રકાશ અને અશુભ યોગને ઠેકાણે શુભ યોગનો આવિષ્કાર થઇ આવે છે. ભૂમિમાં નંખાયલ બીજ પણ યથા કાલે જ અંકુરિત થાય એવી પ્રકૃતિની યોજના છે. રાયજી સાહેબના એકવારના પક્ષવાદી ધારાશાસ્ત્રી મિ૰ લાઉડીન કે૰ સી૰ કે જેઓ મુંબઇ છોડી ઇંગ્લાંડમાં જઈ રહેલા હતા તેઓ દિલ્હી સરકારના અમાત્યમંડળમાં કાયદાખાતાના સભાસદ તરીકે નિયુક્ત થઇને આ વખતે દિલ્હીમાં જઈ પહોંચેલા હતા. પુરૂષોત્તમરાયજીના સંબંધમાં આ એક સુયોગ ઉપસ્થિત થઇ આવેલો એ નિઃસંદેહ છે. બ્રિટિશ શાસન પ્રબંધ પ્રમાણે નામદાર દિલ્હી સરકાર તરફ રવાના કરવા સારૂ જે વિવાદ અર્જો વગેરે ઇલાકાઓની સરકારે રોકી સ્થગિત કરી રાખેલ હોય તે તમામને એક પત્રકે ચઢાવીને, દર ત્રણ મહિને, તે પત્રક જે તે ઇલાકાની સરકારે ના૰ ઉપરાજ તરફ મોકલી દેવું પડે એવું ધોરણ ઠરાવાયલું હતું; એટલે આ ધોરણ પ્રમાણે. મુંબઇ સરકાર તરફથી દિલ્હી સરકાર તરફ મોકલાયલ એક ત્રિમાસિક પત્રકમાં પુરૂષોત્તમરાયજીના વિધુત–રોકી રખાયલ–વિવાદનો ઉલ્લેખ મુંબઈ સરકારને કરવો પડેલો હતો. આ ઉલ્લેખ, રાયજી સાહેબના તપોબળને લીધે, મિ૰ લાઉડીનના વાંચવામાં આવી ગયલો ! મિ૰ લાઉડીન રાયજી સાહેબના કામથી પૂર્ણ વાકેફ હતા અને તેમાં વળી વઝીર બહાઉદ્દીનભાઇને નામે ઇ૰ સ૰ ૧૯૦૧માં અપાયલી જુબાનીથી, રાજદ્વારીય દૃષ્ટિએ અતિ ગંભીર ગણાય તેવા જે પ્રશ્નો ઉપસ્થિત થવા પામેલા તેમની છણાવટ યોગ્ય પ્રકારે ન થાય તો બ્રિટિશ શાસનતંત્રની પ્રતિષ્ઠામાં ન્યૂનતા આવે તેમ છે એ વાત પણ આ મિ૰ લાઉડીનના લક્ષ્ય બહાર ન હતી. આમ હોવાથી મિ. લાઉડીએ પોતાના અધિકારનો ઉપયોગ કરીને પુરૂષોત્તમરાયજીવાળું કામ મુંબઈ સરકાર પાસેથી મંગાવી તપાસી જોયલું તો, જે ચલણચિઠીઓ ઉચાપત કર્યાનું તહોમત ઇ૰ સ૰ ૧૯૦૧માં રાયજી સાહેબ ઉપર ઓઢાડાયલું હતું તેમાંની ઘણીખરી ચલણચિઠીઓ હાથ આવી ગયલી અને વઝીર સાહેબના કબજામાંથી નીકળેલી એમને દેખાયલી હતી, અને તેને પરિણામે, જે હડહડતો ગેરઇનસાફ પુરૂષોત્તમરાયજીને થયેલો અને જે ઘોર અન્યાય બ્રિટિશ વાલી–વહીવટદાર અને

મુંબઇ સરકાર એકમતિથી તેમને કરી રહેલા હતા તે બાબતની તે સાહેબને પ્રતીતિ પણ થઇ ગયેલી. અંતે આ મિ૦ લાર્ડ્ડીઝ તરફથી આ ગ્રાથી હકીકત ના૦ ઉપરાજના અમાત્યમંડળ સમક્ષ મૂકાતાં ઉપરાજ લોર્ડ ચેલ્મ્સ્ફોર્ડ શયજી સાહેબના ઇ૦ સ૦ ૧૯૦૬ તથા ઇ૦ સ૦ ૧૯૧૩વાળા કામને ફરીથી તપાસાવીને યોગ્ય નિર્ણય કરવાનો ઠરાવ કરી દીધેલો પણ ખરો. આ કામ મુખ્ય ન્યાયતંત્રને લગતુ ન હતું. પરંતુ તે દેશીય રાજ્યને સ્પર્શતું હોઇને તે કામનો હવાલો એ દિલ્હી સરકારની રાજદ્વારીય કચેરીને પ્રાપ્ત થાય એ બ્રિટિશ શાસનપ્રબંધને બંધબેસતું હોઇને આ કામ એ કચેરીને સોંપાઇ ગયેલું હતું આમ થયેલું એટલે એ રાજદ્વારીય ખાતાએ પોતાના રાજદ્વારીય કર્મચારી અંગ્રેજ અમલદાર નામે સર આર૦ ઇ૦ હોલાંડ, સી૦ આઇ૦ ઇ૦, આઇ૦ સી૦ એસ૦ એમને કાર્યશોધક તરીકે નિયુક્ત કરીને તેમને એ કામનું પરિશોધન કરવાની આજ્ઞા આપી દીધેલી હતી આ પ્રમાણે દિલ્હી સરકાર તરફથી થયેલ હુકમના ખબર મુંબઇ સરકારને પહોંચાડાયેલ કે તરત જ તે ઇલાકા સરકાર ફડફડી ઉઠેલી અને તેણે, દિલ્હી સરકારે કરેલ તપાસપંચની યોજના સામે શક્ય તેટલો પ્રબળ વિરોધ પણ કરેલો હતો. પરંતુ એ એમનો વિરોધ અંતે નિષ્ફળ નીવડેલો અને દિલ્હી સરકાર એક ટળીને બે ન થયેલ એટલે મુંબઇ સરકારના હાથ હેઠા પડી ગયેલા હતા ! આમ મુંબઇ સરકાર આ બાબતે નિરુપાય બની ગયેલ ત્યારે જૂનાગઢ રાજ્યના વાલી–વહીવટદાર મિ૦ રેંડોલને મુંબઇ સરકારના ભેરુ બનીને મેદાન પડ્યા વિના છૂટકો ન હતો. એટલે તે સાહેબે રાજ્યની આંતર સ્વતંત્રતાને અખંડિત રાખવાની બ્રિટિશ સરકારની રાજનીતિનો આધાર સાધીને, મુંબઈ સરકારના નિષ્ફળ બનેલ વિરોધને સફળ કરવાને માટે પગલાં ભરેલાં હતાં. આ સંબંધે નવાઇની વાત તો એ હતી કે, જે ક્ષણેથી બ્રિટિશ વાલી–વહીવટદારે જૂનાગઢ રાજ્યને સંભાળી લીધેલ–તે ક્ષણેથી જ બ્રિટિશ સરકાર રાજ્યના આંતર વહીવટમાં દરમીઆનગીરી કરી ચૂકેલા હતા; એટલું જ નહિ, પરંતુ બહેસ્તનશીન નવાબ સાહેબ રસુલખાનજીના તેમજ તેમની પહેલાંના નવાબોના રાજકાળમાં તથા તેમના સ્વતંત્ર સ્વામિત્વજનિત અધિકારમાં થવા પામેલ અનેક કામો પરત્વે તપાસ કરવાનું. તેમાં ફેરફાર કરવાનું; અગર તો તદ્દન નવાં ગણાય તેવા બીજા કામો કે જેમને પોતે એક જુમ્મેદાર તરીકે, સગીર નવાબના સમયમાં સ્પર્શપણ કરવો ન જોઇએ તેવાં કામો કરવાનું બ્રિટિશ વાલી–વહીવટદારે શરુ કરી દીધેલ પણ હતું એ છતાં, બ્રિટિશ સરકારને જૂનાગઢ રાજ્યના

આંતર વહીવટમાં દરમ્યાનગીરી કરવાનો અધિકાર નથી એવી દલીલ આગળ લાવીને, દિલ્હી સરકારે કરેલ તપાસપંચની યોજના સામે વિરોધ કરવાને કટિબંદ્ધ થયેલા હતા! મતલબ કે, આ મિ. રેંડાલે મુદ્દે જે વિરોધ કરેલો તે અર્થહીન હતો અને તેને લોર્ડ વિલિંગડનની હુંફ હતી છતાં તે નિષ્ફળ થયેલો હતો. આમ થયેલું એટલે મિ. રેંડાલે એ સમયના કાઠિયાવાડના કેટલાંક પહેલાં વર્ગનાં રાજ્યોનો પોતાના આ વિરોધ કાર્યમાં સાથ મેળવવાને શક્ય તેટલી બધી તજવીજ કરેલી હતી, અને એ તજવીજને પરિણામે રાજ્યો સિધ્ધાંતરક્ષાની ખાતર મિ. રેંડાલને પક્ષે ઉભેલાં ખરાં, તોપણ પુરૂષોત્તમરાયજીવાળા કામને જો હીંદુ સરકાર એક અપવાદ રૂપે ગણવા તૈયાર હોય તો આ એક કામ પરત્વે થયલ દરમીઆનગીરી પરત્વે પોતાને ખાસ વાંધો નથી એમ પણ એ સાથે આપનારાં રાજ્યોએ, વિરોધદર્શક પ્રતિવાદ લેખમાં જણાવી દીધેલું હતું. આમ થયલું ત્યારે દિલ્હી સરકારે, દેશીય રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ ન કરવાની પોતાની રાજનીતિ નોન-ઇંટરવેન્શન પોલિસીને વળગી રહીને, પુરૂષોત્તમરાયજી વાળું કામ ભવિષ્યમાં એક દાખલા રૂપ ગણાઈ જવા ન પામે એટલા સારૂં પોતાના અસલ હુકમમાં ફેરફાર કરીને મિ૦ હોલાંડની નોકરી જૂનાગઢ રાજ્યે ઉછીની લેવી અને તેમની અધ્યક્ષતા નીચે કામ ચલાવવું એવો ઠરાવ કરી આપેલો હતો, એટલું જ નહિ, પરંતુ અસલ હુકમ પ્રમાણે આ કામ મુંબઇ અગર રાજકોટમાં ચલાવવાનું હતું તેને બદલે તેને જૂનાગઢમાં ચલાવવાની આજ્ઞા આપી દીધેલી પણ ખરી. તોપણ જે એક મહત્વપૂર્ણ હકીકત આ દિલ્હી સરકારે પોતાના અધિકારમાં રાખી લીધેલી તે આ પ્રકારની હતી. મિ૦ હોલાંડ પુરૂષોત્તમરાયજીવાળું કામ ચલાવીને જે વૃતાંતલેખ રીપોર્ટ તૈયાર કરે તે તે સાહેબે હિંદ સરકારમાં પેશ કરવો અને એ ઉપરથી હિંદી સરકાર જે અંતિમ આજ્ઞા કે નિર્ણય કરે તે જૂનાગઢ રાજ્યે સ્વીકારવાનો હતો. આ પ્રમાણે ના૦ ઉપગજ સાહેબે પુરૂષોત્તમરાયજીને શુદ્ધ ન્યાય મળી શકે એટલા માટે કુંચી કરસનજીને હાથ રાખી લીધેલી હતી, એ હકીકત અમારા પાક્ષથી ઉપેક્ષિત થઈ ન શકે તેવી નિશ્ચિત કોટીની જ છે. અર્થાત મિ૦ હોલાંડ રાજદ્વારીય ખાતાના અધિકારી હતા એટલે કદાચિત રાજદ્વારીય માનસ ધરાવી રહીને તેઓ તપાસપંચનું કામ કરી રહેવામાં ગમે તે દિશામાં દષ્ટિપાત કરે એ વાત સંભવિત હોઇને હિંદી સરકારે તેમને કેવળ એક તપાસનીસ તથા તથા વૃતાંતલેખક ઠરાવી દીધેલ હતા અને રાજદ્વારીય બાબતથી ન્યાયને અલિપ્ત રાખી પુરૂષોત્તમરાયજીને થયલ ગેર ઇનસાફ સંબંધે રૂદ્દ ઇનસાફ આપવા-

નો અધિકાર એ સાર્વભૌમ સરકારે પોતાના હાથમાં રાખી લીધેલો હતો. ઉપર પ્રમાણે દિલ્હી સરકારે કામ ચલાવવાનો ઠરાવ કર્યાથી જૂનાગઢ રાજ્યની પ્રતિષ્ઠાનો ભંગ થતો જેમ અટકી ગયેલો તેમ પુરૂષોત્તમરાયજીને શુદ્ધ ન્યાય-શાસ્ત્ર પ્રમાણે ન્યાય લાભ મળે એવી ગોઠવણ થઇ ગયલી હતી. વળી પુરૂષોત્તમરાયજી ખુદ તથા તેમના પક્ષે કામ કરનાર જે બધા વકીલ, બેરીસ્ટર્સ તેમજ બીજા કાર્યકરો જૂનાગઢમાં આવે તે તમામને રાજ્યના અભ્યાગત ગણી તે તમામની પ્રતિષ્ઠાનુરૂપ બધી સગવડ આપવાનો હુકમ પણ દિલ્હી સરકારે જૂનાગઢ રાજ્યને આપેલો હતો; એટલું જ નહિ, પરંતુ પુરૂષોત્તમરાયજીને પોતાના બેરીસ્ટર્સ વગેરેને મહેનતાણું આપવાની બાબતે અડચણ ન પડે એટલા માટે નાણાંની એક મહોટી રકમ પણ તેમને રાજ્યે આપવી એવું પણ એ નામદાર હપરાજ સાહેબે ઠરાવી દીધેલું હતું. મિ૦ રેડૉકને આ બધી યોજના ઘણી જ અણગમતી અને તેના અહંભાવને ભીનારનારી થઇ પડેલી હતી એ અમારો અનુભવની વાત છે, પરંતુ એ સંબંધે એ હજુર વાલી-વહીવટદાર નિરૂપાય બની ગયેલા હતા મતલબ કે, પુરૂષોત્તમરાયજી એક દેશીય રાજ્યના પ્રજાજન હતા તે છતાં રાજદ્વારીય ક્ષેત્રમાં જે યથાર્થ મહાસ્થાન તેમનું હતું તે લક્ષ્યમાં રાખીને દિલ્હી સરકારે પૂર્વોક્ત પ્રકારે જે એક અસાધારણ કોટીની ગોઠવણ કરી તેમના કામનું પરિશોધન કરાવવા સારૂં જે પ્રબંધ કરી આપેલો તે એક અસામાન્ય અને ઇતિહાસમાં નોંધાવા લાયક હકીકત હતી અને તેને તેવી પણ ભવિષ્યમાં ગણવી પડશે. દિલ્હી સરકારને યોગ્ય લાગ્યું હોત તો તેઓ મુંબઇ ઇલાકાના હરકોઇ જવાબદાર તથા શ્રેષ્ઠ પંક્તિના અંગ્રેજ અમલદારને આ કામના પરિશોધક નિયોજી શકત. પરંતુ આ કામ પરત્વે મુંબઇ સરકારનું જે અનિચ્છનીય વલણ તેમના જોવામાં આવેલ તેને લીધે તેમને જે વમવમો થઈ આવેલ હતો તેને પરિણામે જ તેમણે પોતાના જ રાજદ્વારીય ખાતાના એક જવાબદાર અમલદારની નીમણૂંક કરેલી હતી, એમ આપણે કહી શકીએ. દિલ્હીથી દૂર એવા બ્રિટિશ ખાલસા હિંદુસ્તાનના ઇલાકાઓમાં આવેલ દેશીય રાજ્યોના સંબંધમાં રહેતાં ઇલાકાઓનાં રાજદ્વારીય ખાતાઓના અમલદારો કેવી ઢબે પોતાના ખાતાનું કામ કરી રહેલ હોય છે તેનું થોડુંઘણું દર્શન પુરુષોત્તમરાયજીવાળા કામથી તેમજ તે પરત્વે ઉપસ્થિત કરાતા ગયલ અંતરાયોથી દિલ્હી સરકારને થયું હોય એમ સહજ કલ્પી શકાય છે, અને તેથી જ એ સરકારે એ વિષયનું યથાર્થ જ્ઞાન સીધેસીધું મેળવી લેવાના આશયથી

પણ પોતાના સર્વોપરિ અધિકારનો ઉપયોગ કરીને પોતાના રાજદ્વારીય ખાતાના જ અધિકારીને પુરૂષોત્તમરાયજીવાળું કામ તપાસવાને નિયુક્ત કરી દીધેલ હશે એવું અનુમાન આપણે વિના સંકોચ કરી શકીએ પણ ખરા. આ પ્રકારની આપણી વિચાર સરણીની યથાર્થતાનું પ્રતિપાદન આપણે, કાર્યશોધક મિ૦ હોલાંડે પુરૂષોત્તમરાયજીવાળું કામ ચલાવવામાં જે પ્રકારનું શિથિલ માનસ રાખેલું અને પ્રચલિત કાયદા કાનુનનું ઉલ્લંઘન કરનાર રાજ્યપક્ષની કાર્યપધ્ધતિને જે બહુવિધ પ્રકારે ફાલવા દીધેલી તેને આધારે સુખેથી કરી શકીએ તેમ છીએ. દિલ્હી સરકારે આ કામને ન તો ફોજદારી કે ન તો દીવાની રાહે ચલાવવાનું મોકુફ રાખી તેને રાજદ્વારીય રાહે ચલાવવાનો ઠરાવ કરેલો એ હકીકત અમારા પૂર્વકથિત વાદને પુષ્ટિ આપનારી છે.

ઉપર બતાવ્યું છે તે પ્રમાણે એટલે કે દિલ્હી સરકારના આદેશને અનુમતીને જુનાગઢ રાજ્યે પોતાના તા૦ ૧૧-૧૦-૧૭ના રોજ કરાયલ હજુર હુકમ અંક સી૦ ૧૩૭થી પૂર્વોક્ત મિ૦ હોલાંડને આ કામે એક કાર્યનિરૂપક કે કાર્યશોધક નિયુક્ત કરી દીધેલ એટલે એ સાહેબે તા૦ ૨૨-૧૦-૧૭ને રોજ આ કામ ચલાવવાનો આરંભ કરી દીધેલો હતો. એમને પોતાનું કામ કરવામાં સરલતા મળે તેટલા માટે મિ૦ મહંમદ યુસુફખાનને મદદનીશ તરીકે મિ૦ ડી૦ એન૦ કનમલકરને કર્મચારી સેક્રેટરી તરીકે મિ૦ એ૦ બી૦ લાલાને દુભાષિયા તરીકે અને મિ૦ દયાળજી એન૦ માણેકને સાક્ષીઓથી અપાતી જુબાનીઓ નોંધાવનાર તરીકે ગોઠવવામાં આવેલા. રાજ્ય તરફથી કામ ચલાવવા માટે મુંબઇ સરકારના એડવોકેટ જનરલ મિ૦ સ્ટ્રેંગમેન, રાજકોટવાળા બેરિસ્ટર મિ૦ દલપતરામ બી. શુકલ, મુંબાઇના સોલિસિટર્સ, મેસર્સ બાઇશંકર અને મેસર્સ બાઇશંકર ગિરિધરલાલ અને કાંગાની પેઢીના મેસર્સ ભગવાનલાલ અને ઇશ્વરલાલ તથા બ્રિટિશ વાલી-વહીવટદાર મિ૦ રેંડોલના હજુર મદદનીશ રા૦ બ૦ એમ૦ એસ૦ તાંબે એટલા જણ હાજર રહેલાં; જ્યારે પુરૂષોત્તમરાયજી તરફથી બેરિસ્ટર મિ૦ બી૦ કેમ્પબેલ, મુંબઇની મેસર્સ લિટલ એંડ કો૦ વાળા સોલિસિટર મિ૦ એચ૦ એડવર્ડ, વકીલો ગુલાબરાય વજેશંકર છાયા, રા૦ અમરતલાલ કાળીદાસ બક્ષી, ભુપતરાય ત્રિકમજી વૈષ્ણવ, રા૦ મોતીલાલ રવિશંકર પીઠા તથા રા૦ સુર્યશંકર બજાભાઇ વૈદ્ય એટલા જણે અદાલતમાં હાજરી આપેલી હતી. આ ઉપરાંત રાજકોટથી શ્રીયુત કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી જેવા સૂક્ષ્મદર્શક વકીલ તથા રાજ્યકાર્યકુશલ

ગૃહસ્થ પણ રાયજી સાહેબના સલાહકાર રૂપે જૂનાગઢમાં આવીને અહીં કાઠી સરકારના કારભારી રા૦ ગિરિધરલાલ માધવરાય ધોળકીયા જેવા રાજ્યકાર્યદક્ષને પર રહેલા, અને તે ઉપરાંત આ કથાલેખક ખુદ, રા૦ ઉછરંગરાય કેશવરાય ઓઝા અને રા૦ કૃષ્ણલાલ રામજી જોષીપુરા વગેરે કેટલાક જૂનાગઢ નિવાસી સ્વયંસેવકો તથા પુરૂષોત્તમરાયજીને કામ આવે તેવા કેટલાક તેમના સગાઓ પણ તેમના ઉતારામાં રહીને કામ કરવાને હાજર થઇ ગયેલા પણ હતા. આ વિશિષ્ટ કોટીની અદાલત જૂનાગઢના કાળવા દરવાજા બહાર, આવેલ બહાદુરખાનજી હાઇસ્કુલ વાળા નવા મકાનમાં ગોઠવાયલી હતી. અને તેમાં ચાલતા કામને બને તેટલું ગુપ્ત રાખવાને માટે તે ઉપર પહેરો રખાયલો હતો. પુરૂષોત્તમરાયજી તથા તેમની સાથેનાં માણસોને એમનાથી જ પ્રયોજાયલ 'બહાઉદ્દીન કોલેજ' અંગેના એક છાત્રાલયમાં, રાજ્ય તરફથી ગોઠવાયલ બધા પ્રકારનાં સાધનો સહ ઉતારો આપવામાં આવેલ હતો. પુરૂષોત્તમરાયજીનાં અંગ્રેજ બેરિસ્ટર તથા સોલિસિટરને માટે રાજ્યે ઇલાયદી ગોઠવણ કરેલી હતી. આ પ્રમાણે બધી વ્યવસ્થા થઇ ગયા પછી અદાલતનું કામ આરંભાયલું હતું. અનેક મુદ્રાલેખકો (ટાઇપિસ્ટ્સ) તેમજ રાજ્યના છાપખાનાને પણ આ કામ નિમિત્તે સતત કામગીરી ઉપર રહેવું પડેલ તેમ વળી રાજ્યનાં મહત્વનાં ખાતાઓના અધિકારીઓને પણ જાગૃત રહેવું પડેલું હતું: કારણ કે આ કામે પુરૂષોત્તમરાયજીને લગતી એકજ વાત તપાસાયલ ન હતી, પરંતુ રાજ્યના ઇતિહાસના છેલ્લા લગભગ ૭ દાયકાના વહીવટની પર્યેષણા કરવામાં આવેલી હતી! આવી પર્યેષણા થવા પામેલી તેનું કારણ એ કે, દિલ્હી સરકારે જે કાર્યમર્યાદા ઠરાવેલી હતી તેનું ઉલ્લંઘન કરીને મિ. રેડોલે અનેક અપ્રસ્તુત અને અપ્રાસંગિક બાબતોને આગળ લાવીને પુરૂષોત્તમરાયજીવાળા કામના મુખ્ય મુદ્દાને ગૌણ બનાવી દેવામાં પોતાના અધિકારનો દુરૂપયોગ કરી દીધેલો હતો. આ હકિકતને પરિણામે શહેરમાં મ્હોટો ખળભળાટ ઉપસ્થિત થઈ આવેલો અને તરહતરહની કલ્પનાઓ લોકોનાં મનને નચાવી રહેલી પણ ખરી, નાની મ્હોટી કોટીના સેંકડો હિંદુ તેમજ મુસલમાન પ્રજાજનો પુરૂષોત્તમરાયજીના દર્શનાર્થે તેમને ઉતારે જતા હતા અને જેઓ એક તેમની પાસે જતાં રાજ્યરોષનો ભય સેવતા હતા તેઓ પુરૂષોત્તમરાયજી દરરોજ સાંજે શહેરમાં જતા ત્યારે તેમને ત્યાં મળતા હતા અગર તો કાળવાના સેતુબંધ ઉપર બેસીને કેવળ નેત્રાનંદ પામી સંતુષ્ટ રહેતા હતા. અદાલતમાં ચાલતા કામને જેમ જેમ ગુપ્ત રાખવાનો પ્રયાસો થતા ગયા તેમ તેમ

લોકોની જિજ્ઞાસા અધિકાધિક તીવ્ર બનતી ગયલી અને તેથી લોકો અદાલતમાં ચાલી રહેલ કામનો ગંધ મેળવવાને ચારે બાજુ સુંઘતા ફરતા રહેલા. આ બધા જિજ્ઞાસુઓ પૈકી જેઓ પુરુષોત્તમરાયજીના પક્ષમાં હતા (અને જેમની સંખ્યા ઘણી મ્હોટી હતી) તેઓ એક પછી એક બાબતે પુરુષોત્તમરાયજીની નિર્દોષતા સિદ્ધ થતી જતી જાણતા ત્યારે જેમ પ્રસન્નતા પ્રકટ કરી રહેતા હતા તેમ બીજી તરફ તેમના અલ્પસંખ્ય પ્રતિપક્ષીઓ વિદ્વેષીઓ વગેરે બને તેટલો પ્રયાસ કરીને પણ મિ. રેડીંગને મદદગાર થવાની છાની ઉઘાડી પ્રવૃત્તિઓ કરી રહેલા દેખતા પણ હતા. આ પ્રકરણને અંતે અમે બીજી હકીકતની નોંધ પણ કરી લેશું. આ અદાલતના કામ અંગે કોઇ હકીકત એવી પણ બનેલી હતી કે, એ તપાસપંચના કર્મચારી રા. ફનસલકરને કોઇ વિશિષ્ટ પ્રકારને કારણે અને ચાલતા કામે પોતાની નોકરી છોડી દેવાનો પ્રસંગ પણ ઉપસ્થિત થઈ આવેલો હતો !

# પ્રકરણ ૧૫ મું

## दिल्ही–सरकार–नियुक्त कार्यसाधके अगर तपास पंचे करेल काम

---

આ પ્રકરણમા આપણે હવે પૂર્વનિર્દિષ્ટ તપાસપંચે અગર કાર્યસાધકે કરેલ કામને લગતી સંક્ષિપ્ત હકીકત તથા તે પરત્વે થોડીક વિવેચનાને સ્થાન આપશું. પરંતુ આપણે તે પ્રમાણે કરીએ તે પહેલા એક ઘણાજ મહત્વવાળી તથા વાસ્તવિકતાસૂચક બાબત–પૂર્વઘટના–ને આપણા ખાસ લક્ષ્યમા લેવી પડે તેમ છે એ પૂર્વઘટના એવી છે કે, ઈ૦ સ૦ ૧૯૧૧ના આરંભમા નવાબ સાહેબ રસુલખાનજીના દેહાન્ત થયો ત્યારથી બ્રિટિશ સરકારે પ્રસંગ પ્રમાણે પોતાના તરફથી અંગ્રેજ વાલી–વહીવટદારને મોકલીને જે બધા પ્રકારની તપાસ કરી લેવાની હતે ને કરવી લીધેલી હતી અને તેને પરિણામે ઇ૦ સ૦ ૧૯૧૨ માં

રેસિડન્ટે સને પુરુષોત્તમરાયજીના કામ પરત્વે સુનાવણી લીધેલી ત્યાંસુધી આ ચરિતનિરૂપણ ઉપર ઇ૦ સ૦ ૧૯૦૬માં ઉપસ્થિત કરાયલ તહોમત ઉપરાંત બીજું કોઇ પ્રકારનું તહોમત મુકાયલું ન હતું, અને તે પછી પણ ઇ૦ સ૦ ૧૯૧૭માં દિલ્હીમાં પુરુષોત્તમરાયજીને લગતા ઇ૦ સ૦ ૧૯૦૬ વાળા કામનું ફરીથી પરિશોધન કરવાનું પંચ નિયુકત કરેલ ત્યાં સુધીમાં પણ પુરુષોત્તમરાયજી વિરૂધ્ધ એક પણ હકીકત બ્રિટિશવાલી-વહીવટદારો પૈકી કોઇએ પ્રકાશમાં આણેલી નહિ તેમ બ્રિટિશ સરકારને જણાવેલી નહિ, એટલુંજ નહિ પરંતુ તપાસપંચ નિયુકત થયલું ત્યારે પણ મિ. રેંડોલે એ તપાસપંચ સમક્ષ અગાઉથી પુરુષોત્તમરાયજી વિરૂધ્ધ ગણાય એવી હકીકત રજુ કરી તે પરત્વે તપાસ ધરનાર છે એવા ખબર પુરુષોત્તમરાયજીને બીલકુલ આપેલ પણ નહિ. સામાવાળાને અંધારામાં રાખી તેના ઉપર અચિંત્ય છાપો મારવો એ પણ એક રાજદ્વારીય ચાલ છે. આમ હોઇને તપાસપંચે કામ શરૂ કરેલું ત્યારે પુરુષોત્તમરાયજી ઉપર ફકત ઇ૦ સ૦ ૧૯૦૬માં મૂકાયલ આરોપ સિવાય અન્ય કોઇ નિર્જીવ આરોપ પણ મૂકાયલો ન હતો. વળી ઇ૦ સ૦ ૧૯૧૧ થી તે ઇ૦ સ૦ ૧૯૧૭ સુધીમાં રા. ભાઇશંકર જેવા નિષ્ણાત હિસાબ તપાસનીસે રાજ્યના તેમજ ઇતર ચોપડાઓ જોઇ નાંખેલા હતા, અને એ તપાસમા પણ એમને એક પણ બાબત પુરુષોત્તમરાયજી વિરૂધ્ધ વહેમ પડાવે એવી જડી આવેલી નહિ. આ છતાં જે આશ્ચર્યકારક ઘટના પાછળથી બનેલી છે તે એ કે. મિ. હોલાંડવાળી તપાસનું કામ શરૂ થઇ ગયા પછી જ્યારે જ્યારે રાજ્યપક્ષને પોતાના તરફથી નવા નવા અને એક પછી એક મૂકાતા ગયલ વાદની અપ્રતિપાદ્યતાનું ભાન થઇ આવેલું છે ત્યારે ત્યારે અને મુખ્ય કામનો છેડો પણ આવી ગયલો હતો તે ઘડીએ મિ૦ રેંડોલે આડીઅવળી નવી નવી વાતો કે જેમની સાથે પુરુષોત્તમરાયજીને કશો પણ સંબંધ નહતો કે ન હોઈ શકે તેમને એક પછી એક પોતાના વાદરૂપે અદાલત સમક્ષ મૂકાવવાના પ્રયાગો કરેલા છે. અને મિ. હોલાંડે પોતાની રાજદ્વારીય બુધ્ધિને ઠીક લાગેલું હશે તેથી તેવા અસંગત વાદોને આગળ લાવવાની છુટ આપેલી પણ છે। આ બધી આડીઅવળી અને નવી નવી તથા ભળતી વાતો વસ્તુત વઝીર બહાદ્દીનભાઇને લગતી છે, અને એ બધી બાબતો પરત્વે જો તે નિર્જીવ બાબતો રીતે તો એ વઝીર મહેરબાની હયાતી સુધીમાં તેમની સામે—શું ? પ્રમાણે પણ—કામ ચલાવીને અગર તો તેમની તે પરત્વે

જુબાની લઇને કરી લેવો જોઇતો હતો. પરંતુ અજ્ઞાતવ્ય કારણથી આ બ્રિટિશ વાલી-વહીવટદારે આ બાબતે પોતાની ફરજ અદા કરેલી નહિ. તથાપિ આ વહીવટદાર મિ. રેંડોલ મૂળે તો ન્યાયાધીશવર્ગના હતા એટલે, વઝીર સાહેબના સંબંધમાં તેમણે પૂર્વે જે ગયાં અનિષ્ટ પગલાં અન્યાય માર્ગે ભરેલાં હતાં તે બધાં પગલાંને પાછળથી એટલે કે **વઝીર સાહેબની હયાતી બાદ** પણ વ્યાજબી ઠરાવી દેવાં એ એમના મનને સંતુષ્ટ કરે એમ એમને લાગેલું એટલે એ સાહેબે, પુરૂષોત્તમરાયજીવાળા કામને એક સુયોગ રૂપ ગણીને એ કામ સાથે વઝીર સાહેબને લગતી બાબતોને વણાવી દીધેલી હતી! મિ૦ રેંડોલે કરેલી આ તજવીજ કેવળ અન્યાય અને ધૃણાપાત્ર તો છે જ, અને મિ૦ હોલાંડે એ પ્રકારની તજવીજને સફળ થવા દીધેલી છે તે જો કે એ કાર્યશોધકની રાજદ્વારીય મતિ પ્રમાણે વ્યાજબી ગણાયલી હશે તો પણ તે પ્રકારની તેમણે મિ૦ રેંડોલને બક્ષેલી અનુકૂળતા ન્યાયની દ્રષ્ટિએ કેવળ અસ્થાને તથા નિંદનીય થઇ રહે તેવી તો છે જ. વળી વઝીર સાહેબ સાથે પાડેલ કામને અંગે જે કરાર એ સાહેબે લખાવી લીધેલ છે તેમાં તેમણે વઝીર સાહેબનો કોઈ નિશ્ચિત રૂપનો દોષ બતાવેલ પણ ન હતો એટલે પછી, પોતે જે બધી અનુચિત ઢબે વઝીર સાહેબ સાથેનો પ્રસંગ ઉકેલેલો હતો તેને જેમ તેમ કરીને પણ, પાછળથી વ્યાજબી ગણાવી લેવાને અને તે માર્ગે પુરૂષોત્તમરાયજીને વઝીર સાહેબના સલાહકાર ઠરાવગણીને તેમને કોઇ પ્રકારના ગુન્હેગાર નહિ તો પછી છેવટ સુચરિત નહિ એવા ઠરાવી દેવાને મિ૦ રેંડોલ ઉદ્યુક્ત થયલા હોય એમ સ્પષ્ટ દેખાઇ આવે છે, એટલું જ નહિ, પરંતુ પોતાના અંગ્રેજ બંધુની ઇજ્જતની રક્ષા કરવા ખાતર મિ૦ હોલાંડે પુરૂષોત્તમરાયજીને ન્યાય આપવાના ઓઠા નીચે એવો પ્રયોગ દિલ્હી સરકારે નિશ્ચિત કરી આપેલ મર્યાદાનું ઉલ્લંઘન કરીને થવા દીધેલો છે, એમ પણ કહી શકાય તેમ છે. આ પુરૂષોત્તમરાયજીના કામ પરત્વે પણ અમે કહી શકીએ છીએ કે, રાજ્ય પક્ષે જે અચોકસ અને અસંગત થીગડિયા પધ્ધતિએ તપાસપંચ સમક્ષ કામ ચલાવેલું છે અને એ તપાસપંચોએ પ્રમાણે કામ ચલાવવા દેવાની રાજ્ય પક્ષને જે મોકળાશ આપેલી છે તે બંને બાબતો એટલી તો વિચિત્ર છે કે, એ તપાસપંચે કરેલ કામ આખું 'રાજદ્વારી' રંગે રંગાઈ ગયલું દેખાય છે, અને કાયદાની ભાષામાં કહીએ તો તે એક 'ન્યાયની હાસ્યજનક વિડંબના' સિવાય બીજા કોઇ લક્ષણને પાત્ર ગણાશે નહિ. જો આ કામ ખુલ્લી વિધિએ લાવાયલું હોત, તો રાજ્યપક્ષ તરફથી કામ ચલાવનારાઓને પોતાના વાદો રજુ કરવામાં વ્યાજબ પ્રમાણમાં સંયમ પાળવો પડત, અને જો તેઓ તેવો સંયમ

ન પાળન તો દુનિયાંની કક્ક ચર્ચાની બત્રીશીએ અચૂક ચઢવું પણ પડત. દિલ્હી સરકારે મિ૦ હોલાંડ જેવા રાજદ્વારીયખાતાના અમલદારને આ કામ બળાવ્યું તેના કરતાં કોઇ સ્વતંત્ર પ્રકૃતિના વરિષ્ઠ દરજ્જાના ન્યાયાધીશને આ કામે નિયુકત કરેલ હોત, તો તેને હાથે આ કામ પરત્વે સૂક્ષ્મ છણાવટ થતા પામત તે બ્રિટિશ સર્વોપરિ સરકારને ન્યાયની તેમજ રાજદ્વારી બાબતે અધિક ઉપકારક થઇ પડત એમ અમારૂં માનવું થાય છે. એ છતાં અમારે ન્યાય ખાતર એટલું પણ કહેવું જોઇએ કે. મિ૦ હોલાંડે આ કામ બાબતનો નિવેદન લેખ દિલ્હી સરકારને મોકલી આપ્યા પછી દિલ્હી સરકારે એ નિવેદન લેખમાંની પુરૂષોત્તમ-રાયજી સામેના તહોમતને અલગતી બીજી બધી બાબતોને ચાળી નાંખીને કેવળ પુરૂષોત્તમરાયજીના કામ પરત્વે, એ જ સરકારના એજ મિ૦ હોલાંડવાળા રાજદ્વારીય ખાતા મારફત જે શુધ્ધ ન્યાયયુકત નિર્ણય કરી આપી પુરૂષોત્તમ-રાયજીને નિર્દોષ ઠરાવી આપેલ છે તે હકીકત જ એવી છે કે, તે મિ૦ હોલાંડના આ કામના મુખ્ય મુદ્દા પરત્વેના ખરા તટસ્થ માનસનું આપણને સ્પષ્ટ ભાન કરાવે તેમ છે.

મિ૦ હોલાંડના આ નિવેદન લેખે બે ધારી તરવારનું કામ કરેલું હોય એમ પણ અમને લાગે છે, એક તરફ જ્યારે એ નિવેદન લેખે પુરૂષોત્તમરાયજીને શુધ્ધ ન્યાયદાન દિલ્હી સરકારને હાથે કરાવેલું છે ત્યારે બીજી તરફ એ નિવેદન લેખની મદદથી દિલ્હી સરકારની દૃષ્ટિ મુંબઇ ઇલાકામાં પ્રવર્તી રહેલ રાજદ્વારીય ધુમ્મસ—નીહાર—ને ભેદીને જે કાંઇ જોઇ શકેલ હશે તેને પરિણામે તે સરકાર આ તરફનાં દેશીય રાજ્યોને પોતાની સીધી દેખરેખ નીચે લાવી મૂકવાને ઘણે ભાગે પ્રેરાયલી હશે એવું પાછલા ઇતિહાસને આધારે કહી શકાય એમ છે. વળી મિ૦ રેડોલને જ્યારે તરતમાં જુનાગઢ રાજ્યમાંથી ખસવાનો પ્રસંગ આવેલો હતો ત્યારે તે સાહેબને તેમની પોતાની બ્રિટિશ નોકરીની મુદત પાકયા પહેલાં નિવૃત્ત થવાનો જે વારો આવી ગયેલો હતો તે પણ ઘણે ભાગે, પૂર્વોક્ત મિ૦ હોલાંડને પૂર્વોકત કાર્યશોધનને અંગે બનેલ ઘટનાનુબન્ધ પરિણામ પણ હોય. આમ હોઇને આપણે કહી શકીએ કે, મિ૦ રેડોલ ઇંગ્લાંડમાં રહેતાં રહેતાં એમ માની રહેલા હોય ( અને તે પ્રમાણે તેમણે માનેલું પણ છે ) કે. તેમને પોતાને જુનાગઢ રાજ્યને કારણે 'રાજદ્વારીય ગારો' ઉડેલો છે, તો તે હકીકતને આપણે અસ્વાભાવિક કે વજુદ વિનાની ગણી શકીએ નહિજ. હવે બીજી વાત. જુનાગઢ રાજ્યમાં બે પ્રકારના ખાતના હતા :-(૧) રાજ્યનો જે

'મહોટું તોષાખાનું' કહેવાતો, અને (૨) નવાબ સાહેબનો જે 'નાનું તોષાખાનું' કહેવાતું ખાનગી હતો તે. રાજ્યના ખાસ મહોટા તોષાખાનાને લગતું તમામ કામ નવાબ સાહેબની દેખરેખ નીચે એક સમિતિ કરતી હતી અને તેનો હિસાબ વિધિપૂર્વક એ તોષાખાનામાં રખાતી રોજકામની લેખપત્રાવલિ (ફાઇલ)માં તથા રાજ્યના હિસાબી દફતરે પણ રખાતો હતો. નાનું તોષાખાનું નવાબોની ખાનગી માલીકીનું હતું, એટલે તેને લગતો હિસાબ તેઓ પોતાને ફાવે તેમ રાખતા હતા; અને એમાંનાં નાણાંનો ઉપયોગ પણ તેઓ પોતાની મરજી મુજબ કરતા હતા. રાજ્યકાર્યભારી મંડળને આ ખાનગી તોષાખાના સાથે કશો સંબંધ નહતો, અને તેમાંના નાણાંની વ્યવસ્થા સંબંધે પણ તેને માથે કશી જવાબદારી નહતી. આવી સુનિશ્ચિત વ્યવસ્થા હોઇને નવાબ બહાદુરખાનજીએ પોતાના પિતા મોહોબતખાનજીના દેહાવસાન પછી પોતાને વારસામાં મળેલ ખાનગી ખજાનાનો ગમે તે પ્રકારે ઉપયોગ કરેલો તો તે પરત્વે પ્રશ્ન ઉઠાવવાનો અધિકાર બીજા કોઇને હોઇ શકે નહિ. એજ પ્રમાણે બહાદુરખાનજી મહૈસ્તનશીન થયા પછી તેમના ઉત્તરાધિકારી તરીકે નવાબ રસુલખાનને ખુદને વારસામાં નવાબ બહાદુરખાનજીનો ખાનગી ખજાનો પ્રાપ્ત થયો હોય અને ઉપયોગ તેમણે પોતાની મરજી માફક કરેલો હોય તો તે પરત્વે પણ તેમને પૃચ્છા કરવાનો કે પછી એ સંબંધે પ્રશ્ન ઊઠાવવાનો બીજા કોઇને અધિકાર હોઇ શકે નહિ જ. નવાબ બહાદુરખાનજીને દેહાંત થયલો કે તરત જ, એક પણ દિવસ વ્યતીત થવા ન દેતાં નવાબ રસુલખાનજી તખ્તનશીન થઈને રાજમહાલયમાં આવી વસેલા હતા, એટલે પછી રાજમહાલયમાં જે કાંઇ બનેલું હોય તેનાથી તેઓ સાવ અજ્ઞાત જ રહેલા હોય એવી કલ્પના શક્ય નહિ. ઉલટ એવું કહી શકાય કે, રાજમહાલયમાં એ વખતે જે કાઇ બનેલું હશે તે તેમની જાણમાં તથા સંમતિથી બનેલ હોવું જોઇએ. મતલબ કે બહાદુરખાનજીની જે ખાનગી મિલકતના ધણી રસુલખાનજી થયલા હતા તે મિલકતની જે વ્યવસ્થા તેમણે કરેલી હોય અગર તો કોઇને કરવા દીધેલી હોય તે પરત્વે, લગભગ વીશ વર્ષો વીતી ગયા પછી, રાજ્યના થઇ આવેલ બ્રિટિશ વહીવટદારને તો, તે પ્રમાણે થઈ ગયલી વ્યવસ્થા પરત્વે જોવાનો, તપાસ કરવાનો કે તેની યોગ્યાયોગ્યતા પરત્વે પૃચ્છા કે શંકા કરવાનો કોઇ પણ પ્રકારે અધિકાર હતો નહિ, અને તે છતાં જો હોય તો બહાદુરખાનજી પહેલાના નવાબોના સમયના ખાનગી ખજાનાનો હિસાબ જોવા તપાસવા વગેરેનો અધિકાર તેને હતો એમ પણ કોઈ કહી શકે! આ તો વહીવટદાર બહુ તો નવાબ રસુલખાનજી જે ખાનગી મિલકત

પોતાની પાછળ મૂકી ગયા હોય, અગર બીજાને ખાતે ચોપડે ચઢાવરાવી ગયા હોય તેનો હવાલો લઇ શકે અગર તો એ મિલ્કતમાંથી કાંઈ ઉચાપત થયલ દેખાય તો તે પરત્વે તે યોગ્ય પગલાં ભરી શકે. પરંતુ જે નાણાંનો વિનિયોગ નવાબ રસુલખાનજીએ પોતાની મરજી પ્રમાણે કરેલો હોય અગર જે બધા લેણ-દેણની ચોખવટ એ નવાબ સાહેબે ખુદે વિધિપૂર્વક એટલે કે પહોંચ પાવતીઓ લઇ દઇને કરી નાંખેલી હોય તે પરત્વે શંકા કે તકરાર ઉઠાવવાનો અધિકાર ન તો એ નવાબના વારસને કે ન તો એ વારસના વાલી–વહીવટદારને હોઇ શકે. નવાબ બહાદુરખાનજીના ખાનગી ખજાનામાં જે કાંઈ નાણાં સંબંધે, ઘણાં વર્ષો વીતી ગયા પછી પુરૂષોત્તમરાયજીવાળા કામમાં પ્રશ્ન ઊઠાવી એ પરત્વે વઝીર બહાઉદ્દીનભાઇને તેમની હયાતી ન હતી ત્યારે અપરાધી ઠરાવવાના હેતુથી સર આર૦ બી૦ હોલાંડ આગળ એ ભૂતકાળના ખાનગી ખજાનાની અસંગત વાતને ઊખેળવામાં આવેલી છે તે નૈતિક તેમજ ન્યાયની દ્રષ્ટિએ નિંદ્ય વિકર્મ હોઇ અમે આ બાબતે જરા વિસ્તૃત વિવેચના કરેલી છે. આવું વિકર્મ કરવાને રાજ્યપક્ષ પુરૂષોત્તમરાયજીવાળા કામને અંગે કરવાને પ્રેરાયલા તેનું સ્પષ્ટ કારણ એ છે કે, પુરૂષોત્તમરાયજી તેમના મૂળ કામે લેશ પણ દૂષિત ઠરી શકે તેમ ન હતા, એટલે કોઇપણ માર્ગે વઝીર બહાઉદ્દીનભાઇને, નવાબ બહાદુર-ખાનજીવાળાં ખાનગી નાણાં સંબંધે દૂષિત ગણાવી શકાય તો પછી એ વઝીરના સલાહકાર તરીકે પુરૂષોત્તમરાયજીને પરોક્ષ પ્રકારે પણ થોડોક ગારો છંટાવવાનું શક્ય બને તેમ હતું. પરંતુ આ વિકર્મ કરવાના પ્રયાસમાં પણ રાજ્યપક્ષ નિષ્ફળ થયલો છે એવું હવે પછી અપાનાર હકીકતથી જણાઇ આવ્યા વિના રહેશે નહિ.

ત્રીજી વાત–હિંદુસ્તાનની આર્ય–સંસ્કૃતિ જે પ્રકારનો શિષ્ટાચાર સામાન્યત: લોકો પાસે અને વિશેષત: રાજપુરૂષો પાસે પળાવે છે તે યુરોપીય પ્રજાથી પળાતા શિષ્ટાચારથી ભિન્ન પ્રકારનો છે. યુરોપમાં રાજપુરૂષો પોતાને રાજ્ય તરફથી મળતા લાભોને બહુ તો રાજ્ય તરફથી કરાયલ કદર રૂપે ગણે છે; ત્યારે હિંદુસ્તાનમાં દેશીય રાજ્યોના રાજપુરૂષો પોતાની સમગ્ર ધનસંપત્તિને 'રાજપ્રસાદ' રૂપેજ ગણતા રહેલા છે, અને તેથી જેઓ ખરા રાજ્યભક્તો હોય છે તેઓ રાજા કે રાજાની ખાતર પોતાના ગમે તેવા સ્વાર્થનું બલિદાન કરવાને સ્વેચ્છાએ તૈયાર પણ રહે છે અને વળી રાજાઓ પણ તેવા રાજ્યભક્તોને તથા તેમના વંશજોને 'પોતાના' માનીને તેમને પાળીપોષી રાખવાને અગર તો જો તેઓને પોતાના તરફથી

કોઇ કારણે હાનિ કરાયલી હોય તો તેનું વળતર આપવાને લગભગ હંમેશાં તત્પર રહેતા હોય એમ ઇતિહાસ કહી આપે છે આ બાબતે આપણે જૂનાગઢના છેક રસુલખાનજી નવાબ સુધીના નવાબોથી તેમજ મોરબી, ભાવનગર આદિના રાજ્યકર્તાઓથી પળાતી રહેલ પ્રણાલિકાને ઉદાહરણ રૂપે સુચવી શકીએ છીએ. આ ધોરણે જૂના જમાનાના શિષ્ટાચારને વળગી રહેનાર વઝીર બહાઉદ્દીનભાઈ પોતાની તમામ મિલકતને, ધારો કે, 'રાજપ્રસાદ' રૂપે ગણાવી રહેલા હોય તો તે વાતને આપણે પૂર્વોક્ત શિષ્ટાચારને બંધ બેસતી જ ગણવી પડે વઝીર બહાઉદ્દીનની પૂર્વોક્ત 'રાજપ્રસાદની વાતને આપણે બીજા એક દ્રષ્ટાંતથી પુષ્ટિ આપી શકીએ ઈ૦ સ૦ ૧૯૦૯માં .પુરૂષોત્તમરાયજી પોતાને હાનિ કરી ચૂકેલા નવાબ સાહેબ રસુલખાનજીને મુબઇમાં મળેલા હતા ત્યારે વાતવાતમા તેમણે પણ પોતાની મુંબઈમાં રહી સહી મિલકતને 'રાજપ્રસાદ' રૂપે નવાબ સાહેબ સમક્ષ વર્ણવેલી હતી, એટલુંજ નહિ, પરંતુ એ મિલકતમાંથી નવાબ સાહેબને જે કાંઇ પસંદ પડે તે તેઓશ્રીને નજર કરી દેવાને પણ તેમણે તૈયારી બતાવેલી હતી. વડીલને દરજ્જે હોનાર માણસથી આપણું ભલુ પ્રત્યક્ષ કે પરોક્ષ માર્ગે પણ થયલુ ન હોય બલ્કે તેવા વડીલથી કોઇ પણ નિમિત્તે આપણા સ્વાર્થને હાનિ પહોચેલી હોય તો પણ આપણે આપણા પરિશ્રમથી જે લાભ મેળવીએ તેને આપણે ઇશ્વરકૃપાની સાથે વડીલના આશીર્વાદરૂપ ગણતા આવેલા છીએ, એ વાત અર્થપ્રધાન વિદ્યાસસ્કારવાળા યુરોપીય લોકોથી ઝટ ન સમજાય તેવી છે આમ કોઇને અમે કહી શકીએ છીએ કે, જો વઝીર બહાઉદ્દીનભાઇએ સ્વેચ્છાપૂર્વક એમજ કહેલુ હોય કે પોતાની પાસે જે મિલ્કત છે તે રાજ્યની છે, તો તેવા તેમના કથનને કેવળ શિષ્ટાચારિક તથા પોતાને નાહક શ્રમ આપે તેવા પૂછાતા રહેત પ્રશ્નના ટુકાને ટચ જવાબરૂપે વસ્તુતઃ બ્રિટિશવાલી-વહીવટદારે ગણી લેવુ જોઇતું હતુ વઝીર બહાઉદ્દીનભાઈ એક મ્હોટા પગારદાર હતા, તેમણે ઘણીજ લાબી નોકરી કરેલી હતી, મ્હોટી ઉપજ આપનારા ગામ,બગીચા તેમને ઈનામમા ગયેલ, તેમની કિંમતી નોકરી બદલ તેમને મ્હોટા મ્હોટા ઇનામો મળેલા, નવાબોના તેઓ બહુજ નજીકના સગા તથા ખરેખરા ગાદીના હિતૈષી હોઇને તેમને અનેક મિષે ત્રણ ત્રણ નવાબોએ નાણાની મ્હોટી મ્હોટી રકમો ઉઘાડી રીતે વિધિપૂર્વક આપેલી હતી અને વળી રાજકુટુબે ખાનગી રાહે પણ પ્રસગે પ્રસગે અનેક નવાજશો એમને નહિ કરેલ હોય એમ પણ કલ્પી શકાય નહિ આ બધી વાતો રાજ્યદ્વારીય દ્વેષથી લિપ્ત બનેલ બ્રિટિશ વાલી-વહીવટદારના મગજમા ન સ્ફુરે તેમા નવાઈ નથી વળી ૬૦ રા૦

૧૮૬૨ માં નવાબ મોહોબતખાનજી આ બહાઉદ્દીનભાઈ વગેરેની મદદથી પોતાની માતાના અંકુશમાંથી છૂટી સ્વતંત્ર રાજકર્તા બનેલા ત્યારથી તે છેક ઇ૦ સ૦ ૧૯૦૩ સુધીના ચાળીશ વર્ષોના ગાળામાંના ત્રણે નવાબ સાહેબોએ રાજ્યકાર્યોનો કુલ ભાર તેમને માથે બધીય જવાબદારી સાથે નાખી રાખીને તેમને એક રાજકર્તાના મોભાવાળા બનાવી રાખેલા પણ હતા. અર્થાત્ વઝીર બહાઉદ્દીન અને નવાબ સાહેબો એક રૂપ જ હતા. અને જૂનાગઢ રાજ્યમાં માત્ર નહિ, પરંતુ રાજ્ય બહારના પ્રદેશોમાં તેમજ બ્રિટિશ સરકારમાં પણ વઝીર બહાઉદ્દીનભાઇ જ રાજ્યના મુખ્તાર રૂપે 'નિ:શંક' સમજાઈ રહેલા હતા. આમ હોઇને વઝીર પાસે સારા પ્રમાણમાં મિલ્કત હોય એ સમજી શકાય તેવી સ્વાભાવિક બાબત હતી. તે છતાં બ્રિટિશ વાલી–વહીવટદારે એ વઝીરના શિષ્ટાચારિક તથાપિ દબાણથી કરાયલ કથનનો અવળો અર્થ કરીને એ વઝીરની તમામ મિલ્કતને રાજ્યની માની લઈ તેને જપ્ત કરી લીધેલી હતી તે કયા હિસાબે તેમણે કરેલ એ વાત બ્રિટિશ સરકારની રાજનીતિના પૂર્વાપર સમગ્ર ઇતિહાસના જાણકારથી ન સમજાય તેવી નથી. બહાઉદ્દીનભાઇના વારામાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના મુંબઈ ઇલાકામાંના ઘણાય અગ્રગણ્ય સભ્યો જૂનાગઢ રાજ્યના સલાહકારો તથા મદદગારો બની રહેલા હતા અને એમની હુંફે રાજ્યનું કાર્યભારી મંડળ એ મહાસભાના સિદ્ધાંતોને અનુસરીને રાજ્યનું ઘડતર કરતું ગયલું હતું અને તેથી બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું પ્રાયશઃ કુપિત રહેતું પણ હતું. ઇ૦ સ૦ ૧૮૯૫ માં કાઠિયાવાડના 'પોલિટિકલ એજન્ટ' કર્નલ કેનકોકે પુરુષોત્તમરાયજીને લીલાપુર મુકામે બોલાવીને જે ગર્ભિત શબ્દોમાં ધમકી આપેલી હતી તે પ્રમાણે વઝીર બહાઉદ્દીનભાઇના કહેવાયલા "કામા"નાં ફળ તેમને ચખાડી દેવાનો લાગ આ બ્રિટિશ સરકારને નવાબ રસુલખાનજીના દેહાંત પછી મળી આવેલો હતો; એટલે એ લાગ બ્રિટિશ વાલી–વહીવટદાર જતો ન જ કરે એ વાત ઉઘાડી હતી. અને તેથી તેણે આ બુઝર્ગ વઝીરને તેમની સહાયહીન સ્થિતિમાં દબાવી દીધેલા હતા. રાજ્ય તરફથી કંઇ બોલી શકે તેમ ન હતું. વઝીર સાહેબ એકલા પડી ગયલા હતા. અને બ્રિટિશ વાલી–વહીવટદાર ગમે તેટલી આપખુદી વાપરે તો તેને કોઈ પૂછનારું પણ ન હતું! આવા સંજોગમાં, "નવાબ સાહેબ અને હું એ બે એકરૂપ હતા" એટલાજ શબ્દોમાં આ વઝીર પોતાનો બચાવ કરી શકેલા હતા; અને એ શબ્દો સાવ સાચા પણ હતા; કારણ કે નવાબ સાહેબોએ વિધિપૂર્વક ફરમાન કરીને આ વઝીર સાહેબને માથે રાજ્યનો કુલ ભાર નાખેલો હતો; એટલું જ નહિ, પરંતુ રાજ્યાર્થે જ તે જે

કોઇને નવાબ સાહેબની ઇચ્છિા જાણવાનું મન થઇ આવે તેણે વઝીરની મારફતજ તે પ્રમાણે કરવું એવો સ્પષ્ટ હુકમ પણ નવાબોએ કરેલો હતો. આ હુકમ શાસનપ્રબંધની દૃષ્ટિએ અનુચિત ન હતો. ઈંગ્લાંડમાં પણ મુખ્ય અમાત્ય મારફતજ રાજાની ઇચ્છા જાણી શકાય છે. મતલબ કે, નવાબ સાહેબો રાજ્યકાર્યોની બાબતમાં વઝીર સાહેબની સલાહ પ્રમાણે ચાલતા હતા અને તેમને પૂછ્યા વિના પાણી પણ પીતા નહિ, એમ કહીએ તો તે વાત જેમ ખોટી નથી તેમ નવાબો એ પ્રમાણે કરતા રહેલા એ હકીકતે એ નવાબોના તેવા વર્તન સામે વાંધો લેવાય તેમ પણ નથી. વળી વઝીર સાહેબ પોતે પોતાના કાર્યભારી મંડળ તથા જરૂર પ્રમાણે પોતાનાં પરદેશીય સલાહકારોને પૂછ્યા વિના સ્વત; કોઇ પણ સલાહ નવાબોને આપતા નહિ, એટલે, જૂનાગઢની રાજનીતિ ઘણે ભાગે એક વિસ્તૃત મંત્રીમંડળથી ઘડાતી રહેલી એમ પણ કહી શકાય તેમ છે અંગ્રેજ સરકાર આ બધી હકીકતથી સંપૂર્ણ વાકેફ હતા, અને તે છતાં એ સરકારના જવાબદાર પ્રતિનિધિઓએ પ્રસંગે પ્રસંગે એ વઝીરને રાજ્યદેહના પ્રાણ સમાન ગણીને તેમની રાજ્યસેવાઓ વગેરેની સ્તુતિ મુક્તકંઠે જ્યારે ને ત્યારે કરવામાં કશું બાકી ન રાખતાં તેમને 'સી૦ આઇ૦ ઈ૦'ના ઈલ્કાબથી અલંકૃત પણ કરેલા હતા. આ છતાં એ વઝીરને તેમની વૃદ્ધાવસ્થામાં બલાત્કારે નિઃસહાય બનાવી, તેની પ્રતિષ્ઠાનો છડે ચોક ભંગ કરી બ્રિટિશવાલી વહીવટદારે તેમની તમામ મિલ્કત પડાવી લીધાનો જે ઘોર અન્યાય કરેલો છે તેને રાજદ્વારીય દ્રષ્ટિએ ગમે તેટલો વ્યાજબી ગણાવવાનો પ્રયાસ થયેલો હોય, તો પણ આપણે તે અન્યાયને લગતી હકીકતને એક દૈવજનિત, ખેદજનક અને અવિસ્મરણીય 'ઘટના' વૃત્તાંત રૂપે સોરઠના ઇતિહાસમાં સ્થાન આપ્યા વિના રહી શકીએ નહિ. ઇ૦ સ૦ ૧૯૨૭મા થયલ સર આર૦ ઈ૦ હોલાન્ડવાળી તપાસને અંગે આ **વઝીર બહાઉદ્દીન ભાઇના કફનશીન મૃતદેહ સામે એક તરફી કામ ચલાવીને પણ,** એ વઝીરના 'મગજ'રૂપે વર્ણવાયલ પુરૂષોત્તમરાયજીને શંકિત ચારિત્ર્યવાળા બનાવવાનો જે દુરાગ્રહપૂર્વક, હાસ્યજનક તથા વક્રમાર્ગિત તથાપિ પ્રથમ દર્શને નિષ્ફળ દેખાય તેવો પ્રયાસ મિ૦ રેડોચે, પોતાનાથી વઝીરને અપાયલ ત્રાસને ઢાંકવાને માટે, ગન્નાના મોવિબ્રિમ્મ તથા બેરિસ્ટર મારફત કરાવેલો છે, તે એવો છે કે, કોઇપણ સામાન્ય બુદ્ધિવાળો ઇતિહાસકાર તેને ધૃણાપાત્ર ઠરાવ્યા વિના રહી શકશે નહિ.

—

આ પરિચ્છેદમા વઝીર સાહેબને નામે ચડાવાયલ જે બે કથનો પરત્વે અમે જે ચર્ચા કરેલ છે તે બે કથનો તેમણે કરેલાં એવું ગૃહીત કરીને કરેલી છે. પરંતુ ખરી વાત તો એ છે કે, એ બે કથનો વઝીર સાહેબે કરેલ છે એવું કહેનાર તો ફક્ત બ્રિટિશવાલી-વહીવટદારો જ છે. વળી જે કરારનામા ઉપર મિ૦ રૈંડોલે વઝીર સાહેબ વતી તેમના પુત્ર ઉસ્માનખાનની જે સહી લીધેલી છે તે કરારનામું જો કે વઝીરને નામે લખાયલ છે તો પણ તે વઝીરે ખુદે પોતાની મરજીથી લખાવેલ છે કે મિ૦ રૈંડોલે લખી તૈયાર કરેલ કરારનામા ઉપર વઝીર વતી તેમના પુત્રની સહી લીધેલી છે એ બાબત પરત્વે આપણે કશું સનિશ્ચય કહી શકતા નથી. પરંતુ એટલી વાત તો સાચી છે જ કે બ્રિટિશવાલી-વહીવટદારોએ વઝીર સાહેબ ઉપર અક્ષંતવ્ય દબાણ કરેલું હતું અને વઝીરને સહાયહીન સ્થિતિમાં મૂકીને તેમની વતી તેમના પુત્રની સહી લીધેલી છે. એ કરારનામા ઉપર વઝીર સાહેબે પોતાની મોહોર કે પોતાનો સિક્કો કે અંગૂઠો છાપેલ નથી એ હકીકત પણ એ કરારનામાને શંકિત બનાવનારી છે. વળી ઇ૦ સ૦ ૧૯૧૭માં પૂર્વોક્ત ઉસ્માનખાને મિ૦ હોલાંડ સમક્ષ જુબાની આપતાં "મેં રાજ્યની મિલ્કત ઉચાપત કરી છે, એવું કથન વઝીર સાહેબે મિ૦ રૈંડોલ સમક્ષ કરેલ હોય એમ મને યાદ આવતું નથી." એવું જે લખાવેલ છે તે પૂર્વોક્ત કરારનામાને લગતી હકીકતને સંદિગ્ધ બનાવનારી પણ છે. મતલબ કે, આ વઝીર સાહેબ સંબંધે બ્રિટિશવાલી-વહીવટદારોએ જે કાંઈ કરેલું છે તે બલાત્કારનું પરિણામ છે અને તેથી મિ૦ રૈંડોલે એ વઝીરની કહેવાયલ કબૂલિયતને વ્યાજબી ઠરાવી લેવાને પુરુષોત્તમરાયજીવાળા કામને અંગે પ્રયાસ કરેલો છે, એમ કહી શકાય છે.

**ચોથી વાત**:–રાયજી સાહેબ ઉપર મૂકાયલ તહોમતવાળી એકસોત્રેપન ચલણ ચિઠ્ઠીઓ પૈકી બાસઠ તો વઝીર બહાઉદીનભાઈ પાસેથી બ્રિટિશવાલી-વહીવટદારને મળેલી હતી. એટલે તે તમામ ચલણ ચિઠ્ઠીઓ રાજ્યનાં નાણાંથી ખરીદાયલી એવું વિધાન પ્રથમ રાજ્યપક્ષ તરફથી કરવામાં આવેલું હતું, અને એ વિધાનને સાચું ઠરાવવા માટે 'મારી પાસે જે મિલ્કત છે તે રાજ્યની છે.' એવું જે કથન વઝીરે બ્રિટિશવાલી-વહીવટદાર પાસે કરેલ કહેવાયલું છે તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. વઝીર સાહેબે પૂર્વોક્ત પ્રકારનું પોતાની મિલ્કત પરત્વે કહેલું હોય એમ માની શકાતું નથી; કારણ કે એ પ્રમાણે વઝીરે લખી આપેલું નથી, ફક્ત તેમણે જે કહેલું હશે તે પોતાની જૂની પદ્ધતિ પ્રમાણે

શિષ્ટાચાર રૂપે જ કહેવું હશે. પરંતુ આ વિધાન ટકી શકેલું નહિ; કારણ કે રાજ્યકોશમાંથી નાણાં ઉપડેલાં કે ગુમ થયલાં હોય એવું ચોપડાઓથી બતાવી શકાયલું નહિ. મિ૦ હોલાંડે પણ 'પોતાના નિવેદન લેખમાં સ્પષ્ટ જણાવી દીધેલ છે કે, '**જે રૂપીઆ એક લાખ ત્રેપન હજારની ચલણ ચિઠ્ઠીઓ લેવાયલી છે તે રૂપીઆ રાજ્યકોશ એટલે કે રાજ્યના મહોટા તોષાખાનામાંથી ઊપાડેલા નથી, એટલે રાજ્યકોશમાંથી કોઈ પણ રકમ ગુમ થયલી છે એમ કહી શકાય નહિ.**' આ પહેલા વાદ–વિધાનનું ખંડન થઇ ગયલું ત્યારે રાજ્યપક્ષે બીજું વિધાન એવું કરેલું કે, નવાબ સાહેબ બહાદુરખાનજીનું અવસાન થયલું તે વખતે એમના ખાનગી ખજાનાના તોષાખાનામાં કોરી સાતલાખ તથા રૂપીઆ ૪૯૫૫૦જીની ચલણ ચિઠ્ઠીઓ હતી, તેનો તરતજ કબજો વઝીર બહાઉદ્દીને લઈ લીધેલો હતો. અને તે નાણાંમાંથી પૂર્વોક્ત ચલણ ચિઠ્ઠીઓ લેવાયલી હતી! આ વિધાનને સાબીત કરવા માટે રાજ્ય પક્ષ તરફથી બે સાક્ષીઓ નામે અનુક્રમે (૧) "નથુભાઇ મુબારકભાઇ સીદી" અને (૨) નથુભાઈ કૃપારામને અદાલત સમક્ષ જુબાની આપવાને ગોઠવી દેવાયલા હતા. આમાના પહેલા "નથુભાઈ મુબારકભાઇ" કે જેને બ્રિટિશવાલી–વહીવટદારે "નથુ સીદી"માંથી "નથુભાઇ મુબારકભાઇ"ના નામથી મહાપુરૂષ રૂપે ગણાવી દીધેલ તે નથુ સીદી નવાબ બહાદુરખાનજીના વારામાં તેમના ખાનગી ખજાનાની કુંચી સંભાળનારા અનેક ચોકિયાતો પૈકી એક ચોકિયાત સિવાય બીજું કોઇ પદ ધરાવનાર ન હતો. અને બીજા નથુભાઇ કૃપારામ નામે વણિક ગૃહસ્થ વઝીર બહાઉદ્દીનભાઈના ખાનગી કાર્યભારી હતા. આ બન્ને સાક્ષીઓના કહ્યા પ્રમાણે, નવાબ બહાદુરખાનજીના દેહાંતકાળે તેમના ખાનગી ખજાનામા કોરી સાત લાખ તથા રૂપીઆ ૪૯૫૫૦જીની રકમ હતી; એ કોરીઓ વગેરે રાજ્યના તે પક્ષથી મહંમદખાન ફરીદખાન તથા નવાબ સાહેબના ખાનગી કાર્યભારી રા૦ અમરજી આણંદજી કચ્છી–એ બે સમક્ષ કાંટે તોળાયલી હતી, અને તે પછી એ બધીય રકમ વઝીર સાહેબને મોકલી અપાયલી પણ હતી, અને એ પ્રમાણે થઈ ગયા પછી નથુ કૃપારામ મારફત વઝીર સાહેબે એ બધી રકમ ટંકશાળમા મોકલી આપેલી પણ હતી! આ પ્રકારની હકીકતવાળું વિધાન પણ સાવ ખોટું પડી ગયલું હતું. એમ થવાનું કારણ એ છે કે, નવાબ બહાદુરખાનજીના દેહાંત પછીના આઠ દશ દિવસ સુધીમા કે ચાર પાંચ મહિના સુધીમા પૂર્વોક્ત રકમ જેવડી કોઇ પણ રકમ ટંકશાળને ચોપડે ચડેલી દેખાયલી નહિ, તેમ વળી નવાબ બહાદુરખાનજીના

ખાનગી ગામ શાહપુરમાંથી અણાયલ એક લાખ રૂપીઆ કે જે, આ નથુ કૃપારામે લખાવેલું છે તે પ્રમાણે તેણે વઝીર સાહેબને આપેલા તે પણ તે ટંકશાળને ચોપડે દેખાયલા નહિ. આ બાબતે તોપકચી મહંમદખાન તથા રા૰ અમરજીભાઈ કચ્છીની જુબાનીઓ ઉપકારક થઇ પડે તેમ હતી. પરંતુ રાજ્યપક્ષે મહંમદખાનજી જેવા પાક મુસલમાન અમીરને તો "રાજ્ય વિરૂદ્ધ "હોસ્ટાઇલ" ગણાવી દઇને તેમની જુબાની અનુપયોગી ગણી કઢાવેલી; અને પછી જ્યારે મિ૰ હોલાંડે રા૰ અમરજીભાઇને અદાલતના સાક્ષી તરીકે બોલાવેલા ત્યારે તેમણે પોતાની જુબાનીમાં સ્પષ્ટ જણાવી દીધેલું કે–" × × × બહાદુરખાનજી બહેસ્તનશીન થયા પછી હું કદિપણ ગજમહાલયે ગયોજ નથી; બહાદુરખાનજી રાજમહાલયમાં ખાનગી ખજાનો રાખતા હતા એવું હું જાણતો નથી; નથુ કૃપારામ અને બીજાઓની સાથે, બહાદુરખાનજીનું અવસાન થયા પછી થોડા વખત પછી હું બહાદુરખાનજીને મહાલયે ગયો નથી × × ×." આમ પૂર્વોક્ત સાતલાખ કોરી વગેરે બહાદુરખાનજીના ખાનગી ખજાનામાંથી ખસેડાઇને વઝીર સાહેબને પહોંચાડયાની હકીકત ટંકશાળના ચોપડાથી તેમજ અમરજીભાઇની જુબાનીથી ખોટી ઠરેલી, અને વળી શાહપુર ગામના વહીવટદાર મંછાશંકર દેશ્વરે પણ એ ગામના ખજાનામાંથી રૂપીઆ એક લાખનો ઉપાડ થયાની વાતને ખોટી જણાવીને એ ગામ ખાતે થતો ખર્ચ તેની ઉપજ કરતાં વધારે હતો એમ ચોપડાની મદદથી બતાવી આપેલું પણ હતું. આમ થયલું એટલે તેમ બીજી હકીકતે મિ૰ હોલાંડે નથુ કૃપારામને તો "ભ્રષ્ટચરિત" ગણીને અશ્રદ્ધેય આલેખી દીધેલા હતા! પરંતુ પેલા "નથુભાઇ મુબારકભાઇ સીદી" જેવા તદન અભણ તથા આઠ ચોકિયાતો પૈકીના એક કેવળ ચોકિયાત કોટીના ઇસમને મિ૰ હોલાંડે વિશ્વસનીય ગણવાનું ઉચિત ધારેલું હતું! આ હકીકત હરકોઇને આશ્ચર્ય પમાડે તેવી તો છે જ. પરંતુ જ્યાં "રાજદ્વારીય" હેતુ સિધ્ધ કરવાનો હોય ત્યાં જાણીને પણ માથો ગણી લેવો પડે. એ ન્યાયે મિ૰ હોલાંડે આ "નથુભાઈ મુબારકભાઇ"ને વિશ્વસનીય માની લીધેલા હોય એમ સમજાય છે. આ છતાં એટલું તો ખરૂં છે જ કે, નવાબ બહાદુરખાનજીના ખાનગી ખજાનોમાં નાણાં તેમજ ઘરેણાં-દાગીના હતાં, અને દીવાન હરિદાસભાઇએ રાજ્યની મિલ્કત ગણાતાં ઘરેણાં તેમાંથી નોખાં પડાવીને રાજ્યના જમદારખાનામાં વિધિપૂર્વક મોકલી આપેલાં પણ હતાં, અને જે રોકડ નાણાં હતાં તે બહેસ્તનશીન થયલ નવાબની ખાનગી મિલ્કત હોઇને તેમના વારસને સોંપવાનાં હોઇને તેનો કબજો વઝીર સાહેબ કને રહેવા દીધેલો હતો. આ નાણાં કુલ કોરી મિલ્કને

હિસાબે નેરી ૫,૬૪,૨૯૫–૭–૦ (પાંચ લાખ ચોસઠ હજાર બસોપંચાણું ને સાતઆના) હતા. અને તે રકમને વઝીર સાહેબે તા. ૨૭–૬–૯૨ ને તથા તા. ૫–૮–૯૨ને રોજ એમ બે કટકે ટંકશાળને ચોપડે જમે કરાવી તે રકમને બદલે રૂા ૧,૫૦૦૦૦ એક લાખ પચાસ હજાર મેળવીને નવાબ બહાદુરખાનજીના નિશ્ચિત થઈ ચૂકેલ વારસ નવાબ રસુલખાનજીને સોંપી દીધેલ અને તે બદલ **એ નવાબ સાહેબ ખુદની મહીવાળી પહોંચ પણ મેળવી લીધેલી હતી.** બહાદુરખાનજીના દેહાત પછી લગભગ છ મહિના બાદ રસુલખાનજી ગાદી વારસ તરીકે બ્રિટિશ સરકાર તરફથી સ્વીકારાયલા ત્યાં સુધીની મુદ્દત માટે બ્રિટિશ સરકારે હરિદાસભાઈને રાજ્યના બ્રિટિશ વહીવટદાર ગણેલા હતા એ વાતની દૃષ્ટિએ પૂર્વોક્ત ખાનગી ખજાનામાંની રકમની બાબતે હરિદાસભાઈ અજાણ્યા રહેલા હોય એવી કલ્પના કદિ પણ કરી શકાય નહિ. એ છતાં જો એ નાણાં પરત્વે કાંઈ પણ ગડબડ થયલી હોય તો પછી હરિદાસભાઈને પણ ગુન્હેગાર ગણવા પડે. મિ હેસ્કાડે હરિદાસભાઈ સબંધે કશો પણ ઇશારો કરેલો નથી એ હકીકત અર્થ ગંભીર હોઈ દુર્લક્ષ્ય કરવા જેવી ન ગણાય.

પૂર્વોક્ત રકમ નવાબ રસુલખાનજીએ સંભાળી લીધેલી કે નહિ, અગર એ રકમ એમણે પોતાના હિતૈષી વઝીર મામાને ભેટ આપી દીધેલી કે નહિ, એવા એવા પ્રશ્નો, એ લેનાર દેનારની હયાતી પછી ઉપસ્થિત કરવાનો અધિકાર, સબળ કારણને અભાવે, કોઈ પરાયા માણસને હોઈ શકે નહિ આ બધી હકીકતને આધારે આપણે એક એવું અનુમાન કરી શકીએ છીએ કે, સાત લાખ કોરી તથા રૂપીઆ ઓગણપચાશ હજાર પાયસો બહાદુરખાનજીના દેહાત સમયે તેમના ખાનગી ખજાનામાં હતા એવી કથા કેવળ વઝીર બહાઉદ્દીન ભાઈને હરકોઈ પ્રકારે રાજ્યના નાણાં બચાવી પાડનાર તરીકે દૂષિત ઠરાવવાના હેતુથી જ ઊપજાવી કાઢેલ છે આ રકમ પરત્વે પુરાવાના રૂપે એક પણ ચોપડો કે બીજી માટી નોંધ પણ રાજ્યપક્ષે રજુ કરેલ નથી એટલું જ નહિ, પરંતુ એ રકમ મેળવીને વઝીર સાહેબે નથુ કૃપારામ મારફત તરત જ ટંકશાળે જમે થવા માટે મોકલી આપેલી હતી એમ નથુભાઈને મુખેથી કહેવાયલું હતું છતાં તે રકમને રાજ્યપક્ષ ટંકશાળને ચોપડે દેખાડી શક્યો પણ નથી! અને ને દેખાડે પણ ક્યાંથી? વિચિત્ર વાત તો એ છે કે એ રકમને તરત જ ટંકશાળે નહીં જવા આવેલ એવું કહેનાર નથુભાઈ ખુદ જ પોતાના એ કથનને, રાજ્યપક્ષ તરફથી કાયમ ક્યાણના પરિણામ રૂપ ગણાતી દેવાના

હેતુથી પોતાની જુબાનીમાં આ મતલબનું કહીને રાજ્યપક્ષના વાદનું ખંડન કરી દે છે. એ કહે છે કે, "ટંકશાળે હું તે રકમ તરત જ લઇ ગયલો, પરંતુ તે રકમ ત્યાં ચોપડે જમે થયલી છે કે નહિ તે હું કહી શકતો નથી "! જમે કરાવવાને લઇ જનાર નથુ કૃપારામ જેવો હિસાબનીસ ઉપર પ્રમાણે કહે એ શું એક વિચિત્ર કે અર્થ ગંભીર હકીકત નથી? પરાણે પરાણે જૂઠું બોલવું પડે ત્યારે એવું જૂઠું બોલનારનું મન તેને ડંખી રહેતો છે જ; એટલે એ પ્રમાણે પરાણે જૂઠું બોલનાર માણસ પોતાના જૂઠા કથનને તોડી પાડે એવું કોઇક વધારે અને સત્ય ઘટનાનું સૂચક થાય એવું કથન પણ કરી દે છે, એ વાત પૂર્વોક્ત નથુભાઈની જુબાની કહી આપે તેવી સ્પષ્ટ દેખાય છે. રસુલખાનજીને ગાદીએ બેસાડી દેવાની બાબતે વઝીર સાહેબ આદિ કાર્યભારીઓએ જે હિંમત બતાવેલી હતી તે એવી હતી કે, નવાબ રસુલખાનજી ધારત તો બહાદુરખાનજીવાળા ખાનગી ખજાનામાંની રકમ ઉપરાંત રાજ્યના મહોટા તોષાખાનામાંથી પણ ગમે તેટલાં નાણાં વિધિપૂર્વક કોઇ પણ રૂપનું ફરમાન કરીને પણ એ વઝીર તેમ જ બીજાઓને ઇનામ તરીકે આપી શકત. પરંતુ વઝીર સાહેબે આ ઢબે રસુલખાનજીને હાથે પોતાની કદર કરાવેલી નથી બલ્કે બહાદુરખાનજીવાળાં જે નાણાં એમણે પોતે સંભાળી લીધેલાં તે નાણાં એ રસુલખાનજીને યોગ્ય સમયે પહોંચ લઇને સોંપી દીધેલાં એવું પણ જ્યારે સ્પષ્ટ દેખાઇ આવે છે ત્યારે આપણે એ વઝીરની નિર્મલ રાજભક્તિ તથા રાજ્યભક્તિનો સ્વીકાર કર્યા વિના રહી શકીએ નહિ, ૯૮. અત્યારે આ સ્થળે એટલું પણ કહેવું પડે છે કે, નથુ કૃપારામને મિ૦ હોલાંડને હાથે "ભ્રષ્ટચરિત"નો ખેતાબ પ્રાપ્ત કરવાનો વારો જો કે આવેલ છે, છતા એ નથુભાઇએ સાત લાખ કોરી વગેરેને લગતી કથાના પાયાને ડગમગાવી દઇને રાજ્યપક્ષે રચાયલ વાદને કૃત્રિમ તેમજ નિષ્ફળ બનાવી દીધેલ છે, અને એ બદલ એમની 'વાણિયા, વાણિયા ફેરવી તોળ' જેવી વણિક બુદ્ધિને ધન્ય કહ્યા વિના ચાલશે નહિ, એમ અમે માનીએ છીએ.

હવે આપણે બીજી દૃષ્ટિએ પૂર્વોક્ત રકમ બાબતે વિવેચન કરશું. આપણે ઉપર વાંચી ગયા છીએ તેમ નથુ કૃપારામે તો પૂર્વોક્ત સાત લાખ કોરી વગેરે હોવાની વાતને ફોક ઠરાવી દીધેલી ખરી અને એ કારણે એ "ભ્રષ્ટચરિત" પણ આલેખાયેલા છે. પરંતુ પેલા 'નથુભાઇ મુબારકબાઇ રસીદી' જેવા અબજુ "તોતરચી" બનેય સાક્ષી તો હતાજ ને! એને ગતપ્રદતા ગણી લેવાય તો

પછી વઝીરને દૂષિત ગણી લેવાય નહિ શું ! અને એ પ્રમાણે વઝીર સાહેબે કોરી સાતલાખ વગેરે હજમ કરેલ છે એવું જો ઠરાવાય તો જ એ રકમમાંથી વઝીર પુરૂષોત્તમરાયજી મારફત રૂપીઆ એકલાખ ત્રેપન હજારની ચલણુ ચિઠ્ઠીઓ ખરીદેલી એમ ગણાવી શકાય અને એમ ગણાવી શકાય, તો વઝીરના મદદગાર તરીકે પુરૂષોત્તમરાયજીને પણુ દૂષિત ઠરાવી શકાય એમ રાજ્યપક્ષ તરફથી પોત'ના વાદની શૃંખલાબંધ રચના થયલી હોય એમ દેખાઈ આવે છે. આમ હોઇને આપણે કહી શકીએ છીએ કે, "નથુભાઇ મુબારકભાઈ સીદી" ને એકલાને સત્યવક્તા ગણી લીધા વિના મિ૦ હોલાંડને છૂટકો થયલો નહિ, કારણુ કે જો એમ ન કરવામાં આવે તો વઝીર સાહેબને દૂષિત ઠરાવી શકાય તેમ ન હતું. આ બાબતે અમારૂં માનવું એવું થાય છે કે, બહાદુરખાનજીના ખાનગી ખજાનામાં ખરેખરી રીતે તો કોરી પાંચલાખ ચોસઠ હજાર બસોપંચાણું ને સાતઆના જેટલી જ રકમ હતી. પરંતુ એટલી રકમ જો રાજ્યપક્ષ કબુલ રાખે તો વઝીરને તેમજ પુરૂષોત્તમરાયજીને દૂષિત ઠરાવી શકાય નહિ અને તેથી કરીને એ રકમમાં કેટલોક હેતુ સાધક ઉમેરો કરી દેવાની તજવીજ રાજ્યપક્ષે કરેલી છે, અને એ તજવીજને અંગે જ બંને નથુભાઇઓને રાજ્ય સાક્ષીઓ રૂપે ઉભા પણુ કરેલા છે.

મતલબ કે, પૂર્વોક્ત કોરી સાત લાખ વગેરેને લગતી વાત કેવળ ઊપજાવી કાઢીને એ રકમમાંથી પૂર્વસૂચિત એકસો ત્રેપન ચલણુ ચિઠ્ઠીઓ ખરીદાયલી છે એવું ઠરાવી દઇને પુરૂષોત્તમરાયજીને દૂષિત કરવાનો જે પ્રયત્ન થયલો હતો તે નિષ્ફળ ગયલો હતો. **મિ૦ હોલાંડે પણ પોતાના નિવેદન લેખમાં સ્પષ્ટ કરી આપેલું છે કે, પુરૂષોત્તમરાયજી મારફત જે ચલણ-ચિઠ્ઠીઓ ખરીદાયલી હતી તેમને ખરીદવાનાં નાણાં વઝીરનાં ખાનગી હતાં અને એ નાણાંથી ખરીદાયલ ચલણચિઠ્ઠીઓ પણ વઝીર સાહેબને એપ્રિલ માસમાં સોંપાઇ ગયલી હતી; એટલુ જ નહિ, પરંતુ જે નાણાં વઝીરે બહાદુરખાનજીના ખાનગી તોષાખાનામાંથી પોતાના કબ્જામાં લીધેલાં હતા તે નાણાં વઝીરે જુન માસની આખરે ટંકશાળમાં ભરી તેને બદલે રૂપીઆ એકલાખ પચાશ હજારની ચલણચિઠ્ઠીઓ નવાબને મેળવી આપેલી છે એટલે આ બીજી રકમનો ઉપયોગ પહેલા કામે થઇ શકેલો નથી જ.**

**પાંચમી વાત:** રાયજી સાહેબે એક લાખ ત્રેપન હજાર રૂપીઆની જે ચલણચિઠ્ઠીઓ ખરીદ્દાવેલી હતી તે રૂપીઆ રાજ્યકોશના કે નવાબ સાહેબના ખાનગી તોષાખાનાના ન હતા એ વાત તો મિ૰ હોલાડે કબૂલ રાખેલી છે, એટલે વસ્તુત: ઈ૰ સ૰ ૧૯૦૬ માં પુરૂષોત્તમરાયજીએ પોતાની સામે કામ ચલાવવાનો રાજ્યે આરંભ કરેલો તે પહેલાં જે હકીકત દીવાન બેગ સાહેબને લખી જણાવેલી હતી તે તો સાવ જ સાચી ઠરી ચૂકેલી હતી. એ તમામ ચલણ-ચિઠ્ઠીઓ વઝીર સાહેબના કબ્જામાં હતી તો પણ પુરૂષોત્તમરાયજી સામે કામ ચલાવાયલું ત્યારે આ વઝીર સાહેબ, ગમે તેના દબાણથી, આ ચલણ-ચિઠ્ઠીઓ પોતાને મળી ગયલી છે એવી વાતને પ્રકાશમાં મૂકી શકેલા નહિ; એટલું જ નહિ, પરંતુ એમને પોતાને એ સમયના તપાસપંચ તરફથી પૂછાયલા કહેવાતા પ્રશ્નોના જે જવાબો એમને નામે દેવાયલા છે તે જવાબો પણ એવા છે કે, એ જવાબોથી વઝીર સાહેબ તેમજ પુરૂષોત્તમરાયજી જેમ અપરાધી ઠરી ચૂકે છે તેમ નવાબ રસુલખાનજી તથા દીવાન હરિદાસજી પણ દોષિત ઠરી ગયા વિના રહી શકતા નથી, વઝીર સાહેબ જેવો નીમકહલાલ, દીર્ઘદ્રષ્ટિવાળો તથા કાર્યદક્ષ રાજપુરૂષ નવાબ સાહેબ જેવા પોતાના સ્વામીને હાનિ કરે તેવા જવાબો લખાવે એ વાત અમારે ગળે ઉતરતી નથી; એ જવાબોના ઘડનાર કોઈ ઉંડી ખટપટમાં પડેલા શખ્સ હશે એવું તે સમયે પ્રવર્તેલ સંયોગથી જણાઇ આવે છે. પરંતુ આ વાત પરત્વે આપણે અત્ર કાંઇ સંબંધ નથી, એટલે એ ચલણ-ચિઠ્ઠીઓ બાબતે બ્રિટિશવાલી-વહીવટના સમયમાં શું બનેલું છે તે આપણે જોઇ લેશું

નવાબ સાહેબ રસુલખાનજીનું અવસાન થયું તે પછી, એટલે કે બ્રિટિશ સરકાર તરફથી નિયુક્ત થઇ આવેલ વાલી-વહીવટદારે વઝીર બહાઉદ્દીનભાઈ ઉપર છાપો મારી તેમની બધી મિલ્કત જપ્ત કરી લીધી ત્યારે વઝીર સાહેબે પૂર્વોક્ત એકલાખત્રેપન ચલણ ચિઠ્ઠીઓ પૈકી જે બાસઠ ચલણચિઠ્ઠીઓ રોકડમાં પોતાની પાસે હતી તેમને "નાપાક-અપવિત્ર" ગણીને પોતાના દત્તક પુત્ર ઉસ્માનખાન મારફત મિ૰ રેઈલને મોકલી આપેલી હતી. ઉસ્માનખાને મિ૰ હોલાડ સમક્ષ જુબાની આપેલી છે તેમાં તેમણે, બહાઉદ્દીનભાઇએ વાપરેલ "નાપાક" શબ્દનું અંગ્રેજી ભાષાંતર કરીને એ ચલણચિઠ્ઠીઓને "ઇમ્પ્યોર" (અપવિત્ર) ગણાવેલી છે. પરંતુ ઉલટ તપાસમાં જ્યારે તેમને "નાપાક" શબ્દ પરત્વે ખુલાસો પૂછવામાં આવેલ ત્યારે તેમણે, 'વઝીર સાહેબે એ ચલણ-

ચિઠ્ઠીઓને "ગડબડગોટાળાવાળી" ગણેલી.' એમ જણાવેલું હતું. પુરૂષોત્તમરાયજી સામે ચલાવાયલા કામ એક મ્હોટા ગડબડગોટાળાવાળા રૂપજ હતું. એટલે વઝીર સાહેબે ઉસમાનખાનને "નાપાક" શબ્દનો ખુલાસો "ગડબડગોટાળાવાળી" શબ્દથી કરી આપેલો હોય તો તે અયથાર્થ વાત ન હતી. છતાં મિ૦ હોલાંડવાળી તપાસને અંગે અદાલતના ભાષાંતરકારે ઉસમાનખાને વાપરેલા "નાપાક" શબ્દને લક્ષ્યમાં ન રાખતાં, રાયજી સાહેબ સામે ઈ૦ સ૦ ૧૯૦૬ વાળા કામે જે નિમિત્તો એટલે કે બ્રિટિશ અમલદારને રૂશ્વત આપવાનું કહીને રૂપીઆ એકલાખ ત્રેપનહજાર ઉપાડાયલ અને પછી "ઉચાપત" થયલ છે એવું સૂચન કરવામાં આવેલ તેને "ગડબડગોટાળો" ગણીને તેને ક્લિષ્ટાર્થ "ઉચાપત" કરી બતાવેલો હતો! આ પ્રકારનો ક્લિષ્ટાર્થ ભાષાંતરકારે કાંતો યથાર્થ શબ્દાર્થજ્ઞાનના અભાવે કરેલ હશે, અગર તો અદાલતનો પવન જે દિશામાં ગતિ કરી રહેલો તે જોઇને તેમણે તેવો અર્થ કરેલો પણ હોય! વસ્તુતઃ આ ચલણ ચિઠ્ઠીઓ "નાપાક" ગણાયલી તેનું કારણ એ કે તેમને લીધે વઝીરના પ્રીતિભાજન પુરૂષોત્તમરાયને હાનિ થવા પામેલી, અને એમને "ગડબડગોટાળાવાળી" વઝીરે કહેલી તેનું કારણ એ કે, એ ઈ૦ સ૦ ૧૯૦૬ વાળું રાયજી સાહેબ સામેનું કામ એક શુધ્ધ ગડબડગોટાળોજ હતો. મતલબ કે, એ ચલણચિઠ્ઠીઓ પોતાને મળી ગયા પછી મિ૦ રેંડોલ ઇંગ્લાંડ ગયા હતા. પરંતુ જુનાગઢ છોડતાં પહેલાં એમણે એ ખાસ ચલણચિઠ્ઠીઓનું પડીકું પોતાના ઉત્તરાધિકારી મિ૦ રોબર્ટસનને સોંપેલું હતું અને રાયજી સાહેબવાળું કામ ઉપડે ત્યારે તેનો ઉપયોગ કરવાનો છે એવું પણ તેણે મિ૦ રોબર્ટસનને સૂચવેલું હતું. એ પછી મિ૦ રોબર્ટસન વઝીર સાહેબને મળેલા, અને જ્યારે એ મિ૦ રોબર્ટસને ઈ૦ સ૦ ૧૯૧૭માં હોલાંડ સમક્ષ જુબાની આપેલી ત્યારે તેમણે, એ ખાસ ચલણચિઠ્ઠીઓ સિવાયની (૭૧ નંગ) નો ઉપયોગ "રાજ્યને કામે" કર્યાનું વઝીરે પોતાને કહેલું એમ અદાલત સમક્ષ જણાવેલું હતું. વળી આ રોબર્ટસન સાહેબે એવું પણ લખાવેલું કે- 'એ તમામ ચલણચિઠ્ઠીઓ જે નાણાંવડે ખરીદાયલી હતી તે નાણાં પણ રાજ્યનાં હતાં, એમ વઝીરે પોતાની પાસે કબૂલ કરેલું પણ હતું.' મિ૦ રોબર્ટસન અને વઝીર વચ્ચે જે ખરી વાત થઇ હોય તે તો પ્રભુ જાણે. અંગ્રેજ અમલદારો "રાજદ્વારીય" બાબતોની તરત જ નોંધ કરી સામા પક્ષ પાસેથી તે ઉપર સહીસિક્કો લેવાની બાબતને અનુપકારક ગણે છે એવું આપણે મેજર કાર્નેગીએ તથા મિ૦ ફિનને નવાબ વઝીરખાનની મુલાકાતો સંબંધે કેવળ

પોતે કરેલી નોંધોને સાચી મનાવેલી છે તે આધારે કહી શકીએ છીએ. એ તો ઠીક. પરંતુ એ બાસઠ ઉપરાંતની ચલણચિઠ્ઠીઓનો ઉપયોગ "રાજ્યને કામે" થયો છે એવું કહેવાની મૂર્ખતા વઝીર સાહેબ જેવો પાકો રાજપુરૂષ કરે એ અસંભવિત જ છે, કારણ કે એમણે પોતાના ઘર માટે ખરીદાયલી વસ્તુઓની કિંમત ચૂકવવામાં તે બાકીની એકોતેર ચલણચિઠ્ઠીઓ પૈકી કેટલીકનો ઉપયોગ કરેલો છે. એ વાત તેઓ ભૂલે તેવા બેભાન ન હતા, એટલુંજ નહિ, પરંતુ "રાજ્યને કામે" એવા શબ્દો વાપરવાથી પોતે ફસાઇ પડશે એવું એ ન સમજી શકે એવા મંદઅક્કલ પણ ન હતા. અમે તો કહીએ છીએ કે, મિ૰ રોબર્ટસને વઝીર સાહેબ સાથે કરેલ વાતચીતની નોંધ કરી તે ઉપર વઝીર સાહેબની કે તેમના કોઇ પ્રતિનિધિની સહી કે અંગુઠાની છાપ લીધેલી નથી, એટલે એ મિ૰ રોબર્ટસને પોતાની જુબાનીમાં કરેલ કથન કેવળ ઉપજાવેલી કાઢેલું ગણાશેજ. રાજદ્વારીય અમલદારોનાં એકતરફી અને અનાધાર કથનો કે લખાણોને સપ્રમાણ માની લેવાં એ એમના પ્રતિપક્ષીઓને ઉઘાડો અન્યાય કરનારી વાત છે, અને તેમાં પણ જ્યારે પ્રતિવાદ કરવાનો હક ધરાવનાર ઇસમ હયાત ન હોય ત્યારે તો એના નામે અને એના સામે બોલનાર એવો વિરોધી જે કાંઈ કરે તેને તો કોઇ પણ વિવેકબુધ્ધિવાળા માણસે અશ્રધ્ધેયજ ગણવું પડે. મતલબ કે, મિ૰ રોબર્ટસને વઝીરને નામે જે કહેવું છે તે પ્રમાણે વઝીર કરે એવી શક્યતા હતી જ નહિ; કારણ કે (૧) એ વખતે તેમને દબાવી શકે એવા નવાબ સાહેબ કે શાહજાદા શેરજુમાખાન હયાત ન હતા; (૨) જે નાણાં વડે તેમણે ચલણચિઠ્ઠીઓ ખરીદાવેલી તે નાણાં તેમનાં પોતાનાં હતાં, (૩) નવાબના ખાનગી ખજાનાનાં જે નાણાં તેમના પોતાના હવાલામાં હતાં તે નાણાં તેમણે વિધિપૂર્વક ટંકશાળમાં જમે કરાવેલાં હતાં અને રસુલખાનજીને અપાવી દીધેલાં પણ છે. એ હકીકત એમના જાણવામાં હતી જ; (૪) પુરૂષોત્તમરાયજી સામે તેમને વેર ન હતો અને તે છતાં દ્વેષ હતો એમ કલ્પવામાં આવે તો પણ "રાજ્યને કામે" ખર્ચાતું કહેવાથી પોતે ફસાઇ પડશે એવું તેઓ સમજી શકે તેમ હતા. આ સંબંધે ખરી વાત તો એ લાગે છે કે. મિ૰ રોબર્ટસને ઈ૰ સ૰ ૧૯૧૭માં મિ૰ હોલાંડ સમક્ષ જુબાની આપેલી તે વખતે વઝીર સાહેબ હયાત ન હતા અને તેમને ખોટા પાડે એવું પણ કોઈ ત્યાં ન હતું એટલે પોતાના રાજદ્વારીય હેતુને તેમજ રાજ્યપક્ષથી લવાયલવાદને સફળ કરાવે એવું કથન જો તેઓ પોતે કરે તો તે નભી શકે તેમ હતું એમ તેઓ સાહેબ સમજેલા હશે. અર્થાત્ "મેસર્સ રેંડાલ, રોબર્ટસન અને મંડળી"નું

ધ્યેય કોઇ પણ પ્રકારે પૂર્વોક્ત એકસોત્રેપન ચલણચિઠ્ઠીઓ વાળાં નાણાંને રાજ્યનાં કે રાજકર્તાનાં ખાનગી હોવાનું ઠરાવી દઇને તે નિમિત્તે વઝીર તથા પુરૂષોત્તમરાયજીને (નવાબ સાહેબ તથા દીવાન હરિદાસજીને બાદ રાખીને) દૂષિત તથા બ્રિટિશ અમલદારોને રૂશ્વત આપનારા ગણાવી દેવાનું હતું એમ કહી શકાય છે. વળી આ સંબંધે એક એવો પણ પ્રશ્ન ઉઠે છે કે, એ ચલણચિઠ્ઠીઓ "રાજ્યને કામે" વપરાયલી છે એવું જો વઝીર સાહેબે મિ૦ રોબર્ટસનને કહેલું હોય, તો શું, રસુલખાનજીને ગાદીએ સ્વીકરાવવાને લગતો ઉઠેલ ઝઘડો પચીશપચાશ હજાર રૂપીઆની બ્રિટિશ અમલદારને રૂશ્વત આપ્યાથી પતી ગયયો હશે! આવું મ્હોટું કામ આટલા નાણાંની રૂશ્વત આપ્યાથી પતી ગયું હોય એમ કલ્પી શકાય નહિ, અને તે છતાં તેને તે પ્રમાણે પતેલું ગણવામાં આવે તો તે હકીકત બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાને લાંછનરૂપજ ગણાય એમ સમજીને મિ૦ રોબર્ટસને "રાજ્યને કામે" શબ્દો પરત્વે અધિક ખુલાસો મેળવી લેવો જોઇતો હતો, જે તેમણે મેળવેલો નથી. આવા પાયા વિનાનાં તથા અપ્રતિપાદ્ય કથનો કરનાર મિ૦ રોબર્ટસને તથા કરાવનાર રાજ્યપક્ષે જે એક ગંભીર ભૂલ કરેલી છે તે એ કે, તેમણે મિ૦ હોલાંડવાળું કાર્યશોધન આરંભાયલું ત્યાં સુધીમાં ટંકશાળના ચોપડા તપાસાવેલા નહિ અને કદાપિ તપાસાવેલા હશે તો પછી તેમણે તે ચોપડામાં જુન માસમાં જમે થયલ કોરી પાંચ લાખવાળી રકમને પ્રકાશમાં ન લાવવાની વાતને પોતાની તરફેણમાં કાર્યસાધક ગણેલી પણ હોય. આમ એ ચલણ ચિઠ્ઠીઓવાળાં નાંણા ન તો રાજ્યનાં કે ન તો ખાનગી તોષાખાનાનાં દેખાણાં એટલે મિ૦ હોલાંડને એ સંબંધે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં પુરૂષોત્તમરાયજીના લાભમાં આપવો પડેલો છે. તોપણ રાજદ્વારીય હેતુને સિદ્ધ કરવાની જરૂર હોવાથી વઝીર સાહેબને તો દૂષિત જ ઠરાવવાને માટે મિ૦ હોલાંડ પ્રવૃત્ત થયા વિના રહી શકેલા નહિ, અને તેથી તેમણે પોતાની સૂક્ષ્મ બુદ્ધિનો ઉપયોગ કરીને, પેલા બંને નથુભાઇઓ બીજી બધી બાબતો પરત્વે ગમે તેટલા ખોટા અને પરસ્પર વિરૂદ્ધ કથનો કરનારા દેખાયલા હતા તોપણ તેમજ નથુ કૃપારામે પૂર્વોક્ત સાત લાખ કોરીને લગતી બાબતને 'ફેરવી તોળી' લંગડી બનાવી દીધેલી હતી છતાં પણ મિ. હોલાંડે પેલા અજબ્બ ચોકિયાત "નથુભાઇ મુબારકભાઈ સીદ્દી" એકલાને શ્રેય માનીને કોરી સાત લાખ વાળી રકમમાંથી વઝીર સાહેબે જે કોરી પાંચ લાખ ચોસઠ હજાર બસો પંચાણું ને સાત આના ટંકશાળને ચોપડે જમે કરાવેલ તે રકમ બાદ કરીને બાકીની રકમને 'આપન દવલી ગણી વઝીર સાહેબને તે બદલ

દૂષિત ગણવાનું ઉચિત ધારેલું છો આટલું કરીને પણ મિ૦ હોલાંડ અટકેલા હોત તો તે પણ કદાચિત્ ઠીક કર્યા જેવું ગણાત. પરંતુ વઝીરને દોષિત ઠરાવી દેવામાં તેમનો ખરો રાજદ્વારીય હેતુ તો, હયાત પુરૂષોત્તમરાયજીને ભવિષ્યમાં પણ રાજ્યનો સંબંધ ન થાય એમ કરવાનો હતો, એટલે વઝીર સાહેબને કેવળ એક ગોઠિયાત વર્ગના અને શુધ્ધ અભણ અને તેથી અશ્રધ્ધેય એવા નથુ સીદીના મુખ કથનના અપ્રતિપક્ષ આધારે પણ દોષિત ગણી તેમના સલાહકાર તરીકે પુરુષોત્તમરાયજીને દોષિત નહિ તો પછી છેવટ 'શંકિત ચારિત્ર્યવાળા' ઠરાવી દેવાનો રાજદ્વારીય પ્રયોગ તેમણે કરેલો છે! અલબત્ત આ પ્રયોગને લીધે પુરૂષોત્તમરાયજીને નિષ્કલંક થવામાં લેશ પણ વિઘ્ન આવેલું નથી, તોપણ રાજદ્વારીય દફતરે તેમને ફરીથી રાજ્ય સંબંધમાં આવતાં અટકાવેલા તો છે જ એમ કહી શકાય. અર્થાત્ "**તમે સારા સલાહકાર નહિ થાઓ તો તમને રાજ્યમાંથી દૂર કરાવવા પડશે**" એવું ધમકી રૂપે મિ૦ હેનકોક પોલિટિકલ એજન્ટે ઇ૦ સ૦ ૧૮૯૫માં રાયજી સાહેબને જે કહેલું તે સાર્થક કરી લેવાની તક મિ૦ હોલાંડે રાજદ્વારીય ઢબે સાધી લીધેલી છે એમ સહજ કહી શકાય છે. બ્રિટિશ સરકારની રાજનીતિનો પ્રવાહ નિશ્ચિત માર્ગે કેટલો અવિચ્છિન્ન રહેતો તેનું આ એક જ્વલંત ઉદાહરણ છે. આ છતાં આ હકીકત પરત્વે અમારે એટલું તો કહેવું પડે છેજ કે, દિલ્હી સરકારે રાજ્યદ્વારીય માર્ગે જૂનાગઢ રાજ્યને પુરૂષોત્તમરાયજીના સંબંધમાં ગમે તેવી સલાહસૂચના આપેલી હોય. તોપણ તે વાતને તેમણે એક રાજદ્વારીય રહસ્ય રૂપે ગણીને પ્રકટ ન કરતા તેમને શુદ્ધ ન્યાયનું દાન કરી નિર્દોષ ઠરાવી દીધેલા છે; એટલું જ નહિ, પરંતુ એમને કરેલ અન્યાયને રાજ્ય ઉપર પડેલ એક 'કાળા ડાઘ' રૂપે ગણી કાઢેલ પણ છે, એ પરત્વે શંકાને લેશ પણ સ્થાન આપી શકાય તેમ નથી.

આ પરિચ્છેદમાં અમે બીજી થોડીક મુદ્દાની બાબતો સંબંધે થોડીક ચર્ચા કરી લેશું. એ બાબતો પૈકી એક તો એ છે કે, મિ. હોલાંડવાળી તપાસ દરમ્યાન રાજ્યપક્ષે 'રાજ્યકોશનાં અગર રાજ્યનાં નાણાં' એવા શબ્દો વારંવાર વાપરીને અદાલતને ભમાવવામાં બાકી રાખેલ નથી. નવાબ સાહેબના ખાનગી ખજાનાનાં નાણાંને રાજ્યના ગણી શકાય નહિ એ વાત સ્વતઃસિધ્ધ જ છે. ખાનગી નાણાં પરત્વે જે વ્યવહારો થયલા હોય તે ખાનગી હોઇ તેમના પરત્વે જે કાંઇ પગલાં કાયદા પ્રમાણે ભરવાનાં હોય તે ખાનગી ગણે જ ભરી શકાય અને તે પણ તેના ધણીથી અગર તેના વારસથી જ. તે વાત પરત્વે

હોલાંડે પોતાના નિવેદન લેખમાં કશું કહેલ નથી એ હકીકતને . અમે ' રાજ્દ્વારીય હેતુસાધક યુક્તિ ' રૂપે ગણીએ તો તે અનુચિત લેખાશે નહિ.

બીજી બાબત એ છે કે મિ. રોબર્ટસને પોતાની જુબાનીમાં એવું છે કે, ' રાજ્યને કામે ' એ શબ્દો પરત્વે વઝીરને અધિક ખુલાસો ાનું-કહેવામાં આવેલ ત્યારે તેણે ' હઠપૂર્વક ' તે બાબતે ના પાડેલી આમ જો વઝીર સાહેબે ના પાડેલી હોય તો તેમાં તેમણે ખોટું શું એ પ્રશ્ન ઉપસ્થિત થઇ આવે છે. રાજ્યોને ગુપ્ત કોટીનાં કામો કરવાં એ એક અવિવાદ સત્ય છે. પૃથ્વીની પીઠ ઉપર હાલ જેટલાં રાજ્યો છે ામ પોતાના હેતુઓને સિધ્ધ કરી લેવા માટે ગુપ્ત માર્ગે પોતાના મુક્ત હસ્તે ઉપયોગ નથી જ કરતાં એમ કોઇ કેહી શકશે ખરૂં ? અને મે બધાં રાજ્યોના કાર્યભારીઓને, એમણે કરેલ રાજ્ય દ્રવ્યના ગુપ્ત ૫ પરત્વે પૂછવામાં આવે તો તેઓ શું તે પરત્વે ખુલ્લેખુલ્લો હિસાબ ાિર થશે ખરા ? એ છતાં વઝીર બહાઉદ્દીનભાઇએ, ખરેખર કોઇ વ ' રાજ્યને કામે ' નાણાં કોઈ પ્રસંગે વાપરેલાં હશે તો તે બાબત નવાબના ામાં નહિ આવેલી હોય એવી કલ્પના કરી શકાતી નથી; કારણ કે ા શાસન પ્રબંધ પ્રમાણે એક સો રૂપીઆ ઉપરાંત થતા ખર્ચ પરત્વે રૂક્કો કરી તે ઉપર નવાબની સહીસ્વાદ લેવાનો નિયમ અમલમાં હતો જ. વળી એકસો ત્રેપન ચલણ ચિઠ્ઠીઓવાળાં નાણાં વઝીર સાહેબનાં ખાનગી હતાં મ. હોલાંડને કબૂલ રાખવું પડેલ છે, એટલે મિ૦ રોબર્ટસન અને વઝીર થયલ કહેવાયલ વાતચીતને ખોટી પાડનારો જો એક સવાલ ઉઠે છે તે ' પોતાનાં ખાનગી નાણાં ' રાજ્યને કામે ' વાપરવાની વઝીરને કાંઇ હતી ખરી ? ' રાજ્યને કામે ' પોતાનાં ખાનગી નાણાં વાપરે એવો કાર્યભારી કોઇ હશે ખરો ? એ એકસો ત્રેપન ચલણ ચિઠ્ઠીઓ પૈકી જે નંબ પોતાની પાસે હતાં ને આ વઝીર મિ૦ રેરોલને મોકલી આપેલ ખર્થ એવો નથી કે તે નાણાં રાજ્યનાં હતાં. તે હતાં તો એ વઝીરનાં '; પરંતુ એ નાણાંની બાબતે જ પુરૂષોત્તમરાયજી જેવા પોતાના પુત્રવત રાને મહોટી હાનિ થવા પામેલી હતી અને તેથી તેને એ વઝીર સાહેબ ોતાના મહાદુખ રૂપ ગણી રહેલા હોઈ એ ચલણ ચિઠ્ઠીઓને ' નાપાક ' કુનિયાળ-દુખકારિણી-માની રહેલા હતા અને તેથી તેમને પોતાના ી કાઢવાને અને તેમ કરી રાયજી સાહેબને નિર્દોષ બનાવી દેવાને તૈયાર

થયેલા હતા; અને આપણે જાણી શકયા છીએ તેમ એ બાસઠ અપશકુનિયાળ શકણુ ચિઠ્ઠીઓએ રાજ્યના હાથમાં જઇને દિલ્હી સરકારને હાથે રાજ્યને 'કાળો હાથ' કમાવી દીધેલો છે અને મિ૦ રેઉઆલને કલુષિત જ રાખે તેવા છાંટા ઉડાડેલ પણ છે!

વળી મિ૦ હોલાંડે કરેલ તપાસકામ દરમ્યાન રાજ્યપક્ષે પુરુષોત્તમરાયજીને મુખેથી તેમને રાજ્યદ્રોહી કે રાજદ્રોહી ઠરાવવામાં ઉપકારક થાય તેવા પ્રશ્નોના જવાબો કઢાવવાનો પ્રયાસ પણ કરેલો હતો, પણ તે નિષ્ફળ થયેલો હતો. આમ પુરુષોત્તમરાયજીએ રાજ્યરહસ્યો પરત્વે ઘાતક તેમજ ઉપકારક બને તેવા જવાબો આપેલા નહિ એટલે એ વાત પણ મિ૦ હોલાંડના રાજદ્વારીય ચિત્તને અણગમતી થઈ પડેલી હતી, અને તેથી તેમણે પોતાના રાજદ્વારીય તર્કશાસ્ત્રનો ઉપયોગ કરીને પુરુષોત્તમરાયજીને, પોતાના નિવેદન લેખમાં 'શિથિલ ચારિત્ર્ય વાળા' બનાવવાનો અનુચિત પ્રયાસ કરેલો પણ છે! પરંતુ એ સાહેબે હેતુ પૂર્વક કરેલ આવો પ્રયાસ 'રાજદ્વારીય' કોટીનો પરંતુ અસંગત હોઇને દિલ્હી સરકારે પુરુષોત્તમરાયજીવાળા કામનો ન્યાયદૃષ્ટિએ નિર્ણય કરવામાં એ મિ૦ હોલાંડના અનપેક્ષિત 'રાજદ્વારીય' અભિપ્રાયની ઉપેક્ષા કરીને એ અભિપ્રાયને રાજદ્વારીય ખાતાને દફતરે જ સુષુપ્તિસુખ ભોગવતો રાખી દીધેલો છે પણ ખરો.

છઠ્ઠી વાતઃ- વઝીર બહાઉદીનભાઇના જીવનના બે ભાગ પાડી શકાયઃ (૧) ગૃહસ્થ જીવન, અને (૨) સર્વાધિકારસંપન્ન તથા સર્વશ્રેષ્ઠ એવું રાજ્ય કાર્યભારી તરીકેનું જીવન. તેમના ગૃહસ્થજીવન અંગે થતા તમામ વ્યવહારો લગતું તમામ કામ તેમના ગૃહકાર્યભારી નથુભાઇ કૃપારામ અને તેમની પહેલાં તેમના પિતા કૃપારામ જાફા નામના વણિક ગૃહસ્થો કરતા રહેલા હતા, અને તેમના રાજદ્વારીય ઉત્તર જીવનમાં આ કથા નિરૂપ્ય પુરુષોત્તમરાયજી તેમના એક તાબાના કેવળ રાજપુરુષ રુપે તેમને સાહાય્ય આપી રહેલા હતા. આ તેમના જીવનવિભાગની દૃષ્ટિએ વિચારશું તો સ્પષ્ટ જણાશે કે, વઝીર સાહેબના ગૃહજીવન પરત્વે થતા આર્થિક કે બીજા કોઈ પ્રકારના વ્યવહારો પરત્વે રાયજી સાહેબને કશો સંબંધ હોઈ શકે નહિ જ, અને વસ્તુતઃ હતો પણ નહિ. વઝીર સાહેબ એક ગૃહસ્થ તરીકે. રાજકુટુંબના સંબંધી-સગા-હતા, એટલે તેમનો રાજકુટુંબ સાથેનો વ્યાવહારિક સંબંધ ખાનગી કોટીનો હોઇ તેને લગતું બધુંય કામકાજ તેમના ખાનગી કર્મચારી નથુભાઈ કરતા હતા અને પ્રસંગ

પ્રમાણે તેઓ ખુદ પણ ઉકેલી રહેલા હતા. આ હકીકતે નવાબ સાહેબે અને બહાઉદ્દીનભાઇ વચ્ચે થતી રહેલ નાણાં વગેરેની લેવડદેવડ પરત્વે નથુભાઇનું કથન જેટલું સપ્રમાણ મનાય તેટલું અન્ય કોઇનું મનાય નહિ. નવાબ રસુલખાનજીએ જે બે પહોંચો (પરવાના) વઝીરને આપેલ છે તે નથુભાઇના કબજામાં હતી એ હકીકત જ એવી છે કે, તેના વડે વઝીર સાહેબના ખાનગી આર્થિક વ્યવહારો તેમનાથી રાજ્યાર્થે કરાતા રહેલ વ્યવહારોથી ઇલાયદા યતા હતા એમ સ્પષ્ટ સમજાઇ આવે છે. આમ હોઇને વઝીર સાહેબ તરફથી ખાનગી રાહે કોઇપણ પ્રકારના આર્થિક વ્યવહાર પરત્વે પુરુષોત્તમરાયજીને જવાબદાર ગણાવી શકાય નહિ જ. નવાબ રસુલખાનજીના દેહાંત પછી વઝીર બહાઉદ્દીનભાઇ ઉપર બ્રિટિશ વાલી વહીવટદારે છાપો મારવાને માટે તૈયારી કરી આ નથુભાઇના ઘર આસપાસ 'પોલિસની' ચોકી ગોઠવી દીધેલી પણ હતી. પણ એ નથુભાઈ ઉપર કોઈ પ્રકારનું અનિષ્ટ દબાણ થઇ રહેલું હતું. એ દબાણ એમના ઉપર, એમને પોતાના જૂના સ્વામી બહાઉદ્દીનભાઈ સામે ઉભા કરવાને માટે થયલું એમ સહજ કલ્પી શકાય તેમ છે. રૂપીઆ એક લાખ પચાસ હજારની તથા રૂપીઆ આઠ લાખ બાસઠ હજારની જે બે પહોંચો નવાબ સાહેબ રસુલખાનજીએ વઝીર સાહેબને જૂદે જૂદે વખતે લખી આપેલી હતી તે બે પહોંચો વઝીર સાહેબે નથુભાઇને હવાલે કરી દીધેલી એ તેમણે સંયોગો સમજીને વાપરેલ દીર્ઘદષ્ટિનું પરિણામ હતું. પુરુષોત્તમરાયજીવાળા કામે ઇ. સ. ૧૯૦૬માં વઝીર સાહેબને નામે જે જુબાની અમરજીભાઈને મુખેથી અપાવાયલી હતી તે જુબાનીનો ઉપયોગ કરીને રાજ્યના બ્રિટિશ વાલી વહીવટદાર વઝીર બહાઉદ્દીનભાઇને ગુન્હેગાર ઠરાવીને તેમની તમામ મિલ્કત ખાલસા કરી શકે તેમ હતા. આમ હોઇને વઝીર સાહેબે એ બે મહત્ત્વપૂર્ણ પહોંચોને જુનાગઢ બહાર નથુભાઇ મારફત કઢાવી નાંખેલી હતી, અને એ પહોંચો એ પ્રમાણે જૂનાગઢ બહાર નીસરી ગયલી એ હકીકત બ્રિટિશ વાલી વહીવટદારને ખૂંચી રહેલી પણ ખરી. આ કારણે એ બ્રિટિશ વાલી વહીવટદારના હાથ બોથે પડી જતાં તેમનો રોષ નથુભાઇ ઉપર ફરે એ સ્વાભાવિક વાત છે જ. અમે આ સંબંધે એમ પણ કહી શકીએ છીએ કે, એ બે પહોંચોના અસ્તિત્વને લીધે જ બ્રિટિશ વાલી વહીવટદાર મિ૦ રેંડોલ અને તેમના સહકારીઓને છેક ઇ૦ સ૦ ૧૯૧૭માં મિ૦ હોલાંડ કાર્યશોધક નિયુક્ત થયા પછી એકાએક નથુ સીદી જેવા કે અભણ ચોકિયાતને મુખેથી પૂર્વોક્ત કોરી સાત લાખ આ એક બહાદુરખાનજીની ખાનગી દોલતને લગતી વાત કહેવરાવવાની ગોઠવણ કરવી પડેલી

હતી. આ પ્રમાણે જ્યારે શેઠ નથુભાઈ વઝીર સાહેબ સામે લડવાને તૈયાર ન થયેલા અને મુંબઇ જઇ પહોંચેલા ત્યારે બ્રિટિશવાલી-વહીવટદારે તેમની સામે રૂપીઆ આઠલાખ બામાહજાર પરત્વે કામ ચલાવવાનું ઠરાવી દીધેલું હતું અને એ કામ ઇ૦ સ૦ ૧૯૧૨ના ડીસેંબરની બીજી તારીખે આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ મિ૦ રેડીઓના કારભારિકારી મિ૦ રોબર્ટસને ચલાવેલું પણ ખરું. પરંતુ આ કામે નથુભાઇએ પૂર્વોક્ત રકમની નવાબ સાહેબ રસુલખાનજીએ લખી આપેલ પહોંચ મિ૦ રોબર્ટસન સમક્ષ રજુ કરી દીધેલી એટલે રોબર્ટસને એ કામ માંડી વાળેલું પણ હતું. આ પહોંચમાં પહેલી રૂપીઆ ૧,૫૦,૦૦૦ ની રકમની પહોંચનો ઉલ્લેખ પણ કરાયલો હતો. આમ થયલું એટલે રાજ્યના હિસાબ તપાસનીસ સોલિસિટર બાદ કરીને, બીજા કોઇ માર્ગે વઝીરને તેમજ પુરૂષોત્તમરાયજીને દોષિત ઠરાવવાની અનિવાર્ય જરૂર પડી ગયલી હતી. આ જરૂરને પહોંચી વળવા માટે જ આ કુશળ સોલિસિટરને, નવાબ બહાદુરખાનજીના ખાનગી ખજાનામાંથી વઝીરે સંભાળી લીધેલી કોરી પાંચલાખ ચોસઠહજાર બસોપંચાણું માં, નથુ સીદીને મુખેથી ઉમેરો કરાવી દેવાની ફરજ પડેલી એમ હકીકત વિચારતાં કહી શકાય છે. આમ મિ૦ રોબર્ટસને આપેલ નિર્ણયથી નથુભાઇ કૃપારામને આઠલાખ રૂપીઆવાળા કામે સપડાવાઇ શકાયલ નહિ ત્યારે રાજ્યપક્ષે તેમને દમાવવાનો બીજો માર્ગ પકડેલો હતો. નથુભાઇએ પોતાના ઉપર થયલ અનિષ્ટ દબાણની જે હકીકત પોતાના સોલિસિટર ગુલાબચંદને કહેલી અને તેમની મારફત બ્રિટિશવાલી-વહીવટદારને લખી મોકલાવેલી હતી, તે રાજ્યને તેમજ રાજ્યના બ્રિટિશ વહીવટને વગોવનારી છે એવું ગણીને તેમની સામે બીજું કામ ઊપાડવાનો પેતરો રાજ્યપક્ષે રચી કાઢેલો હતો. અને તેમ થયલું એટલે નથુભાઇની છતી મોળી પડી ગયલી અને તે પડે એમાં નવાઇ પણ ન હતી, કારણ કે તેઓ રાજ્યની હદમાં આવી ચૂકેલા હતા અને વળી તેમની મિલકત પણ જૂનાગઢમાં હતી આવા વિપરીત સંયોગમાં તેમને રાજ્યપક્ષને સંતોષ થાય એ પ્રકારે સમાધાન કરવું પડેલું હતું. આ સમાધાનને અંગે તેમને રૂ૦ ૩૭૦૦૦ દંડ રૂપે રાજ્યને દેવા પડેલા હતા, એટલુંજ નહિ પરંતુ વઝીર સાહેબને હાનિ કરે એવા પ્રકારનું એક કથન પણ કરવું પડેલું હતું. આ કથન, વઝીર બહાઉદીનભાઇએ શાહપુર ગામમાંના બહાદુરખાનજીના ખજાનાના એકલાખ રૂપીઆ મેળવી લીધેલા છે એ મુજબનું હતું. આ કથન જો કે પાછળથી ઇ૦ સ૦ ૧૯૧૭માં મિ૦ હોલાડવાળી તપાસમાં સર્વાંશે ખોટું પડેલું છે, તો પણ એ કથન, ઈ૦ સ૦ ૧૯૧૨મા મિ૦ રોબર્ટસને પુરૂષોત્તમ-

રાયજીવાળું કામ ચલાવી લીધા પછી કરાવાયલ હોવાથી મિ૦ રોબર્ટસન વહેમાઇ ગયલ અને તેને પરિણામે એ વાલી–વહીવટદાર પુરૂષોત્તમરાયજીને ઇનસાફ આપતાં અટકી પડેલા હતા. આમ આ નથુભાઇને સપડાવી તેમની કનેથી પરાણે કહાવાયલ કથને પુરૂષોત્તમરાયજીને હાનિ કેવી રીતે કરેલી તે આપણે હવે સંક્ષેપમાં જાણી લેશું.

મિ૦ રોબર્ટસનનું માનસ પુરૂષોત્તમરાયજી સામે વિફ્રૂત થયલું નહિ તે સમયે એટલે કે મિ૦ રોબર્ટસન જૂનાગઢમાં નવાનવા હતા ત્યારે તેમણે પુરૂષોત્તમરાયજીની અર્જી ઉપરથી તેમની સામેનું ઇ૦ સ૦ ૧૯૦૬ વાળું કામ ફરીથી હાથ ઉપર લઇને તા. ૨૮–૧૧–૧૨ ને રોજ એટલે કે નથુભાઇ કૃપારામવાળા કામ પહેલાં, તે પરત્વે સુનાવણી લીધેલી હતી, અને તેને પરિણામે પુરૂષોતમરાયજીને થયલ ગેરઇનસાફ દૂર થઈ જવાનો પાકો સંભવ ઉપસ્થિત થઇ આવેલો પણ હતો, આ વાત પુરૂષોતમરાયજીના તથા વઝીર સાહેબના વિદ્વેષીઓને અસહ્ય થઇ પડેલી હતી; કારણ કે વઝીરને દોષિત ઠરાવી દેવા માટે જેમણે બીડું ઝડપેલું હતું તેઓ બરાબર સમજતા હતા કે, પુરૂષોત્તમરાયજી નિર્દોષ ઠરી જૂનાગઢમાં આવી વસશે તો વઝીર બહાઉદ્દીનભાઇને જમીનદોસ્ત કરી નાખવાનું કામ અશક્ય થઈ પડ્યા વિના રહેશે નહિ. પુરૂષોત્તમરાયજી ઉપર ગમે તેટલો ઉપકાર કરવામાં આવે તોપણ તેઓ વઝીર સામે કે રાજ્ય સામે કાંઇપણ કહેવાને તૈયાર થાય એ કેવળ અસંભવિત વાત છે, એમ રા૦ ભાઇશંકર તો વર્ષોના સ્વાનુભવથી ખૂબ સમજતા હતા. એ છતાં વધારામાં એ ભાઇશંકરજીએ ઇ૦ સ૦ ૧૯૧૧–૧૨માં અમદાવાદ મુકામે રાજકોટના અને સત્યનિષ્ઠની છાપવાળા વકીલ રા૦ ગુલાબરાય વજેશંકર છાયા મારફત, વઝીર બહાઉદીનભાઈ સામેના કામે મદદગાર થવા સારૂ પુરૂષોત્તમરાયજીને સૂચવેલું હતું. આ પ્રમાણે સૂચન કરાયા બાબતનો જો કે રા૦ ભાઇશંકરે ઇ૦ સ૦ ૧૯૧૭માં, તેમની મિ. હોલાડે લીધેલી જુબાનીમાં ઈનકાર કરેલો છે, તો પણ એટલું તો નિઃસંશય છે કે, આ બાબતે ભાઇશંકરજી જેવા કાર્યસાધકને સાચા માની ગુલાબરાયજી જેવા ધર્મનિષ્ઠ તથા સમસ્ત કાઠિયાવાડમાં તેમજ 'બ્રિટિશ એજન્સી'માં સુપ્રમાણ પુરૂષ તરીકે ઠેઠ સુધી ખ્યાતિ પામી રહેલ વકીલને જૂઠા ગણી શકાય તેમ નથીજ. ઉપર પ્રમાણે પુરૂષોત્તમરાયજીને સૂચન થયનું તો ખરૂ; પરંતુ પુરૂષોત્તમરાયજી કોઈપણ પ્રકારના પ્રલોભનને વશ થાય તેવી પ્રકૃતિના ન હતા એટલે પછી બીજા કોઇને એટલે કે

નથુભાઈ જેવા કુસાઈ પડેલ ગૃહસ્થનો ઉપયોગ કરી લેવાની જરૂર બાહ્યશંકરજીને પડે એ સ્વાભાવિક વાત જ છે; અને એ પ્રમાણે એમણે નથુભાઈને રાજ્યની હદમાં લાવી મૂકીને તેમનો ઉપયોગ કરવાની યોજના ઘડી કાઢેલી પણ ખરી. નથુભાઈમાં પુરૂષોત્તમરાયજીના જેવું હૃદયબળ હોઇ શકે નહિ જ; કારણ કે તેઓ વેપારી વર્ગના તેમ જ રાજ્યની હદમાં હોઇને ભયભીત પણ બની રહેલા હતા. મતલબકે, મિ– રોબર્ટસને રાયજી સાહેબની સુનાવણી લઈ લીધેલી હતી તે પછી નથુભાઈવાળું કામ તેમણે હાથમાં લીધેલું અને એ કામની એકંદર માંડવાળ પણ તરત જ થઇ ગયલી હતી પણ રાયજી સાહેબના કામ પરત્વે નિર્ણય આપવાનું કામ બાકી રહેલું હતું એટલે આ વચલા વખતનો લાભ બાહ્યશંકરજીએ લીધેલો,' અને એ જ સમયે જૂનાગઢમાં બોલાઈ રહેલું હતું તે પ્રમાણે તેમણે નથુભાઈને મુખેથી, શાહપુર ગામવાળી ગણાતી એક લાખ રૂપીઆની રકમને લગતી વાત બોલાવીને મિ૰ રોબર્ટસનના મનને પુરૂષોત્તમરાયજી વિરૂધ્ધ વહેમાવી દીધેલું પણ હતું. પરંતુ આ નથુભાઈને એટલું પણ ભાન ન રહેલું કે, એક વાર સ્વાર્થ સાધી લેવાના લોભમાં પડીને એક પણ જૂઠું પગલું ભરનારને, એ પહેલા જૂઠા પગલાના કડવાં ફળ ભોગવવાની બાબતથી બચી જવા માટે બીજું જૂઠું પગલું ભર્યા વિના છૂટકો થતો નથી. નથુભાઇ આ સ્થિતિમાં જઇ પડેલા હતા, અને તેથી ઇ૰ સ૰ ૧૯૧૭ માં મિ૰ હોલાંડ સમક્ષ થયલી તેમની જુબાનીમાં તેમને આ શાહપુર ગામવાળી રકમ ઉપરાંત કોરી સાત લાખ વાળી વાત કહેવાનો વારો આવી ગયલો પણ હતો! એ છતાં એટલું તો આપણે નથુભાઈના લાભમાં કબૂલ રાખવું પડશે કે, તેમણે સ્વામી દ્રોહ કરવાનું પસંદ ન કરતાં જૂઠા બોલા ગણાવાનું પસંદ કરીને વઝીર બહાઉદ્દીનભાઈને લગતી કોરી સાત લાખ વાળી બાબતના મૂળમાં ચતુરાઇથી ડિંગ મૂકી દીધેલી હતી, અને તેમ કરીને એ વઝીર સાહેબને તેમણે શક્ય તેટલા પ્રમાણમાં નિર્દોષ બનાવી આપેલા પણ છે. બંને રકમો પૂર્વનિર્દિષ્ટ ટંકશાળને ચોપડે દેખાવતી નહિ તે કારણે જ આ નથુભાઈને "જૂઠાબોલા" ગણાઇ જવાનો વારો આવેલો હતો. અને તેને પરિણામે જ અને વઝીરને ભાગે તે માર્ગે ફોગટ ટકાવવાના હતા તેથી પેલા નથુ શેઠને જેવાને પ્રમાણ પુરાવા તરીકે ગણી લેવાની ફરજ મિ૰ હોલાંડને પડી ગયલી હતી પણ ખરી! તથાપિ આ નથુભાઈએ પોતાની જુબાનીમાં વઝીર સાહેબ વિરૂધ્ધ ગણાય તેવું કથન કરેલ તેમાં તેમણે, રાયજી સાહેબને પણ નડે તેવું એક જૂઠાણું બોલી દેવાની પણ ફરજ પડેલી હતી! એમના કથન પ્રમાણે વઝીર સાહેબે તેમને પોતાને

જ્યારે સાત લાખ કોરી તથા શાહપુરવાળા એકલાખ ટંકશાળે લઇ જઇ જમે કરાવવાને સોંપેલા ત્યારે રાયજી સાહેબ પાસે બેઠેલા હતા, એટલે એ પ્રમાણે રાજ્યપક્ષ વઝીર સાહેબ તરફથી કરાયલ ઉથાપતના જાણકાર રાયજી સાહેબ હતા એવું બતાવવાને ઉદ્યુક્ત થયલા, અને મિ૦ હોલાંડ એવા એ કથનને આધારે પુરૂષોત્તમરાયજીને વઝીરના સલાહકાર અગર મગજ રૂપે કલ્પી શકેલા પણ ખરા. મિ૦ હોલાંડે આ નથુભાઇએ સાતલાખ કોરી તથા શાહપુરવાળી રકમની વાતનો મૂળમાંથી ઉચ્છેદ કરી નાંખેલ એ હકીકતની જે ઉપેક્ષા કરી છે તે સપ્રયોજન હતી એમ હરકોઇ કહી શકશે. આવા અશ્રદ્ધેય દેખાયલાં સાક્ષીઓની વાતોમાંથી ફાવે તેને સાચી અને ફાવે તેને ખોટી ગણવી એ સિદ્ધાંતે ચાલેલ કામનું મુલ્ય કેટલું ગણવું એ તો જે તે અમારા પાઠકની બુદ્ધિ ઉપર જ આધાર રાખશે.

**સાતમી વાત :**—વઝીર બહાઉદ્દીનભાઇ નિરક્ષર હતા અને તેથી તેમણે પોતાની કારકીર્દિનો આરંભ ગોકુલજી ઝાલા નામના નાગર ગૃહસ્થને પોતાના પક્ષમાં લઇને કરેલો હતો એવો પૂર્વપક્ષ રચીને એમ કહેવામાં આવ્યું છે કે એ વઝીર નાગરોની મદદ વિના રાજ્યકાર્યભાર વહેવાને અશક્ત હતા. મિ૦ હોલાંડને તો બ્રિટિશ રાજદ્વારીય ખાતાને અસહ્ય થઇ રહેલી નાગર મુત્સદ્દી-ગીરીનો કાઠિયાવાડમાંથી લોપ કરવાનો હતો એટલે તેઓ નાગરોને, વઝીરે કરેલ માની લેવાયલ "ખરાબ કામો"ના પ્રેરક ગણવાને ઉદ્યુક્ત થયલા હોય એમ સમજાય છે. કાઠિયાવાડનો એટલે કે હાલના સૌરાષ્ટ્રનો સમગ્ર રાજદ્વારીય ઇતિહાસ જે કોઇ તટસ્થ ભાવે તપાસવાને તૈયાર થશે તે એટલું તો નિઃશંક જોઇ શકશે કે, બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાએ બહુવિધ ઉપાયો કરીને સૌરાષ્ટ્રનાં રાજ્યોમાંથી નાગરોનો પગ કઢાવી નાંખેલો છે. એટલુંજ નહિ, પરંતુ નાગર મુત્સદ્દીઓની આગેવાની નીચે "સૌરાષ્ટ્રીય રાજ્યોનો સંઘ" રચવાની જે ભૂમિકા સ્થાપન કરાયલ એક પ્રકારના સમવાયતંત્ર દ્વારા ધીમે ધીમે તૈયાર થતી જતી હતી તેને તેણે તોડી પાડી પણ છે. પરંતુ ભવિષ્યમાં સૌરાષ્ટ્રમાં પુનઃ સંઘભાવનાનો પુનર્જન્મ થવાનો છે એ વાતનું મિ૦ હોલાંડને પૂર્વજ્ઞાન ન હતું અને ન હોય એમાં નવાઇ પણ ન હતી. ખેર. મતલબ કે બહાઉદ્દીનભાઈએ તો નાગરોને રાજ્યમાં સ્થાન આપીને રાજ્યકાર્યોનો ભાર ઉઠાવી રહેવાની બાબતે કેવળ પૂર્વકાળના નવાબોની પ્રણાલિકાનુંજ અવલંબન કરેલ હતું, અને વળી તેમણે ખુદ રાજ્યની નોકરીમાં પ્રથમ પગ નાગર મુત્સદ્દી અનંતજી અમરજીને જ મૂકીને નવાબ મહોબતખાનજી બીજાને

આવશ્યક સ્વતંત્રતા પ્રાપ્ત કરાવેલી પણ હતી. અર્થાત્ બહાઉદ્દીનભાઈને લીધે જ નાગરોને રાજ્યમાં સ્થાન મળેલું હતું એમ કહેવું એ એક ઐતિહાસિક દૃષ્ટિએ મહોટું અસત્ય છે. તેમ વળી પુરૂષોત્તમરાયજીના વારામાં નાગરોનું પરિબળ વધેલું એ પણ પૂર્વોક્ત અસત્યથી અધિક કોટીનું બીજું અસત્ય છે. કાઠિયાવાડના 'પોલિટિકલ એજન્ટ' મિ૦ વૉટ્સને એન સ્ટેટિસ્ટિકલ એકાઉંટ ઑફ ધ જુનાગઢ સ્ટેટ સંગ્રહ ગ્રંથ અગર પુરૂષોત્તમરાયજીના વારામાં ઈ૦ સ૦ ૧૯૦૩ની સાલમાં જૂનાગઢ રાજ્યે પ્રકટ કરેલ (૧) "ધી બાબી રૂલર્સ ઑફ સોરઠ વિધ એ શોર્ટ એકાઉંટ ઑફ ધેઅર એડમિનિસ્ટ્રેસન" તથા (૨) "એ સીનોપ્સિસ ઑફ ધી ઑફિસીઝ એંડ ડીપાર્ટમેંટ્સ ઇન ધી એડમિનિસ્ટ્રેશન ઑફ ધી બાબી રૂલર્સ" એ બે અંગ્રેજી ગ્રંથો વાંચી લેવાની તકલીફ મિ૦ હોલાડે લીધેલી હોત તો તેમને સાચી વસ્તુસ્થિતિનું જ્ઞાન અચૂક થઈ આવત. અમે આ વિષયે વિસ્તૃત હકીકત રજુ કરવા ઇચ્છતા નથી, તો પણ એક બાબત એવી છે કે તેની નોંધ અહીં લેવી પડે જ, આ બાબત એ છે કે, પુરૂષોત્તમરાયજી રાજ્યમાંથી ખસેલા તે પછી તથા વઝીર સાહેબથી ભોગવાઇ રહેલ બધાય અધિકારો નવાબ સાહેબે પોતાની વિશે કેંદ્રિત કરી લીધા પછીના સમયમાં નવાબ સાહેબ પુનઃ હાથે જ નાગર અધિકારીઓની સંખ્યામાં વધારો થતો ગયેલો હતો. આમ હોઇને આપણે એમ કહી શકીએ કે, નાગરોને રાજ્યમાં રાખવાની નીતિ જેટલા પ્રમાણમાં વઝી૦ બહાઉદ્દીનભાઇએ તેમજ રાયજી સાહેબે ગ્રાહ્ય ગણી હતી તેના કરતાં અધિક પ્રમાણમાં નવાબ સાહેબે ખુદે તે નીતિ વિકસાવીને ગ્રહીત કરી રાખેલી હતી. પુરૂષોત્તમરાયજીવાળા કામને લગતી તપાસમાં આ નાગરબળને લગતી વાતને સ્થાન આપવાનું કશુંય પ્રયોજન ન હતું અને હિન્દી સરકારે દેખીતો હુકમ તો ફક્ત ઈ૦ સ૦ ૧૯૦૬ની સાલવાળાં કામ તથા તે કામ પરત્વે ઈ૦ સ૦ ૧૯૧૨માં મિ૦ રૉબર્ટ્સને લીધેલ સુનાવણીને અંતે આપેલ નિર્ણય પરત્વે જ તપાસ ચલાવવાનો હતો. એ છતાં આ કાર્યશોધનને અંગે બીજી ત્રીજી અસંગત બાબતોને મિ૦ હોલાડે આગળ આવવા દીધેલી છે એ જોતાં અમે કહી શકીએ છીએ કે, પુરૂષોત્તમ-રાયજીને પ્રત્યક્ષ ન્યાયદાન કરવાનો ઉદ્દેશ રાખીને પોતાના રાજદ્વારીય આંતર હેતુને સફળ કરી લેવાનો ઇરાદો રાખીને જ બ્રિટિશ સરકારે પોતાની ન્યાયસભાના એક સચિવનો, પોતાની રાજદ્વારીય યોજનાના સફળ સચિવ સાથે સંગમ રચી મિ૦ હોલાંડ જેવા બ્રિટિશ માર્ગે કાર્યસિદ્ધિ કરી શકે એવા રાજદ્વારીય

ખાતાના એક કાબેલ અમલદારને આ કામે નિયુક્ત કરેલા હતા. મતલબ કે, ઈ. સ. ૧૯૧૩માં મિ. રેડૉલે પુરૂષોત્તમરાયજી સાથે સમાધાન કરવાની વાતને પ્રસંગે જે પ્રતિબંધક કલમો આગળ ધરેલી હતી તે, મિ૦ હૉલાંડે એ કલમોને અચળ રાખી શકાય એવે માર્ગે કાર્યશોધન કરીને મિ૦ રેડૉલને કરી આપેલ અનુકૂળતા અને એ અનુકૂળતાનો લાભ લઇને મિ૦ રેડૉલે રાજ્યનો નામે આ કામે કરેલ ઉચ્છેદનો દગવઃ એ ત્રણે બાબતોને સાંકળીને જો એકવાક્યતા કરવામાં આવશે, તો એ ત્રણેમાંથી, નિર્દોષ ઠરી ગયા પછી પણ પુરૂષોત્તમરાયજીએ પોતાની માતૃભૂમિને ફરીથી પોતાનું નિવાસ સ્થાન બનાવવી નહિ એવો એકજ અર્થ ધ્વનિત થય આવ્યા વિના રહેશે નહિ. ઈ૦ સ૦ ૧૯૦૬માં પુરૂષોત્તમરાયજીને દોષિત ઠરાવેલા તે પ્રસંગે પણ નવાબ રસુલખાનજીએ જે પગલું ભરેલું નહિ તે પગલું ઇ. સ. ૧૯૧૮માં ભરીને બ્રિટિશ વાલી-વહીવટદારે, પુરૂષોત્તમરાયજીને દિલ્હી સરકારે નિર્દોષ ઠરાવેલા છતાં, નવાબ મોહોબતખાનજી ત્રીજાને કે તેમના રાજ્યને શો લાભ કરી આપેલો છે તે તો ઇતિહાસ જ કહી શકશે.

વળી વઝીર બહાઉદ્દીનભાઇ નિરક્ષર હતા એટલે કે હાલનું નિશાળિયું ભણતર ભણેલા ન હતા તેથી તેઓ 'મગજ' વિનાના મંદઅક્કલ હતા એવો જે પૂર્વપક્ષ રાજ્યપક્ષે રચેલો હતો તે મિ૦ હૉલાંડ જેવા બુધ્ધિશાળીને, માનવ શકિતનો ઉપહાસ કર્યા બરાબર ન લાગેલ એ ઘટના પણ રહસ્યપૂર્ણ હતી. લખતા વાચતા આવડયું એટલે માણસ 'ભણેલો' ગણાય એમ કહેવું એ ભણતર માત્રની હાંસી કરનારૂં ભ્રમજનક કથન છે. બુધ્ધિ, તર્કશકિત, કલ્પનાશક્તિ, વિવેકશકિત વગેરે બાબતો માણસના મગજ સાથે સબંધ ધરાવે છે અને તે વાણીદ્વારા પોતાના કાર્યોને વ્યક્ત કરી શકે છે, અને તે કાર્યોને જ્યારે જ્યારે અક્ષરાંકિત કરવા પડે છે ત્યારે ત્યારે તે કાતો પોતાની સ્થૂળ કર્મેન્દ્રિયો આંખ તથા હાથને જ ઉપયોગમા લે છે, અગર તો બીજાની કર્મેન્દ્રિયો પાસે પોતાનાં કાર્યોને અક્ષરાંકિત કરાવી લે છે. અર્થાત્ વિશ્વસનીય લેખકો મળી રહે તો, લખતા વાચતા આવડતુ ન હોય તોપણ મગજની શકિતઓના વિકાશથી સમૃદ્ધ બનેલ પુરૂષને પોતાના કાર્યોની સિધ્ધિ કરવામા કશો બાધ આવતો નથી. મોગલ શહેનશાહ અકબર, મહારાજા શિવાજી, પંડિત ગટ્ટુલાલજી વગેરે અનેક મહાપુરુષો લખી વાચી શકતા ન હતા, છતા શ્રેષ્ઠ બુધ્ધિવાળા તેમજ ઉત્તમ કાર્યસાધકો હતા એ વાત ભૂલવા જેવી નથી. જ્ઞાન માત્ર પુસ્તકલભ્ય એટલે કે વચાગી જ મળે છે એ વિધાન જ ખોટું છે, અને

વળી વાંચનનો દુરૂપયોગ નથી થતો એમ પણ કહી શકાતું નથી. સત્સંગ, સહવાસ, સ્મૃતિ, શ્રવણ, મનન, નિદિધ્યાસન, અવલોકન અને અનુભવાદિ અનેક માર્ગે મગજની શક્તિઓને કેળવી શકાય છે. પુસ્તકો જેમ જ્ઞાનના સ્થૂળ ભંડારો છે તેમ મનુષ્યનું સ્થૂળ મગજ પણ જ્ઞાનનું સૂક્ષ્માગાર બની શકે છે એમ કયો મનોધર્મશાસ્ત્રી કબૂલ નહિ રાખે ? મનુષ્યની ધારણા શક્તિ જેટલા પ્રમાણમાં જેટલે અંશે નબળી હોય તેટલે અંશે તેને 'લખેલી બાબતોનો' આશ્રય લેવો પડે છે. મતલબ કે, કેવળ લખતાં વાંચતાં જે કોઈને આવડયું હોય તેને 'ભણેલા' કે અક્કલમંદ ગણી લેવાની ભૂલ થવી ન જોઈએ. લખતાં વાંચતાં સારૂં આવડતું હોય અગર તો વિદ્યાપીઠની પદવી પણ મેળવેલી હોય એવા માણસો 'અક્કલના ઓથમીર' અગર કાર્યકૌશલ્ય હીન કયાં નથી દેખાતા? પુરૂષોત્તમરાયજી વઝીર બહાઉદીનનું 'મગજ' હતા, એ વાક્ય ઉચ્ચારીને રાજ્યપક્ષના બેરિસ્ટરે પોતાના ઉપસંહારાત્મક ઉપન્યાસનો આરંભ કરેલો હતો એ હકીકતને આપણે, વઝીર સાહેબની માનસ શક્તિઓનું મૂલ્ય ઘટાડી દેવાના તેમજ રાયજી સાહેબને, વઝીર સાહેબને ઓઢાડાયલા કલ્પિત દોષો માટે જવાબદાર ઠરાવવાના એક કુટિલ મુત્સદ્દીગીરીના કે કાર્યસાધક ચાતુર્યના પ્રયાસ રૂપ જ ગણવી પડશે; અને વળી પુરૂષોત્તમરાયજી ખુદ એટલું બધું નિશાળિયું ભણતર કયાં ભણી ગયા હતા ? તેમણે નિશાળ તો નામની જ જોયલી હતી; છતાં તેમના હસ્તાક્ષર, તેમની વાક્પટુતા, તેમની પત્ર લેખન શક્તિ, તેમનાથી મુદ્દાસર અને અસરકારક શબ્દોમાં લખાતા પત્રોમાં દર્શાવાયલ વિચારો, પ્રત્યેક બાબતનો મર્મ સમજવાની તેમની શક્તિ, દેશીય-પરદેશીય ઇતિહાસ, સમાજ જીવન તથા તત્ત્વજ્ઞાનાદિ પરત્વે તેમણે મેળવેલી માહિતી એ સર્વ તેમણે કઈ રીતે સંપાદિત કરેલ હશે ? આવી આવી સૂક્ષ્મ અને યથેચિત વિચારણા જો મિ૦ હોલાડે તટસ્થ ભાવે, સ્વસ્થ ચિત્ત અને રાજ્યપક્ષ તરફથી પથરાતી વ્હેમ વહેમોની જાળમાંથી મુક્ત રહીને કરેલી હોત અગર તો શુદ્ધ ન્યાયદાન કરવાની બુદ્ધિનો નિર્વાહ કરી રાખીને 'રાજ્દ્વારીય' કાર્યસિદ્ધિ કરી લેવાનો હેતુ દૂર રાખેલો હોત, તો વઝીર બહાઉદીનને એક જડ ખોળીઆ રૂપે ગણી પુરૂષોત્તમ રાયજીને તેમાં પ્રાણ ફુંકનાર આક્ષેપવા અને તેમ કરીને એ ઉભય રાજ્યપુરૂષો વચ્ચે એક પ્રકારની અદ્વિતીયતા-અભિન્નતા-જતાવવા માટે તેમને જે અયથોચિત અને અપ્રાસંગિક ઉદ્યમ કરવો પડ્યા છે તેમાંથી તેઓ તો ઉગરી જાત, એ નિઃશંક વાત છે.

વળી આ કાર્યશોધક મિ૦ હોલાંડે વઝીર બહારૂદીનભાઇને 'દુશ્ચરિત તથા રાજ્યધનના અપહારક 'આલેખેલા છે એ વાત આપણે કદાપિ કબૂલ રાખીએ, તોપણ તેમની તેવી ખસતાને માટે પુરૂષોત્તમરાયજીને અંશતઃ પણ જવાબદાર ગણવા એ કોઇપણ દષ્ટિએ વ્યાજબી નથી; કારણ કે પુરૂષોત્તમરાયજી વઝીરની એવી કોઈ ખસતાત્મક પ્રવૃત્તિમાં 'તેમને મદદગાર થયા હતા એવું એક પણ પ્રસંગે રાજ્યપક્ષ તરફથી સાબીત કરી બતાવાયું નથી. માનવ સમાજમાં તરેહ–તરેહના છાના ઊઘાડા પાપાચારીઓ હોય છે, તેઓ ભણેલ કે અભણ ધનિક અને અધનિક પણ હોય છે, અને એવા એ બધા દુનિયાં સમક્ષ ઊજળા અને માન-પામતા દેખાં કરતા નજરે પણ ચઢે છે; છતાં તેમના ખાનગી જીવનની કાળિમા કાજળથી પણ ચઢી જાય તેવી કયાં નથી હોતી ? આમ હોઇને રાજદ્વારીય તેમજ સામાન્ય વ્યવહારીક કાર્યો પરત્વે એક બીજાના સંસર્ગમાં આવતી વ્યક્તિઓને તમામ બાબતોમાં એક સરખા ચારિત્ર્યવાળી ગણી લઇ તેમને બધીય બાબતો સંબંધે એક બીજાની સહકારી માની લેવી એ કોઇપણ પ્રકારે ન્યાયયુક્ત નથી જ. રાજદ્વારીય પુરૂષોમાં દેખાતી એકતા તેના બાહ્ય રૂપમાં ગમે તેટલી ઘનતાવાળી હોય, તોપણ તે એકતાનું આંતર રૂપ ખરેખરી રીતે કેવા પ્રકારનું છે તે તેઓ પોતે જ અગર પ્રભુ જ જાણે. કોઇપણ રાજ્યનો કોઈપણ અમલદાર પોતાના કાર્યક્ષેત્રની મર્યાદામાં રહીને જે કોઇ અપકૃત્ય કરે તે અપકૃત્ય બદલ તેવા અમલદારના તાબાના તથાપિ તેના વિશ્વસનીય મનાયલા અમલદારને દૂષિત ગણી લેવો એના જેવી એક પણ ભૂલ ન ગણાય; કારણ કે માનવ પ્રકૃતિની દષ્ટિએ વિશ્વાસ તથા વિશ્વસનીયતાઃ એ ઉભય બાબતોને પણ મર્યાદા હોય છે. પુરૂષોત્તમરાયજીનું ખરૂં ચારિત્ર્ય કેટલું બધું ઉજ્જવલ હતું તે જેણે જાણવું હોય તેણે એમણે પ્રસંગે પ્રસંગે મનઃસુખરામભાઇ, હરિદાસભાઇ તથા વઝીર સાહેબ ખુદ ઉપર લખેલા પત્રો વિચારી લેવા પડશે; એટલું જ નહિ, પરંતુ જૂદે જૂદે પ્રસંગે તેમણે બ્રિટિશ અમલદારોને તેમજ નવાબ રસુલખાનજીને પણ જે પડકાર આપેલ છે તે તમામને પણ લક્ષ્યમાં લેવા પડશે.

**આઠમી વાતઃ–** આ ઇતિહાસપાત્ર કાર્યશોધન અંગે રાજ્યપક્ષે જે એક હીનયુક્તિનો આશ્રય લીધેલો છે તે આપણું ધ્યાન ખેંચે તેવી છે નવાબ સાહેબ રસુલખાનજીના સસરા એટલે કે નવાબ મોહોબતખાનજી ત્રીજાના માતામહ–દાદા–ખાનશ્રી મહમદખાન ફરીદખાન તે વઝીર સાહેબના સાળા થાય. આ મહંમદખાનજી ઇ૦ સ૦ ૧૮૬૫ની સાલથી રાજ્યના મહોટા તોષાખાનાના

મુખ્ય અધિકારી તરીકે, બ્રિટિશ વાલી-વહીવટ આરંભાયો ત્યાંસુધી કામ કરી રહેલા હતા. નવાબ રસુલખાનજીના દેહાંત પછી, બ્રિટિશ વાલી-વહીવટદારની આજ્ઞાથી સોલિસિટર બાપુશંકરજીએ નવાબ મોહોબ્બતખાનજી બીજાના અવસાન કાળે તેમના ખાનગી ખજાનામાં કેટલાં નાણાં હતાં વગેરે બાબત તપાસ કરેલી તે પ્રસંગે મહંમદખાને જે જુબાની આપેલી છે તેમાં તેમણે, નવાબ સાહેબ મોહોબતખાનજી બીજાના ખાનગી ખજાનામાં અમુક સંખ્યામાં રાળ હોવા ઉપરાંત આશરે રૂ૦ ૧,૨૫,૦૦૦ તથા દશ લાખ કોરી હોવાનું જણાવીને તેમાંથી કોરી દશ લાખ વઝીર બહાઉદીનભાઈને તેમને પોતાને વારતે ' નવી હવેલી ' નામે ઓળખાતું મકાન બંધાવવા માટે (તેમના ભાણેજ) નવાબ સાહેબ બહાદુરખાનજીએ આપેલ છે એમ પણ જણાવેલું છે. એ જ કામે જુબાની આપતાં બક્ષી છોટાલાલજીએ પણ કોરી ત્રણ લાખ તથા કોરી નવ લાખ વઝીર સાહેબને-અપાયલી સાંભળીને 'અમે બધા તેમને મુબારકબાદી આપવા માટે તેમની કચેરીએ ગયા હતા' એવું મિ૰ રોબર્ટસનને લખાવેલું પણ છે. આ પ્રકારની બક્ષીસ નવાબ બહાદુરખાનજીએ પોતાના મામા બહાઉ-દીનભાઈને વિધિપૂર્વક લખાયલ રૂક્કાઓથી આપેલી હતી. રૂપીઆ એક લાખ પચીશ હજારની રકમના રૂક્કાનો અંક ૧૪૬ હતો. આ રૂક્કો તા૰ ૨૯-૯-૮૨ (વિ. સ. ૧૯૩૮, ભાદ્ર માસ)ને દિને નવાબ મોહોબતખાનજી બીજાનો દેહાંત થયાં પછી તરતમાં એટલે પૂર્વનિર્દિષ્ટ સાલમાં જ લખાયલો હતો, અને તે વખતે પુરૂષોત્તમરાયજી જો કે રાજ્યમાં 'દફતરી દફતરના અધિકારી હતા તોપણ તેમનું વય ૨૦-૨૧ વર્ષથી વધારે ન હોઈ તેઓ એક શીખાઉ તરીકે રાજ્ય કાર્યભારીઓની દેખરેખ નીચે પોતાના દફતરના કામનો અનુભવ લેતા હતા. આ વખતે દીવાનને પદે ખા૰ બ૰ સાલેહ હિંદી, સી૰ આઈ૰ ઈ૰ અને નાયબ દીવાનને પદે ભાવનગરના નાગર ગૃહસ્થ બાપાલાલજી હતા. આ રૂક્કો ધોરણ પ્રમાણે ખજાનચી મહંમદખાનજીને મોકલાયલો હતો, અને તે પાછો તેમની કનેથી નોંધાવા માટે રાજ્યના હિસાબી દફતરે જવો જોઈએ તે ગયલો

શરૂ કરી દીધેલ અને એ તપાસને અંગે મહંમદખાનજીએ પોતાની પાસે ભૂલથી રહી ગયેલ પૂર્વનિર્દિષ્ટ અંકવાળો રૂકો દીવાનજીને રજુ કરીસોંપી દીધેલો હતો. આમ થયનું એટલે હરિલાલભાઈએ ખાત્રી કરીલીધા પછી હિસાબી દફતરે તેને નોંધાવી લઈને એ કામનો અંત આણી દીધેલો હતો. આ કામ ફરીને ઇ. સ. ૧૯૧૧-૧૨માં મિ. રોબર્ટસન સમક્ષ વઝીર બહાઉદ્દીનભાઈને દોષિત ઠરાવવાના ઇરાદાથી રા૦ બાઈશંકરે ઉખેળાવેલું હતું. પરંતુ મિ. રોબર્ટસને યોગ્ય ચોકસી તે પરત્વે કરીને તે રૂકા બદલ કોઈને દોષિત ઠરાવેલ નહિ; કારણ કે તે રૂકો સાચો હતો અને તે પરત્વે ફક્ત વિધિની અપૂર્ણતા પુરતીજ ભૂલ દેખાણી હતી. આમ આ રુકકાને લગતી બાબતનો બીજી વાર પણ છેવટનો નિર્ણય થઇ ગયલો હતો; છતાં ઇ૦ સ૦ ૧૯૧૭માં મિ૦ હોલાંડના મનને વઝીરબહાઉદ્દીન-ભાઈ વિરુદ્ધ વહેમાવવા અને તે માર્ગે પુરુષોત્તમરાયજીને છંટાય તેટલો ગારો છંટાવવા આરું પૂર્વોક્ત રૂકાને લગતી બાબતને ફરીને રાજ્યપક્ષે ખણી કાઢેલી હતી; પરંતુ એ ફરીને ખણી કઢાયલ બાબતને તોડી પાડે એવા મહંમદખાનજી હયાત હતા તોપણ તેમને સાક્ષી રૂપે ફરીથી બોલાવવાની હિંમત રાજ્યપક્ષ કરી શકેલો નહિ; કારણ કે એમને બોલાવવાથી એ રૂકાને લગતી હકીકત મિ૦ હોલાંડના જાણવામાં આવે તો રાજ્યપક્ષનો ઇરાદો નિષ્ફળ થાય તેમ હતો. આમ હોઈને રાજ્યપક્ષે એ મહંમદખાનજીને 'વિરોધી' વર્ગના ઠરાવી દેવાની યુક્તિ રચીને આ તપાસ અંગે તેમની જુબાની લેવડાવવાનું બંધ રાખી દીધેલું હતું ! આ યુક્તિ પરત્વે આશ્ચર્યજનક વાત તો એ છે કે, આવા મહોપકારક સાક્ષી મહંમદખાનજીને મિ. હોલાંડે, છેવટ અદાલત તરફથી બોલાવવાનું પણ ઉચિત ધારેલું નહિ ! મુદ્દાના સાક્ષીને વિરોધી શા માટે કહેવામાં આવે છે એ જાણવાની ફરજ ન્યાયાધીશની નહિ હોય શું ? વળી એનો પ્રશ્ન પણ આ બાબતે ઊઠાવી શકાય છે કે મિ૦ હોલાંડે મિ૦ રોબર્ટસને આ રુકકા પરત્વે કરેલ વૃત્તાંત શું જોયલો નહિ હોય ? મહોટા તોષાખાના અંગે 'રાજકામોના કાગળનું જુથ' તથા 'ખાતાની ચોપડી' એ બે વસ્તુઓ રખાતી હતી તે બ્રિટિશ વાલી-વહીવટના કાળમાં અમુક વર્ષો સુધી રહીને આ ઇ૦ સ૦ ૧૯૧૭વાળા કામનો આરંભ થયલો તે પહેલાં, ગમે તે માર્ગે ગુમ થઇ ગયલી, એ ઘટનાને પણ આ કામે રહસ્યપૂર્ણ ગણી શકાય તેમ છે; કારણ કે, એ જો રજુ થાય તો રાજ્યપક્ષની બાજી ઉંધી પડે તેમ હતી. આમ આ રૂકકા પરત્વે મહંમદખાનજી જેવા પાક મુસલમાન અમીરને 'વિરોધી (હોસ્ટાઇલ)'નો ઇલ્કાબ આપીને અળગા કરી દીધા પછી

રાજ્યપક્ષે એ રૂક્કા ઉપરની નવાબ બહાદુરખાનજીની સહીને બનાવટી ગણાવવાનો પ્રયાસ પણ કર્યો હતો ! પરંતુ નવાબ સાહેબની સહી તથા સ્વાદ લેનાર તેમના કુટુંબ કાર્યભારી કચ્છી અમરજીભાઈની ઇ० સ. ૧૯૧૧-૧૨માં મિ. રોબર્ટસન આગળ લેવાયલ જુબાનીથી એ રૂક્કાનું સાચાપણું સિદ્ધ થઇ ચૂકેલું હતું એટલે પછી આ તપાસપંચના કામને અંગે એ સહીને લગતા મુદ્દાની વાતની વધારે છણાવટ કરવાની વાતને જતી કરી દીધેલી. મહંમદખાનજીને સાક્ષી રૂપે ફરીથી ન બોલાવવાનું બીજું એક કારણ પણ હતું. બ્રિટિશ વાલી-વહીવટદાર મિ. રૅન્ડૉલની અધ્યક્ષતા નીચે– રાજ્યની વણાટશાળામાંના વણકરો વઝીર બહાઉદ્દીનભાઇ તથા પુરૂષોત્તમરાયજીને કોઇપણ મિષે દૂષિત કરાવવા માટે કલ્પના, સંભાવના, વહેમ, નિરાધાર અનુમાનો વગેરે વિવિધ વર્ણનાં સૂત્રો વડે જે એક સૂક્ષ્મ પણ જંગી જાળ રચી રહેલા હતા તે જાળ, મહંમદખાનને સાક્ષી રૂપે બોલાવાય તો તૂટી પડે તેમ હતી; એટલું જ નહિ, પરંતુ નવાબ રસુલખાનજીએ રાયજી સાહેબને મુંબઇમાં જે મુલાકાતો આપેલી હતી તે મુલાકાતોમાં એ નવાબ સાહેબે રાયજી સાહેબને સાવ નિર્દોષ 'ખોટા માર્યા ગયલા' અને 'પોતાના' ગણેલા એ હકીકત પ્રકાશમાં આવે તેવો સંપૂર્ણ સંભવ પણ હતો. આથી પણ વધારે વિચિત્ર વાત તો એ છે કે, મિ. હોલાંડે અમરજીભાઇને અદાલતના સાક્ષી તરીકે બોલાવેલા હતા, છતાં એ સાહેબે એમને પૂર્વોક્ત રકમને લગતા રુક્કા પરત્વે પ્રશ્ન -પૂછવાનું ઉચિત ગણેલું નહિ !

**નવમી વાતઃ–** પૃથ્વી ઉપરના રાજ્યોના મુખ્ય કાર્યભારીઓ પોતાના વર્ગના લોકોને તેમજ પોતાના સ્નેહીસંબંધીઓને પોતાના સહાયક ગણીને પોતાથી શાસિત થતાં રાજ્યોમાં અધિકાર પદે નથી નિયોજતા, એમ કોઈથી કહી શકાય તેમ નથી; છતાં આ ઇ० સ० ૧૯૧૭વાળા કામમાં રાજ્યપક્ષે પુરૂષોત્તમરાયજીને નાગર ગણના એક સર્વશ્રેષ્ઠ મુખ્ય નેતા કે આશ્રયદાતા રૂપે ચીતરી બતાવવાનો ખાસ પ્રયાસ કરેલો છે ! રાજ્યનાં નાણાંની થયલ કહેવાયલ ઉચાપત પરત્વે ઉપસ્થિત થયલ કામનું પરિશોધન કરવા માટે જ હિન્દી સરકારે તપાસપંચને નિયુક્ત કરેલ હતું એ વાતને ભૂલી જઇને મુંબઈ સરકારના 'એડવોકેટ જનરલ' જેવા મહોટા જવાબદાર હોદ્દો ભોગવી રહેલ બેરિસ્ટર મિ० સ્ટ્રૅંગમૅન પૂર્વોક્ત નાગરગણને લગતા અપ્રાસંગિક મુદ્દાને અદાલત સમક્ષ મૂકવાને કેમ પ્રેરાયા હશે અને કાર્યશોધક મિ० હોલાંડે એ અપ્રસ્તુત બાબતને

આ કામે કયા કારણે પ્રસ્તુત વિષયને લગતી માની લીધેલી હશે તે એક સમજવા જેવી રાજદ્વારીય 'દુસાધ્ય સમસ્યા જ છે ગુજરાત કાઠિયાવાડનાં ઘણાખરા રાજ્યોમા નાગર મુત્સદ્દીઓ સૈકાઓથી ગાઢ સબદ્ધ થઇ રહેલા હતા અને નાગર જ્ઞાતિ ગેકદર વિદ્યાપ્રેમી હોઈ રાજવિદ્યામા તેમજ યુદ્ધ કલામાં પ્રવીણતા મેળવી રહેલી પણ હતી, અને એ જ્ઞાતિના મુત્સદ્દીઓ જે પક્ષે હોય તે પક્ષ સબળ પણ ગણાતો હતો ચાર વર્ણો તથા અનેક જ્ઞાતિઓ હિંદુ જનસમાજ રૂપી દેહનાં અગોપાગો છે અને એ વર્ણોએ તથા જ્ઞાતિઓએ પોતપોતાના વ્યવસાયો ભિન્ન કરીને પોતપોતના કાર્યક્ષેત્રની મર્યાદામા સામાન્યત રહી પરસ્પરાશ્રયે પોતપોતના તેમજ આખાય સમાજના જીવનનો નિર્વાહ કરી રાખવાની પ્રણાલિકાનુ અવલબન પ્રાચીન સમયથી કરી રાખેલુ છે એમ ઇતિહાસ દર્પણે દેખાય છે એ છતા એટલુ પણ સાચુ છે કે, પૂર્વોક્ત વર્ણો તથા જ્ઞાતિઓના લોકો પૈકી જેમને પોતાની વૃત્તિમા જેવો ફેરફાર કરવો હોય તેવો કરી શક્તા નહિ એમ ન હતું, એટલે ગમે તે વર્ણનો કે બીજી ગમે તે જ્ઞાતિના ધધાનો સ્વેચ્છાએ સ્વીકાર કરી શકતો હતો પરતુ આ ફેરફારો અપવાદરૂપે અસ્તિત્વ ધરાવતા હતા આ નિયમ પ્રમાણે નાગરોની જ્ઞાતિએ સામાન્યત રાજ્યસેવાને ધધા તરીકે સ્વીકારેલી હતી અને હજુ સુધી નાગરો વિશેષત રાજ્યની નોકરી અગર બીજા કોઇ પ્રકારની નોકરી કરીને જીવન નિર્વાહ કરવાનું પસદ કરી રહેલા હોય એવુ સ્પષ્ટ દેખાઇ આવે છે હિંદુ સમાજદેહના અગોપાગો આ પ્રમાણે કરાયલી વ્યવસ્થાને લીધે પરસ્પર ઘર્ષણને અધીન થયા વિના એકતા પૂર્વક રહી શક્તા હતા એ સ્થિતિ, બ્રિટિશ સરકારને પોતાના મૂળ આ દેશમા ઊંડા ઉતારવાની બાબતે વિઘ્ન કરનારી દેખાણી હતી અને તેથી તેમણે વર્ણ-વિગ્રહ તથા જ્ઞાતિવિગ્રહને જન્મ આપના તથા તેને પોષીને હિંદુ સમાજદેહને છિન્નભિન્ન કરી નાખવાને માટે અનેક પ્રકારના કારસાઓ રચી કાઢેના હતા પુરુષોત્તમરાયજીના વારામા જૂનાગઢ રાજ્ય નાગર મુત્સદ્દીગીરીને લીધે એક અભેદ્ય દુર્ગ બની રહેલુ હતું' એટલુ જ નહિ, પરતુ સૌરાષ્ટ્રમાના બીજા નાના મહોટા રાજ્યોમાથી નાગર મુત્સદ્દીઓના પગ બ્રિટિશ સરકાર ચેનકેન માર્ગે ક્રમેક્રમે કઢાવી શક્યા હતા તે પ્રમાણે જૂનાગઢ રાજ્યમાથી નાગર મુત્સદ્દીઓને કઢાવી મૂકવાને કામે એ સરકાર ફાવી શકતા ન હતા આમ-થવાનુ કારણ વઝીર બહાઉદ્દીનભાઇ એકલાની રાજનીતિ ન હતી પરતુ નવાબોની અનુભવજનિત દૃષ્ટિને લીધે જ નાગરોને રાજ્ય સેવામા સ્થાન મળી રહેલુ હતુ વળી પુરુષોત્તમરાયજીએ પોતાના વારામા રાજ્યની નોકરીમા

લેવાના ઈસમોની પસંદગી તેમની યોગ્યતાને ધોરણે થાય એમ ઠરાવી આપેલું હતું, એટલે એમના વારામાં કેવળ નાગરો જ રાજ્યની નોકરીમાં પ્રવેશી શકે અને ઈતર જ્ઞાતિઓના યોગ્યતાવાળા બહિષ્કૃત રહે તેવું બની શકે તેમ પણ ન હતું. વળી એમના વારામાં કોઈપણ નાગર એકદમ કોઈ મહોટે હદ્દાએ ચઢી બેઠેલો હતો એવું કોઈપણ દેખાડી શકે એમ નથી; એટલું જ નહિ, પરંતુ એમના સમયના શાસનતંત્ર અંગે રાજ્યનાં ઘણાંખરાં ખાતાંઓના અધ્યક્ષો નાગરેતર જ્ઞાતિના દેશી પરદેશીય હિંદુઓ, પારસીઓ, મુસલમાનો, વગેરે હતા. અને નાના અમલદારો તથા નાના નોકરોમાં પણ જાતિજાતિની દૃષ્ટિએ વિવિધતા ઘણી જ દેખાતી હતી. આમ હતું છતાં ઈ૦ સ૦ ૧૮૧૭માં મિ૦ હોલાંડવાળા કાર્યશોધનને પ્રસંગે રાજ્યપક્ષે પુરુષોત્તમરાયજીને નાગરોના સરદાર તરીકે બતાવી દેવા માટે તેમના સાત આઠ જેટલા સગાઓને વીણી કાઢીને, તેમને રાજ્યસેવામાં અપાયલ સ્થાનને માટે તેમને જ વાબદાર ગણાવવાનો પ્રયાસ કરેલો હતો ! આ પ્રમાણે રાજ્યપક્ષે કર્યું તેને બદલે તેણે પુરુષોત્તમ-રાયજીના કારભારકાળના નાના મહોટા તમામ નોકરોનું જાતિજાતિ તથા યોગ્યતાને દર્શાવી આપનાર વર્ગીકરણ કરીને જો તેને મિ૦ હોલાંડ પાસે રજુ કર્યું હોત તો અમે, ખરેખર, તેને ધન્યવાદ આપત જ. આ ગ્રંથમાં અમે અગાઉ જૂનાગઢ રાજ્યનાં ઘણાંખરાં ખાતાંઓ પરત્વે વિસ્તૃત હકીકત આપેલી છે, એટલે આ 'નાગર–અનાગર' નોકરોને લગતી રાજ્યપક્ષની અનાગરોચિત કથા પરત્વે અધિક ચર્ચા કરવાનું પસંદ કરતા નથી. જો કોઇ પાઠક આ ગ્રંથ તટસ્થભાવે વાંચશે તેને આપણા આ કથાનાયકની ઉદારચિત્તતાનું જ્ઞાન થઈ આવશે જ. એ છતાં યોગ્યતાવાળા થોડાઘણા નાગરોને પુરુષોત્તમરાયજીના વારામાં રાજ્યસેવામાં સ્થાન અપાયલું છે એ બાબતનો અમે ઈનકાર કરતા નથી; કારણ કે એ હકીકતને અમે દોષપાત્ર ગણતા નથી. પુરુષોત્તમરાયજીના અધિકાર કાળે યોગ્યતાવાળા બીજા ઘણા નાગરો જૂનાગઢ રાજ્ય સિવાયનાં બીજાં રાજ્યોમાં નોકરીએ અગર સ્વતંત્ર ધંધા અર્થે અપલા હતા તેમને બોલાવી બોલાવીને જો પુરુષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યમાં ભરી દીધેલા હોત, તો કદાચિત્ તે બદલ તેમને થોડોક પણ ગારો છાંટી શકાત. પરંતુ એ પ્રમાણે એમણે લેશ પણ કરેલું નથી; એટલું જ નહિ, પરંતુ જેઓ એ પ્રમાણે પરદેશવાસી બનેલા તે પૈકી જે કોઇને જૂનાગઢમાં નોકરીએ આવવાની ઈચ્છા થઇ હશે તેને પુરુષોત્તમરાયજી રાજ્યમાં સમાવી શકેલા નહિ હોય તે કારણે તેવા પરદેશ બેઠી રહેલ નાગરને પુરુષોત્તમરાયજી તરફ દ્વેષ થઇ આવેલો નહિ

એમ પણ કહી શકાતું નથી. પુરૂષોત્તમરાયજીના વારામાં તેમના ભાઇ નૃસિંહ-પ્રસાદ ઝાલાને માત્ર એક સો રૂપીઆના માસિક પગારથી રજવાડી દફતર (ફોરેન ઓફિસ)ના અધિકારી બનાવવામાં આવેલા હતા એ હકીકત મિ૦ રેડોલ આદિએ ગોતી કાઢી તે બદલ પુરૂષોત્તમરાયજીને દોષિત ઠરાવવાનો પ્રયત્ન કરેલો હતો. નૃસિંહપ્રસાદને આ દફતર સોંપાયલું તે હેતુપુર:સર થયલું હતું. એ દફતરે થતું કામ રાજ્યહિતને લગતું હતું એટલે બને ત્યાં સુધી રાજ્યના કોઈ વિશ્વાસપાત્ર અને વંશપરંપરાગત વફાદારીવાળા કોઇ અમીરને તે સોંપાય એવું હતું. નૃસિંહપ્રસાદ એક જ પુરૂષની નીમણુંકનો દાખલો રાજ્યપક્ષ બતાવી શકેલો હતો, અને તેમ કરવામાં તેણે નૃસિંહપ્રસાદની વેપારી તરીકેની નિષ્ફળતાને ચીંધી બતાવીને તેમને રાજ્યકાર્ય માટે અપાત્ર ગણાવેલાં વતા ! પરંતુ જે એક મનુષ્ય એક દિશામાં નિષ્ફળ થાય તે બધી દિશાઓમાં નિષ્ફળ નીવડે જ એવો કુદરતનો નિયમ હોય તો તે અમે જાણતા નથી. રા૦ ભાઇશંકર, સ્ટ્રેંગમેન આદિ કાયદેબાજોને જો વૈદકનો ધંધો કરવાનો વારો આવી ગયો હોત, તો તેમાં તેઓ અચૂક નિષ્ણાત નીવડત નહિ, અને કદાચિત્ નિષ્ફળ પણ નીવડત. એક ઇતિહાસપ્રેમી તરીકે અમે એવો પણ પ્રશ્ન ઉપસ્થિત કરી શકીએ છીએ કેઃ— જૂનાગઢ રાજ્યના બ્રિટિશ વાલી—વહીવટદારે પોતાના અધિકાર કાળમાં પોતાની જાતિના જે પાંચ છ અંગ્રેજ અમલદારોને મ્હોટા મ્હોટા પગારે રાજ્યની નોકરીમાં આણેલા હતા એ હકીકત તથા એમણે જેઅનેક અંગ્રેજ નહિ એવા પરદેશિય અમલદારોની આયાત, જૂનાગઢ રાજ્યના વતનીઓની ઉપેક્ષા કરીને, કરેલી તેને પરિણામે તેવા અમલદારોએ પોતપોતાની જ્ઞાતિના તેમજ પોતપોતાના ઇતર પ્રકારે સ્નેહી સંબંધીઓની જે બહુજ મ્હોટી સંખ્યામાં આયાત કરીને તેમને રાજ્યવૃક્ષને પાનડે પાનડે ભરી મૂકેલ તે હકીકત શું ઉપેક્ષિત થઈ શકે તેવી છે ? માણસ પોતાનો વાંસો જોઇ શકતો નથી એ ખરેખર, તેનું દુર્ભાગ્ય છે. અહીં અમારે બીજી એક વાત અતિ ખેદપૂર્વક લખવી પડે છે. બ્રિટિશ વાલી વહીવટદાર મિ૦ રેડોલની દેખરેખ નીચે રહેવાને તથા કેળવાવાને ભાગ્યશાળી બનેલ નવાબ મોહોબતખાનજી ત્રીજાએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી તેમણે જે માર્ગે રાજ્યકાર્યો કરેલાં કે કરાવેલાં કે કરાવા દીધેલા તેના ફળ દેવા કડવાં આવેલાં છે તે સર્વ કોઇથી અજાણી વાત નથી જ, અને છેવટે તેઓશ્રીને તેમની પોતાની રૈયતમાંના નાગર મુત્સદીઓએ જે સલાહ આપેલ તે તેમણે કાને ન ધરતાં પરદેશીય કાર્યભારીઓની સલાહ પ્રમાણે ચાલવાનું પસંદ કરેલું તેને પરિણામે

તેમને એકાએક પ્રોત ની રૈયતમાં જાગેલ અ ત કોપને લીધે રાજ્ય છોડીને સિંધમાં જઇ બેસવાનો વારો આવી ગયન છે મતલબ કે, નાગરોને લગતી પૂર્વોકત હકીકત આ તપાસપચવાળા કામમા ઘુસાડીને રાજ્યપક્ષે ઇ૦ સ૦ ૧૮૯૫મા નાગરો પરત્વે કર્નલ હેનકોક રાયજી સાહેબ સમક્ષ કરેલ કથનનેતથા ઇ૦ સ૦ ૧૯૦૩માં મેજર મર્નેગાએ તેમજ મિ૦ કિવને નવાબ સુતખાનજીની ખાનગી મુલાકાત પરાણે મેળવીને પાછળથી એ મુલાકાતમા થયન કહેવાયલ વાતચીતની જે એક પક્ષીય નોંધો કરેલી છે અને જે ઉપર નવાબ સાહેબની સહી પણ નથી તેમને પુષ્ટિ આપવાનો પ્રયાસ કરેલો છે અને મિ૦ હેલાડે બ્રિટિશ સરકારની રાજનીતિનો અવિચ્છિન્ન નિર્વાહ કરી રાખવાના ગુપ્ત રાજદ્વારીય હેતુથી તે પ્રયાસ થવા દીધેનો પણ છે એમ દેખાઈ આવ્યા વિના રહેતુ નથી. અદાલતના કામમા અપ્રાસંગિક બાબતોને સ્થાન આપવા દેવાનુ હોય ત્યારે તો તેણે બધ બારણે જ કામ કરવુ પડે જ !

**દશમી વાત:–** 'પુરૂષોત્તમરાયજીએ પોત ની પદર વર્ષની વયે રાજ્ય સેવામા પ્રવેશ કરેલો હતો ત્યારે તેમનુ કુટુબ નિર્ધન હતુ ' એવુ વિધાન રચવામા પોતાના કાર્યસાધક ચાતુર્યનો ઉપયોગ કરી, 'પુરૂષોત્તમરાયે પોત ની આવક કરતા ખર્ચ વધારે કરેલ છે તેથી તેમણે કોઇપણ અયોગ્ય માર્ગે કમાણી કરેલી હોવી જોઇએ અગર રાજ્યકાર્યો કરવામા તેમણે લાચ-રૂશ્વત ખાધી હોવી જોઇએ' એવુ મિ૦ હેલાડનાં મન ઉપર ઠસાવવાનો ભારે વિચિત્ર અને કાયદાકાનૂનને હૈરે ઊડાડતો પ્રયાસ રાજ્યપક્ષે કરેલો પણ છે 'હાર્યો જુગારી બમણો રમે' એ કહેવત પ્રમાણે રાજ્યપક્ષે આવો પ્રયાસ કરેલો તેનુ ખાસ કારણ એ કે, દિવસો પર્યંત કામ લબાવી લબાવીને ચલાવાયનુ અને રાજ્યના નાણા પણ ખૂબ ખોબેખોબે વપરાયલા હતા તે છતા પુરૂષોત્તમરાયજીનો એક વાળ પણ વાંકો કરાવે એવો કોઇપણ નક્કર દોષ તે રાજ્યપક્ષ સાબીત કરી શકેલો નહિ આવા સયોગમા એક નહિ તો બીજે પરોક્ષ માર્ગે પણ પુરૂષોત્તમરાયજીને દોષિત–અપરાધી ઠરાવી શકાય નહિ, તો પછી છેવટે શક્તિ ચારિત્ર્યવાળા ' ઠરાવી દેવાય તો વિરોધી પક્ષે થોડોક પણ વિજયલાભ કરેલો ગણાય, એમ સમજીને રાજ્યપક્ષે પુર્વોકત કોટીનુ વિધાન કરેલુ હતુ ! દિલ્હી મગારે આ પુરૂષોત્તમરાયજીના કામ સબધે કરેલ હુકમનો આ પ્રમાણે ઝડેનોક ડગનેડગતે બગા ચતો ગયતો છે એ વાત અમારી આ કથાના પાઠકે ખાસ કરીને લક્ષમા રાખવી પડશે પુરૂષોત્તમરાયજીએ પોત ની આવક અને તેમાથી

કરેલ ખર્ચ તથ પોતે જૂનાગઢ છોડેલું તે વખતે તેમની પોતાની પાસે જે નાણાં હતાં તે તમામનો મેળ બેસાડીને પોતાની પ્રામાણિકતા સિદ્ધ કરી આપવી જોઇએ, એવો એક નદન નવો, અસાધારણ અને અસંગત મુદ્દો, આખી તપાસની સમાપ્તિ થઈ ગયા પછી, રાજ્યપક્ષે ઉપસ્થિત કરેલો હતો; અને જો કે રાયજી સાહેબના ધારાશાસ્ત્રીએ એ મુદ્દા સામે સખ્ત વાંધો અનેક પ્રકારે બતાવેલો હતો, તોપણ મિ૦ હોલાડે તે વાંધાને ગ્રાહ્ય ન ગણવામાં પોતાની "રાજદ્વારીય કાર્યપધ્ધતિ"ની રક્ષા કરી રાખવાની કુશળતા બતાવેલી હતી। પુરૂષોત્તમરાયજીએ લાંચરુશ્વત ખાધી છે કે નહિ અગર તેમની પાસે શું છે કે શું નથી તેની તપાસ કરવા માટે તપાસપંચ નિયુક્ત કરાયલું ન હતું એ એક નગ્ન સત્ય છે. આમ હોઇને આપણે બેધડક કહી શકીએ છીએ કે, જે એક કામ માટે તપાસપંચની યોજના થયલી તે કામ સમાપ્ત થઇ ગયા પછી પૂર્વોક્ત પ્રકારનો અસામાન્ય મુદ્દો કે જુદો ઉપસ્થિત કરવાની પરવાનગી આપવામાં મિ૦ હોલાડે પોતાના કાર્યક્ષેત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરેલું છે અગર તો તેઓ દેખાવમાં રાજ્યના નોકર બનેલા હતા તેથી તેમણે રાજ્ય પક્ષે રહેવામાં પોતાની વફાદારી બતાવી દીધેલી છે। મતલબ કે, આ તપાસપંચ **કેવળ, પુરૂષોત્તમરાયજીએ પોતાના ઉપર મુકાયલ તહોમતને દૂર કરાવવા અર્થે કરેલ વિવાદ અર્જને લીધે જ નિયોજાયેલું હતું, અને નહિ કે પુરૂષોત્તમરાયજીના ચારિત્ર્ય પરત્વે નિર્ણય કરવાને; અને દિલ્હી સરકારે છેવટે જે નિર્ણય કરી આપેલ છે તે પણ તહોમત પરત્વે જ છે; તે તેમના ચારિત્ર્ય પરત્વે નથી જ.** આવો અસામાન્ય અને વર્તમાન કાયદાકાનૂન પ્રમાણે શુધ્ધ દસ્તાવેજો પુરવાથી સુપ્રતિપાદિત થઇ ન શકે એવો મુદ્દો ઉપસ્થિત કરવામા આવેલો ત્યારે પુરૂષોત્તમરાયજી પોતાની સત્યનિષ્ઠાના અભિમાનથી પ્રેરાઇને અગર તો મિ૦ હોલાડ જેવા ઉચ્ચ કોટીના કાર્યશોધકની ન્યાયપ્રિયતા કલ્પી અને તે ઉપર અતિ શ્રદ્ધા રાખીને, પોતાના ઉપર થયલ આ છેલ્લા હુમલાનો સામનો કરી તેને મારી હઠાવવાને કટિબદ્ધ થયલા હતા, અને તેમણે રાજ્યપક્ષનો પડકાર ઝીલીને પ્રતિપક્ષીઓથી તપાસાવાની વાતને કબૂલ પણ રાખેલી હતી. પુરૂષોત્તમરાયજીએ પૂર્વોક્ત પડકાર ઝીલવામાં ભૂલ કરેલી એમ કોઈ કદાચિત્ પ્રથમ દર્શને કહી શકે. પરંતુ વસ્તુતઃ પુરૂષોત્તમરાયજીની સ્થિતિ વાઘ અને કૂવા વચ્ચેના જેવી થઇ પડેલી હતી. પડકાર તેઓ ન ઝીલે તો તેમની વિરુદ્ધ અનુમાન કરવાની તક મિ૦ હોલાંડને મળે, અને પડકાર ઝીલે તો તેમને પોતાની પ્રમાણિકતાને સંપૂર્ણત સાબીત કરવાને,

વર્તમાન અદાલતોને જે પ્રકારનો દસ્તાવેજી પુરાવો જોઈએ જ તે સંપૂર્ણત તેઓ રજુ કરી શકે નહિ જ. આ છતાં એમણે મિ૦ હોલાંડની તટસ્થતા ઉપર અતિ વિશ્વાસ રાખીને તેમ જ પોતાના ધારાશાસ્ત્રીઓની સલાહને અનુસરીને જુબાની દેવાનું કબૂલ રાખેલું હતું. વર્તમાન કાળમાં બ્રિટિશ સરકારની સ્થાપના આપણા દેશમાં થયા પછી વકીલાત એક ધર્મવિષય નહિ પરંતુ એક અર્થોત્પાદક ધંધો થઇ પડેલો છે, અને વકીલો શબ્દજાળ કુશળતાપૂર્વક રચીને તેમજ ન્યાયાધીશો પણ ઠીક પડે તેમ શબ્દોના અર્થ સ્થાપે તેવા કરીને પોતાના કામ કરે છે એ વાત પુરૂષોત્તમરાયજીની નજર બહાર રહી ગયલી હતી, અને તેને પરિણામે પડકાર ઝીલવામાં તેમણે જે ભૂલ કરેલી તે ભૂલનું પરિણામ પણ તેવું જ અઠીક આવી ગયું પણ છે. પુરૂષોત્તમરાયજીએ આ પ્રસંગ પહેલાં કોઇપણ અદાલતનું બારણું જોયલું નહિ, તેમ વકીલ-બેરિસ્ટર્સ કોઈપણ કીમતથી પોતાના પક્ષની સેવા કરવાની ધગશમાં ભલભલા કુશળ સાક્ષીઓને પણ ગુંચવી ગુંગળાવી નાખે એવા ઝીણા ઝીણા મોઘમ મોઘમ અને પોતાથી પથરાતી જતી અતિસૂક્ષ્મ અને અતિવિસ્તૃત શબ્દજાળમાં તેમને ખેંચી લાવે એવા પ્રશ્નો ઊભા કરી પૂછવાના કામમાં કેવા કુશળ હોય છે તે વાતનો પણ તેમને અનુભવ ન હતો, અને તે છતાં પોતાના સત્યવાદિત્વને આધારે જુબાની આપવાનું તેમણે યોગ્ય ધારેલું હતું. આ બાબતે એમના સલાહકાર થઇને આવેલ, વકીલ તેમજ ન્યાયાધીશ તરીકે બહોળો અનુભવ ધરાવનાર એમના સ્નેહી હિતેચ્છુ બક્ષી કલ્યાણરાયજીએ પોતાનો મતભેદ દર્શાવેલો હતો અને તેમ કરવાનું કારણ ખાસ તો એ હતું કે, આ પ્રસંગ ઉપસ્થિત થયો ત્યાં સુધીમાં અદાલતે જે પ્રકારે કામ કરેલું હતું તે વિચારીને તેઓ અદાલતના પવનની ગતિ જે દિશામાં થઇ રહેલી હતી તે તેમની દીર્ઘદ્રષ્ટિમાં આવી ગયલી હતી આમ હોઇને તેમણે રાયજી સાહેબના એક વકીલ બક્ષી અમૃતલાલજી જેવા કુશળ પુરૂષને આ સંબંધે પ્રશ્ન પણ પૂછેલો હતો. પરંતુ બક્ષી અમૃતલાલજીએ કેવળ કાયદાને નજરમાં રાખી, અપ્રસ્તુત બાબતને નિર્ણયપત્રમાં લાવી શકાય નહિ એમ સમજીને કલ્યાણરાયભાઇની રાજદ્વારીય દ્રષ્ટિનું કરાવલ પૃચ્છાનું સમાધાન કરી દીધેલું, એટલે એ એમના ખુલાસાથી અસંતુષ્ટ થઇને કલ્યાણરાયભાઇએ અનિષ્ટની સંભાવના કલ્પી રાજકોટ જઇ બેસવાનું યોગ્ય ગણેલું હતું અને એ પ્રમાણે તેઓ રાજકોટ તરફ વિદાય થઇ ગયલા પણ હતા. કલ્યાણરાયજીનો ખરો અભિપ્રાય તો, દિલ્હી સરકારે આ કામ ખતે કરવાની

રાજ્યપક્ષે એ ફરક જેટલી રકમ પુરુષોત્તમરાયજીએ જો રાજ્યમાંથી ઉચાપત કરેલ ન હોય, તો પછી તેમણે એ રકમ લાંચરુશ્વતથી મેળવેલી હોવી જોઈએ એવું એક નવું વિધાન રચી કાઢેલું હતું ! આ વાતનો ઉલ્લેખ અમે પૂર્વે કરેલો છે, પરંતુ જે એક પ્રશ્ન ખરેખરો વિચારણીય હતો તે એ કે—પુરુષોત્તમરાયજી જે સમયે રાજ્યની નોકરીમાં દાખલ થયલા તે સમયે તેઓ ખરેખરા નિર્ધન હતા કે ? જવાબ તો સહેલો હતો. પુરુષોત્તમરાયજીના પૂર્વજો એ નવાબીની સ્થાપના થયલી તે ક્ષણેથી જ મ્હોટાં મ્હોટાં પદો રાજ્યમાં ભોગવેલાં હતાં, એટલે કે તેમના પૂર્વજો પૈકી કેટલાકે દીવાનગીરી તો કેટલાકે નવાબોના ગૃહ–કાર્યભારીઓનાં પદો ભોગવેલાં હતાં, એમના પિતામહ વલ્લભજી ઝાલાએ આઠ લાખ જેટલી કોરીની રકમ રાજ્યને ઉધઢી આપીને વેરાવળ વગેરે મહાલો ઇજારે રાખેલા હતા. વળી આ વલ્લભજી ઝાલાના ભાઈ ગોવિંદજી ઝાલાએ રાજ્યની દીવાનગીરી કર્યા ઉપરાંત રાજ્યને લાખો કોરી ધીરેલી અને તેને પાછી બ્રિટિશ સરકારની મદદથી જ તેમણે વસુલ કરેલી હતી. આ ગોવિંદજી ઝાલા અપુત્ર તથા અવિભક્ત કુટુંબના અંગભૂત હતા એટલે તેથી તેમની મ્હોટી સંપત્તિના એક વિભાગી વલ્લભજી પણ હતા. એ સમયના મુત્સદીઓનું જીવન સાદું હતું, અને મમય સમજીને આચરનાર રાજપુરુષો પોતાની પાસે જે ધનસંગ્રહ હોય તેને સુરક્ષિત રાખવાના હેતુથી, આ જમાનામાંની રીતિથી અવળો ગણાય તેવો દેખાડો એટલે અનાડંબર રાખવાનું પસંદ કરનારા હતા, તેમ વળી ઘરમા સંચિત કરી રખાતા દ્રવ્યને ચાલુ ચોપડાને પાને ચઢાવી રાખવામાં જોખમ પણ સમજતા હતા; એટલું જ નહિ. પરંતુ બને ત્યાં સુધી પોતાની ચાલુ કમાણીમાથી વ્યવહાર ચલાવવામાં ડહાપણ ગણનારાં પણ હતા. રાજ્યસંબંધ મુત્સદીઓ પોતાના વ્યવહારજીવન પરત્વે રખાતા હિસાબના ચોપડામાં તો પોતે ખાધમા હોય અને કોઈકોઈ વાર પોતાને કરજ પણ કરવું પડતું હોય એવું દેખાડવાનો પ્રયાસ પણ કરતા, કે જેથી કોઈને તેમનો દ્વેષ કરવાનું કારણ ન મળે. આવી બધી દેશકાલોચિત જીવનચર્યા તથા વ્યવહાર કુશળતાનો ખ્યાલ મિ૦ હોલાડને ન હોય એવું કદાપિ માની લઈએ; તોપણ, વર્તમાનકાળમાં જ્યારે કોઈપણ રાજકર્તા પોતાની પ્રજાનું ધન કોઈપણ બહાને પરાણે કઢાવી શકતો નથી તે છતાં આવકવેરો બને તેટલો ઓછો આપવાના હેતુથી, પગારદાર નેકર વર્ગના લોકો સિવાયના વેપારીઓ, વકીલો, વૈધરાજો વગેરે પૈકી ઘણાખરા પોતાની ખરી કમાણી સંતાડવાને માટે જે બહુવિધ પ્રયોગો કરી રહેલ છે તે દૃષ્ટાંતથી

તે મિ૦ હોલાંડ તથા રા૦ બાઈશંકર જેવા દુનિયાંના કાવાદાવાથી પરિચિત સોલિસિટર અજાણ્યુ હોય એવી કલ્પના આપણે કરી શકીએ નહિ જ. આ પ્રકારનું અનિષ્ટ લક્ષણ આપણે જ્યારે આપણા ચાલુ, સુસંસ્કારવાળા મનાતા જમાનામાં જનતામાં વ્યાપક થઇ રહેલું દેખી રહ્યા છીએ, ત્યારે જે કાળે રાજ્ય હરકોઇ બહાને, કાયદાકાનુનને બાજુ ઉપર મૂકી દઇને કેવળ આપખુદીથી પોતાની રૈયતનું ધન હરી લેવાની મોકળાશ ધરાવી રહેલ હોય એવા કાળમાં, પ્રજાજન ગમે તેટલો સમર્થ હોય તોપણ તે પોતાના ધનને શક્ય તેટલા ઉપાયે ગુપ્ત રાખવાને પ્રયત્નશીલ બને એ સાવ સ્વાભાવિક વાત જ છે. ન્યાયાધીશોને ગમે તેટલી સ્વતંત્ર બનાવવામાં કે કલ્પવામાં આવે, તોપણ તેઓ અંતે તો રાજ્યના શાસનતંત્રનાં સંતાનો છે, અને તેથી જ્યારે કોઇ વિશિષ્ટ પ્રકારની રાજદ્વારીય બાબત ન્યાયાધીશો સમક્ષ નિર્ણીત થવાને માટે જઇ પડે છે ત્યારે તેમને રાજ્યકાર્યની આગળ ઘણીવાર પોતાનું શિર ઝુકાવવું પડે છે અને ગમે તે માર્ગે તેમને રાજ્યપક્ષને સંતોષવો પણ પડે છે એ વાતનો વસ્તુતઃ કોઇથી ઈનકાર કરી શકાશે નહિ. યુરોપની વિચારસરણી વચ્ચે મહોટો ફરક રહેલો છે, અને તે ફરક વિશેષતઃ ધર્મશાસ્ત્ર એટલે કે ન્યાયશાસ્ત્ર પરત્વે જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે આપણે કહી શકશું કે, "રાજા કાયદાથી પર છે," "રાજા કોઇ દોષ (અપરાધ) કરતો નથી," "કાયદાનું અજ્ઞાન ક્ષમાપાત્ર નથી":–આવાં આવાં સૂત્રો યુરોપીય કાયદાએ સ્વીકારેલાં છે, જ્યારે ભારતજાત રાજનીતિશાસ્ત્રે એવાં સૂત્રોનો સ્વીકાર બીલકુલ કરેલો નથી. ભારતજાત રાજનીતિશાસ્ત્રમાં રાજા ધર્માધીન એટલે કે કાયદાને આધીન ગણાયલો છે એટલે તેનાથી કોઈ અપરાધ થાય તો તે બદલ તે દંડપાત્ર ગણાયલો છે. વળી 'કાયદાનું અજ્ઞાન ક્ષમાપાત્ર નથી' એવું વ્યાપક સૂત્ર પણ વ્યાજબી નથી, કારણ કે તમામ મનુષ્યો એક સરખા સજ્ઞાન હોતા નથી. કાયદાનું જ્ઞાન ન ધરાવી શકે એવી કોટીના મનુષ્યો દરેક રાજ્યમાં હોય છે એટલે એવાને કાયદો જાણનાર તરીકે ગણી લેવા અને તેમને તેમના અપરાધ બદલ થોડાઘણા પ્રમાણમાં જતા ન કરવા એ પણ વ્યાજબી નથી. વળી અર્વાચીન યુરોપની વિચારસરણી પ્રમાણે ઘડાયલી સંસ્કૃતિના ઉપાસકો કાયદા-ધર્મ શાસ્ત્ર કરતાં રાજ્યકાર્યને ઉચ્ચતર કોટીનું પણ ગણી રહેલા છે, એટલે રાજનીતિને અનુસરીને જે કાર્ય કરવામાં આવે તેને ન્યાયાત્મક જ ગણી લેવું એમ ઠરાવાઇ લેવાયલું છે. આમ હોઇને મિ૦ હોલાંડ એમની પોતાની રાજદ્વારીય ન્યાયશાસ્ત્રની દૃષ્ટિથી શુદ્ધ ન્યાયશાસ્ત્રને ગૌણ કોટીનું ગણવાને પ્રેરાયલા હશે એમ અનુમાની

શકાય છે પ્રસ્તુત કામે મિ૦ હોલકે જે એક વાતનો ખ્યાલ લઈ શકેલા નહિ તે એ કે, રાજદ્વાર હમેશા ઇર્ષ્યાનું મૂળ છે, અને તેથી રાજદ્વારીય પુરુષે એ હમેશા પોતાના પ્રતિસ્પર્ધીઓ તથા દ્વેષીઓથી ચેતીને જ માર્ગ ચાલવું પડે છે અવપતિત અગ્રગણ્ય રાજપુરૂષોનો ધનસંચય ગોતી કાઢી તેમને જમીનદોસ્ત કરવાને તેમના વિરોધીઓએ હમેશા પ્રયત્નો કરેલા છે એવું સર્વદેશીય ઇતિહાસમાથી જણાઇ આવ્યા વિના રહેતુ નથી આમ હોઇને, પોતાના ઘરમા કેટલો દ્રવ્ય સંચય છે એ વાતનો ખ્યાલ પરજનોને આવી ન શકે એવી જીવનચર્યા તથા વ્યવસ્થા, વિશેષત પૂર્વકાળના અને સામાન્યત આપણા કાળના તમામ રાજ્યોના કાર્યભારીઓને રાખવાની જરૂર રહે છે જ. આ ધોરણે દીર્ઘકાલ પર્યંત રાજ્યસંલગ્ન પુરુષોત્તમરાયજીના પૂર્વજોએ વર્તવાનુ ચાલુ રાખેલ હોય તો તે એક સ્વાભાવિક વાત છે આ દૃષ્ટિએ આપણે વિના સંકોચે અનુમાન કરી શકીએ કે, પુરૂષોત્તમરાયજીએ પોતાના પિતાના દેહાત પછી કેવળ અર્થશૂન્ય-ભિખારીની-હાલતમા પોતાના રાજદ્વારીય જીવનનો આરભ કરેલો તો નહિ જ હોય. બાઇશકરજી જેવા દેશીય જીવનના તથા વ્યવહારના જ્ઞાતા અને હિસાબી પુરૂષે, પુરૂષોત્તમરાયજીના કુટુબનો ઇતિહાસ જાણવા છતા રાજ્યપક્ષ તરફથી પૂર્વોક્ત પ્રકારનુ જે વિધાન રચાવેલુ છે તે તેમની એક પ્રકારની વિવેકશૂન્યતા સિવાય બીજુ કાંઈ હોઇ શકે નહિ. એટલુ જ નહિ, પરતુ એ એમનુ વિધાન તપાસપચે સ્વીકારેલુ છે તે વળી એથી પણ અધિક ગણાય તેવી વિવેકશૂન્યતાનું દર્શક થઇ પડે છે વળી પુરૂષોત્તમરાયજીને તેમના માતામહનો વારસો મળેલો, નવાબ સાહેબોએ તેમજ વઝીરે પણ પ્રસગપ્રસગે તેમને રોકડ નાણા બક્ષીસ રૂપે આપેલા, તેમના શ્વશૂરપક્ષ તરફથી પણ તેમના પત્નીને સારો વારસો મળેલો. અને તે ઉપરાત કેટલાક રાજમહાગજાઓ વગેરે તરફથી પણ બક્ષીસો મળેલી હતી વળી પુરૂષોત્તમરાયજી પોતાના ઘરમાની તમામ પુજી પારેખને સોપી બેઠેલા પણ ન હતા, એટલે પારેખને ચોપડે જેટલા નાણા તેમને નામે જમે થયના દેખાય તે ઉપરાત તેમની પાસે નાણા ન હોઇ શકે એવુ કહી શકાય નહિ 'પુરૂષોત્તમ રાયે રાજ્યમાથી અને નવાબ સાહેબના ખાનગી ખજાનામાથી નાણાં ઉચાપત કરેલ નથી તે છતા તેમની પોતાની કમાણી કરતા તેમણે વધારે ખર્ચ કરેલ છે એટલે તેમણે કાંઈ ખોટું 'કનેવા લાચરસાન લીધેલી હશે' એવો અનુમાનાત્મક પ્રશ્ન કેવળ અપ્રસ્તુત, અપ્રાસગિક અને અસભ્ય જેવો જ હતો પુરૂષોત્તમ રાયજી સામે કોઇ એક કસમે પણ નહીવી ગણાય તેવી લાચરસાન લીધા મળ્યે

કર્યાદ કે સમાગે પણ કરેલ નહિ તેમ વળી જેને પરિણામે રાજ્યને નુકશાન થયલું હોય એવું મોટું કામ એમણે કરેલું છે એવું રાજ્યપક્ષે બતાવેલું નહિ. આ છતાં પૂર્વનિર્દિષ્ટ લાંચરૂશ્વતનો મુદ્દો રાજ્યપક્ષે ઊઠાવેલો એ પણ એક નવયુગના ન્યાયપ્રકરણને લગતો આશ્ચર્યકારક કિસ્સો ગણાશે. પુરૂષોત્તમરાયજીએ કાર્યાર્થીઓ કનેથી પાંચ પૈસા પાનસોપારીના પણ મેળવેલા હશે એવું વિધાન તો એમના પૂર્વજોની નરી નિર્ધનતા કલ્પી બેઠેલા તેમજ તેમને હાથે થવા પામેલ અનેક રાજ્યકલ્યાણકર કાર્યોના ગુણદોષ ન સમજવાનો હઠ પકડી રહેલ પાકા વિરોધીઓ જ કરી શકે ! એ છતાં અમે કહીએ છીએ કે, રાજ્યપક્ષે પુરૂષોત્તમરાયજી ઉપર લાંચરૂશ્વત લીધા બદલ એક પણ પૈસો બતાવીને સીધો આરોપ મૂકવાની હિંમત કરી હોત તો અમે તેને થોડોઘણો પણ ધન્યવાદ આપત. પરંતુ એ પ્રકારની હિંમત એણે બતાવેલી નથી એ હકીકતથી જ એ વિરોધીઓનું વિધાન તૂટી પડે છે. **ખરી વાત તો એ છે કે, જે કોઇ રાજપુરૂષ જે કોઇ કાર્યાર્થી પાસેથી લાંચરૂશ્વત મેળવે છે તે રાજપુરૂષ તેવા કાર્યાર્થીને થોડોઘણો લાભ પણ કરી આપે છે. પુરૂષોત્તમરાયજીને હાથે જે બધાં કામો થયલાં છે તેમાં કાર્યાર્થી પ્રજાજનોને લાભ થવાને બદલે એકંદર લાભ તો રાજ્યને જ થયલો છે એવું રાજ્યનાં દફતરો સ્પષ્ટ કહી આપે તેમ છે તેમ વળી 'કાઠિયાવાડ એજંસી તથા મુંબઇ સરકારનાં દફતરોથી** પણ આ વાત સિદ્ધ થઇ શકે તેમ છે જ. આમ હોઇને આપણે લેશમાત્ર પણ સંદિગ્ધ થયા વિના કહી શકીએ છીએ કે, **નુકસાન કરનાર ઇસમને નુકસાન વેઠનાર ઇસમ લાંચરૂશ્વત આપવાનો ઉત્સાહ ધરાવે એ વાત અમાન્ય જ ગણાશે.** આવી અદ્ભુત કથા રાજ્યપક્ષ કરી શકેલો તેનું કારણ એટલું જ કે, આ કામને ગજદ્વારીય કોટીનું ગણીને અંધબારણે ચલાવાયલું હતું, અને તેથી તે રાજ્યના બાહોશ વકીલોને સાર્વજનિક ટીકા કે ઘૃણાને પાત્ર થવાનો ભય ન હતો. મિ૦ હોલાંડ પણ આવી અનિષ્ટ કલ્પનાત્મક કથાને લીધે પોતાનો ખરો માર્ગ ચૂકી વહેમમાં પડી ગયલા હશે અગર તો એમને ઇરાદો પુરૂષોત્તમરાયજીને કાયમને માટે ગજદ્વારીય ક્ષેત્રમાંથી દૂર રખાવવાનો હશે તેથી તેમણે રાજ્યપક્ષને પૂર્વોક્ત પ્રકારનું વિધાન કરવા દીધેલું પણ હશે ? પોતાના દુશ્મનને અસાધ્ય દેખી હતાશ થનારા લોકો છેવટે ખૂન ન કરી શકે ત્યારે ખૂન કરનારને ગાળિપ્રદાન કરીને જે પ્રકારનો આત્મસંતોષ મેળવી લે છે તે પ્રકારનો આત્મસંતોષ રાજ્યપક્ષને થયો હોય તો ભલે, પરંતુ અમે તો એવા આત્મસંતોષને આત્મવિડંબના અગર તો આત્મકીર્તિની હત્યા જ ગણીશું. મતલબ કે, "મેશમ

રેંડાલ, ભાઈશંકર અને મંડળી" એ પુરુષોત્તમરાયજીવાળા આ કામને અયુક્ત માર્ગે લંબાવી લંબાવીને, ગુંચવાવી ગુંચળાવીને એટલું તો વિકૃત તથા તેના મૂળ લક્ષ્યથી સ્ખલિત કરી દીધેલું કે, એ કામ જૂનાગઢમાંની 'મોતીબાગમાની "મલગ્ધલવણી' અનુરૂપ બની ગયલું હતું. બે દાયકા સુધી તો પુરુષોત્તમરાયજી રાજ્યમાં એવું સ્થાન ભોગવી રહેલા કે તેમણે જો ધાર્યું હોત તો તેઓ દોઢ લાખ નહિ. પરંતુ તેથી ઘણી મ્હોટી રકમ સહેલાઈથી મેળવી શકેલા હોત; એટલું જ નહિ, પરંતુ, તેઓ પોતાની દીર્ઘદૃષ્ટિ તથા ઇતિહાસજ્ઞતાને બળે. પોતાની બધી મિલ્કત જૂનાગઢમાં જ ન રાખતાં પરદેશમાં રાખવાનો પ્રબંધ કર્યા વિના રહેત પણ નહિ. એમણે પોતાની મિલ્કતનો મ્હોટો ભાગ પરદેશમાં રાખવાની પધ્ધતિ સ્વીકારેલી હોત તો તેમને પોતાના ઉત્તરજીવનમાં જે પ્રકારે ધનસંકોચ ભોગવવો પડેલ છે તે ભોગવવાનો તેમને વારો આવત જ નહિ; એટલું જ નહિ. પરંતુ જૂનાગઢ રાજ્યે તેમને દોષિત ઠરાવેલા તે પછી તેમણે નિર્દોષ ઠરાવાને માટે જે અસાધારણ પરિશ્રમ ઉઠાવેલો છે તે ઉઠાવવાની બાબતે તેઓ ઉપેક્ષા સેવી રહેત તો તે પણ ચાલી શકત. પરંતુ ખરી વાત એ છે કે, પુરુષોત્તમરાયજીએ ધનાઢ્યતાને બદલે ચારિત્ર્ય શુચિતાના મહિમાને અધિકતમ પ્રિય અને યશસ્કર ગણેલો હતો, અને તેથી જ તેમણે નિર્દોષ ઠરવાને માટે ચૌદ વર્ષ સુધી ભેખ ધરીને તેમજ એક રીતે કહીએ તો 'વનવાસ વેઠીને' પણ ભગીરથ પ્રયાસ કરેલો છે. ખરેખર, પુરુષોત્તમરાયજીએ સ્વેચ્છાએ સ્વીકારી લીધેલ આ પ્રકારના ભેખની કથા સૌરાષ્ટ્રના ઇતિહાસમાં અમર થાય તેવી છે. સૌરાષ્ટ્ર એમના એ ભેખ બદલ અભિમાન ધરાવી શકે તેમ છે, અને વળી એ કથા એમને એક અનુકરણીય આદર્શપુરુષ તરીકે ગણાવી દેવાને સમર્થ પણ થઈ પડે તેવી છે. અંદરથી સજેલા બીજને ફૂટી શકવાને માટે ગમે તેટલાં સાધનો તેને પ્રાપ્ત થયલાં હોય તોપણ તે ફૂટી ઉગીને પોતાનું ઉન્નતમસ્તક દુનિયાને ચરણે ધરી શકતું નથી એ એક પ્રકૃતિસિધ્ધાંત છે. પુરુષોત્તમરાયજી જો જરાક પણ સજેલા હોત તો તેઓ, રાજ્ય તરફથી એક પછી એક કરાતા રહેલ દબાણને ઝીલવાની વાતને કોઈ એક ક્ષણે પણ મોકૂફ રાખી દઈને તપાસપંચના કામને તોડી પાડવા—અપૂર્ણ રાખી દેવા—ને કલ્યાણરાયજીએ આપેલ સલાહ પ્રમાણે અચૂક ઉપરાંત થાત જ. તિલમાત્રજેટલી અશુચિતા ગમે તેટલા સબળ દેખાતા માણસને ખરી કસોટીએ ચઢવાનો પ્રસંગ આવે છે ત્યારે બળહીન બનાવ્યા વિના રહેતી નથી જ. પુરુષોત્તમરાયજીએ ઝીલેલ રાજ્યપક્ષના આ પ્રકારને

આપણે રાજસ્થાનીય ઇતિહાસમા લગભગ અજોડ જ ગણવો પડશે સત્તાવીશ વર્ષો સુધી એક ચક્રે રાજ્યમા એકાધિકાર ભોગવી રહેલ રાજ્યમંત્રી આટલી નિર્ભયતાથી સિંહગર્જનાએ સામો પડકાર પોતાના સર્વ સાધનસંપન્ન વિરોધીઓને આપી પોતાની નિર્દોષતાને સિદ્ધ કરી આપવાને, પોતાની સાધન રહિત તથા વિપદ્ગ્રસ્તસ્થિતિ છતા, મેદાન પડે એ એક અસાધારણ અને ઇતિહાસાંકિત થવાને પાત્ર એવી ઘટના નથી શું ? વીશ વીશ વર્ષો સુધી જૂનાગઢ જેવા બહુવિધ મુશ્કેલીઓ ભરેલ રાજ્યના કાર્યભારને લગતી તમામ પ્રકારની જવાબદારી તથા ચિંતા સતત ભોગવી રહેલ આ અમાત્ય પાસેથી તેના પોતાના ઘરનો વેપારી હોય તેમ સંપૂર્ણ હિસાબ રૂપીઆ, આના, પાઈમા પદ્ધતિપૂર્વક માગવો એ નરી નિર્ઘૃણતા સિવાય અન્ય કંઈ હોય એમ અમે માનતા નથી, અને તે છતા પુરુષોત્તમરાયજી એવો હિસાબ દેવાને કટિબદ્ધ થયેલા એ હકીકત જ, એમને પોતાની ચારિત્ર્યશુદ્ધિ પરત્વે જે અતિ શ્રદ્ધા હતી તેને પ્રતિપાદિત કરનારી ગણાશે પોતે થોડોક પણ મેનો છે એવુ પોતાના મનમા સમજતા મનુષ્ય થોડોક પણ ઢીલો પડ્યા વિના રહેતો નથી

**અગીઆરમી વાત'**-આ તપાસપંચના કામે રાજ્યપક્ષે એક ભવાઇ ભજવી બતાવેલ પણ છે અને તેને લીધે જે કામ ગુપ્ત પ્રકારે ચાલતુ હોવાનુ મનાયતુ હતુ તે બધા લોકો જાણી શકે એવા રૂપમા મૂકાઇ ગયતુ પુરુષોત્તમરાયજીના ભાઇ નૃસિંહપ્રસાદે ઇ૦ સ૦ ૧૮૮૨મા મુંબઇથી જે પત્રો લખેલા તે બનાવટના વસ્તુ બનેલા છે નૃસિંહપ્રસાદ રાજ્યની નોકરીમા દાખલ થયા તે પછીની અને પૂર્વોક્ત પત્રોમાની તેમની સહીના અક્ષરોની જોડણીમા ફેર હતો તેથી પૂર્વોક્ત પત્રો પાછળથી બનાવાયેલા છે એવુ તહોમત પુરુષોત્તમરાયજી ઉપર મૂકવાનો પ્રયાસ રાજ્યના ચતુર વકીલોએ કરેલો હતો, અને વળી નૃસિંહપ્રસાદ હયાત ન હતા એટલે તેટલી તેમને અનુકૂળતા પણ મળેલી ! રાજ્યપક્ષે આ પ્રયાસ, પુરુષોત્તમરાયજી ચાલતે કામે કેટલાક કાગળો લઈ આવવા સારૂ રાજકોટ ગયેલા ત્યારે તેમની ગેરહાજરીમા થયેલો હતો, એટલે પુરુષોત્તમરાયજીને નૃસિંહપ્રસાદની જૂની હસ્તની સહીવાળા પત્રો લઇ આવવા માટે પાછા રાજકોટ જવાનો પ્રસંગ ન આવે એ હેતુથી રાજ્યે એક ખાસ આગગાડી (સ્પેશિયલ રેલ્વે ટ્રેન) તૈયાર કરાવીને રાજકોટ તરફ રવાના કરેલી, અને જો પુરુષોત્તમરાયજી માર્ગમા ભેળા થઈ જાય તો તેમને પાછા રાજકોટ લઇ જવાની અને ત્યાંથી પાછા લાવવાની રઢીએ ગાડી સાથે ગયેલ તેમને આ ..

દીધેલી પણ હતી. ગાડી તો એ પ્રમાણે રાજકોટને રસ્તે દોડતી થઈ ગઈ; પરંતુ ભાગ્યયોગે, એ ગાડી પુરુષોત્તમરાયજીને લઈને પાછી આવે તે પહેલાં તો, નૃસિંહપ્રસાદ પૂર્વકાળમાં જે હબે સહી કરતા હતા તે ઢબની સહીવાળાં બીજાં પત્રો જૂનાગઢમાંથી જ મળી આવેલાં હતાં; એટલે 'બનાવટી સહી' હોવાનું જે વિધાન રાજ્યપક્ષે કરેલું તે ખોટું પડતાં તેને પાછું ખેંચી લેવાની તેને જરૂર પડી ગઈ હતી ! પુરુષોત્તમરાયજી જૂનાગઢ જઈ પહોંચેલા તે પહેલાં જ આ પ્રહસનની એકાંકી નાટિકા આરંભાઈને સમાપ્ત પણ થઈ ગયેલી, અને તે લોકચર્ચાનો એક વિષય પણ થઈ પડેલી હતી. પુરુષોત્તમરાયજી ખુદ પૂર્વકાળમાં "પરસોત્તમરાય" અને પછીના સમયમાં "પુરુષોત્તમરાય" એમ સહી કરતા હતા તેથી રાજ્યપક્ષે એમની લગતી સહી ફેરવાળી કોઈ બાબત ગોતી કાઢી તેમને પોતાને "બનાવટી સહી કરનાર" તરીકે ઓળખાવવાનો પ્રયાસ ન કરેલો એ તેમની મ્હોટી કૃપા ગણાય !

ઉપર પ્રમાણે વિનાશ્રમે પુરુષોત્તમરાયજી અનપાશિત તો થયેલા, પરંતુ તેઓ એ પ્રમાણે દરેક પાશમાંથી મુક્ત થઈ જાય છે એ જોઈને રાજ્યપક્ષને પોતાનો પરાજય એટલ થઈ પડેલો હતો. એને તો કોઈપણ માર્ગે પુરુષોત્તમરાયજીને અપરાધી ગણાવી દઈને પોતાની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવાની હતી ! રાજ્યમાંથી પુરુષોત્તમરાયે નાણાં ઉચાપત કરેલાં નથી તો પછી તેમણે લાંચરૂશ્વત લીધી કેમ ન હોય ?! અને એમ પણ તેમણે કરેલું ન હોય, તો પછી તેઓ 'બનાવટી સહીવાળા પત્રો' તૈયાર કરાવનાર કેમ ન હોઈ શકે ?! પુરુષોત્તમરાયજી એવા તે કોણ કે જેમને કોઈપણ નિમિત્તે અપરાધી ઠરાવી ન શકાય ?! તેઓ અપરાધી તો ઠરવા જ જોઈએ ! આ પ્રકારની ભાવનાએ રાજ્યપક્ષને એક વાત સૂઝી આવેલી. અંગ્રેજી ભાષાના અપૂર્ણ જ્ઞાનને લીધે થયેલ સમજફેરથી કે અતિ લાંબી ગણાય તેવી જુબાની આપવામાં પડેલ અતિ પરિશ્રમથી આકુલિત થવાથી અગર તો કોઈ પ્રકારની ભ્રાંતિ થઈ આવ્યાથી પુરુષોત્તમરાયજીએ પોતાની જુબાનીમાં, નૃસિંહપ્રસાદે લખેલ પત્રો કે જે અનુપયોગી પણ હતા તે સંબંધે 'પત્રો નથી' એમ ભૂલથી કહી દીધેલું અને જે પરત્વે તેમણે તરત જ તે ભૂલ સુધરાવવાને પોતાના વકીલો મારફત વિધિપૂર્વક ખુલાસો પણ અદાલતને આપેલો તે હકીકતને રાજ્યપક્ષે મહોટું રૂપ આપવાનો પ્રયાસ કરી તેને એક મ્હોટા 'પ્રતિજ્ઞાભંગ' તરીકે ગણાવવાનો ઉદ્યમ કરી દીધેલો હતો, અને તેવા એ રાજ્યપક્ષના પ્રયત્નને મિ. લીલાકે પોતાના રાજદ્વારીય હેતુને

સફળ કરી લેવાને કામે ઉપયુક્ત ગણી લીધેલો પણ હતો ! માંડમાંડ જાળમાં સપડાયલું પંખી ઊડી જવું ન જોઈએ ! નવાઈની વાત તો એ છે કે, આવા પ્રકારના પ્રતિજ્ઞાભંગો તો રાજ્યપક્ષના બેરિસ્ટર મિ૦ સ્ટ્રેંગમેને તેમજ સોલિસિટર્સ ભાઈશંકરભાઈ વગેરેએ પોતાના ધંધાને અંગે સેંકડો વાર જોયલા હશે; છતાં તેઓ પુરૂષોત્તમરાયજીની શરતચૂકથી થયલ કહેવાતા ક્ષુલ્લક કોટીના પ્રતિજ્ઞાભંગને એક મ્હોટો અપરાધ ગણવા ગણાવવાને કૂદી પડેલા હતા ! આમ ફોજદારી કાયદામાં ઉચાપત વિશ્વાસભંગ, રાજદ્રોહ, પ્રતિજ્ઞાભંગ વગેરે જે મ્હોટા મ્હોટા ગુન્હાને ગણાવાયલ છે તે બધાય રાયજીસાહેબ ઉપર લાદવાના હેતુથી રાજ્યપક્ષ પોતાના વાદવૃક્ષની એક ડાળેથી બીજી ડાળ ઉપર એમ કૂદતો કૂદતો મર્કટક્રીડા કરી રહેલો હતો અને કોઈપણ પ્રકારનો નિશ્ચિત અપરાધ બતાવી શકતો ન હતો એટલે લોકોને તો એ બધી વાતો સાંભળવામાં તથા તે પરત્વે ચર્ચા ચલાવવામાં ઓર આનંદ પડતો રહેલો પણ ખરો. મતલબકે, રાજ્યપક્ષે જે એક મ્હોટામાં મ્હોટી દલીલ ગોતી કાઢેલી તે આ પ્રમાણે હતી:–"જો પુરૂષોત્તમરાયે રાજ્યનાં નાણાં ઉચાપત કરેલાં ન હોય, તો પછી તેમણે જે વધારે ખર્ચ કરેલ છે તે કરવા માટે જે નાણાં જોઈએ તે તેમણે કોઈ ગેરરસ્તે મેળવેલાં હોવાં જોઈએ, જો કે કયે ગેર રસ્તે તે અમે બતાવી શકતા નથી; અને તેથી અમે તેમને ભ્રષ્ટશીલ ગણીએ છીએ. અમે કહીએ છીએ કે, વારસામાં તેમને બીલકુલ પૈસો મળેલો નથી અને જો મળેલ હોય તો અમે જેટલો કબૂલ રાખીએ તેટલો જ (મળેલો છે), અને તે છતાં જો તેઓ એમ કહેતા હોય કે, મને વારસામા પૈસો મળેલ છે તો તેઓ જૂઠા છે !" કેવું સુંદર અને સબળ વિધાન ! અને વળી કેવી વજુદવાળી રાજ્યપક્ષની દલીલ ! 'અમે સાબીતી આપી શકતા નથી, પણ અમે જે બોલીએ છીએ તે જ સાચું, અને પુરૂષોત્તમરાયજી ગમે તેટલો પુરાવો આપે તોપણ તે જૂઠા':–આવી દલીલ રાજ્યપક્ષ કરે અને મિ૦ હોલાડ તે સાંભળે અને (બનતે રાજદ્વારીય કારણે) પોતાના મનમા ઊતારે એ પણ એક આ સુધરેલ ગણાવાતા યુગની નવાઈજ ગણાશે. પોતાને તથા પોતાના મદદકારીઓને ખૂબખૂબ સારું મહેનતાણું આપનાર મિ૦ રેંડોલ જેવા બ્રિટિશ વાલી–વહીવટદારને થોડોક પણ સંતોષ આપવા માટે મિ૦ સ્ટ્રેંગમેન જેવા મુંબઈ સરકારના 'એડવોકેટ જનરલ' આવી દલીલ કરે, તો પછી ન્યાય બિચારો ગુંગળાઈ મરે તેમાં શું આશ્ચર્ય ?

સંક્ષેપમાં કહીએ તો, આ તપાસપંચે આવશ્યક બધા મુદ્દાઓ અગાઉથી

નિશ્ચિત કરીને કામ કરેલું નથી. પોતાના પગ તળેની રેતી જેમ જેમ સરતી-ખસતી ગયલી છે તેમ તેમ ન્યાયને નામે મદદ કરનારા હોવાનું અભિમાન ધરાવનાર રાજ્યના ધારાશાસ્ત્રી તથા તેમના સાથીઓ એક ઠેકાણેથી કૂદીને બીજે ઠેકાણે પોતાના અસ્થિર પગને ખોડી દેવાને યત્ન કરી રહેલા હતા અને વળી **આ કામનો પ્રકાર ન હતો ફોજદારી કે ન હતો દીવાની. પરંતુ જે હતો તે રાજદ્વારીય હતો એટલે મિ૦ હોલાંડે રાજ્યપક્ષને ફાવે તેમ વર્તવાની છૂટ પણ આપેલી હતી !** એમ પણ અમારે મખેદ કહેવું પડે છે. અમારા આ લેખના વાચકને અમે ફરીવાર યાદ આપીએ છીએ કે, દિલ્હી સરકારે પુરૂષોત્તમરાયજીના ચારિત્ર્યની પરીક્ષા કરી તે પરત્વે નિવેદન કરવાને તપાસપંચ નિયુક્ત કરેલું ન હતું. પરંતુ કેવળ પુરૂષોત્તમરાયજી સામેના ઈ૦ સ૦ ૧૯૦૬વાળા તહોમત પરત્વે જ કાર્યશોધન કરવાને સ્પષ્ટ આજ્ઞા કરેલી હતી. છતાં રાજદ્વારીય શિષ્ટાચારનો ભંગ ન થાય તેટલા ખાતરે જુનાગઢ રાજ્યને મિ૦ હોલાંડની નોકરી ઉછીની આપીને આ કામનું પરિશોધન એ સરકારે કરાવ્યું તેનો લાભ મિ૦ રેડોલે લીધેલો છે, અને મિ૦ હોલાંડે એક ઉછીના પરંતુ રાજ્યના બનેલા નોકરતરીકે જે પ્રકારની રાજ્યસેવા કરવી જોઇએ તે કરી બતાવીને, ઈ૦ સ૦ ૧૯૦૬ની સાલમાં આ કામે બનેલ કાર્ય-શોધકોને પગલે ચાલીને કેટલેક અંશે પોતાનું કામ કરેલું પણ છે !

-

**બારમી વાતઃ**- આ તપાસપંચે કરેલ આખાય કામનો સવિસ્તર વૃત્તાંત અમે અત્ર આપી શકીએ તેમ નથી; કારણ કે તેમ કરવા જતા તો ગ્રંથાવલિ રચવી પડે તેમ છે તથાપિ આ કામે જે મહત્ત્વના સાક્ષીઓ તપાસાયલા છે તેમની જુબાનીઓનો સાર તથા તેની તથ્યાતથ્યતા અમે અત્ર નિર્દિષ્ટ ન કરીએ તો આ પ્રકરણ અપૂર્ણ જ ગણાય 'જો કે બહાઉદીનભાઇ ખરેખરા નવાબ હતા તોપણ પુરૂષોત્તમરાય તેમનું મગજ હતા'.- એવા સંભ્રામક શબ્દોથી રાજ્યપક્ષના વિદ્વાન ધારાશાસ્ત્રીએ આ કામનું વિચિત્ર મંગલાચરણ કરેલું છે, અને એ મંગલાચરણને અનુરૂપ જ તેની સમાપ્તિ પણ કરેલી છે ! રાજ્યપક્ષે કરેલ આ વિધાનને કદાપિ આપણે અંશત પણ કબૂલ રાખીએ, તો પછી એવો સવાલ ઉપસ્થિત થાય છે કે, પુરૂષોત્તમરાયજીએ પોતાની પંદર વર્ષની ઉમ્મરેથી વઝીર સાહેબને પોતાનું મગજ ધીરવા માંડેલું હોય તો પછી તે પહેલાના વર્ષોમા વઝીર સાહેબે મગજ વિનાના રહીને રાજ્યકાર્યભાર પોતાને માથે ઉપાડી રાખેલો હશે શું ? તોપણ, ચાલો, દલીલ ખાતર પુરૂષોત્તમરાયજીને

બહાઉદ્દીનભાઇના મગજ રુપે કલ્પી લઇએ; તો પછી બીજો પ્રશ્ન આ ઊઠે છેઃ- 'દીવાન ઇન્દ્રિામભાઈ તથા દીવાન ચુનીલાલભાઇઃ એ ઉભયે પણ પોતાનાં મગજ વઝીરને ધીરેલાં ન હોય શું ? અગર જો તેમણે તે પ્રમાણે ધીરેલ ન હોય તો પછી શું તેમણે પણ રાવજી સાહેબનું મગજ ઉછીનું લઇને રાજ્યકાર્યો કરેલાં હશે ?' આ પ્રશ્નો જવાબ માગે તેવા છે; કારણ કે એ બંને દીવાનો બ્રિટિશ સરકારની દૃષ્ટિએ પણ બાહોશ અને સ્વતંત્ર પ્રકૃતિના હતા; એટલું જ નહિ, પરંતુ વઝીર તથા પુરૂષોત્તમરાયજીથી રમાડાય તેમ રમવાને માટે તેઓ બે કે તેથી વધારે વાર, પગારની ખાતર રમવાને જૂનાગઢ રાજ્યની નોકરીમાં આવે એવા તેઓ ઉદરંભરિ પણ ન હતા.

હવે આપણે તપાસપંચ સમક્ષ તપાસાયલ ઉભય પક્ષના કેટલાક મુદ્દાના સાક્ષીઓના કથનોની સંક્ષેપમા સટીક સમાલોચના કરી લેશું.

**પહેલા સાક્ષી** તરીકે રાજ્યપક્ષે અમદાવાદના નાગર ગૃહસ્થ અને જૂનાગઢ રાજ્યના તે સમયના નોકર કૃષ્ણલાલ ધ્રુવને ખાસ રજુ કરવાનો કારસો રચાયલો હતો. આ ગૃહસ્થ દીવાન ચુનીલાલજીના જમાઇ તરીકે રાજ્યની નોકરીમાં દાખલ થઈ શકેલા અને તેમણે બહારખલાં-નિર્ણાયક ખાતામાં કર્નલ રીવીના શિરસ્તેદાર તરીકે સારું કામ કરેલું એટલે તેમની કદર કરીને રાજ્યે તેમને નાના પણ એક ( રોકડ ) ઇનામદાર બનાવેલા હતા. બ્રિટિશ વાલી-વહીવટના સમયમાં તેઓ મ્હોટા પગારવાળી નોકરી મેળવી શકેલા પણ ખરા. પુરૂષોત્તમરાયજીની લાગવગથી નાગરો રાજ્યની નોકરીમાં ભરાતા એવું તથા રાયજી સાહેબના થોડાક સગાઓની જે નામાવલિ રાજ્યપક્ષે તૈયાર કરી રાખેલ તે તેમને બતાવીને તે નાગરો રાવજી સાહેબના સગાઓ છે એમ પણ તેમને સુખેથી કહેવરાવવું હતું. જૂનાગઢની પ્રજામાં નાગરો સૌથી વધારે ભણેલા હતા એ વાત કૃષ્ણલાલે ઉલટ તપાસમા કબૂલેલી. રાયજી સાહેબના સગાઓનાં જે નામો તેમને બતાવવામાં આવેલ તે બધા અર્વાચીન કેળવણી પામેલ પદવીધરો છે એ વાત પણ તેમણે સ્વીકારેલી. રાયજીસાહેબ ગામમાં ન હોય ત્યારે દીવાન વઝીરને મળવા એકલા જતા નહિ એવું કહેવાને તેઓ તૈયાર ન થયલા. નાગરો સિવાયના બીજી અનેક જાતિ જ્ઞાતિના પદવીધરો રાજ્યની નોકરીમાં હતા તે રાજ્યપક્ષના જાણવામાં હતું છતાં તે વાત રાજ્યપક્ષે દાબી રાખીને કેવળ નાગર ભણેલાઓને આગળ ધરેલા એ હકીકત જે બ્રિટિશ સરકારની

નાગર વિરોધી રાજનીતિને પ્રતિપાદિત કરનારી છે આવા અપ્રાસંગિક મુદ્દાને મિ હોલાડે અદાલતમા આણ્યા હશે તે ઘણે ભાગે મેજર કાર્નેગી તથા મિ ફ્રિયનના કથનોને પુષ્ટિ અપાવવાને કારણે હશે એવુ અનુમાન કરી શકાય છે. આ મર્મશોધન અંગે આરભમા થયેલ આ જુબાનીને ગણેશ સ્થાપના ગણવી કે રાહુસ્થાપના એ સંબંધે અમારા આ લેખના પાઠકે જ નિર્ણય કરી લેવાનો છે.

બીજા સાક્ષીનુ નામ નથુભાઈ મુબારકભાઈ સીદી છે નવાબ સાહેબોના ખાનગી તોપાખાનાના ચોકિયાતો પૈકી આ નથુ સીદી એક અભણ ચોકિયાત હતો છતા તેને રાજ્યપક્ષે કોણ જાણે ક્યારે 'તપાસણી' નો હોદ્દો આપી દીધેલો ! કદાચિત આ કામ પુરતો જ એવો હોદ્દો તેને અપાયેલ પણ હોય વિચિત્ર હકીકત તો એ છે કે, બાહઉદ્દીનભાઈએ ઇ० સ० ૧૮૧૧માથી રાજ્યનો હિસાબ તપાસવા માંડેલો ત્યારથી તે ઠેઠ મિ० હોલાડે ઇ० સ० ૧૦૧૭મા આ કામ હાથ ધર્યુ ત્યાં સુધીમા આ કુશળ હિસાબ તપાસનીસને આ નથુભાઈ જેવા (પથ્થરતુલ્ય અનાવડી) તોપચી (?) ને બોલાવી તપાસવાની બીલકુલ જરૂર પડેલી નહિ ! 'નવાબ સાહેબ બહાદુરખાનજીનુ અવસાન થયા પછી ચાર દિવસે નથુ કરપારામ અમરજીભાઇ તથા તોપખાનાના ઉપરિ મહમદખાન એ ત્રણે સાથે આવેલા અને મહમદખાને એ ખાનગી ખજાનાની કુચીઓ માગેલી તે મે તેમને સોંપેલી' એમ આ નથુભાઈએ કહેલુ છે પરતુ રાજ્યપક્ષના પાચમા સાક્ષી નથુ કરપારામે (કે જેનુ સ્થાન જૂનાગઢના મહાજનમાં પણ ઘણુ ઉચુ હતુ જ તેણે) એ નથુભાઇ સીદીને જૂઠા પાડનારુ કથન કરેલું છે નથુ કરપારામના કહ્યા પ્રમાણે તો કુરજી સુતાર અને અમરજીભાઈને તે પોતે પોતાની ઘેલછાને નથુ સીદી પાસેથી એ ખજાનાની કુચી લેવાને ગયેલ અને એ પ્રમાણે કુચીઓ મેળવીને તેમણે પોતે નો' નહિ, પરંતુ અમરજીભાઇ કે જેઓ 'નાયબ' સાથે સારો સંબંધ ધરાવતા હતા તેમણે એ કુચીઓ વઝીર સાહેબને સોંપી દીધેલી હતી ! નથુભાઈનુ આ કથન પ્રથમ દર્શને જ ગોઠવાયેલુ દેખાઈ આવે છે: કારણ કે આ કથનમા અમરજીભાઈનો 'નાયબ' સાથેનો સબંધ કહી બતાવવાની જરૂર જણાયેલ હતી આપણે અહી જે વાત લક્ષમા લેવાની છે તે એ કે, નથુ સીદીએ કુચીઓ મહમદખાનને સોંપેલી એમ કહેલુ છે ત્યારે આ શેઠ નથુભાઈ કરપારામ મહમદખાનની ગેરહાજરી બતાવે છે, કુરજી સુતાર હોવાની વાત કરે છે અને કુચીઓ પોતે વઝીર સાહેબના કારભારી

તરીકે લેવા ગયલ છતાં તે કુંચીઓ તેઓ પોતે લઈ જતા નથી, પરંતુ અમરજીભાઈ મારફત વઝીર સાહેબને મોકલેલ છે! આમ આ બંને નથુભાઈઓ પરસ્પર વિરોધી વચનો કહી રહેલા છે. ત્યારે પાછળથી અદાલતના સાક્ષી તરીકે બોલાવાયલ અ૦ રણજીભાઈ એ બંનેને ખોટા પાડતાં આ પ્રમાણે કહે છે:— 'બહાદુરખાનજીના અવસાન પછી હું કોઈ દિવસ રાજમહાલયે ગયો નથી. બહાદુરખાનજી રાજમહાલયમાં ખાનગી ખજાનો રાખતા હતા તે વાત હું જાણતો નથી. × × × × બહાદુરખાનજીના મરણ પછી આ નાણાં બહાદુરખાનજીનાં છે એવું કહીને મેં કોઈ પણ નાણાં કોઈ દિવસ બહાઉદીનને આપેલાં નથી' નથુ સીદી એક ચોકિયાત ફક્ત છે; નથુભાઈ કરપારામ વઝીર સાહેબના ગૃહકાર્યભારી છે; અને અમરજીભાઈ ત્રણ પેઢીના નોકર બહાદુરખાનજીને તેમની બાળઅવસ્થામાંથી સાચવનાર અને પછીથી તેમના કંઠ પ્રાણ જેવા બની રહેલ કુટુંબ કાર્યભારી બનેલા છે. આ ત્રણે સંબંધે જો સોરઠની તમામ પ્રજાનો અભિપ્રાય લેવામાં આવ્યો હોત અને હજુ પણ આવે, તો અમરજીભાઈની સુકીર્તિત સાધુચરિતતાને એક તિલમાત્ર જેટલો નામનો પણ ડાઘ લગાડવાને એક પણ ઈસમ તયાર દેખાયો ન હોત કે તયાર થાય પણ નહિ. અમને સ્પષ્ટ દેખાય છે કે વઝીર બહાઉદીન નાગરોની મદદથી જ રાજ્યકાર્યભાર વહી રહેલ એવું જે વિધાન જે રાજ્યપક્ષે કરેલું અને બ્રિટિશ સરકારનો જે વિધાન સાચું ઠરાવી દેવાનો ઇરાદો હતો તે વિધાનને સિદ્ધ કરવાના હેતુથી જ, કુંચી મેળવવાની બાબતે ગેરહાજર રહેલ અમરજીભાઈનું નામ, એ કુંચી મેળવનારાઓ ભેગું સડોવી લેવાયલું છે. બ્રિટિશ વાલી–વહીવટના વારામાં આ નથુ સીદી જેવા 'લખતાં વાંચતાં કે આંકડા ઉકેલવાનું ન જાણનાર એક પહેરેગીર વર્ગના આદમીને 'તોપકચીનું' પદ અપાય એ જેમ એક આશ્ચર્યકારક ઘટના છે તેમ તે શંકનીય હકીકત પણ છે ! આ નથુ સીદી, બહાદુરખાનજીના દેહાંત પછી નવાબ રસુલખાનજીની તહેનાતમાં એક ચોકિયાત રૂપે ગોઠવાયલ, અને તે વખતે પણ જો કે તેણે ખાનગી ખજાનાની કુંચીઓ સંભાળવાનું કામ કરેલું છે, તોપણ તે કામ, તેણે ઉલટતપાસમા કબૂલ કરેલ છે તે પ્રમાણે, 'હજુર સેક્રેટરી' બક્ષી છોટાલાલજીની દેખરેખ નીચે રહીને જ કરેલું છે. અર્થાત નથુ સીદી કોઇપણ નવાબ સાહેબની હયાતીમાં સ્વતંત્ર અમલદાર હતો જ નહિ. આવા સાચાબોલા ગણાવાયલ નથુ સીદીએ કહેલું છે તે મુજબ બહાદુરખાનજીના દેહાંત કાળે તેમના ખાનગી ખજાનામાં સાત લાખ કોરી તથા આશરે પચાશ હજાર રૂપીઆની રકમ હતી; એમના કહ્યા પ્રમાણે એ બધાં નાણાં

વઝીર સાહેબને કબ્જે ગયલાં અને એને પોતાને રસુલખાનજીની તહેનાતમાં જવાનું થયલું ત્યારે તેણે તે નાણાં સંબંધે પોતાના નવા સ્વામી રસુલખાનજીને લેશ પણ વાત ન કરવાનું ઉચિત ધારીને જરેજરી વફાદારી બતાવી દીધેલી હતી આટલું જ નહિ, પરંતુ છેક ઈ૦ સ૦ ૧૯૧૭માં મિ૦ હોલાંડે રાયજી સાહેબ વાળા કામનો આરંભ કરેલો ત્યાં સુધી પણ આ નથુ સીદીએ રાજ્ય હિતાર્થે એ શુભ થયલ કહેવાયલ નાણાં પરત્વે બનેલ હકીકતને ગુપ્ત રાખીને પોતાના કહેવાયલા "તોષકચીપણાને" શોભાવી દીધેલું પણ હતું ! આવા આ નીમકહરામ જેવા દેખાતા નર્યું સીદીના કથા પ્રમાણે, દરેક પેટીમાં પાંચ પાંચ હજાર કોરી ભરેલી એક એક થેલી એવી વીશ થેલીઓ મૂકાયલી અને એવી સાત પેટીઓમાં કુલ સાત લાખ કોરી હતી! પરંતુ ઉલટ તપાસમાં આ "તોષકચી" સાહેબે, એ પેટીઓ ભરેલી જ હતી એમ સોગન ઉપર કહેવાની બાબતે પોતાની અશક્તિ જણાવેલી છે ! એક પહેરેગીર ખજનામાંના દ્રવ્યને લગતી બધી ઝીણી ઝીણી બાબતોની માહિતી ધરાવે એ શું નવાઈ નથી ? વળી તેમણે એમ પણ કબૂલ કરેલું છે કે, છેવટે જ્યારે પાંચસો કોરી કઢાયલી હતી ત્યારે કોઇએ શીલક કેટલી છે તે પણ ગણી કાઢેલ ન હતું પૂર્વનિર્દિષ્ટ કોરીઓવાળી એકસો ચાળીશ થેલીઓ ઉપાડી લઇ જવાને કામે જે મજુરો રોકેલા હશે અને એમને ખસેડવામાં જેટલો વખત લાગ્યો હશે તે વાતનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આ આખી કથા એક શુધ્ધ બનાવટ જેવી દેખાઇ આવે છે; કારણ કે, નવાબ રસુલખાનજી રાજમહાલયમાં હતા તેઓને તે વાતની ખબર ન પડે, મજુરો ગામમાં એ સંબંધે કોઇને પણ વાત ન કરે, અને લોકો એ પ્રમાણે સરાતી ગયલ થેલીઓને ન દેખે એ બધી વાત નરી અસંભવિત જ છે. આ છતાં આવા પ્રથમ દર્શને જ સાવ અવિશ્વસનીય ગણાય તેવા સાક્ષી નથુ સીદીને, આવા મહત્વપૂર્ણ કામે મિ૦ હોલાંડ જેવો કાર્યશોધક શ્રેષ્ઠતમ શ્રધ્ધેય ગૃહસ્થ તરીકે ગણે એ ઘટના ખરેખર આશ્ચર્યકારક જ છે, અને તે તેવી છે એટલે તેને શ્રધ્ધેય ગણવામાં મિ૦ હોલાંડે પોતાની રાજદ્વારીય બુધ્ધિનો ઉપયોગ નથી કરેલ એમ કહી શકાતું પણ નથી.

બીજા સાક્ષી રાજ્યના જમાદાર આઝમમીયાં હતા. તેમણે ગયજી સાહેબના વારામાં પ્રથમ "આસિસ્ટંટ સુપરિન્ટેન્ડેન્ટ ઓફ પોલિસ" તરીકે અને પાછળથી 'ઇમ્પીરીઅલ સર્વિસના' મુખી તરીકે રાજ્યની નોકરી કરેલી હતી. પુરુષોત્તમરાયજીને પ્રથમથી જ તેઓ ઓળખતા હતા. "ઇમ્પીરીઅલ સર્વિસના"

સરદાર વઝીર બહાઉદ્દીનભાઈ હોઇ આ આઝમમીયાને વઝીર પાસે જવું પડતું, એટલે એ વઝીર સાહેબ એમને જે કાઇ કહેવા જેવું હોય તે રાયજી કને જઇ કહેવાનુ સૂચવતા, આઝમમીયા ખુદે કહેલુ છે તે પ્રમાણે, તેઓ જ્યારે રાયજી સાહેબ પાસે જતા ત્યારે રાયજીસાહેબ તેમને આ મુજબ દોરવણી આપતા "×× હિસાબને લગતી બાબત એટલે કે ખર્ચખાતા સબંધે વાત હોય તો દીવાન દફતરને લખી જણાવવું, અને "કમાડર-ઇન-ચીફ"ને લગતી હકીકત હોય, તો તેમની મજુરી મેળવવા માટે તેમને લખી જણાવવું." વળી આ સાક્ષીએ જણાવેલુ કે, "બજેટ રાયજી સાહેબ તૈયાર કરતા અને તેમા જેમની ભલામણ હું કરતો તેમને તેઓ ઇજાફો આપતા હતા, અને તે પરત્વે છેલ્લી મજુરી વઝીર સાહેબની લેવી પડતી" આ ઉપરાત આ આઝમમીયાએ આ પ્રમાણે લખાવેલુ પણ છે-"(નડિયાદવાસી સાક્ષર) છગનલાલ પંડ્યા વઝીર સાહેબના મર્યકર (સેક્રેટરી) તરીકે 'ઇમ્પીરીઅલ લેસર્સનુ' દફતર રાખતા હતા, જેમની ભલામણ કરાઇ ન હોય તેવા કોઇને 'બજેટમા' પુરુષોત્તમરાયજી પગાર વધારો કરી આપતા નહિ, અને દીવાન (ચુનીલાલજી) માત્ર એક પૂતળુ હતા એમ હું કહેતો પણ નથી"

આઝમમીયાએ કરેલ કથન પુરુષોત્તમરાયજીને એક શુધ્ધ શાસનપ્રબધ પાલક સિવાય બીજી કોઇના દેખાડતુ નથી, એટલુ જ નહિ, પરતુ વઝીર ખુદ કેટલા વિધિપૂજક હતા એ પણ આ જુબાનીથી સમજાઇ આવે છે મિ૰ હોલાડે આ જુબાનીની ખાસ નોધ લેવી જોઇતી હતી એમ અમને લાગે છે

ચોથા સાક્ષી મણિશકર રાજારામ ત્રિવેદી હતા, અને તેઓ બ્રિટિશ વાલી-રીજટદારના સમયમા 'એજંસીમાથી' રાજના 'ચીફ એમાઉટટ'નીમાઇને આવેલા હતા એટલે તેઓ મિ૰ રેડોલના એક વિશ્વાસપાત્ર સહકારી અમલદાર બની રહેલા ઈ સ ૧૯૧૭ના ઓકટોબરની ઓગણીશમી તારીખે મિ હોલાડે કાર્યશોધનનો આરભ કરેલો તે પહેલા ફકત ત્રણ જ દિવસ અગાઉ, પૂર્વોક્ત 'નથુભાઇ મુબારકભાઇ સીદી'ને બોલાવીને મોહોબતખાનજી તથા બહાદુરખાનજીની બિમારી સમયે એ બને નવાબોએ પોતાની પાછળ રોકડ નાણા મૂકેલા કે નહિ એ સબધે પૂછવાનુ આ ન૰ મણિશકરને એમએક રુકી આવેલ હતુ! આ નથુ સીદી મણીશકરના તાબામા નોકર હતો, છતા ઇ સ ૧૯૧૧થી ૧૯૧૭ સુધીમા બ્રિટિશ વાલી-વહીવટદારના આ મુખ્ય હિસાબી અધિકારીને

પોતાના જ તાબાના નથુ સીદી જેનેથી પૂર્વોક્ત પ્રકારની પૃચ્છા કરવાનું કોઈ દિવસ પણ મન ન થયનું એ હકીકત સૂચક જ છે. રા૦ મણિશંકરે લખાવ્યું છે તે પ્રમાણે નથુ સીદીએ બહાદુરખાનજીના ખાનગી ખજાનામાં ૭ લાખ કોરી વગેરે હોવાની વાત તેમને પોતાને કરેલી હતી, અને તે ઉપરથી તેમણે હિસાબી દફતરના તથા વઝીરના ચોપડા જોયેલા પણ ખરા. પરંતુ તેમાં એ રકમ દેખાયેલી નહિ, એટલે એ બધી હકીકત એમણે મિ. રેનોલ્ડસની આજ્ઞાથી રા૦ બાપાશંકરને લખી જણાવેલી પણ ખરી. આમ થયું એટલે, રા૦ મણિશંકર કહે છે કે રા૦ બાપાશંકરે એ સીદીને બોલાવીને તેના કથનને નોંધી લીધેલું હતું. નવાઈની વાત એ છે કે, નવાબોના લેણદેણના વ્યવહારો ટંકશાળ સાથે થતા રહેતા એ વાત રા૦ બાપાશંકર તેમજ મણિશંકરના જાણવામાં હતી અને હોવી જ જોઈએ તે છતાં આ રકમ પરત્વે એ ખાતાના ચોપડા જોવાનું મન તે ઉભયને થઈ આવેલું નહિ! બીજી એક ઘણીજ રહસ્યપૂર્ણ, અને અલ્પબુદ્ધિવાળાને પણ શંકિત કરે તેવી એક ઘટના પણ આ કાર્યશોધનને પ્રસંગે પ્રકાશમાં આવેલી છે. મહોટા તોષાખાના અંગે થતા રહેતા રોજકામોના કાગળોનું એક જુથ પહેલેથી તોષાખાનામાં જ રખાતું હતું. આ જુથ ઈ૦ સ૦ ૧૯૧૨માં રા૦ બાપાશંકરે જોયેલું પણ હતું, પરંતુ રાજ્યનું તોષાખાનું સંભાળનાર રા૦ મણિશંકર જેવા જવાબદાર અમલદારે તે જુથ જોયેલું પણ નહિ! તેમ વળી ઈ૦ સ૦ ૧૯૧૧માં રાજ્યસેવામાંથી મુક્ત કરાયેલા જૂના હિસાબી અધિકારીએ એ જુથ તથા તે સાથે તોષાખાતાને લગતી 'બોડાખાતાની ચોપડી' બ્રિટિશ વાલી વહીવટદારના મદદનીશ રા૦ તાબેને સોંપેલી છતાં રા૦ તાબેએ તે બંને વસ્તુઓ નવા હિસાબી અધિકારી રા૦ મણિશંકરને, તોષાખાનામાંના નાણાંનો મેળ કરી લેવાને કામે સોંપવાનું ઉચિત પણ ન ધાર્યું! મણિશંકરે લખાવેલું છે કે, પૂર્વોક્ત બંને વસ્તુઓ તા૦ ૧૪-૪-૧૨ને રોજ રા૦ બાપાશંકરના કારકૂન કામેશ્વર જેરામને સોંપાઈ હતી અને તા૦ ૧૫-૭-૧૪ ને રોજ પૂર્વોક્ત બે વસ્તુઓ, રા૦ મણિશંકરને એ વસ્તુઓ સબંધે જે કહે છે તો જવાબ બ્રિટિશ વાલી-વહીવટદાર તરફથી મળેલ તે પ્રમાણે રા૦ બાપાશંકરની મહોરવાળી પેટીમાંથી મળી આવેલી હતી! રા૦ બાપાશંકરની મોહોરવાળી પેટીમાંથી રા૦ બાપાશંકરે ખુદ કાઢી આપેલ કે બીજા કોઈએ એ મહોર છતાં કાઢી આપેલી તે સબંધે આ મણિશંકરની જુબાનીમાંથી કાંઈ જણાતું નથી! ફક્ત એટલું જણાય છે કે એ બે વસ્તુઓ મણિશંકરની ઓફિસે ઈ૦ સ૦ ૧૯૧૪ના જુલાઈમાં પહોંચેલી હતી અને ત્યાંથી તે બન્ને

વસ્તુઓ ગમે તે માર્ગે તથા ગમે તે વખતે ગુમ પણ થઇ ગયલી હતી! નવાઇની વાત એ છે કે, રા૦ મણિશંકરે પૂર્વોક્ત વસ્તુઓને અનુપકારક જેવી ગણીને તેમને સુરક્ષિત રખાવવાની વ્યવસ્થા કરેલી નહિ અને એ ગુમ થઇ તેની ખબર પણ તેમને છેક આ કાર્યશોધનને પ્રસંગેજ પહોંચી હતી! આ વસ્તુઓ ગુમ થયાની બાબતે કોઇ ઉપર વહેમ લાવી શકાતો નથી, એમ પણ રા૦ મણિશંકરે લખાવેલું છે! રા૦ મણિશંકરની જુબાનીમાંથી તરી નીકળતી આ બધી ઘટના હરકોઇ પૂર્વગ્રહ વિનાના સામાન્ય મનુષ્યને અનેક પ્રકારની કુશંકા ઉત્પન્ન કરાવે તેવી છે એમ અમને તો લાગે છે. જૂનાગઢ જેવા રાજ્યમાં વર્ષોથી સંચિત કરાતા રહેલ દ્રવ્યનું સાકલ્ય સર્વથા બતાવી આપનાર આ મુદ્દાનું 'રોજકામોના કાગળોનુ જુથ' ગુમ થાય એ હકીકત, ખરેખર બ્રિટિશ વાલી-વહીવટદાર તથા તેમના સહકારીઓને અનિષ્ટ કોટીમાં મૂકાવનારી ગણાશે. પોતાની કચેરીના કોઇપણ માણસ ઉપર વહેમ લાવવાને પ્રેરાયલા નથી એવું પણ તેમનાં કથનોમાંથી વિવક્ષિત થઇ આવ્યા વિના રહેતું નથી.

આ જુબાનીમાંથી જે ઘણીજ ગંભીર તથા મહત્ત્વપૂર્ણ તથા અનેક તર્કો કરાવે તેવી જે હકીકત તરી નીસરે છે તે એ કે, રોજકામોના જુથને અભાવે રાજ્યપક્ષ ગમે તેટલી રકમને તોષાખાનામાંથી ગુમ થયલી ગણાવવા ધારે તો તેમ કરવાને તેને મોકળાશ મળી ગયલી હતી અને પુરૂષોત્તમરાયજીનો પક્ષ રાજ્યપક્ષના વાદનું ખંડન કરી ન શકે એવા સંયોગમાં મૂકાઇ ગયલો પણ ખરો. વળી આ રોજકામોના જુથ પરત્વે રાજ્યના તોષકચી મહમદખાને મિ૦ રોબર્ટસન સમક્ષ ઇ૦ સ૦ ૧૯૧૨માં ૨૫૯૯ એમ પણ કહેલું કે, તોષાખાનામાંથી જે કોઇ રકમ ઊપાડાયલ હોય તે અચૂક રોજકામમાં દાખલ હોયજ. આમ હોઇને આ મહંમદખાનને રાજ્યપક્ષે "વિરોધી" ગણાવી દઇને આ કાર્યશોધનને પ્રસંગે સાક્ષી તરીકે બોલાવવાની બાબતને હાનિકારક ગણેલી હોય એમ પણ સમજાઇ આવે છે. મિ૦ હોલાંડે જેમ અમરજીભાઇને અદાલતના સાક્ષી તરીકે બોલાવેલ તેમ જો મહંમદખાનજીને પણ બોલાવવાની બાબતે "રાજદ્વારીય દૃષ્ટિને" દૂર રાખેલી હોત તો તે અધિક ન્યાયપુરઃસર હકીકત ગણાત. પરંતુ જ્યાં વઝીર બહાઉદ્દીનને અપરાધી અને તેના પેટામાં પુરૂષોત્તમરાયજીને શિથિલ ચારિત્ર્યવાળા ગણાવવાનો પૂર્વનિર્ણય કરી રખાયલ હોય ત્યાં વધારે ઉંડી તપાસ કરવાને મિ૦ હોલાંડ પ્રવૃત્ત ન થાય એ એમની દૃષ્ટિએ ઉચિતજ હતું. આવું આ "રોજકામોના કાગળોનું જુથ" તથા "હિસાબની

"ચોપડી" ગુમ થાય, તો રાજ્યદ્રવ્યનું અપહરણ થવાનો સંભવ હરકોઈ માણસ કલ્પી શકે, એમ અમે આ સ્થળે કહીએ તો તે અનુચિત ગણાશે નહિ.

**પાંચમા સાક્ષી** 'નથુભાઈ કરપારામ જૂના વણિક ગૃહસ્થ તથા વઝીર બહાઉદ્દીનભાઈના "પુત્રવત્" ગૃહકાર્યભારી હતા. વઝીર સાહેબનાં નાણાં માત્રની વ્યવસ્થા તેમને હસ્તક હતી. નવાબ રસુલખાનજીના ખજાનાના રૂપીઆ આઠ લાખ ગુમ થયલ કલ્પીને રા૦ બાપાશંકર સોલિસિટરે આ નથુભાઈને જવાબદાર ગણેલા હતા, અને વઝીર સાહેબ સામે તેમનો ઉપયોગ કરવાને તેમનાં ઘરબાર ઉપર જપ્તી મૂકી તેમના ઉપર દેખરેખ રાખવાને "પોલિસ" ગોઠવણ પણ કરવામાં આવેલ. આ નથુભાઈ સમગ્રતઃ એવી અવસ્થામાં આવી પડેલા કે, રાજ્યપક્ષ તેમને મુખેથી જે કહેવડાવવું હોય તે કહેવડાવી શકે; અને નથુભાઈને પોતાના સંયોગો જોઈને રાજ્યપક્ષને ઉપકારક કેટલીક હકીકત કહેવી પડેલ પણ છે. છતાં અમારે આ નથુભાઈના લાભમાં કહેવું જોઈએ કે, તેમણે મિ૦ હોલાંડથી "ભ્રષ્ટશીલ"નો ઈલ્કાબ કમાવાની વાત પસંદ કરીને, પોતાને જે જુબાની આપવી પડેલી છે તેને એકંદરે નિરૂપયોગી કરી નાંખી પોતાના સ્વામીને નિર્દોષ બનાવવાનો ખુબી ભરેલો પ્રયોગ કરેલો છે એવું તેમની જુબાની કહી આપે છે.

બહાદુરખાનજીના ખાનગી ખજાનાની કુંચીઓ મેળવવા જનાર શખ્સોનાં જે નામો નથુ સીદીએ ગણાવેલાં છે તેમાંથી મહંમદખાનજીનું નામ ગાળી નાખી આ નથુભાઈએ કુરજી સુતારનું નામ ઉમેરેલું છે, અને તેમ કરીને કાં તો તેણે નથુ સીદીને ખોટો પાડેલો છે અગર તો તેના કથનને અગ્રાહ્ય બનાવી દીધેલું છે; અને પાછળથી અમરજીભાઈએ જુબાની આપેલી છે તેમાં તો અમરજીભાઈએ આ કુંચીના પ્રસંગે પોતાનું આવાન બનાવીને આ ઉભય નથુભાઈઓને જૂઠા બનાવી દીધેલા છે. બહાદુરખાનજીના ખજાનામાં સાત લાખ કોરી વગેરે નાણાં હતાં તે વઝીર સાહેબ કને લઈ જવામાં આવેલ, તરત જ તે નાણાં ટંકશાળમાં ભરવાને મને મોકલી દીધેલ અને તે વખતે 'રાયજી' ત્યાં બેઠેલા પણ હતા:– આવું કહીને આ નથુભાઈએ કહેલું છે કે–'હું તરત જ તે બધાં નાણાં ટંકશાળે લઈ ગયેલો હતો; પરંતુ એ નાણાં ટંકશાળને ચોપડે જમે થયલાં છે કે નહિ તે હું કહી શકતો નથી.' નથુભાઈએ કરેલ આ કથન પણ જ. વિચિત્ર અને અર્થસૂચક પણ છે; કારણ કે એ નાણાં

એમના જેવો વેપારી વર્ગનો તથા વઝીર સાહેબનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવનાર શખ્સ ટંકશાળમાં ભરવાને લઈ જાય અને તેને વિધિપૂર્વક ગણી બતાવ્યા વિના તથા ચોપડે જમે કરાવ્યા વિના એ નાણાંને ત્યાં એમને એમ મૂકીને ખસી નીસરે એ વાત કોઇપણ માણસ માની શકે નહિ. 'એ નાણાં ટંકશાળને ચોપડે જમે થયલાં છે કે નહિ તે હું કહી શકતો નથી,' એવું તેમણે જે કહેલું છે તે તેમણે સમજીને અને આ નાણાંને લગતી બાબતને સમૂળ નષ્ટ કરવાના ઈરાદાથી જ કહેલું એમ કહી શકાય છે; કારણ કે બહાદુરખાનજીના દેહાત પછી તરતમાં વઝીરે સાહેબ તરફથી, ખાનગી ખજાનાનાં કોઈપણ નાણાં ટંકશાળમાં જમે કરાવેલ નથી એ વાત એ પોતે બરાબર જાણતા હતા; એટલું જ નહિ, પરંતુ બહાદુરખાનજીવાળાં જે નાણાં વઝીર સાહેબે સંભાળેલાં હતાં તે નાણાં, રસુલખાનજી ગાદીએ બ્રિટિશ સરકાર તરફથી સ્વીકારાયા તે પછી બે કટકે અને તે પણ બહાદુરખાનજીના દેહાંત પછી છ મહિના બાદ ટંકશાળને ચોપડે પોતે જ જમે કરાવેલાં છે એ વાત તેઓ ખુબ સારી પેઠે સમજતા હતા પણ ખરા. નથુભાઈના આવા પ્રથમ મંડન અને પછી તરત જ એજ મંડનનું ખંડન કરનાર કથને અદાલતના મન ઉપર એમના ચારિત્ર્ય પરત્વે ખરાબ અસર કરેલી હોય તો તેમાં નવાઇ નથી. પરંતુ મત્ત હકીકત એ છે કે, આ નથુભાઈએ પોતાના ચારિત્ર્યને દૂષિત ગણાવાય તેવું કરીને પણ પોતાના મુરબ્બી સ્વામી વઝીરના ચારિત્ર્યને અદૂષિત રાખવાનું પસંદ કરેલું હતું. બીજી આવીને આવી એક હકીકતે આ નથુભાઈને 'ભ્રષ્ટશીલ' ગણાઈ જવું પડેલ છે. એ હકીકત બહાદુરખાનજીના ખાનગી ગામ શાહપુરમાંથી અણાયલ અને વઝીર સાહેબને સોંપાયલ તથા વઝીર સાહેબ તરફથી, રાયજી સાહેબની હાજરીમાં ટંકશાળે મોકલાયલા એક લાખ રૂપીઆને લગતી છે. ઈ૦ સ૦ ૧૯૧૨માં મિ. રોબર્ટસને પુરશોત્તમરાયજીવાળા કામ પરત્વે સુનાવણી લીધા પછી તરત જ આ નથુભાઈનું કામ હાથમાં લીધેલું એ હકીકત આપણે અગાઉ વાંચી ગયા છીએ. આ કામમાં નથુભાઈ નિર્દોષ ઠરેલા, પરંતુ તેમણે રાજ્યને અપવાદ આપે એવાં જે કથનો પોતાના ઉપર ગુજરનાવાયલ જુલ્મોને લગતાં કરેલાં ને બદલ તેમનો રૂ. ૩૫૦૦૦) ધન દંડ કરીને જતા કરેલા હતા એ પણ આપણે જાણી ચૂક્યા છીએ આ વખતે જે પરિસ્થિતિમાં નથુભાઈ મુકાઇ ગયલા હતા તેનો લાભ લઇને ગંત્યપક્ષે એટલે કે સોનિસિટર ભાસ્કરજીએ પુરશોત્તમ-રાયજીને ન્યાય મળી ન શકે એવા હેતુથી, 'શાહપુર ગામમાંથી એક લાખ રૂપીઆ વઝીર સાહેબને મેળવીને ટંકશાળમાં મારી મારફત જમે કરાવવાને મોકલેલા

ત્યારે 'રાવજી' પાસે બેઠેલ હતા એવી મતલબનું કથન નથુભાઇને મુખેથી કરાવી લઇને મિ૦ રોબર્ટસનના મનને પુરૂષોત્તમરાવજી વિરૂદ્ધ વહેમાવી દીધેલું હતું, અને તેને પરિણામે પુરૂષોત્તમરાવજીને મિ૦ રોબર્ટસન ન્યાયદાન કરી શકેલા નહિ. આ એક લાખ રુપીઆની જે વાત ઇ૦ સ૦ ૧૯૧૨માં મિ. રોબર્ટસન આગળ આ નથુભાઇના મુખેથી કહેવરાવેલી તે વાત ફરીને રાજ્યપક્ષે પુરૂષોત્તમરાવજીને તથા વઝીર સાહેબને હાનિ કરવાના હેતુથી આ ઇ. સ. ૧૯૧૭વાળા કામમાં મિ૦ હોલાડ સમક્ષ નથુભાઇને મુખેથી કહેવરાવેલી, અને નથુભાઇએ એ વાત અગાઉ એક વાર કહેલી એટલે ફરીને એ વાત એમને કહેવી પડેલી પણ ખરી. પરંતુ આ વાત ફરીને કહેવાનો પ્રસંગ આવ્યો ત્યારે જે યુક્તિથી તેમણે સાત લાખ મોરી વગેરેને લગતી વાતના મૂળમાં હિંગ મૂકી દીધેલી આપણે ઉપર વાંચી ગયા છીએ તે જ યુક્તિને બળે તેમણે આ એક લાખ રૂપીઆને લગતી બનાવટી વાતને અર્થશૂન્ય કરી મૂકેલી હતી મતલબકે, ટંકશાળને ચોપડે આ એક લાખ રૂપીઆ જમે થયેલા દેખાયલા નહિ તેમ વળી અમરજીભાઇ કે જેઓના તાબામાં શાહપુર ગામનો વહીવટ હતો તેમણે તથા તે ગામના વહીવટદાર મછારામે કરે પણ આ એક લાખ રૂપીઆની હકીકતને સાવ જૂઠી ઠરાવી આપેલ પણ ખરી આ હકીકતે આ નથુભાઇ મિ૦ હોલાડને 'ભ્રષ્ટશીલ' દેખાય એમાં નવાઇ ન હતી. પરંતુ આ નથુભાઇએ પોતાના સ્વાર્થની સિદ્ધિ કરી લેવાની વાતને પ્રાધાન્ય આપીને સંયોગાનુકૂળ વર્તન રાખેલું હતું. પણ આ નથુભાઇ આટલું કરીને અટક્યા નથી તેમણે પોતાના સ્વામી વઝીર સાહેબને સર્વથા નિર્દોષ બનાવી દેવાને અર્થે, નવાબ સાહેબ રસુલખાનજીએ એકવાર રૂ. ૧,૫૦૦૦૦)ની એને બીજી વાર રૂપીઆ આઠ લાખ બાસઠ હજારનો એમ જે બે પડોમો (પરવાના) આપેલી હતી તે પણ રજુ કરી બનાવેલી હતી આ છતાં મિ. હોલાડે નથુ સીદીને સત્યવાદી ગણીને વઝીર બહાઉદીનભાઇને 'રાજ્ય દ્રવ્યના અપહારક' ઠરાવવાનો લુલો અને કોઇપણ ન્યાયની અદાલતમાં ક્ષણભર પણ ન સ્વીકારાય એવો પ્રયાસ કરેલો છે અને તે બીના હરકોઇને ખેદપ્રદ લાગ્યા વિના રહેશે નહિ

છઠ્ઠા સાક્ષી નૂરમહમદ હતા. પુરૂષોત્તમરાવજી નોકરીમાં દાખલ થયા તે વખતથી જ આ નૂરમહંમદ કાસમ વઝીર સાહેબની નોકરીમાં ચોપડા લખનાર કારકુન તરીકે દાખલ થયેલ તેના લખાવ્યા પ્રમાણે, બહાઉદીનભાઇનો ખાનગી નથુભાઇ કૃપાપાત્ર નોકર હતો અને તેને લગતા ચોપડા પણ તેના કબજામાં

રહેતા હતા. આ ચોપડા લખવાને કામે પુરૂષોત્તમરાયજીએ નથુભાઇને કોઈ દિવસ પણ મદદ આપી હોય એમ મેં જોયલું નથી, એવું પણ આ નૂરમહંમદે લખાવેલું છે.

**સાત્તમા, આઠમા અને નવમા સાક્ષોના** કથનોમાં કોઇ મુદ્દાની વાત નથી, અને કાગળો રજુ કરવા પુરતી તેમની જુબાનીઓ થયલી હતી.

**દશમા સાક્ષી** ભાઈશંકર નાનાભાઇ સોલિસિટર છે. આ ભાઈશંકરજીને **રાજ્યનો બધો હિસાબ તપાસવાને** ઈ૦ સ૦ ૧૯૧૧માં નિયુક્ત કરવામાં આવેલ એમ મિ૦ રૅડોલે પોતાની જુબાનીમાં કબૂલ કરેલ છે, આ છતાં એમણે આ ખાનગી ખજાનાનો હિસાબ તપાસ્યાની વાતને બાદ રાખીને ફક્ત રાજ્યના મહોટા તોપાખાનાનો હિસાબ તપાસ્યાની વાતને આગળ ધરી લખવાનું, ગમે તે કારણે, ઉચિત ધારેલું છે. મતલબ કે, રા૦ ભાઈશંકરે દશ માસ સુધી **બધા પ્રકારનો** હિસાબ તપાસીને જે નિવેદન પેશ કરેલ છે તેને, આ મિ૦ હોલાંડવાળી તપાસને અંગે પ્રકાશમાં આવવા દીધેલું નથી, અને જાણે કે ઈ૦સ૦ ૧૯૧૭માં જ પોતાને આ તપાસપંચની યોજના થયા પછી જ નવી નવી ખાતમીઓ મળેલી હોય એવું મનાવવાનો તેમજ એવી બાતમીઓને આધારે નવાબ સાહેબોના ખાનગી ખજાનાઓ સબંધે પોતે તપાસ કરેલ છે એવું દેખાડવાને તેમણે ઉદ્યમ કરેલો છે. વસ્તુતઃ ઈ૦ સ૦ ૧૯૧૧-૧૨ માં તેમણે જે નિવેદન પેશ કરેલું હતુ તે ઉપરથી જ મિ૦ રોબર્ટસને આવશ્યક તપાસ કરી લીધેલી છે, અને તે પછી જ પુરુષોત્તમરાયજી તથા નથુભાઇ વાળા બે કામો તેમણે હાથ ઉપર લીધેલા છે. પરંતુ ભાઈશંકરજીનો વિચાર તો વહેમની જાળ પાથરી તેમા મિ૦ હોલાંડના મનપક્ષીને સપડાવવાનો વિચાર હતો, એટને તેમણે એક વાર નહિ, પરતુ બે ત્રણ વાર નિર્ણીત થઇ ગયલી બાબતને ઊથલાવી ઊથલાવીને આ તપાસપચવાળા કામમા સ્થાન આપી દીધેલુ હતું પુરૂષોત્તમરાયજીવાળું કામ તપાસવા માટે જ્યા સુધી દિલ્હી સરકારે હુકમ કરેલો ન હતો ત્યા સુધી તો, ભાઇશંકરજીએ ઈ૦ સ૦ ૧૯૧૧-૧૨મા કરેલ તપાસને તેઓ પોતે તેમજ મિ૦ રૅડોલ પરિપૂર્ણ માની રહેલા હતા. આમ હોઇને આપણે કહી શકીએ કે, એ પરિપૂર્ણ મનાયલી તપાસમા પુરુષોત્તમરાયજી અપરાધી માલમ પડેલા નહિ, તો પછી ઇ૦ સ૦ ૧૯૧૭મા દિલ્હી સરકારનો હુકમ થઇ ગયા પછી પાછી તપાસ કરવાનું કામ શરૂ કરવામા ભાઇશંકર પ્રવૃત્ત થઈ ગયલા

એ હકીકત, પુરુષોત્તમરાયજીવાળા કામને ગુચવી નાખવા માટે તથા ગમે તે ઉપાયે તેમને ન્યાયલાભ થવા ન દેવાને માટે ઇરાદાપૂર્વક કરાયલ પ્રયાસનું પ્રતિપાદન નથી કરતી એમ કોઇ કહી શકશે ખરું ? આવી નવી તજવીજ કરવાનો ખાસ હેતુ તો એ હતો કે, દિલ્હી સરકારે જે સ્પષ્ટ હુકમ કરેલો તે પ્રમાણે જ જો પુરુષોત્તમરાયજીવાળું કામ તપાસાય, તો તેને પરિણામે પુરુષોત્તમરાયજી અચૂક નિર્દોષ ઠરી જાય તેમ હતા; એટલું જ નહિ, પરંતુ વઝીર બહારૂદીનભાઇ સામે જે આપખુદી ભરેલાં પગલાં ભરાયલાં હતાં તે વ્યાજબી હતાં એમ ઠરાવી દેવાનો જે લાગ મળેલો હતો તે જતો રહે એમ પણ હતું. આમ હોઇને બ્રિટિશ વાલી-વહીવટદારે બાઇશંકરજી જેવા કાર્યકુશળ મોસિમ્મિટરની મદદથી આડી અવળી જેટલા પ્રકારે તજવીજ કરી શકાય તેટલી કરી કરાવીને આ કાર્યશોધનના પ્રસંગનો શક્ય તેટલો દુરુપયોગ કરવાનો માર્ગ પકડેલો હતો. અને તે માર્ગે સફળ પ્રયાસ થઈ શકે તેટલા માટે તા૦ ૨૦-૧૦-૧૭ને દિનથી રાજ્યપક્ષના કાર્યાલયમાં યંત્રવત્ ગતિમાં મૂકાયલા અને નથુ સીદી તથા નથુભાઇ કૃપારામ જેવા બનાવટી ચિઠ્ઠીઓ નિર્મિત કરી લેવાયલા પણ હતા ! નવાબ મોહોબત-ખાનજીના ખાનગી ખજાનાવાળી રૂ. ૧,૨૫૦૦૦)વાળી રકમ પરત્વે બાઇશંકરે જ મિ૦ રોબર્ટસનને નિવેદન ઇ૦ સ૦ ૧૯૧૧-૧૨માં કરેલ. અને તેને પરિણામે જ મિ૦ રોબર્ટસને અમરજીભાઇને તે બાબત પરત્વે જવાબદાર ગણીને તેમનું ગામ જપ્તીમાં લીધેલું હતું અને તે પછી તે સાહેબે અમરજી-ભાઇને નિર્દોષ પણ ઠરાવી દીધેલા હતા. એ છતાં આ બાઇશંકરજીને આ ઇ૦ સ૦ ૧૯૧૭માં પૂર્વોક્ત એક લાખ પચીશ હજાર રૂપીઆ ઇ૦ સ૦ ૧૯૧૧-૧૨માં તપાસ થઇ ગયલી કે નહિ અને તેને લીધે અમરજીભાઇ ઉપર જે આરોપ મૂકાયલો તે દૂર કરાયેલો કે નહિ એવો પ્રશ્ન જ્યારે પુરુષોત્તમરાય-જીના પક્ષમાંથી મિ૦ એડવર્ડે પૂછેલો, ત્યારે આ બાઇશંકરજીએ પોતાના જવાબમાં પૂર્વોક્ત ઇ૦ સ૦ ૧૯૧૧-૧૨ના પ્રસંગ પરત્વે પોતાનું અજાણપણું બતાવેલું હતું ! બાઇશંકરે બતાવેલ પોતાના અજાણપણાવાળો જવાબ સાવ જૂઠો અને વસ્તુતઃ એક પ્રતિજ્ઞાભંગ રૂપ જ હતો; કારણ કે અમરજીભાઇએ પોતાના ઉપર મૂકાયલ આરોપ બાબતે જે જવાબ અર્જ કરેલ છે તેનો નવનો પરિચ્છેદ બાઇશંકરના અજાણપણાની વાતને ખોટી પાડી દે છે. વળી આ બાઇશંકરજીએ, 'પુરુષોત્તમરાયનો હું મિત્ર હતો' અને 'હજુ પણ મિત્ર છું' એવું કહેલ કરવાની પૂર્ણતા પણ પોતાની જુબાનીમાં કરેલી છે. ખરેખર, એક સાચા મિત્ર તરીકે જ બાઇશંકરજી શક્ય તેટલા સાધનોનો ઉપયોગ કરી

પુરૂષોત્તમરાયજીને છુંદી નાખી તે માર્ગે પોતાના 'પ્રિય' મિત્રની સત્ત્વશુધ્ધિની કસોટી કરી રહેલા હશે, અને તેથી જ કદાચિત્ તેઓ 'હજુ પણ મિત્ર છુ' એમ કહેવાને પ્રેરાયલા પણ હોય ! ભકતની પરીક્ષા ભગવાન આમ જ કરે છે. વકીલ દરજ્જાનો મનુષ્ય પોતાની જુબાનીમાં જૂઠું બોલે તો તે તેનું કથન પ્રતિજ્ઞાભંગ રૂપ ગણાતું નહિ હોય તેથી આ ભાઇશંકરજીએ બીજી એક જૂઠી વાત પણ અદાલતને જણાવેલી હતી, આ વાત આ પ્રકારની હતી. ઇ૦ સ૦ ૧૯૦૯માં નવાબ સાહેબ રસુલખાનજીએ પુરૂષોત્તમરાયજીને મુંબઇમાં મુલાકાતો આપેલી તે વખતે આ ભાઇશંકરજી પુરૂષોત્તમરાયજીના સાચા મિત્ર હતા એ નિઃશંક છે. આમ હતું એટલે, જો નવાબ સાહેબ પુરૂષોત્તમરાયજીને નિર્દોષ ઠરાવનારું જાહેરનામું કાઢે તો તે જાહેરનામું કેવા શબ્દોમાં લખાવું જોઇએ એ બાબતનો એક ખરડો ભાઇશંકરજીએ પુરૂષોત્તમરાયજીને કરી આપેલો હતો. પરંતુ આ ભાઇશંકરજી પુરૂષોત્તમરાયજી સાથે એક વાર પણ નવાબ સાહેબ કને ગયલા ન હતા, અને પુરૂષોત્તમરાયજી જેવો દક્ષ રાજપુરૂષ પોતાની સાથે સોલિસિટર દરજ્જાના માણસને લઇ જાય એ પણ એક અસંભવિત વાત જ છે. છતાં આ ભાઇશંકરે પોતાની જુબાનીમાં પુરૂષોત્તમરાયજી સાથે નવાબ પાસે ગયાની વાત કહેલી છે.! પુરૂષોત્તમરાયજીએ પોતાની જુબાનીમાં ભાઇશંકરે કરેલ ઉપર મુજબના કથનને ખોટું જણાવેલું છે, અને અમે પણ કહીએ છીએ કે, ભાઇશંકરે કરેલ કથન ખોટું જ છે; કારણકે પુરૂષોત્તમરાયજીએ પૂર્વોકત મુલાકાતોમાં નવાબ સાહેબ સાથે થયલ તમામ વાતચીતનો એક સવિસ્તર વૃત્તાંત ઇ૦ સ૦ ૧૯૦૯માં જ લખેલો છે; એટલું જ નહિ, પરંતુ દરેક મુલાકાતને પ્રસંગે જે જૂદાજૂદા ગૃહસ્થોને પુરૂષોત્તમરાયજી પોતાના સાથે નવાબ સાહેબ પાસે લઇ ગયલા તે બધાનાં નામો પણ તેમણે એ વૃત્તાંતમાં આપેલાં છે; અને એ નામોમાં ભાઇશંકરજીનું નામ કયાંય પણ દેખાતું નથી. પૂર્વોકત મુલાકાતોનો વૃત્તાંત મિ૦ હોલાંડ કને રજુ કરાયલો હતો. અને એ વૃત્તાંતમાં જૂનાગઢ રાજ્યના કેટલાક જવાબદાર અમલદારો તેમજ મુંબઇના કેટલાક જાણીતા ગૃહસ્થો કે જેઓની હાજરીમાં બધી વાતચીત થયલી હતી તેમનાં નામો પણ આપેલાં છે. આમ હોઇને આવાં નામોવાળા ગૃહસ્થોમાંથી હરકોઇને અદાલત તરફથી બોલાવીને જો મિ૦ હોલાંડે પુછી જોયું હોત, તો સાચી હકીકત અચૂક જણાઇ આવત. પરંતુ મિ૦ હોલાંડ આટલી હદે જવાને તૈયાર થયલા નહિ; કારણકે પૂર્વોકત મુલાકાતોમાં થયલ વાતચીતને સત્ય ગણવાથી એ કાર્યશોધક સાહેબના "રાજદ્વારીય" ધ્યેયને સિધ્ધ કરવાની બાબતે તે બાધક નીવડે એવી હતી; એટલું જ નહિ, પરંતુ ભાઇશંકર જેવા

રાજ્યપક્ષના સે નિવિઝર જુદા કરી જાય તો એ વાત પણ અનિષ્ટ થઈ પડે છે એમ પણ હતુ. વળી ઉક્ત તપાસમા પણ બાદશંકરજીનુ વર્તન વિચિત્ર દેખાયતુ છે આ ઉક્ત તપાસમાં જ્યારે જ્યારે બાદશંકરજીથી રચાયલા વાદો તથા તેમણે કરેલ હિસાબની તપાસ પરત્વે તેમના નિશ્ચિત અભિપ્રાયો ખોટા પડતા હતા ત્યારે ત્યારે, એ વાદો તથા અભિપ્રાયો ખોટા છે એવુ તેમના મુખેથી કબૂલ કરાવવાનો પ્રયાસ પુરુષોત્તમરાયજીના ધારાશાસ્ત્રી તરફથી થતો પણ રહેતો હતો પરંતુ એ પ્રયાસ નિષ્ફળ જતો હતો; કારણકે બાદશંકરજી, 'નિશ્ચિત અભિપ્રાય આપવાનુ કામ અદાલતનુ છે' એમ કહી કહીને દરેક પ્રસંગે છટકી જતા રહેતા હતા ! પુરુષોત્તમરાયજીએ સભ્રમથી જે એક ક્ષુલ્લક વાત પરત્વે જવાબ દેવામા જે ભૂલ કરેલી તેને મિ૦ હોલાડે મહોટુ રૂપ આપી પ્રતિષ્ઠાના ભગ રૂપ ગણેલી છે, તો પછી આ બાદશંકરજી અનેક વાર ખોટા પડેલા છે છતા મિ૦ હોલાડે એ પરત્વે મૌન જ સેવ્યુ છે એટલે અમે અહી એ મિ૦ હોલાડે ગ્રહીત કરી રાખેલ "રાજદ્વારીય" માનસ પરત્વે ખેદ બતાવીને આ જુબાનીની ચર્ચા સમાપ્ત કરીએ છીએ

**અગીઆરમા તથા બારમા** સાક્ષીઓને ફક્ત કાગળો રજુ કરવાને કામે બોલાવાયા હતા

**તેરમા સાક્ષી** બ્રિટિશ વાલી-વહીવટદાર મિ૦ રેંડૉલ હતા મિ૦ રેંડૉલે કહેલ છે તે પ્રમાણે તેઓ જૂનાગઢ પહોચ્યા તે પહેલા વઝીર સાહેબની તમામ મિલ્કત ઉપર જપ્તી મૂકાયલ હતી આ જપ્તી મૂકનાર કેપ્ટન કે તથા મેજર સ્ટ્રૉંગ હતા એમ રાજ્ય તરફથી મિ૦ સ્ટ્રૉંગમેને કરેલ કથન ઉપરથી અનુમાની શકાય છે, અને કેપ્ટન કે-એ તથા મેજર સ્ટ્રૉંગે કેટલાક ઇસમોના જવાબો પણ લીધેલા જે આ તપાસ દરમ્યાન બચાવપક્ષ તરફથી મગાયલા છતા ગુપ્ત રખાયલ છે મિ રેંડૉલે એ વઝીર સાહેબ સાથે લિખિત કરાર કરીને જપ્તીમા લેવાયલ તમામ મિલ્કતને મુક્ત કરી દીધેલી, અને એ પ્રમાણે મુક્ત કરાયલ મિલ્કતની નોધ કરવાનુ કામ વઝીર સાહેબની દેખરેખ નીચે કામ કરે તેવા, તેમનો (એટલે કે વઝીરનો) વિશ્વાસ ધરાવનાર માણસોને સોપવામા આવેલ એમ પણ આ સાહેબે કબુલ કરેલુ ! મિ૦ રેંડૉલે આવી સગવડ વઝીર સાહેબને કેમ આપી હશે તે સમજાતુ નથી આ નોધ કરવાનુ કામ લગભગ આઠ માસ ચાલેલુ હતુ ! વઝીર સાહેબની મરજી પોતાના તરફથી

ખુલાસા આપવાને માટે સર ફીરોઝશાહ મહેતા. તથા રાજકોટવાળા વકીલ માધવરાય બક્ષીને બોલાવવાની હતી; પણ એ પ્રમાણે પોતે વઝીરને કરવા દીધેલું નહિ, એવું એ સાહેબે કબૂલ કરેલું હતું. આ પ્રમાણે વઝીર સાહેબને નિ સહાય એ બ્રિટિશ વાલી-વહીવટદારે કરેલ તેનું કારણ, તો તેઓ જ કહી શકત. વઝીર પાસેથી કેટલાં નાણાં વગેરે પોતે મેળવેલાં તે પણ, મિ. રેડોલ કહી શકેલા નહિ. ઇ૦ સ૦ ૧૯૧૧ના સપ્ટેંબરની આખરે આ નોંધ વગેરેને લગતું કામ સમાપ્ત થયા પછી મિ૦ રેડોલ નવેંબરમાં રજા ઉપર ઇંગ્લાંડ ગયા હતા. રા. ભાઇશંકર સોલિસિટરને પહેલાંથી જ, રાજ્યનો તમામ હિસાબ તપાસી ખામીઓ ગોતવા બતાવવાનું કહેવામાં આવેલ. અમે આ તપાસ અંગે કહીએ છીએ કે, ભાઈશંકરને તપાસનીસ તરીકે કોની ભલામણથી ગોઠવવામાં આવેલ તે વાત તો અંધારામાં જ રહેલી છે, તોપણ એટલું તો જણાય છે કે, ભાઈશંકરજીની આ કામે થયલ નીમણૂંક કોઇ પૂર્વ કલ્પિત હેતુને સિંધ કરવા માટે જ વિચારપૂર્વક થયલી હતી. પુરૂષોત્તમરાયજીએ ઉત્પાદન કરેલ કહેવાયલ એકસો ત્રેપન ચલણ ચિઠીઓ પૈકી બાસઠ નંગ વઝીર સાહેબે 'નાપાક' ગણીને પોતાની કનેથી કાઢી મિ૦ રેડોલને ઈ૦ સ૦ ૧૯૧૧માં જ પહોંચાડવી દીધેલ તે છતાં તેમણે-ઇંગ્લાંડ પહોંચવાની ઉતાવળમાં પુરૂષોત્તમરાયજીવાળું કામ ઝૂલતું રાખી મૂકેલું હતું ! પરંતુ ઇ૦ સ૦ ૧૯૧૬માં સેગવળ મુકામે પુરૂષોત્તમરાયજી સાથે પોતાને વાતચીત થયલી એ વાત મિ૦ રેડોલે કબુલ રાખેલી છે; તોપણ એ મુલાકાત કોની પ્રેરણાથી થવા પામેલી હતી તે વાત તેમને પોતાને યાદ ન હોવાથી તેઓ કહી શકેલા નહિ ! આ મુલાકાત થયલી તે પહેલાં તત્સંબંધે પોતાને પુરુષોત્તમરાયજી સાથે પત્ર વ્યવહાર થયલો એમ મિ. રેંડોલે કબુલ કરેલું છે; પરંતુ એ પત્ર વ્યવહારની ઉત્પત્તિ થવાનું કારણ સર ક્લૉડ હિલ તરફથી થયલ સૂચન છે એ વાત તેમને યાદ ન હતી ! સોગન ઉપર જવાબ દેવાને બંધાયલો ઇસમ મુદ્દાની વાત પરત્વે કે સામાન્ય પ્રકારની વાત પરત્વે જૂઠું બોલે તો તેને કદાચિત્ એમ કહેવામાં આવે કે, રાજદ્વારીય ગુપ્તતા ખાતર મિ૦ રેડોલે પૂર્વોક્ત પ્રકારનો વાકછલાત્મક જવાબ આપેલો, તો અમે તે સામે એમ કહીએ છીએ કે, મિ૦ હોલાંડ જે કામ કરી રહેલા હતા તે રાજદ્વારીય તેમજ ગુપ્ત વિધિએ જ કરી રહેલા હતા. અને તેથી નર્યું સત્ય કહી દેવામાં મિ. રેડોલને લેશ પણ બાધ ન હતો વળી પુરૂષોત્તમરાયજીના વકીલે મુંબઈ સરકારના રાજદ્વારીય કાર્યકર સર સ્ટેવિંગ એડવર્ડ્લી અને કાઠિયાવાડના એજંટ ટુ ધ ગવર્નર મિ૦ ક્વિન વચ્ચે, રાયજી સાહેબે રાજીનામું આપેલ તે અરસામાં, જે પત્રવ્યવહાર થયલો

તે સબધે મિ૦ રેડોલ કનેથી કેટલીક 'વિશિષ્ટ' હકીકત મ્હાવવાને જે પ્રયાસ કરેલ તેને મિ૦ હોલાડે અકલિત રખાવી દીધો પણ ખરો । રાજદ્વારે રમાતી રમતો ગમે તેટલી મેલી હોય તોપણુ તે જો કાર્યસાધક બનેની કે બનતી હોય તો તેને મિલ સાહેબના 'ઉપયુક્તતાવાદની' દષ્ટિએ શુભ જ ગણવી પડે । દિલ્હી સરકારે રાયજી સાહેબને ફરી ફરી તપાસ કરાવવા માટે જે આજ્ઞા કરેલી તે સામે મિ૦ રેડૅાલે વિરોધ દર્શાવવાની બાબતે બીજા દેશીય રાજ્યોની મદદ મેળવવાને માટે જે પ્રયાસ કરેલ તે સબધે પણ તેમને બચાવપક્ષ તરફથી પૂછાયલું હતુ, પરતુ મિ૦ હોલાડે એ સવાલને પડતો મૂકાવેલ હતો ।

**ચૌદમા સાક્ષી** વઝીર બહાઉદ્દીનભાઈના દત્તક પુત્ર ઉસમાનખાન હતા બહાઉદ્દીનભાઈ નની એક પત્ર લખીને તેમણે સર ફીરોઝશાહને જૂનાગઢ બોલાવેલા હતા એ પત્ર એમને ભર અદાલતમા અંગ્રેજી તેમજ તેના ગુજરાતી ભાષાતરના રૂપમા વાચી બતાવાયલો હતો તે અસલ પત્રમાના મજકુર પરત્વે તેમણે મ દિગ્ધ જવાબ આપેલો છે તે કદાચિત મિ૦ રેડૅાલની અપ્રીતિના ભોકતા ન થવુ પડે એ કારણે અપાયલ હશે મિ રેડૅાલે વઝીર સાહેબની **ઈચ્છા વિરૂદ્ધ એટલે કે અણધટતુ દબાણ કરીને કરારનામુ લખાવી લીધેલ છે એવી મતલબનુ લખાણ એ પત્રમાં છે.** વળી વધારે આશ્ચર્યકારક ઘટના તો એ છે કે, મિ૦ રેડૅાન વઝીરને મળેલા તે વખતે 'મે રાજ્યની મિ કત ઉચાપત કરી છે એવુ વઝીર સાહેબે કબુલ કરેલુ હતુ એમ કહેવાને ઉસમાનખાનની યાદદાસ્તે તેમને ના પણ પાડેલી હતી । મતલબ કે, ઉસમાનખાનના કહ્યા પ્રમાણે વઝીર સાહેબે રાજ્યની મિલ્કત ઉચાપત કર્યાનુ કહેલુ નહિ અમે પણ કહીએ છીએ કે, એવી કબુલત આપે એવા મૂર્ખ એ પીઢ વઝીર સાહેબ ન હતા પુરૂષોત્તમરાયદ્દએ ઉચાપત કરેલ કહેવાયલ ચનણ ચિઠીઓને વઝીર સાહેબે નાપાક 'ગાળાગોટાળાવાળી' ગણેલી અને તે મિ૦ રેડૅાલને સોપવા માટે વઝીરે પોતાને આપેલી એમ ઉસમાનખાને લખાવેલુ છે તોપણ વધારામા આ ઉસમાનખાને જણાવેલુ કે, વઝીર સાહેબે કયા ચોકસ શબ્દો વાપરેલા તે મને યાદ નથી' વઝીર સાહેબે એ ચનણચિઠીઓને 'નાપાક' ગણીને ઉસમાનખાનને મિ૦ રેડૅાલ કને લઈ જવાને આપેલ તે વખતે ઉસમાન ખાને એ ચનણચિઠીઓને 'નાપાક' ગણવાનુ કારણ વઝીરને પુછેલ તેના ખુલાસામા વઝીરે 'નાપાક' નો અર્થ ટુકામા 'ગ બડગોટાળાવાળી' કરી બતાવેલ હતો એ વાત ઉસમાનખાન ભૂલી ગયેલા હતા, છતા 'ગ બડગોટાળાવાળી

શબ્દનો અર્થ 'રાયજીના કામને લગતી એ ચલણુ ચિઠીઓ છે' એવું વઝીર સાહેબે કહેલુ એમ તો ઉસમાનખાન કહી શકેલા હતા. આવી આ વાકછલાત્મક જુબાની અંગે જે એક ખેદકારક બીના બનેલી છે તે એ કે, આ કામે અદાલતે રાખેલ દુભાષિયાએ પૂર્વોક્ત 'ગડબડગોટાળાવાળી' શબ્દનો અર્થ 'સંભ્રામક બાબતો એટલે કે ઉચાપત' કરી બતાવીને રાજ્યપક્ષને સંતોષ આપી દીધેલો પણ ખરો ! તથાપિ ઉસમાનખાને આપેલ આ જુબાની પરત્વે અમે હિંમતથી એટલુ તો કહી શકીએ છીએ કે, વઝીર સાહેબના સંબંધે મિ૦ રેડાયે અને તેમની પહેલાં બે બ્રિટિશ અમલદારોએ જે પ્રકારની જબરાઈથી જે બધુ કામ કરેલ છે તે ઉપર આ ઉસમાનખાનની જુબાની ઘણો પ્રકાશ નાખે તેવી તો છે જ. પોતાના પિતાને લગતી સાચી હકીકત કહેવાની પોતાની જે ફરજ તે અને બીજી તરફ બ્રિટિશ વાલી-વહીવટદારના કોપનો ભોગ બનવાનો ભય આ બે બાબતે ઉસમાનખાનને ધર્મસંકટમાં મૂકી દીધેલ એ વાત પરત્વે શંકાને સ્થાન આપી શકાય તેમ નથી જ.

પંદરમા, સોળમા, સત્તરમા, અઢારમા અને ઓગણીશમા સાક્ષીઓ મહત્વના ન હતા

**વીશમા સાક્ષી** વકીલ હીરજી વીરજી હતા પુરૂષોત્તમરાયજીના વારામાં એક વણિક ગૃહસ્થનુ ખૂન કર્યા બાબતે આ વકીલ હીરજીના એક ભાઈ નામે પરમાણુનદને બીજા ત્રણ ઇસમોની સાથે ફાંસી દેવાયલી હતી આ વકીલના બીજા ભાઈ જમનાદાસ ઇ૦ સ૦ ૧૯૦૬મા પુરૂષોત્તમરાયવાળા કામને અંગે પહેલા બાતમીદાર બનેલા અને પછી પાછા ખસી પણ ગયલા હતા. આ જમનાદાસે એ પહેલા કામે જે કાગળ રજુ કરેલ તે કાગળ ઓળખાવવાની બાબતે આ હીરજી વકીલને સાક્ષી રૂપે આણેલા હતા

**એકવીશમા સાક્ષી** અમરજી આણંદજી ફરજીને અદાલત તરફથી બોલાવાયલ હતા નવાબ બહાદૂરખાનજીના ખાનગી તોષાખાના સબંધી જે બધી હકીકત નથુ સીદીએ તથા નથુભાઈ ખરપાનામે કહેલી તે બધી ખોટી છે એમ આ અમરજીભાઈએ સ્પષ્ટ જણાવેલુ છે, એટલુ જ નહિ, પરંતુ શાહપુર ગામનો વહીવટ પોતાની મારફત થતો હતો એવું જણાવીને તેમણે, બહાદૂરખાનજી શાહપુરમાં ખજાનો રાખતા હતા એ બાબતને પણ પોતાને

અજાણપણું બતાવેલું હતું. વળી તેમણે, બહાદુરખાનજીની હયાતીમાં અને તે પછી પણ એ ગામની ઉપજ બારોબાર ટંકશાળે ભરાતી હતી એમ પણ કહેલું છે. શાહપુર ગામનો વહીવટ પચાશ વર્ષ સુધી મેં કરેલો છે એવું જણાવીને તેમણે એમ પણ કહેલું કે "બહાદુરખાનજીના દેહાંત પછી, બહાદુરખાનજીના નાણાં છે એમ કહીને મેં બહાઉદ્દીનને કોઈ પણ નાણાં આપેલ નથી

બાવીશમા સાક્ષી મિ૦ એલ૦ રોબર્ટસન (મુંબઈ સરકારના મુખ્ય કાર્યકર્તા) હતા, અને તેમને અદાલતે બોલાવેલા હતા. મિ. રોબર્ટસને લખાવેલ છે તે પ્રમાણે, વઝીર બહાઉદ્દીનભાઈએ પોતાની પાસે જે બધી મિલ્કત છે તે રાજ્યની છે એમ વારંવાર મિ૦ રોબર્ટસન કને કહ્યા કરેલું હતું ! પુરુષોત્તમરાયે ઉચાપત કરેલ કહેવાયલ ચલણ ચિઠીઓવાળી રકમનો સમાવેશ બહાઉદ્દીનભાઈ પાસે રાજ્યની જે મિલ્કત હતી તેમાં થઈ જાય છે એવી સમજ પણ આ મિ૦ રોબર્ટસનની થઈ હતી ! એ એક લાખ-ત્રેપન હજાર રૂપીઆ રાજ્યના હતા અને તેના વડે લેવાયલ ચલણ ચિઠીઓ પૈકી કેટલીક રાજ્યને કામે વપરાયેલી છે એમ વઝીરે પોતાને કહેલું એમ પણ મિ. રોબર્ટસને કહેલું ! એમના લખાવ્યા પ્રમાણે, એમણે બહાઉદ્દીનભાઈ સાથે બધી વાર બધી વાતચીત 'ખાનગીમાં' જ કરેલી હતી ! આ સ્થળે અમારે લખવું પડે છે કે પોતાનો કોઈપણ હેતુ સિદ્ધ કરી લેવાનો હોય છે ત્યારે અંગ્રેજ અમલદારો સબંધ ધરતા મહોટા નાના માણસો સાથે ઘણે ભાગે 'ખાનગીમાં' જ વાત કરે છે, એ પ્રમાણે થતી વાતની નોંધ પણ તેઓ પોતે જ કરી રાખે છે, સામા પક્ષની તેવી નોંધ ઉપર સહી લેવાની તેમને જરૂર હોતી જ નથી, અને એવી નોંધને તેઓ સાચી હકીકતવાળી ગણાવતા રહેલા પણ છે ! બહાઉદ્દીનભાઈના દેહાંત પછી ગમે તે માણસ તેમના નામે ગમે તે કહે તો તેવા કહેનારને 'ખાનગીમાં' થયલ ગણાવાતી વાતને પરમાત્મા સિવાય કોણ ખોટી પાડી શકે!

ત્રેવીશમા સાક્ષી (બચાવપક્ષ તરફથી) પુરુષોત્તમરાય પંડ્યા હતા. તેમણે જુબાની ન આપી હોત તો ચાલી શકત. પરંતુ અદાલતને પોતાની વિરુદ્ધ અનુમાન કરવાનો અવકાશ ન મળે તેટલા ખાતર તેમના વકીલોએ તેમને જુબાની દેવાની સલાહ આપેલી હતી. આ એકરાણે આપેલ જુબાની અસાધારણ લાંબી, અનેક ઉપયોગી તથા અનુત્તરીય મુદ્દાઓ સબંધી તેમજ તેમના પોતાના બાપદાદાઓના વતનોથી માંડીને રે છેક તેમના પોતાના

ઈ० સ० ૧૯૧૭ સુધીના જીવનકાળને આવરી લેતી અનેક સંગત-અસંગત બાબતોને લગતા સવાલો જવાબોથી ભરેલી છે. એ જુબાનીએ, અરધા કાગળ જેવડાં ત્રીશ છાપેલ પાનાં રોકેલ છે. રાજ્યપક્ષના વકીલ તરફથી કરાતી રહેલ પ્રશ્નવૃષ્ટિ પુરુષોત્તમરાયજીએ કદિ પણ અનુભવેલી નહિ; અદાલતમાં સાક્ષી રૂપે તેઓ કદિ પણ ગયલા નહિ એટલે વકીલો કેવી જાળ પાથરે છે તે વાતનો તેમને ખ્યાલ પણ ન હતો, એમની પોતાની નોકરીનાં સત્તાવીશ વર્ષોને લગતા બહુવિધ તથા ઝીણા ઝીણા સવાલોની ઝડી ઉપર ઝડી તેમના ઉપર પડી રહેલી; તેમનાં પૂર્વજોની કમાણી તેમના બાપની કમાણી તથા તેમની પોતાની કમાણી વગેરે બાબતોને ઉપસ્થિત કરી તે પરત્વે તેમની કનેથી ખુલાસાઓ મંગાવા મંડાયલાં; કેટલાંક રાજ્ય રહસ્યો તેમજ રાજકુટુંબનાં જીવન પરત્વે પણ અયોગ્ય પ્રશ્નો પૂછાવા લાગેલા; અને વળી સૌથી વધારે દુઃખકર થઈ પડે તેવી તેમની કૌટુંબિક નિર્ધનતા રાજ્યપક્ષે ચીંધી બતાવી રહેલો પણ હતો! મતલબ કે, જે મુદ્દા પરત્વે તપાસ કરવાને મિ० હોલાંડ નિયુક્ત થયલ તે મુદ્દાને ગૌણ બનાવી દઈને રાયજી સાહેબની તેમજ તેમના પૂર્વજોની જીવનયાત્રાની, જાણે કે, તપાસ કરવાનું કામ મુખ્ય હોય એવો દેખાવ થઈ રહેલો હતો ! આ બધી પરિસ્થિતિમાં અદાલતનો અનુભવી સાક્ષી પણ ગુંગળાઈ જાય તેમાં નવાઈ ન હતી. તે છતાં લાંબા વખત સુધી તો પુરુષોત્તમરાયજી પોતાના મનનું સમતોલપણું સાચવી શકેલ હતા. પરંતુ જુબાની આપવામાં જેમ જેમ દિવસો વધતા ગયલા તેમ તેમ પરિશ્રમની અસર તેમને થવા લાગેલી, અને ક્ષુલ્લક પત્રવ્યવહારને નિરુપયોગી ગણી તેને રજુ કરવાની જરૂર નથી એવી જે સલાહ તેમના વકીલોએ અંગ્રેજી ભાષામાં આપેલી તેનો ભાવાર્થ તેઓ અંગ્રેજી ભાષાના અપૂર્ણ જ્ઞાનને કારણે સમજેલા નહિ તેથી તેમણે, તે પત્રવ્યવહાર પરત્વે પ્રશ્ન ઊઠેયો ત્યારે તેવો પત્રવ્યવહાર થયો નથી એવું સમજાય એમ કાંઈક અદાલત સમક્ષ કહી દીધેલું હતું; પરંતુ તે પછી તરત જ તેમણે પોતાથી કરાયલ આ ભૂલ સુધરાવી લેવા માટે પોતાના વકીલો મારફત પ્રયાસ પણ કરી લીધેલો હતો. આ એક જ ભૂલને મ્હોટું રૂપ આપી તેને પ્રતિજ્ઞાભંગ ગણી લેવામાં આવેલ. ન્યાયની અદાલતોમાં એક હજારે નવસો નવાણું જેટલા સાક્ષીઓ કોઈપણ પ્રકારે પ્રતિજ્ઞા ભંગ માટે જવાબદાર નથી થતા એમ કોણ કહી શકે તેમ છે ? અમે તો વળી એમ પણ કહીએ છીએ કે, સાક્ષી અમુક હકીકત જાણે છે અગર જાણી શકવાની સ્થિતિમાં છે એવું નિશ્ચિત સંયોગોને આધાર અદાલત સમજી શકતી હોય તે છતાં જો સાક્ષી તેને પોતાને પૂછાતા સવાલોના સ્પષ્ટ

જવાબ દેવામાં આનાકાની કરતો દેખાય અગર તો 'મને યાદ નથી' એવા એવા શબ્દોમા ઉડાવ જવાબો આપતો હોય, તો તેના તેવા વર્તનને પ્રતિજ્ઞાભંગ રૂપે જ ગણી લેવુ જોઈએ મતલબ કે, અમુક બાબતો પરત્વે અજ્ઞાત હોવાનુ કહેનાર સાક્ષી પ્રતિજ્ઞાભંગ નથી કરતો એવુ કહેવુ કે માનવુ એ શુધ્ધ ન્યાયની વિડબના જ છે પ્રત્યેક સાક્ષી સત્ય કહેવાને અને સત્ય સિવાય બીજુ કાંઈ ન કહેવાને બંધાયતો છે જ મિ૦ હોલાંડે આ વાત રા૦ બાઈશિકર, મિ૦ રૈડેલ, ઉસમાનખાન વગેરેની જુબાનીઓની બાબતે લક્ષ્યમા લેવાની જરૂર સમજવી જોઈતી હતી વળી પુરૂષોત્તમરાયજીએ લેશ પણ સંકોચ રાખ્યા વિના પોતાની કમાણીનો, પોતાને તથા પોતાની ગૃહિણીને મળેલ વારસાનો, પોતાને મળેલ ઇનામ બક્ષીસોનો આંકડો તપસીલવાર રજુ કરી દઇને પોતાની આવક જાવકનો હિસાબ બેમાડી દેખાડેલો પણ હતો. એટલે વસ્તુત તો આ અપ્રસ્તુત વિષયની આટલેથી જ સમાપ્તિ થઈ જવી જોઇતી હતી પરંતુ પુરૂષોત્તમરાયજીને વારસામા પ્રાપ્ત થયલ નાણાં પરત્વે દસ્તાવેજી જ પુરાવો જોઇતો હતો જે તેઓ આપી શકે તેમ ન હતા આમ હતુ એટલે એ નાણા તથા કેટલીક બક્ષીસોને અદાલતે માન્ય ન રાખવાનુ ઉચિત ધારી લીધેલુ હતુ અને એ પરત્વે સાક્ષીઓએ આપેલ મૌખિક પુરાવાને અગ્રાહ્ય ગણી કાઢેલો હતો ! આજ કામે અંગ્રેજ અમલદારોએ બહાઉદ્દીનભાઈ તથા નવાબ સાહેબ રસુલખાનજીને નામે કરેલ, સહીસિક્કા વિનાના લખાણોનો અભાવ હતો છતાં, કેવળ મ્હોએ કરાયલ કહેવાયલ કથનોને અદાલતે ગ્રાહ્ય ગણેલાં હતા એ હકીકતને અમારા આ લેખના પાઠકે લક્ષમા લેવી જોઇએ. અર્થાત અંગ્રેજ અમલદારોથી અપાતી મૌખિક હકીકતને સાચી અને આપણા દેશી, પ્રતિષ્ઠાવાળા ત રફથી અપાતી મૌખિક હકીકતને ખોટી માની લેવાને આ કામના કાર્યશોધકે પોતાના 'રાજદ્વારીય' હેતુને સફળ કરી લેવાના ઇરાદ થી પ્રયાસ કરેલો છે એમ અમે કહી શકીએ છીએ આ વારસા પરત્વે છેક દસ્તાવેજી પુરાવો આપેલ નહિ એમ ન હતુ એમણે રાજ્યની નોકરીમાં નાના પગારે પુરાં ત્રણ ચાર વર્ષ ગાળેલ પણ ન હતા ત્યારે તેમણે એક ઘર બધાવવામા ૨૦૦૦૦ હજાર રૂપીઆની રકમ ઘરમાથી કાઢીને [illegible]લી હતી એ હકીકત તેમણે ચોપડાથી બતાવી આપેલી પણ ખરી; પરંતુ અદાલતે તેની ઉપેક્ષા કરેલી છે વળી 'નવાબ સાહેબ રસુલખાનજી ફકીર હતા કે નહિ ? શાહજાદા શેરજુમાખાનને રોષ ચડવાના કારણો કયાં કયા હતા ? નવાબ સાહેબ અમણ આશ્રિત પ્રકૃતિના અનેવહેમી

સ્વભાવના હતા કે નહિ ?' આવા આવા પ્રશ્નો પણ પુરૂષોત્તમરાયજીને પૂછવામાં આવેલ અને તે બધાનો જવાબ તેમણે મુત્સદ્દીને શોભે તેવા શબ્દોમાં આપેલ પણ છે પુરૂષોત્તમરાયજી નવાબ સાહેબને હાથે ત્રસિત થયલ હોઇને પૂર્વોક્ત પ્રશ્નોના જવાબ પ્રસ્તુત કામને ઉપકારક નીવડે તેવા પ્રકારના કદાચિત આપશે એવી ધારણાથી-અગર તો એવા ઉપકારક જવાબો આપે તો તેમને રાજદ્રોહી ગણાવી શકાશે એવી કલ્પના કરીને પૂર્વોક્ત પ્રશ્નો તેમને ન પૂછાયલા હોય એમ કહી શકાશે નહિ. પરંતુ પુરૂષોત્તમરાયજી આ પ્રશ્નોના જવાબ દેવામાં એટલા તો સભાન રહેલા છે કે. રાજ્યપક્ષ પોતાના પ્રયાસમાં ફાવી શક્યો નથી.

. ચોવીશમા સાક્ષી (બચાવપક્ષ તરફથી) પુરૂષોત્તમરાયજીના સાઢુ જ્યંતિલાલ હરિલાલ વસાવડા હતા. બ્રિટિશ વાલી-વહીવટના કાળમા આ જ્યંતિલાલ ઉંચા દરજ્જાની નોકરી મેળવી શકેલા હતા. એમનાં પત્નીને, પુરૂષોત્તમરાયજીનાં પત્નીના પેઠે, પોતાના પિતા તરફથી વારસામાં વીશ હજાર રૂપીઆ મળેલા હતા એમ જ્યંતિલાલે જણાવેલું છે, છતાં અદાલતે એ હકીકતને માન્ય રાખેલી નહિ.

પચીસમાં સાક્ષી (બચાવ તરફથી) ભુપતરાય ત્રિકમજી વૈષ્ણવ હતા. તેઓ 'એજંસી પ્લીડર' હતા, જૂનાગઢ રાજ્યના રાજકોટ ખાતાના મુખ્ય વકીલ હતા, પછીથી વઢવાણ રાજ્યના દીવાન હતા અને તે પછી કચ્છ-નરેશના હજુર કામદાર પણ થયલા. આવી સ્થિતિના આ સાક્ષીએ જણાવેલું છે તે પ્રમાણે પુરૂષોત્તમરાયજીને તેમના માતામહ તરફથી વારસામાં રૂ. ૩૦૦૦૦) તથા પૈતૃક ધનમાંથી રૂ૦ ૫૦૦૦૦ મળેલા હતા. આ બાબતે ભુપતરાયજી દસ્તાવેજી પુરાવો બતાવી શકેલા નહિ, કારણ કે એ સમયના અને હાલ પણ પ્રવર્તતા દેશાચાર પ્રમાણે વારસામા પ્રાપ્ત થતી મિલ્કત ઘણે ભાગે કાગળે ચઢાવાયલી હોતી નથી. આમ હોઇને રાજ્યપક્ષે તેમજ મિ૦ હોલાડે ભુપતરાયજીના કથનને માન્ય ગણેલું નહિ સામાજિક જીવન પ્રણાલિના જ્ઞાન વિનાના ન્યાયધીશ હોય ત્યારે કેવું અનિષ્ટ પરિણામ આવે તેનું આ વાત એક સુન્દર ઉદાહરણ થઈ પડે છે. આ ભુપતરાયજી અને પુરૂષોત્તમરાયજી સમવયસ્ક હતા, સાથે ભણેલા અને વળી ઘણા પાસેના સગા પણ હતા. હરિદાસ દીવાનની વગથી તેઓ જૂનાગઢ રાજ્યની નોકરીમા પ્રવેશેલા, પુરૂષોત્તમરાયજીના સગા તરીકે તો નહિ જ. તે પહેલા તેઓ વકીલાત કરતા હતા અને કચ્છ રાજ્યની

નોકરીમાં પણ હતા. આવા આ ભુપતરાયજીએ એક વકીલ તરીકે સાધાર બતાવી આપેલું કે, પુરૂષોત્તમરાયે નોકરીમાં દાખલ થયા પછી તરતમાં જ રૂ૦ ૧૦૦૦૦) દશ હજારની રકમ એક આંકડે ઘરમાંથી કાઢીને પારેખ વંદ્રાવનને આપેલી છે તે હકીકત તેમના ઘરમાં સંચિત રખાયલ પુંજીને સાબીત કરી આપે તેટલી સ્પષ્ટ છે જ, પરંતુ રાજ્યપક્ષે તથા મિ૦ ડૅાલાંડે આ દસ્તાવેજી પુરાવાની પણ ઉપેક્ષા કરેલી છે. વળી ભૂપતરાયજીએ પુરૂષોત્તમરાયજીના પિત્રાઇઓના વકીલ તરીકે એક કામ પરત્વે તેમના ચોપડાઓ તપાસેલા ત્યારે તેઓ જાણી શકેલ પણ હતા કે, પુરૂષોત્તમરાયજીના પિતામહ-દાદા-વલ્લભજી ઝાલા તથા તેમના ગોવિંદજી ઝાલા વગેરે ભાઇઓ અવિભક્ત હતા અને તેથી ગોવિંદજી ઝાલાનો મહોટો ધનસંગ્રહ તેમના અપુત્ર દેહાત પછી બાકીના ભાઇઓને પ્રાપ્ત થયલો અને તેને પરિણામે વલ્લભજી ઝાલા પાસે પૈસો સારા પ્રમાણમાં હોઇને તેઓ આઠ આઠ લાખ જેટલી કોરી રાજ્યમાં ભરીને વેરાવળ જેવા મહાલનો ઇજારો રાખી શકેલા હતા. મતલબ કે, પુરૂષોત્તમરાયજી ખુદ જો કે કોઈ દસ્તાવેજી પુરાવો રજુ કરી શકેલા નહિ, તોપણ આ ભુપતરાયજીએ પ્રત્યક્ષ તથા પરોક્ષ માર્ગે, પુરૂષોત્તમરાયજીના ઘરમાં સંચિત ધન હોવાની વાતને પ્રતિપાદિત કરી આપેલી છે. એ છતાં આ 'રાજદ્વારીય' અદાલતે ન્યાયને અંધદષ્ટિ બનાવી દીધેલો હતો ! રૈયત રૈયત વચ્ચે રાજ્ય ન્યાયપુરઃસર વર્તી શકે; પરંતુ જ્યાં એક પક્ષે સંપૂર્ણ રૂપમાં પ્રકટ કરી રહેલ વિરોધ ભાવવાળું રાજ્ય હોય અને બીજે પક્ષે બધીય રીતે રાજ્ય તરફથી બેહાલ બનાવાયલ રૈયત હોય, ત્યાં ન્યાય બિચારો તેજહીન બની બેસે તેમાં નવાઇ નથી,

પૂર્વોક્ત તપાસ પંચે પોતાના કાર્યનો આરંભ કરેલો જુનાગઢમાં પણ રાજ્ય તન્ત્રનો એક સાક્ષી તપાસવો બાકી રહેલ તે સાક્ષી મી૦ એલ રોબર્ટસન તે સમયે મુંબઇ સરકારના ચીફ સેક્રેટરીના હોદ્દાની રૂએ મુંબઇ સરકારના પ્રતિનિધિ હતા એટલે રાજદ્વારી શિષ્ટાચાર પ્રમાણે ઉપરી સરકારને તપાસવા માટે તપાસ પંચને તેનું કાર્યસ્થાન જુનાગઢમાંથી ઉપાડીને મુંબઈ ખસેડવું પડેલું. મુંબઇની હાયકોર્ટના મકાનમાં મી૦ રોબર્ટસનની જુબાની લેવામાં આવી તથા બીજી તપાસ પૂરી થયા પછી રાજ્ય પક્ષના બેરીસ્ટર સ્ટ્રેંગમેને પોતાના વાદને સમર્થ ઉપસંહારાત્મક ભાષણ કરેલું, અને તે પછી ગાયજી સાહેબના સોલીસીટર મી૦

એકવર્યે, રાયજી સાહેબે પોતાના સામે મૂકાયેલ આરોપને તોડી પાડવા માટે તથા પોતાના ચારિત્ર્ય સંપત્તિને અકલંકિત બતાવવાને માટે પોતાના તન-મન ધનની આહુતી આપીને જે પ્રયાસ કર્યો હતો તેનું એવા તો સચોટ અને હૃદયદ્રાવક શબ્દોમાં પ્રત્યુત્તર આપેલું કે અદાલતમાં હાજર રહેલા પૈકી કેટલીક વ્યક્તિઓનાં નેત્રો ન્યુનાધિક પ્રમાણમાં અશ્રુપૂર્ણ બની ગયેલાં હતાં એટલું જ નહિ પરંતુ રાજ્યપક્ષના બેરીસ્ટર મી. સ્ટ્રેંગમેને અદાલતનું વિસર્જન થયું ત્યારે રાયજી સાહેબ પાસે જઇને હાથ મીલાવેલો અને જે પ્રકારની વીરોચિત સજ્જનતા તથા નિર્ભયતાથી રાયજી સાહેબે રાજ્ય તરફનો પડકાર ઝીલેલો તે બદલ મુબારકબાદી પણ આપેલી હતી.

ઉપર પ્રમાણે આ ઇતિહાસ પાત્ર કાર્યશોધન પૂરૂં થતાં અમે હવે આ કાર્યશોધનને અંતે મિ૦ હોલાંડે જે નિવેદનલેખ તૈયાર કરીને દિલ્હી સરકાર તરફ મોકલી આપેલ હતો અને જે ઉપરથી દિલ્હી સરકારે જે ઠરાવ કરી આપેલ છે તે બધી બાબતનું સંક્ષિપ્ત વર્ણન આ પછીના પ્રકરણમાં આપી દેશું. દિલ્હી સરકારે શુધ્ધ ન્યાયદાન કર્યાનું ગણાય અને જે બદલ એમને યશ પણ મળે એ સાથે, આંતર વહીવટ પરત્વે સ્વતંત્ર ગણાય તેવું બ્રિટિશ વાલી-વહીવટદારથી શાસિત થતું રહેલ જૂનાગઢ રાજ્ય પોતાની હકૂમતનો લાભ લઇને ગમે તેટલો અને તેવો અન્યાય કરી પણ શકે, એવા બે માર્ગો આ 'રાજદ્વારીય' ઢબે કરાયલ કાર્યશોધન પરત્વે ગૃહીત થયલ જોઇને હરકોઇ અલ્પ બુધ્ધિવાળો મનુષ્ય પણ આ આખાય પ્રયોગને બે ધારી તરવારની ઉપમા આપી શકે તેમ છે. રાજદ્વારને એક નાટકશાળા રુપે ગણીને કહી શકીએ કે:—

"સુરમ્ય રંગશાળા છે દશ્યની રચના થકી"
"મોહિની મુખભાગે એ પડિથી ડાકિની નકી"

આટલું આ પ્રકરણમાં કહીને અમે તેની સમાપ્તિ કરીએ છીએ.



# પ્રકરણ ૧૬ મું

## मि० होलांडनो निवेदन लेख; दिल्ही सरकारे करेल ठराव, अने राज्यना वहीवटदार मि० रेंडोले करेल आपखुदी निर्णय.

---

તપાસ પચે કરેલા નિવેદન લેખમાંની પુરૂષોત્તમરાયજીના જ કામને લગતી બાબતો પરત્વે જે કાંઇ કહેવાપણું છે તેનું આપણે દિગ્દર્શન કરીએ તે પહેલાં આ નિવેદન લેખ સમગ્ર દૃષ્ટિએ કેવા રૂપનો છે તે સબંધે આપણે થોડી વિવેચના કરી લેશું આ નિવેદનલેખને એક ખરેખરા રાજદ્વારીય દૃષ્ટિએ કાર્યસાધક થાય એવી અસંગત્ અપ્રાસંગિક અને ઇતિહાસને વિકૃત રૂપમાં દેખાડે એવી હકીકતોના સભારથી સજ્જ કરવામાં આવેલ છે અને તે વળી ગુપ્ત મિસીનો છે એટલે સાર્વજનિક ઉઘાડી ચર્ચાથી મુક્ત રહી શકેલો છે પુરૂષોત્તમરાયજીએ દિલ્હી સરકારમાં નોંધાવેલ વિવાદ ફક્ત એમની પોતાની સામે ઇ० સ० ૧૯૦૬માં જૂનાગઢ રાજ્યે ચલાવેલ એક તરફી કામ તથા ઇ० સ० ૧૯૧૧-૧૨માં રાજ્યના બ્રિટિશ વાલી-વહીવટદાર મિ० રોબર્ટસને આપેલ ઠરાવ એ બે બાબતો પરત્વે જ હતો, અને દિલ્હી સરકારે પણ એ બે જ બાબતો પરત્વે તપાસ કરવાને મિ० હોલાંડને નિયુક્ત કરેલા હતા, અને તેમનાથી કરાયેલ તપાસને અંતે જે તે નિર્ણય આપવાનું કામ એ સર્વોપરિ સરકારે પોતાને હસ્તક જ રાખી લીધેલું હતું આટલી વાત અમારા આ ગ્રંથના પાઠકે બરાબર લક્ષ્યમાં રાખવાની છે તપાસપંચે કરવાનું કામ સમાપ્ત થયા પછી મિ૦ હોલાંડે પોતાથી કરાયેલ કામનો એક લેખ તૈયાર કરીને દિલ્હી સરકાર તરફ રવાના કરવા સારૂ મિ० રેંડોલને સોંપેલો એટલે મિ० રેંડોલે તો તે લેખને ફક્ત દિલ્હી સરકાર તરફ યોગ્ય માર્ગે મોકલી આપવાનું કામ કરવાનું હતું, અને તે

ઉપરાંત તેમણે કશું પણ કરવાનું ન હતું એ વાત સમગ્ર ઘટનાની દષ્ટિએ વ્યાજબી ગણાય તેમ છે. છતાં મિ૦ રેંડોલે એ લેખની પૂર્તિ કરવાનો પોતાને અધિકાર હોય તેમ વર્તીને તે અંગે પોતાના વિચારો જણાવીને તે લેખ રવાના કરેલો હતો. એક કામની સમાપ્તિ થઇ ગયા પછી કોઇપણ પક્ષકારને વધારાની હકીકત ઉમેરવાનો અધિકાર હોઇ શકે નહિ; છતાં મિ૦ રેંડોલે પૂર્વોક્ત નિવેદન લેખને અંગે પોતાના પક્ષની દષ્ટિએ જે કાંઇ વધારામાં જણાવેલું છે તે કેવળ તેમના અધિકાર બહારનું કામ હતું એમ અમે માનીએ છીએ. અર્થાત પૂર્વોક્ત નિવેદન લેખ મિ૦ રેંડોલે તેને જોડેલા પોતાના લખાણ સાથે છેવટે દિલ્હી સરકાર તરફ રવાના તો કરાયલો હતો જ. પરંતુ એ લેખને પોતાના પ્રવાસમાં ધુધવતી એક નદી ઓળંઘીને આગળ જવાનું હતું ! મુંબઈ સરકાર લોર્ડ વિલિંગ્ડનના નેતૃત્વ નીચે આ કામે પૂર્ણ વિરોધ પહેલેથી જ બતાવી રહેલ એ વાત આપણે વાંચી ગયા પણ છીએ, એટલે પૂર્વોક્ત નિવેદનલેખ મુંબઇ સરકારમાં પહોંચી ગયલો એટલે લોર્ડ વિલિંગ્ડન ખુદ પુરૂષોત્તમરાયજીના સામાવાળા જેવા થઇ બેઠેલા હતા અને તેમણે પુરૂષોત્તમરાયજીને શુધ્ધ ન્યાય મળી ન શકે એવા પ્રકારે આ નિવેદનલેખ પરત્વે અભિપ્રાય આપવા અને પછી તેને દિલ્હી સરકાર તરફ રવાના કરવાની તજવીજ કરેલી પણ હતી ! પરંતુ એ મુંબઇના હાકેમ તેમાં સફળતા મેળવી શકેલા નહિ; કારણ કે તેમની શાસનકાર્યકારિણી સભા (એકઝીક્યુટિવ કૌંસિલ) એ બહુમતિથી, આ કામે સર્વોપરિ સરકારની જવાબદારી શી છે તે સ્પષ્ટ કરી આપીને તે કામ દિલ્હી તરફ રવાના કરવાનું ઠરાવી દીધેલું હતું. આમ લોર્ડ વિલિંગ્ડનનો પ્રયાસ નિષ્ફળ ગયલો ત્યારે તેમણે ખુદે બહુમતિથી થયલ પૂર્વોક્ત ઠરાવ પરત્વે પોતાની અસંમતિ દર્શાવનાર છલાયદો અભિપ્રાય લખીને તે તમામ કાગળો દિલ્હી સરકાર તરફ મોકલાવી આપેલ હતા. પુરૂષોત્તમરાયજીને શુધ્ધ ન્યાયલાભ ન થાય એટલા માટે મિ૦ રેંડોલ, મિ૦ રોબર્ટસન અને લોર્ડ વિલિંગન ખુદ આટલા બધા પ્રમાણમાં 'સંયુક્ત પ્રયાસ' કયા કારણે કરી રહેલા હશે તે કોણ કહી શકે ! આવો 'સયુક્ત પ્રયાસ' કદાચિત્ 'રાજદ્વારીય' ઢબે કરાયલાં હોય તેવાં કુત્સિત કર્મો ઢાંકી રાખવાનાં હોય તો જ કરવો પડે, એમ અમારૂં માનવું થાય છે. મતલબ કે, પૂર્વોક્ત નિવેદનલેખ વિઘ્નો વટાવતો વટાવતો આખરે દિલ્હીનો દરવાજો દેખી શકેલો તો ખરો જ; અને ત્યાં તે આદર પણ પામેલો છે આ આખોય નિવેદન લેખ અમે અત્ર, સ્થળ સંકોચને કારણે, ઊતારી શકીએ તેમ નથી; એટલે અમે તેની થોડીક સમાલોચના અમારા પાઠકગણ પાસે રજુ

કરીને સંતુષ્ટ રહેશું. આ નિવેદનલેખ સંબંધે પ્રથમ તો અમે કહેશું કે કાર્યશોધક મિ૦ ટોલાઉં રાજ્યપક્ષને યતત્તન પુરવાની અને એ પ્રમાણે અપ્રતિવાદ્ય વાતો એક પછી એક એમ આગળ ચાલવાની જે અયોગ્ય છૂટ આપેલી છે તેને પરિણામે પુરૂષોત્તમરાયજીવાળું મુખ્ય કામ ગૌણ બની ગયું અને વઝીર બહાઉદીનભાઇના મૃતદેહ સામે જાણે કે મુખ્યતઃ કામ ચલાવાઇ રહેલ હોય એવો દેખાવ થઇ રહેલો હતો અને એને અનુસરતો જ આ નિવેદનલેખ લખાયલો પણ છે. આ પ્રમાણે કરવાનું કારણ એ હતું કે, વઝીર બહાઉદીનભાઇને કોઇપણ માર્ગે દોષિત ઠરાવી દીધા વિના તેમના 'મગજ' રૂપ ગણી લેવાયલ પુરૂષોત્તમરાયજીને કોઇપણ માર્ગે ચપરી જેટલો પણ ગારો છાંટી શકાય એમ ન હતું, અને એ ચપરી ગારો પણ કોઇ નિશ્ચિત દોષ માટે નહિ પરંતુ પરોક્ષ માર્ગે ગૃહીત કરી લેવાયલ શંકનીય ચારિત્ર્યને ઓઠેજ મતલબ કે, મિ૦ ટોલાઉં જે આ નિવેદનલેખ તયાર કરેલો છે તે તેમના રાજદ્વારીય ખાતાને ઉપકારક થાય એ દૃષ્ટિથી જ લખેલો હોય એવું સ્પષ્ટ સમજાઇ આવે તેમ છે. પુરૂષોત્તમરાયજીને તો શુદ્ધ ન્યાયદાન કરવાનું હતું જ અને એમ કરાયલું પણ છે પરંતુ રાજદ્વારીય કારણે તેમના ઉપર જે પ્રતિબંધ મૂકાવવાની જરૂર સર્વોપરિ સરકારને જણાયલી હશે તે તેમણે ખુદે ન મૂકતાં જૂનાગઢ રાજ્ય મારફત મૂકાવી દેવાને કામે એ નિવેદનલેખનો ઉપયોગ મિ૦ રેંડોલ કરી શકે એવી યોજનાને જન્મ આપી દીધેલો હશે એમ આપણે, પાછળથી મિ૦ રેંડોલે કરેલ 'અંતિમ હુકમ' પરથી કહી શકીએ તેમ છીએ. મતલબ કે આ નિવેદનલેખનો રાજદ્વારીય રંગ બાજુ ઉપર રાખીએ તો એને આપણે પુરૂષોત્તમરાયજી પરત્વે તો ઉપકારક જ ગણવો પડે તેમ છે. આ નિવેદનલેખ કોઇપણ પ્રકારે નિર્ણય પત્ર પણ નથી જ. પુરૂષોત્તમરાયજીવાળા કામે જે ખરો અંતિમ નિર્ણય થયલો છે તે હિંદી સરકારે ખુદે કરેલો છે અને તે નિર્ણય કરવામાં એ સર્વોપરિ સરકારે જે મુદ્દાઓ પરત્વે ફરી પરિશોધન કરવા માટે આજ્ઞા કરેલી તેમને જ લક્ષમાં રાખીને પોતાના હેતુને સફળતા આપેલી છે; એટલે કે પુરૂષોત્તમરાયજીને નિર્દોષ ઠરાવીને તે સરકારે શુદ્ધ ન્યાયદાન કરેલું છે. અર્થાત્ મિ૦ ટોલાઉંનો નિવેદનલેખ અને હિંદી સરકારે તે ઉપરથી કરેલ નિર્ણય એ બન્ને જો કે એક બીજાથી ભિન્ન બાબતો છે, તથાપિ પાછલીનો સમાવેશ બાહ્યમાં થઇ જતો હોવાથી અમારા આ લખાણના વાચકે નિવેદનલેખને એક ગૌણ બાબત ગણીને કેવળ અંતિમ નિર્ણયને જ પ્રાધાન્ય આપવું જોઇએ. આ પ્રમાણે અમારે

સ્પષ્ટતા કરવી પડી છે તેનું કારણ એ છે કે, દિલ્હી તેમજ મુંબઇ સરકારે દેખાવમાં જૂનાગઢ રાજ્યના ગૌરવનો ભંગ ન થાય એટલા ખાતર જ આ કામ પરત્વે બીજો અંતિમ હુકમ (પહેલા અંતિમ નિર્ણયને આધારે) પ્રકટ કરવાની છૂટ જૂનાગઢ રાજ્યને આપેલી છે. હકીકત આમ છે છતાં રેંડોલે પોતાની શુરતાનો નિર્વાહ કરી રાખવાની મમતાને પ્રાધાન્ય આપીને દિલ્હી સરકારના અંતિમ નિર્ણયને ગૌણ ગણી કાઢવાની ધૃષ્ટતા કરેલી છે; એટલું જ નહિ, પરંતુ કેવળ દિલ્હી સરકારના જ ઉપયોગ માટે જ મિ૦ હોલાંડે તૈયાર કરેલ નિવેદન લેખ, જાણે કે, પોતાના ઉપયોગ માટે જ તૈયાર કરાયલ છે એવું સમજીને એ બ્રિટિશ વાલી–વહીવટદાર સાહેબે પોતાના તરફથી પુરૂષોત્તમરાયજીને અપાયલ નિર્ણય પત્રમાં એ નિવેદન લેખનો અણછાજતો ઉપયોગ કરેલો પણ છે ! આ મિ૦ હોલાંડવાળો નિવેદન લેખ અસંગત હકીકતો, સંભાવ્યતાઓ, શક્યતાઓ, સત્યાભાસાત્મક વ્યંજનાઓ, ગૃહીત કરી લેવાયલ વિધાનો, વિકલ્પાત્મક વાદો, વિસંવાદી કથનો કરનાર સાક્ષીઓમાંથી ગમે તેને શ્રધ્ધેય અને ગમે તેને અશ્રધ્ધેય માની લેવાને કામે ઉપયુક્ત કરાયલ પૂર્વગ્રહો, નિર્ણય પાત્ર મુદ્દાઓને ઢાંકી દેનારાં સ્ખલનો વગેરે ન્યાયઘાતક અનેક બાબતોથી વિકૃત બનેલો હોઇને, બ્રિટિશ રાજદ્વારીય ખાતું વર્ષોથી જૂનાગઢ રાજ્ય પરત્વે જે ખટપટ રમી રહેલું હતું તેનું સર્વાંગચિત્ર પણ તે આપણી સમક્ષ ખડું કરી આપે તેમ છે. આવો આ રાજદ્વારીય ઢબે તૈયાર કરાયલ નિવેદન લેખ અને તે સાથે બ્રિટિશ વાલી–વહીવટદારે જે કોઈ હકીકત પોતાની રૂચિ પ્રમાણે લખી મોકલેલ તે તમામ, પગથીએ ચઢતી ચઢતી અંતે દિલ્હી સરકારને પહોંચેલ, અને તેમ થયલું એટલે એ સર્વોપરિ સરકારે એ પરત્વે સંપૂર્ણ વિચારણા કરી તેમાંથી અસંગત બાબતોને ચાળી નાખીને કેવળ પુરુષોત્તમરાયજીના જ કામને લગતી હકીકત લક્ષ્યમાં લીધેલી છે અને તે પરત્વે તેમણે અંતિમ નિર્ણય કરી આપીને આ કથાનાયકના જીવનને ઉજળું બનાવી દીધેલ છે; એટલું જ નહિ, પરંતુ પુરુષોત્તમરાયજીના એક કાળે ગાઢ મિત્ર બની રહેલ પરંતુ પાછળથી વિરોધી પક્ષે ભળી ગયલ બાઈશંકરજીએ ઇ. સ. ૧૯૦૧માં પોતાના એ મિત્ર પુરુષોત્તમરાયજી ઉપરના એક આશ્વાસક પત્રમાં બોધેલ 'सत्यमेव जयते' એ મહાસિધ્ધાંતને પ્રતિપાદિત કરી આપેલ પણ છે. 'હું હજી પણ તેમનો (પુરુષોત્તમરાયજીનો) મિત્ર છું:' એવું જે કથન બાઈશંકરજીએ પોતાની જુબાનીમાં કરેલું છે તેને સત્યાત્મક ગણવું હોય તો આપણે એમ પણ કહેવું પડે કે, પુરુષોત્તમરાયજીની વિશુદ્ધતાની તો બાઈશંકરજીને

સંપૂર્ણ ખાત્રી હતી, તોપણ તેમણે દુનિયાંને તેની ખાત્રી કરી બતાવવાને માટે જ પોતાના એ જૂના મિત્રને, પોતે તેમના શત્રુપક્ષે બળીને કસોટીએ ચઢાવવાનું ઉચિત ધારેલું હતું ! આ બધું ગમે તેમ બનેલું હોય, તોપણ એટલું તો અવિવાદ છે કે, દિલ્હી સરકારે આપેલ નિરપવાદ નિર્ણય પછી તો મિ૰ રેડૉલની ફરજ એ નિર્ણયને જ અનુવર્તી રહેવાની હતી. પરંતુ એ બ્રિટિશ વાલી–વહીવટદાર તો પોતાને એક સ્વતંત્ર રાજકર્તાના અધિકાર યુક્ત ગણી રહેલ એટલે તેણે પોતાના દ્વેષ તથા દર્પને તાબે તેવો આપખુદી ભરેલો ઠરાવ કરી પુરૂષોત્તમરાયજીને શુદ્ધ ન્યાય ન આપતાં ન્યાયાભાસનો તથા તેનાં અભિષ્ઠ ફળનો લાભ આપેલો છે. આ લાભ વસ્તુતઃ દિલ્હી તથા મુંબઈ સરકાર તરફથી કરાયલ નિર્ણયનું ખરૂં પ્રતિબિંબ નથી; એટલું જ નહિ, પરંતુ દિલ્હી સરકારે ન્યાયની વિશુદ્ધતાનું પાલન થઈ રહે તેટલા ખાતર પોતાના તરફથી કરાયલ નિર્ણયમાં મિ૰ હોલાંડવાળા નિવેદન લેખનો લેશમાત્ર પણ ઉલ્લેખ કરવાનું અનુચિત ધારેલું છે તેને બદલે મિ૰ રેડૉલે એ 'ગુપ્ત' કોટીના મનાવાયલ નિવેદન લેખમાંના 'રાજદ્વારીય' પ્રકારના ભાગોનો ઉલ્લેખ પોતાના તરફથી કરાયલ નવા ઠરાવના પ્રસ્તાવમાં કરીને એક રીતે કહીએ તો, દિલ્હી સરકારની ધૃણાપાત્ર ગણાય તેવી અવગણના કે વિડંબના પણ કરેલી છે. આમ દિલ્હી સરકારના હુકમની યથાર્થ બજાવણી કરવાની બાબતે પોતાના અધિકારનો દુરૂપયોગ કરીને મિ૰ રેડૉલે પોતાને પક્ષે થોડો ઘણો વિજય થયલો માની લીધેલો તો ખરો; તથાપિ અમે તો કહીએ છીએ કે, એમ માની લેવામાં એ સાહેબ આત્મવંચક જ બનેલા છે; એટલું જ નહિ, પરંતુ એમણે પોતાની વહીવટદારીના સમયમાં એકંદરે જે પ્રકારની વિકૃત મનોદશાનું પાલન કરી રાખેલું છે તેનું ફળ તેમને આખરે, બ્રિટિશ સરકારની તેમની નોકરીને અંગે નથી ભોગવવું પડેલ એમ કહી શકાતું પણ નથી. જૂનાગઢ રાજ્યની વહીવટદારીમાંથી મુક્ત થયા પછી આ 'હઝુર' થઈ બેઠેલ મિ૰ રેડૉલને ઇંગ્લાંડનો કાંઠો તરત જ જોવાનો વારો આવી ગયલ છે એ હકીકત જ, તેમને તેમના જૂનાગઢ રાજ્યના શાસનકાર્યના ફળ રૂપે ઊઠેલ 'ગારા'ની સૂચક છે, અને એવા એ 'ગારાનો' કાલિમા એમના પોતાના મનને દુઃખિત કરી રહેલ હોય તો તેમાં આશ્ચર્ય પણ નથી ! દિલ્હી સરકારે તથા મુંબઈ સરકારે કરેલ ઠરાવોની ખરી નકલો રાયજી મહેિએ માગેલી તે પણ મિ. રેડૉલે આપેલી નથી; એટલું જ નહિ પરંતુ એ ઠરાવોની ખરી નકલો પાછળથી પણ પુરૂષોત્તમરાયજી કે તેમના વંશજોને પ્રાપ્ત ન થઈ શકે એવી કોઈ પાકી વ્યવસ્થા એ બ્રિટિશ

year (1896 A. D.) the peaceful solution of the troubles which had arisen between the Hindus and Muhammadans in the town of Prabhas Patan was attributed largely to P's assistance and tact. In 1900 the Nawab, in a resolution dealing with the work of the Alienation Settlement Department, spoke of the "unflagging zeal, untiring energy and diligence of the Naib Dewan, and similar opinions were expressed by Colonel Sealy, the officer in charge of the work, and by the Political Agent, Kathiawar: ×"

"ભાવાર્થ:- જે ઉત્સાહ અને શક્તિનો ઉપયોગ પુ. એ રાજ્યકાર્ય વિષયક પ્રશ્નોનો ઉકેલ લાવવામાં કરેલ છે તેનો પુરાવો રાજ્યનાં દફતરોથી મળી આવે છે, અને તેમણે એકલા જૂનાગઢ દરબારની પ્રશંસા ઉપર પ્રશંસા મેળવેલી છે એટલું જ નથી; પરંતુ તેમના કામથી પરિચિત એવા બ્રિટિશ અમલદારોએ પણ તેમની પ્રશંસાઓ કરેલી છે. × × × એ જ વર્ષ (ઇ. સ. ૧૮૯૬)માં પ્રભાસ પાટણ શહેરના હિંદુઓ અને મુસલમાનો વચ્ચે જે કલેશ ઉપસ્થિત થઈ આવેલો હતો તેનો શાંતિપ્રદ નિકાલ મ્હોટે ભાગે પુ. ની મદદ તથા દક્ષતાથી થવા પામેલો હતો. ઇ. સ. ૧૯૦૦માં બહારવટાનિર્ણયિક ખાતાએ કરેલ કામકાજની નિરીક્ષા કરીને નવાબે, નાયબ દીવાનનાં 'દૃઢ ઉત્સાહ, અવિશ્રાંત શક્તિ અને ઉદ્યમ' પરત્વે ઉદ્ગારો (કાગળ ઉપર) કાઢેલા, અને એવા જ અભિપ્રાયો એ કામના અમલદાર કર્નલ સીલીએ તથા કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટે પણ દર્શાવેલ છે.)" × × ×

(7) On the 28th November 1912 Mr. Robertson heard P's solicitor on behalf of his petition of review, and on February the 27th 1913, he passed an order to the effect that the review could not be granted. It appears that, as a result of Mr. Bhaishanker's inquiry into the State Accounts, Mr.

Robertson was in possession of additional information bearing on P's case which suggested, among other thiugs, that there had been a deficit of Rs. 1,25,000 in the State treasury on the death of the Nawab Bahadurkhanji shortly before the date of the alleged embezzlement by P. This must have weighed with the Administrator in refusing to grant a review. P. had been invited to give and gave an explanatory statement in the course of Bhaishankir's inquiry, but his counsel had no opportimity of dealing with the additional information, nor when he was granted a hearing on November the 28th, 1912 did he receive information that the review-petition would be decided on any other grounds than those stated in the 1906 record. The Counsel was not even informed that sixty-two of the currency-notes had been found in the Vazir's possession in 1911.

"(ભાવાર્થ:- ઇ૦ સ૦ ૧૯૧૨ના નવેંબરની ૨૮મી તારીખે, પુ. એ કરેલ ફેર-તપાસની અર્જ પરત્વે મિ૦ રોબર્ટસને પુ૦ના સોલિસિટરને સાંભળેલ, અને ઇ. સ. ૧૯૧૩ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે, ફેરતપાસ માટેની માગણી સ્વીકારવામાં નથી આવતી, એવો હુકમ તેમણે (મિ૦ રોબર્ટસને) કરેલો. એવું જણાય છે કે, ભાઇશંકર રાજ્યનો હિસાબ તપાસી રહેલ હતા તેના પરિણામમાં પુ. ના કામ ઉપર અસર કરે તેવી વધારાની હકીકત મિ૦ રોબર્ટસન પાસે રજુ થયલી હતી, અને તે, બીજી બાબતો ઉપરાંત, એવું સૂચવતી હતી કે, પુ૦ એ કરેલ કહેવાયલ ઉચાપતની તારીખ પહેલાં થોડાક વખત અગાઉ નવાબ બહાદુરખાનજીનો દેહાંત થયો ત્યારે ખજાનામાં રૂ૦ ૧,૨૫૦૦૦ ખૂટતા હતા. ફેરતપાસ કરવાની ના પાડવામાં આ (ભાઇશંકર તરફથી રજુ કરાયલ) બાબતને વજન આપવાની વહીવટદાર (મિ૦ રોબર્ટસન)ને ફરજ પડેલી હોવી જોઇએ. ભાઇશંકર તરફથી જે તપાસ થતી હતી તેને અંગે ખુલાસો આપવાને માટે પુ૦ ને આમંત્રેલા હતા અને તેમણે ખુલાસો આપેલો પણ હતો; પરંતુ એ

વધારાની હકીકત પરત્વે બોલવાની તક તેમના ધારાશાસ્ત્રીને અપાયલી નહિ તેમ વળી, ઇ. સ. ૧૯૧૨ના નવેંબરની ૨૮ મી તારીખે પુ૦ ને સાંભળવામાં આવેલ ત્યારે પણ, ઇ૦ સ૦ ૧૯૦૬વાળા કામમાં જે આધારે નિર્ણય કરાયલો હતો તે આધાર સિવાયના બીજા કોઇ આધારે પણ ફેરતપાસની અરજી પરત્વે નિર્ણય કરવામાં આવશે એવા ખબર તેમને અપાયલ પણ નહિ. ઇ૦ સ૦ ૧૯૧૧માં વઝીરના કબ્જામાંથી બાસઠ ચલણ ચિઠીઓ મળી આવેલ છે એ વાતની માહિતી પણ (પુ૦ ના) ધારાશાસ્ત્રીને અપાયલ ન હતી.”

× × × ×

**નોંધઃ—** મિ૦ હોલાંડે પોતાના નિવેદનલેખમાં દાખલ કરેલ પૂર્વોક્ત હકીકત પરત્વે થોડોક ગોટાળો થયલો દેખાય છે. રૂા. ૧,૨૫૦૦૦)ની રકમ રાજ્યના ખજાનામાં ખૂટતી કહેવાયલી છે તે નવાબ સાહેબ બહાદુરખાનજીના દેહાંત પછી એટલે કે, પુ૦ મારફત ખરીદાયલ એકસો ત્રેપન ચલણ ચિઠીઓ-વાળી રકમ ન હતી; પરંતુ પૂર્વોક્ત રકમ તો નવાબ મોહોબતખાનજીના દેહાંત પછી નવાબ બહાદુરખાનજી ગાદીએ આવેલ તે વખત સાથે સંબંધ ધરાવનારી છે, એવું તપાસપત્રે તેમજ ઇ૦ સ૦ ૧૯૧૨માં મિ૦ રોબર્ટસને કરેલ ચોકસી ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. ઇ૦ સ૦ ૧૯૧૨માં જ ભાઇશંકરે રાજ્યકોશ તપાસી લીધા પછી આ રકમ પરત્વે મિ૦ રોબર્ટસનને નિવેદનલેખ આપેલો અને મિ૦ રોબર્ટસને તે ઉપરથી રાજ્યના તોષખાની મહંમદખાન, અમરજી આણંદજી કચ્છી, પુરૂષોત્તમરાયજી, એ વખતના હિસાબી અધિકારી વગેરેની જુબાનીઓ પણ લીધેલી હતી; એટલું જ નહિ, પરંતુ એ રકમ નવાબ સાહેબ બહાદુરખાનજીની સહીવાળા જે રૂક્કાથી તોષાખાનામાંથી ઉપાડાયલી તે રૂક્કો સાચો ઠરી જતાં એ બદલ અમરજીભાઇ ઉપર મૂકાયલ દોષમાંથી તેમને મુક્ત કરવામાં પણ આવેલા હતા. આ રકમ આ મિ૦ રોબર્ટસને ચોકસી કરેલી તે પહેલાં વીશ વર્ષ અગાઉ ઇ૦ સ૦ ૧૮૯૨માં દીવાન હરિદાસજીએ પણ ખૂટતી જાણીને તે પરત્વે પાકી તપાસ કરી, તે પરત્વે થયલ ભૂલ પકડીને આવશ્યક ખાંડાખાંડ કરાવી લીધેલી હતી. મતલબ કે, આ રકમને લગતી બધી તપાસ થયા તે પરત્વે અંતિમ નિર્ણય પણ ઇ૦સ૦ ૧૯૧૨ના મે માસમાં થઇ ચૂકેલ હતો, એટલે પછી ઇ૦ સ૦ ૧૯૧૨ના નવેંબરની આખરે જ્યારે મિ૦ રોબર્ટસને પુ૦ ની સુનાવણી લીધેલી હતી ત્યારે પૂર્વોક્ત રકમ પરત્વે પુ૦ વાળા કામને અંગે કશો પણ વિચાર કરવાનું કારણ મિ૦ રોબર્ટસનને ન હતું. આમ

હોઇને આ રકમને લગતી વાતને મિ૦ હોલાડે 'વધારાની હકીકત' ગણી તેને 'વજન આપવાની વહીવટદાર (મિ૦ રોબર્ટસન)ને ફરજ પડેલી હોવી જોઇએ' એવું જે કહે છે તે વાસ્તવિક નથી. ખરી વાત તો એ છે કે પુરૂષોત્તમરાયજીવાળા કામની સુનાવણી તા૦ ૨૮-૧૧-૧૨ને રોજ થઇ ગયા પછીજ કોઇપણ પ્રકારની 'વધારાની હકીકત' બાપુશંકર તરફથી મિ૦ રોબર્ટસન સમક્ષ મૂકાયલી હતી, અને તેને પરિણામે જ મિ૦ રોબર્ટસન પુરૂષોત્તમરાયજીને ન્યાયદાન કરતા અટકી પડેલા હતા. આમ હોઇને આ 'વધારાની હકીકત' કેવા પ્રકારની હતી તે આપણે ગોતી જાણી લેવું પડે. પુરૂષોત્તમરાયજીવાળા કામની સુનાવણી તા૦ ૨૮-૧૧-૧૨ને રોજ થઈ ગયા પછી તા૦ ૨-૧૨-૧૨ને રોજ વઝીર સાહેબના ગૃહ-કાર્યભારી નથુભાઇ કરપારામ સામેના કામ પરત્વે એ વખતે લોકોમાં બોલાઇ રહેલું હતું તે પ્રમાણે તેમણે. પુરૂષોત્તમરાયજીને તથા વઝીર સાહેબને હાનિ કરે તેવી શાહપુર ગામવાળી એક લાખ રૂપીઆની રકમ બાબતે બાતમીદાર થવાનું કબૂલ પણ કરી દીધેલું હતું ! આ નથુભાઇવાળી નવી હકીકત જ 'વધારાની હકીકત' હતી, અને એ 'વધારાની હકીકત'ને 'વજન' આપવાની મિ૦ રોબર્ટસનને ફરજ પડી ગયલી હતી ! આ બધી ઘટના આપણને વિચાર કરાવે તેવી છે. પુરૂષોત્તમરાયજી મિ૦ રોબર્ટસનને હાથે અચૂક નિર્દોષ ઠરી જશે એવી રાજ્યપક્ષના સોલિસિટર બાપુશંકરને પાકી ખાત્રી હતી એટલે જ નથુભાઇ કરપારામ સામેનું કામ પાછળ રખાવાયલું હોય એમ સ્પષ્ટ સમજાઇ આવે છે; એટલું જ નહિ, પરંતુ એ નથુભાઇને જાળમાં સપડાવીને તેમને મુખેથી કૃત્રિમ હકીકત કહેવડાવવાની યોજના પણ એ વખતે જ કરી લેવાઇ હતી એમ પણ આપણે કહી શકીએ તેમ છીએ. આમ હોઇ આપણે કહી શકીએ કે, મિ૦ હોલાડે રૂ. ૧,૨૫૦૦૦)ની રકમનો 'વધારાની હકીકતમાં' સમાવેશ કરેલો છે તે કાં તો તેમનાથી થયલ ભૂલ હશે અગર તો મિ. રોબર્ટસને એ રકમ સંબંધે કરી લીધેલ તપાસને લગતી હકીકત તેમના લક્ષ્ય બહાર રહી ગયલી હશે. મતલબ કે, એ 'વધારાની હકીકત' નથુભાઇએ શાહપુરગામવાળા એક લાખ રુપીઆને લગતી હતી અને એ હકીકતને લીધે જ મિ૦ રોબર્ટસને પુરૂષોત્તમરાયજીની ફેરતપાસ અંગે થયલ સુનાવણી લીધા પછી તેમની વિરૂદ્ધ ઠરાવ આપેલો હતો. હવે આપણે મૂળ વિષય તરફ વળશું.

(10) "This outline-sketch of events in their historical sequence places P. in rather a favourable

light A distinguished servant of the state and head of a family which had earned honour from the Nawabs since the foundation of the dynasty, at the summit of his career was cast down, apparently at the whim of his master, with no offence alleged and no opportunity for penitence, if faults there were His 26 years of unremitting work and the numerous written testimonials to his character, abilities and successes counted for nothing, and even a pension such as a far humbler man might expect to receive at the end of his service, was scornfully refused For a man in such a position exile is inevitable, since to remain is to court vengence from ancient enemies Events followed in their natural sequences First, some of his properties in Junagadh were confiscated, then nearly three years after his fall a criminal charge was launched, a verdict was obtained in his absence and the Nawab, in due course, fulminated a judgment stripping him of all his possessions and grinding him to dust He bore all with resignation and even with dignity, still mindful of his duty to his master Ruler and hoping that the wind might someday change and bring him back to favour At the moment when the out look seemed to be somewhat brighter the Nawab died and all his hopes were scattered Then he placed his belief in British justice and after disappointments and delays, was granted the further inquiry which he asked '

" This favorable impression is heightened if one

reads the "Decision" of 1906 which, as argument, is poor, unconvincing stuff: if one remembers that the subsequent tracing of a great number of the notes to the Vazir's possession went far to corroborate P.'s version of the transaction, and above all, if one admits, as the counsel for the prosecution has done, that the review-inquiry of 1912 presented unsatisfactory features.

"Finally the forces working in the State had brought about almost precisely similar incidents on previous occasions. Amarji, the greatest and most powerful of the Nagar Brahmin Dewans who served the Rulers of Junagadh was murdered as the result of an intrigue in 1784. Amarji's able son, Raghunathji, was repeatedly disgraced through the machinations of his enemies and re-instated in power when circumstances rendered his re-call inevitable."

"The observer might reasonably conclude that history had repeated itself, as it often does in Native States, and that P. like his predecessors, had fallen a victim to intrigue."

" (ભાવાર્થ – ઐતિહાસિક અનુક્રમે થયલ વ્યતિકરોનું આ રેખાચિત્ર પુ૦ ને જાણે કે ઉપકારક પ્રકાશના લાવી મૂકે છે. રાજ્યના એક સુવિખ્યાત નોકર તથા રાજવંશની સ્થાપના થઇ ત્યારથી નવાબો તરફથી સન્માનિત થતા રહેલ કુટુંબના એક મુખ્ય (પુરૂષ)ને, તેની જીવનયાત્રાની શિખર-સ્થનાએથી, દેખીતી રીતે તેના સ્વામીના મનોલૌલ્યને લીધે, પછાડી નાંખવામાં આવેલ છે, કોઇપણ અપરાધ કર્યાનું કહેવાયહું નહિ, અને જો

કોઈપણ અપરાધ (તેણે કરેલ) હોય તો તે બદલ પશ્ચાત્તાપ બતાવવાની તક (તેને) આપવામાં આવેલ નહિ છવીશ વર્ષો પર્યંત તેનાથી અવિરત થતા રહેલ કામની તેમજ તેના ચારિત્ર્ય, તેની શક્તિઓ અને તેણે મેળવેલ હોદ્દાને લગતા સખ્યાબંધ લિખિત પ્રમાણ પત્રોની કશી કિંમત ગણાઈ નહિ અને એક પણીજ ઉતરતી કોટીનો માણસ પોતાની નોકરીને અંતે નિવૃત્તિવેતન મળવાની આશા રાખી શકે તે નિવૃત્તિવેતનની તેણે કરેલ વિનતિને તિરસ્કાર પૂર્વક નકારવામા આવી છે આવી સ્થિતિમા મૂકાયલ મનુષ્યને સ્વદેશ ત્યાગ કર્યા વિના છુટકો નથી હોતો કારણ કે એવી સ્થિતિમા (સ્વદેશવાસી થઇને) રહેવુ એ વાત, જૂના દુશ્મનોના વેરને આમંત્રવા બરાબર જ થઇ રહે છે એ પછી જે બનાવો થયલા તે સ્વાભાવિક રીતે બનતા ગયલા પ્રથમ તો તેમની જૂનાગઢમાની કેટલીક મિલ્કતને ખાલસા કરવામા આવેલી પછી તેમનુ પતન થયા બાદ લગભગ ત્રણ વર્ષે ફોજદારી રાહે તેમની ઉપર એક તહોમત મૂકવામા આવેલુ, તેમની ગેરહાજરીમા તેનો નિર્ણય કરવામા આવેલો, અને ક્રમાનુસાર નવાબે તેમની તમામ મિલ્કત છીનવી લીધેલી અને તેમને દબી નાખીને ધુળ ભેગા કરી દીધેલા (પણ) છે ''

' આ બધુ તેમણે સમર્પણભાવથી અને વળી સગૌરવ સહી લીધલુ તે પણ પોતાના રાજા પ્રતિનો પોતાનો ધર્મ સમજીને અને એવી આશા એ કે, કોઈ એક દિવસ એવો આવશે કે જ્યારે પવન બદલાશે અને પુન તે પોતે કૃપાપાત્ર થશે. જે ઘડીએ તેમને સ્થિતિ-સંયોગ-કાઇક અધિકતર ઉજ્જવલ દેખાવા લાગેલ તે ઘડીએ નવાબનો દેહાત થઇ ગયલો, અને તેમની બધી આશાઓ વેરાઈ ગયલી હતી એ પછી એમણે, બ્રિટિશ સરકારની ન્યાયબુદ્ધિ ઉપર શ્રદ્ધા રાખેલી, અને અનેક નિરાશાઓ તથા નિરોધો અનુભવ્યા પછી, તેમણે જે અધિક તપાસ થવા માટે માગણી કરી હતી તે મંજુર રખાયલી હતી ''

' ઇ૦ સ૦ ૧૮૦૬ની સાલનો 'ફેસલો' જે કોઇના વાચવામા આવશે તેના મન ઉપર તે ફેસલો આપવામા કરાયલ હદીલની નિસ્સારતા તથા કોઇને ગળે ન ઉતરે એવી તેમાની વાતો અસર કર્યા વિના રહેશે નહિ ફેસલ એ વાચતી વખતે પુ૦ એ એ ચશ્મણ-ચિહ્નો પરતે જે ખુલ્લા

પહેલેથી જ આપેલો હતો તેને પુષ્ટિ આપે તેવી એ ચરણ-ચિઠીઓ પૈકીની જે મ્હોટી સંખ્યા પાછળથી વઝીરના કબજામાંથી નીકળેલી હતી તે હકીકત તેણે કબૂલ રાખવી પડશે અને વળી વધારામાં, મુકદ્દમો ચલાવનાર રાજ્યના ધારાશાસ્ત્રીએ કબૂલ કરેલ છે તે પ્રમાણે તો, વિ૦ સ૦ ૧૯૧૨માં જે ફેરતપાસ કરવામાં આવેલ છે તેનું રૂપ પણ તેને અસંતોષકારક દેખાશે. ”

" છેવટે, પૂર્વકાળના સંયોગો-પ્રસંગોએ રાજ્યમાં કાર્ય કરી રહેલ બળોને પરિણામે જે પ્રકારના બનાવો બનેલા તે પ્રકારના બનાવો બનવા પામ્યા હતા. અમરજી કે જે જૂનાગઢના રાજકર્તાઓની નોકરી કરનાર નાગર બ્રાહ્મણ દીવાનોમા સર્વથી મ્હોટા અને પ્રબળ દીવાન હતા તેમનું ખૂન વિ૦ સ૦ ૧૭૮૪માં કપટ પ્રબંધથી કરવામાં આવ્યું હતું. અમરજીના સમર્થ પુત્ર રઘુનાથજીને પોતાના શત્રુઓથી થતી રહેલ ખટપટને લીધે વારંવાર કષ્ટ-અપમાન-વેઠવાના પ્રસંગો આવેલા તેમ સંયોગોને લીધે અણુ છુટકે તેમને પાછા બોલાવીને પુન અધિકાર પદે સ્થાપિત થવાના પ્રસંગો પણ આવેલા હતા. ”

કોઈપણ આલોચક ન્યાયબુદ્ધિથી એવા નિર્ણય ઉપર આવી શકે તેમ છે કે, દેશીય રાજ્યોમાં ઘણીવાર બને છે તેમ, (આ બાબતમા) ઈતિહાસ પુનઃ પુનરાવૃત્તિને પામેલો છે અને પુ૦ને પોતાના પૂર્વકાલીન (રાજપુરુષો)ની પેઠે કપટ પ્રબંધનો ભોગ થવાનું બની આવેલું છે ”

(12) "When Nawab Mohabatkhanji died in 1882 his son and successor Bahadurkhanji, on the occasion of his installation publicly acknowleged his great indebtedness to his maternal uncle Bahaudin for his efficient management of the State and declared to be his wish that he, with the Dewan, should continue to carry on the affairs of the State as they have been doing, in the exercise of full and paramount powers He continued in the following words -

I will get acquainted with the business of my State in every way through them and then pass orders and obedience to their orders on the part of my State-Officers will be regarded by me as respecting my own orders."

(ભાવાર્થ:- ઈ૦ સ૦ ૧૮૮૨માં નવાબ મોહોબતખાનજી ગુજરી ગયા ત્યારે તેના પુત્ર તથા વારસ બહાદુરખાનજીએ તખ્તનશીન થયાને પ્રસંગે પોતાના મામા બહાઉદ્દીનનો, તેમનાથી કરાતી રહેલ રાજકાર્ય વ્યવસ્થાને લીધે, તેમની પોતાની ઉપર મહોટો ઉપકાર છે એવું જાહેર રીતે કબુલ કરેલું અને ખુલ્લી રીતે પોતાની ઈચ્છા જણાવી દીધેલી કે, તેઓએ દીવાનની મદદથી સંપૂર્ણ અને સર્વોપરિ, અધિકારો તેઓ જેમ વાપરતા આવેલા છે તેમ હવે પછી પણ વાપરવાનું ચાલુ રાખવું. તેમણે આ પ્રમાણે શબ્દો વધારામાં વાપરેલા:- 'મારા રાજ્યનું કામકાજ, દરેક પ્રકારે, હું તેમની મારફત જાણીશ અને તે પછી ફરમાન કરીશ, અને મારા રાજ્યના અમલદારોએ, એમના તરફથી અપાતા હુકમોને મારા તરફથી અપાયલા હુકમો પ્રમાણે સમજીને ચાલવાનું છે.'

(13) "In 1881 the office of the Naib Dewan became so important that a firman was issued defining the powers and duties attached to it. It is significant to note that the powers conferred on the Naib Dewan were practically co-extensive with those of the Dewan. The signatures of either seemed to be sufficient warrant for almost everything. × × × ×

"(ભાવાર્થ:- ઈ૦ સ૦ ૧૮૮૧માં નાયબ દીવાનની જગાનું મહત્વ એટલું બધું થઈ ગયલું કે, તે જગાના અધિકારો તથા તેણે બજાવવાની ફરજો દર્શાવનારૂં એક ફરમાન પ્રકટ કરવું પડેલું હતું. જો એક અર્થસૂચક વાત નોંધવા લાયક છે તે એ કે, નાયબ દીવાનને જે અધિકારો

આપવામાં આવ્યા હતા તે અધિકારો વસ્તુતઃ દીવાનને અપાયલા અધિકારો જેટલા જ વિસ્તૃત હતા. એ બેમાંથી જેની સહી હોય તે ગમે તે બાબતમાં પણ પુરતા પ્રમાણ રૂપ ગણાતી હતી. × × ×)"

"(50) If the Junagadh Darbar accept the conclutions arrived at in this Report they will be faced with a situation of some difficulty. On the other hand P. has undoubtedly been treated very unjustly, and has suffered 'great 'hardship. It was wrong to try him in the manner in which he was tried in 1906, it was wrong to condemn him on the evidence recorded, and it was wrong to reject his petition for review in the circumstances in which it was rejected in 1913. He has been heavily penalized by the confiscation of his property and has lived for many years under the shadow of a wrangful conviction."

"The Darbar will doubtless welcome the opportunity for expunging what must be regarded as a dark blot on the judicial record of the State."

"ભાવાર્થ-- આ નિવેદન લેખમાં બનાવવામાં આવેલ અનુમાનોને જૂનાગઢ દરબાર સ્વીકારશે તો તેમને થોડીક મુશ્કેલીવાળી સ્થિતિમાં મૂકાવું પડશે બીજી બાજુએ, પુ૦ તરફ ઘણું અન્યાય યુક્ત વર્તન રાખવામાં આવ્યું છે એ નિઃસંદેહ છે, અને તેમણે મહોટું કષ્ટ વેઠેલું છે. ઈ. સ. ૧૯૦૬માં જે વિધિએ તેમની સામે કામ ચલાવવામાં આવેલું તે વિધિ અન્યાય્ય હતો; (એ વખતે) જે પુરાવાને આધારે તેમને દોષિત ઠરાવવામાં આવેલ તે (વાત પણ) અન્યાયયુક્ત હતી અને ઇ૦ સ૦ ૧૯૧૩ની સાલમાં જે પરિસ્થિતિ હતી તે પરિસ્થિતિમાં તેમની ફેરતપાસની અર્જ કાઢી નાંખવામાં આવેલ તે પણ અન્યાયયુક્ત કાર્ય હતું. એમની મિલ્કત ખાલસા કરીને તેમને ભારે

દડ દેવાયા આવેલ છે અને અન્યાય્ય એવા તહોમતની કાળાશ ભોગવતાં તેમને વર્ષો પર્યન્ત રહેવું પડેલ છે ”

રાજ્યના ન્યાયખાતાના દફ્તર ઉપર એક કાળા ડાઘ જેવી જે બાબત ગણાવી જ જોઇએ તેને ભુસી નાખવાને જે આ તક દરબારને પ્રાપ્ત થયલી છે તે તકનો તેમણે નિઃશંક લાભ લેવો જોઇશે જ. ”

(51) ‘As regards the action to be taken, if the findings are accepted the Darbar will presumably decide to quash the conviction of 1906 and cancel the sentence passed

In deciding whether any further penalty should be imposed upon P in view of his general complicity with the Vazir, the Darbar will doubtless take into consideration the fact that P though he served the Vazir instead of the Nawab did a great deal of useful work for the State, that he has lost the pension to which otherwise his long service would have entitled him and that he has suffered severely through an unjust conviction

‘ ભાવાર્થ – હવે શું કરવું એ સબંધમાં એટલું જ કહેવાનું કે, જે અનુમાનો કરાયલ છે તે જો કબુલ રાખવામાં આવે તો દરબારે તેમને સત્યવત મહુણીય ગણીને પ્રથમ તો ઇ૦ સ૦ ૧૯૦૬વાળા તહોમતને મૂળ કાઢી નાખી (રદ કરી)ને તે બાદ ફરમાયલ સજા વિલુપ્ત કરવી પડશે. ’

‘ વઝીરે ગેરવ કામોમાં તેમણે (પુ ઓ) તેમને સામાન્યત જે રહાયતા આપેલ તે દ્રષ્ટિએ તેમને નવેસરથી સજા કરવી કે નહિ તે બાબતોનો

નિર્ણય કરવાને પ્રસંગે, પુ. એ જો કે નવાબના કરતાં વઝીરની નોકરી કરેલી છે, છતાં તેમણે રાજ્ય માટે મ્હોટા પ્રમાણમાં ઉપકારક કામો કરેલાં છે, તેમણે પોતે કરેલ લાંબી નોકરી બદલ તેઓ નિવૃત્તિવેતન મેળવવા માટે જે હક ધરાવે તે હક તેમણે ગુમાવેલો છે અને અન્યાય યુક્ત સજા તેમને કરાયલી છે તેને પરિણામે તેમણે આત્યંતિક દુઃખ સહન કરેલું છેઃ એ (બધી) હકીકત તરફ દરબારે અવશ્ય ધ્યાન દેવું પડશે."

મિ૦ આર૦ ઇ૦ હોલાંડ જેવા દિલ્હી સરકારના એક રાજદ્વારીય કર્મચારીને હસ્તે થયલ કાર્યશોધનને પરિણામે તેમનાથી તૈયાર કરાયલ નિવેદન લેખમાંથી અમે આપણા કથાનાયક પુરૂષોત્તમરાયજીને જ સ્પર્શતા પૂર્વનિર્દિષ્ટ ફકરાઓ અત્ર ઊતારેલા છે. એ આખોય નિવેદન લેખ અમે અત્ર ઊતારી શકીએ તેમ નથી. આ ફકરાઓ સિવાયનો નિવેદનલેખ લગભગ વઝીર બહાઉદ્દીનભાઈને તેમની હયાતી પછી અને તેમના તરફથી પ્રતિવાદ કરનાર કોઇ ન હતું ત્યારે કલુષિત કરવાને અર્થે ઘડાયલો છે એમ એ વાંચતાં હરકોઇ પાઠકના મન ઉપર છાપ પડ્યા વિના રહી શકે એમ નથી. નવાબ રસુલખાનજીના અવમાન પછી જૂનાગઢમાં આવેલ બ્રિટિશ અમલદારોએ જે અન્યાય્ય વિધિએ વઝીર બહાઉદ્દીનભાઇને હ્યાવેલા તે વિધિને માટે તે અમલદારોને જવાબદારીમાંથી બચાવી લેવા રૂપી રાજદ્વારીય કાજળથી અંજાયલી આંખોવાળો ન્યાયાધીશ જે પ્રકારે કાર્યશોધન કરે તે પ્રકારે મિ૦ હોલાંડે પોતાને સોંપાયલ કામપાર ઊતારી જે નિવેદન લેખ તૈયાર કરેલો છે તેમાં પુરૂષોત્તમરાયજીવાળા મુખ્ય કામને ગૌણ બનાવી દેનારી બીજી અનેક અસંગત બાબતોને દાખલ કરી તે પરત્વે રાજદ્વારીય હેતુને સાધક થાય તેવા શબ્દોમાં ચર્ચા કરી તે તમામને સંકલિત કરવામાં જે રાજદ્વારીય કુનેહ વાપરી બતાવેલ છે તે જોતાં એ નિવેદન લેખને એક કેવળ શુધ્ધ રાજદ્વારીય દસ્તાવેજ રૂપે જ ગણવો પડે તેમ છે. એ આખાય નિવેદન લેખનો એકંદર ઝોંક વઝીર બહાઉદ્દીનભાઇને ગમે તે પ્રકારે દૂષિત બનાવી દેવાનો છે. પુરૂષોત્તમરાયજીવાળા કામનો અંત તો ઘડીના છઠ્ઠા ભાગમાં આવી જાય તેવો હતો જ એ વાત રાજ્યપક્ષ બરાબર સમજતો હતો. પરંતુ ભવિષ્યમાં પણ પુરૂષોત્તમરાયજીનો સંબંધ રાજ્ય સાથે થવા ન પામે એ પ્રમાણે કરવું એ રાજદ્વારીય દૃષ્ટિએ મિ૦ હોલાંડને ઉપકારક લાગેલું હતું અને તેથી તેમણે રાજ્યપક્ષને સ્વાભ્રંદે ખેલવા માટે, ન્યાયશાસ્ત્રના સિધ્ધાંતો વિરૂદ્ધ બને તેટલી બધી મોકળાશ આપેલી હતી. આમ હોઇને પુરૂષોત્તમરાયજીવાળા કામનો

લાભ લઇ વઝીર સાહેબ સામે એક તરફી તો એક એકતરફી પણ કામ ચલાવી તેમને અપરાધી ઠરાવી દેવા એ જરૂરની વાત હતી, અને વળી જો વઝીર સાહેબ અપરાધી ઠરે તો જ પછી તેમના નોકર તરીકે પુરૂષોત્તમરાયજીને અપરાધી નહિ તો પછી છેવટે શંકનીય ચારિત્ર્યવાળા ઠરાવી શકાય તેમ હતુ ! પરંતુ ખરી હકીકત એ છે કે, ઇ૦ સ૦ ૧૮૮૨મા ખાસ ફરમાન કાઢીને વઝીર બહાઉદ્દીનભાઇને સર્વોપરિ અધિકાર આપી તેમના હુકમ પ્રમાણે રાજ્યના તમામ નોકરોએ વર્તવું એમ જે ઠરાવેલુ હતુ તે વાતને મિ૦ હોલાડે જો કે પોતાના લેખમા લીધેલી છે છતા પુરૂષોત્તમરાયજીને વઝીરના જ નોકર ગણાવી દઇ તે મિષે તેમને થોડોક પણ ગારો છાંટવાનો પ્રયાસ કરેલો છે એ કોઇપણ પ્રકારે ક્ષમ્ય ગણાશે નહિ. રાજ્યનો હિસાબ તપાસનાર મોતિસિંગ બાઇશંકર હતા એ છતા એમણે ઇ૦ સ૦ ૧૮૧૭ના સપ્ટેબર આખર સુધીમા વઝીર સાહેબને જવાબદાર ગણાવે એવા નાણાની એકપણ રકમ પરત્વે પુરુષોત્તમરાયજીને કે બીજા કોઇને સૂચના મોકલાવી ખુલાસો મેળવેલો ન હતો, તે છતા જ્યારે પૂર્વોક્ત તપાસપંચ નિયુક્ત થઇ ગયા પછી આ બાઇશંકરજીએ વઝીર બહાઉદ્દીનભાઇને દોષિત ઠરાવવા માટે નવી નવી બાબતો—નાણાની રકમોની ઉચાપતો મિ૦ હોલાડ સમક્ષ મૂકાવવા માડેલી હતી અને જેમ જેમ એ નવા વાદો એક પછી એક અસિદ્ધ થતા ગયલ તેમ તેમ નવી બાબતો આગળ આણાતી ગયલી પણ ખરી પરંતુ એ બધા પ્રયાસો એકંદરે નિષ્ફળ થયના છે કે કાંઇપણ બાબત પરત્વે વઝીર સાહેબને દોષિત ઠરાવી શકાય એમ ન હતુ એ છતા કેવળ બ્રાહ્મણ અને ચોકિયાત વર્ગના નથુ સીદી જેવા એક જ સાક્ષીના કથનને માન્ય રાખીને બહાઉદ્દીનભાઇને દૂષિત ગણવાનો પ્રયાસ થયો છે તે કેવળ એક પરાજય પામેલ પક્ષથી લેવાતા આશ્વાસન બરાબર જ ગણાશે અર્થાત આ તપાસપંચમા રાજ્યપક્ષ તરફથી રજુ કરાતા રહેલ નાણા–વિષયક વાદોનો એક કોઇ પણ માર્ગે વઝીર બહાઉદ્દીનભાઇને અપરાધી ઠરાવી દેવાનો હતો અને એ બધા વાદોના પ્રયોજક બાઇશંકરજી જ હતા, કારણ કે તેમણે જ રાજ્યના ચોપડાઓ વગેરે જોવા તપાસવાનું કામ કરેલુ હતુ આ હકીકતની દૃષ્ટિએ, એમ કહી શકાય છે કે, પુરૂષોત્તમરાયજી વઝીર સાહેબ સામેના માર્ગે રાજ્યને ઉપકારક થાય તો ઠીક એવુ જે સૂચન, અગાઉ કહેવાઇ ગયુ છે તે પ્રમાણે, અમદાવાદ મુકામે ઇ૦ સ૦ ૧૮૧૧મા રાજકોટના સુપ્રસિદ્ધ વકીલ છાયા ચુનીલાલભાઇને બાઇશંકરજીએ કરેલુ હોય તો તે વાતને અસંભવિત ગણી શકાશે નહિ છેવટે આ વઝીર સાહેબ સામેના વાદો પરત્વે અમે એમ પણ

કહી દેશું કે, ઇ૦ સ૦ ૧૯૦૪માં નવાબ સાહેબ રસુલખાનજીએ બધો હિસાબ સમજી લઇ રુપીઆ આઠલાખ અને બાસઠ હજારની પહોંચ બહાઉદીનભાઇને આપી દીધા પછી એ જવાબદારીમાંથી મુકત ઠરાયલ વઝીરને એ પહોંચ પહેલાંની રકમ પરત્વે દોષિત ગણવા ગણાવવાનો અધિકાર કોઇને પણ ન હતો અને હોઇ પણ ન જ શકે. આમ હોઇને, ઇ૦ સ૦ ૧૯૦૬માં રાયજી સાહેબ સામે ચલાવાયલ એકતરફી કામ સંબંધે મિ૦ હૉલાંડે રાજ્ય વિરુદ્ધ જે ટીકા કરેલી છે અને જેનો ઉલ્લેખ અમે આ જ પ્રકરણમાં કરેલો છે તેવી જ ટીકા જો અમે મિ૦ હૉલાંડના નિવેદનલેખ પરત્વે કે પછીથી રાજ્યે કરેલ ઠરાવ સંબંધે કરીએ તો તે બ્યાજબી જ ગણાશે. પૂર્વોક્ત નિવેદનલેખમાં મિ૦ હૉલાંડે ખુદ્દે કહેલું છે તે પ્રમાણે તેમણે પોતે કરેલ કામથી પણ 'દેશીય રાજ્યોમાં ઘણીવાર બને છે તેમ (આ બાબતમાં) ઇતિહાસ પોતે પુનરાવૃત્તિને પામેલો છે' એમ આપણે કહી શકીએ. નવાબ સાહેબ બહાદુરખાનજી તખ્તનશીન થયલા તે સમયે તેમણે વઝીર બહાઉદીનભાઇને 'સંપૂર્ણ અને સર્વોપરિ અધિકારો' આપીને 'તેમના તરફથી અપાતા હુકમોને મારા તરફથી અપાયલ હુકમો પ્રમાણે ગણીને માની ચાલવાનું છે' એવું પોતાના રાજ્યના અમલદારોને ખુલ્લે ખુલ્લું જણાવી દીધેલું હતું, એ હકીકત મિ૦ હૉલાંડ કબુલ રાખે છે; છતાં પુરુષોત્તમરાયજી કે જેઓ વઝીરના તાબાના એક નોકર હતા તેમને એ સર્વોપરિ અધિકારવાળા વઝીરે પોતાના ખાનગી વ્યવહાર પરત્વે જે કોઇ દૂષિત કામ કરેલ હોય તે બદલ દોષિત ઠરાવવાનો પ્રયાસ એ મિ. હૉલાંડે કરે છે તે, ખરેખર, એક આશ્ચર્યકારક ઘટના ગણાશે જ. પરંતુ 'રાજ્યદ્વારીય' શબ્દ એટલા બધા મહોટા પ્રમાણમાં વિસ્તૃતતાર્થવાળો છે કે, તેમાં હરકોઇ બાબતને સરલતાથી સમાવિષ્ટ કરી શકાય છે અમે આ ગ્રંથમાં વઝીર બહાઉદીનભાઇના વકીલ બની તેમનો બચાવ કરતા નથી. તથાપિ વઝીર બહાઉદીનભાઇની 'સંપૂર્ણ અને સર્વોપરિ' અધિકારોવાળી કારકીર્દિને આ તપાસપંચે કરેલ કામમાં જે મહોટો હિસ્સો આપેલો છે અને તેમ કરીને પુરુષોત્તમરાયજી કે જેઓ કેવળ એક દ્વિતીય રાજ્યકાર્યભારી હતા તેમને એ વઝીરના ખાનગી વ્યવહારો પરત્વે પણ તેમના વિશ્વસનીય નોકર જેવા ગણી લઇ તેમને થોડોક પણ ગારો છાંટવાનો જે પ્રયાસ થયેલો છે તે પ્રયાસની નિષ્ફળતા બતાવી દેવી એ અમારું કર્તવ્ય હોઇને અમે પુર્વોક્ત પ્રકારની વિવેચના કરેલી છે.

હવે આપણે એ નિવેદનલેખમાંની બીજી કેટલીક બાબતોની સમીક્ષા કરી

લેશું. વઝીર બહાઉદ્દીનભાઇએ મિ૦ રોબર્ટસન આગળ જે કહેલું કહેવામાં આવે છે તે, એ બુઝર્ગ વઝીર કનેથી મિ૦ રેંડોલે પાછળથી જે કરારખત લખાવી લીધેલું છે તે, તથા વઝીર સાહેબે જે અર્થપૂર્ણ શબ્દોમાં ટુંકો ખુલાસો આપેલો છે તે: એ બધી હકીકત જે સંયોગમાં બનેલી છે તે સંયોગ વિચારીએ છીએ ત્યારે, એ વઝીર સાહેબની હયાતી બાદ તેમને અપરાધી ઠરાવવાનો જે પ્રયાસ મિ૦ હોલાંડવાળી તપાસનો લાભ લઇને બ્રિટિશવાલી-વહીવટદારે કરેલો છે તે તેમણે પોતાનાં સ્વછંદી, અનુચિત અને આપખુદી ભરેલાં પૂર્વકૃત્યોને ન્યાયયુકત ગણાવી દેવાને માટે કરેલો છે એમ કોઇપણ સાધારણ સમજનો માણસ કહી શકે તેમ છે. અમે એમ પણ પૂછી શકીએ છીએ કે, જો વઝીર બહાઉદ્દીનભાઇએ રાજ્યદ્રવ્યની ઉચાપત કરેલી છે એવું બ્રિટિશ વાલી-વહીવટદારને જણાયું જ હોય, તો પછી એ વઝીરની હયાતીમાં જ તેમની સામે કાયદેસર કામ ચલાવી તેમને સજા કરવામાં મિ૦ રેંડોલને વાંધો શો હતો ? વળી કેપ્ટન કે તથા મેજર સ્ટ્રોંગે જે બધી નોંધો કરી લીધેલી કહેવાય છે તેમને આ તપાસપંચ સમક્ષ ખુલ્લી મૂકવામાં આવેલ પણ નથી. નવાબ સાહેબ રસુલખાનજી અને વઝીર બહાઉદ્દીનભાઈ એ બે વચ્ચે થયલ નાણાંના વ્યવહાર પરત્વે ઇ૦ સ૦ ૧૯૦૪માં પહોંચ ફારગતી થઇ ગયા પછી તેર વર્ષે કોઇ ત્રીજા ઇસમને એ સંબંધે પ્રશ્ન ઊઠાવવાનો અધિકાર ન હતો. એ નાણાં વિષયક વ્યવહાર સંબંધે નવાબ સાહેબને કાંઈ પણ ખબર નહિ હોય અને તેમણે બેભાનમાં પહોંચ ઉપર પોતાની સહી કરી આપેલી હશે એવી કલ્પના કરવી એ કેવળ નવાબ સાહેબ રસુલખાનજી જેવા વ્યવહાર-કુશળ રાજાની મંદમતિતા બતાવનારી વાત પણ ગણાશે. નવાબ સાહેબોએ એક યા બીજા મિષે વઝીર બહાઉદ્દીનભાઇને વિધિપૂર્વક રૂક્કાઓ કરાવીને નાણાં આપેલાં એ વાત પરત્વે શંકા નથી જ. પરંતુ એ નાણાં જે નિમિત્તો બતાવીને અપાયેલાં હતાં તે નિમિત્તો જ સાચાં હતાં એમ એક સિદ્ધાંત રૂપે સ્વીકારી શકાય નહિ. રાજ્યોને ગુપ્ત વ્યવહારો તેમજ શિષ્ટાચારિક અવસરો ઉકેલવાના હોય છે. વઝીર સાહેબ પાસેથી એવો હિસાબ લેવા સારૂ બ્રિટિશ વાલી-વહીવટના વારામાં જે પ્રયાસ થયેલો છે તે વિશ્વાસઘાતક રાજનીતિના સિદ્ધાંતથી વિરુદ્ધ કોટીનો છે, અને મિ૦ હોલાંડે, વઝીર સાહેબે એવો હિસાબ દેવાની ચોખ્ખી ના પાડેલી એ વાત સાચી હોય તો પણ એ બાબતને વધારે ઓપ આપીને પોતાના નિવેદનલેખમાં એ વઝીર સાહેબના એક અપરાધ રૂપે ગણી લીધેલ છે તે પણ ગેરવ્યાજબી ગણાશે. ધારો કે વઝીરે આવી હકીકત કહી દીધી હોત, તો મિ૦ હોલાંડ ખુદ એમને એ

નીમકહરામ, બેવફા અને ચારીત્ર્ય ભ્રષ્ટ કાર્યભારી રૂપે આલેખ્યા વિના રહેત ખરા ?પુરૂષોત્તમરાયજીને પણ 'રાજ્યરહસ્યો' પરત્વે પ્રશ્નો રાજ્યપક્ષે પુછેલા હતા અને તેમણે એ સવાલો પુછનારાને સંતોષ થાય તેવા રૂપમાં જવાબો આપેલા નહિ તેથી મિ૦ હોલાંડે એ આપણા કથાનાયકને "એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરનાર (ફીનસ)" ગણેલા છે ! મિ૦ હોલાંડ ખુદ રાજદ્વારીય ખાતામાં એક મ્હોટા જવાબદાર અમલદાર હતા, એટલે જો એમને ખુદને જો કોઇએ બ્રિટિશ રાજદ્વારીય રહસ્યો પરત્વે પ્રશ્નો પુછેલા હોત, તો તેઓ શું ખુલ્લા દિલથી ખરી વાતો પ્રકટ કરી દેત ખરા ?

વળી મિ૦ હોલાંડવાળા નિવેદન લેખમાં બીજી એક મહત્વપૂર્ણ વાત છે કે જે બાબતે અમે થોડીક પણ ચર્ચા કર્યા વિના રહી શકતા નથી. રાજ્યના સર ન્યાયાધીશ પારસી ગૃહસ્થ ડોસાભાઇ ગાંધીએ ઇ૦ સ૦ ૧૯૦૬-૭માં લખેલ રોજનીશી કે જેમાંની નોંધ અમે આ ગ્રંથમાં અન્યત્ર આપેલ છે તેની ઉપેક્ષા કરીને મિ૦ હોલાંડે પોતાના નિવેદન લેખમાં શાહજાદા શેરજમાખાનજીને રાજ્યોદ્ધારક વૃત્તિવાળા બનાવવાનો પ્રયાસ કરેલો છે તે એક, ખરેખર, આશ્ચર્યકારક ઘટના છે. 'જડ (જેવા તંદ્રાળુ) નવાબને વિદ્યુત્બળ લગાડી અલ્પસ્થાયી પ્રવૃત્તિમાં આણનાર ક્રિયાશીલ બનાવનાર' શેરજમાખાનજી હતા, એવું આ મિ૦ હોલાંડનું કથન ભ્રામક હોઇ સુક્ષ્મ વિચારણાને પાત્ર બની રહે છે. આવું કથન કરીને મિ૦ હોલાંડે નવાબ રસુલખાનજીને 'જડ' ગણાવીને, એ નવાબ સાહેબ પરત્વે બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ પ્રથમથી જ જે પ્રકારનો વિરૂદ્ધ પૂર્વગ્રહ દર્શાવવાનું ચાલુ રાખેલ તેને વ્યાજબી ઠરાવવાનો પ્રયત્ન કરેલો હોય એમ અમને સમજાય છે; એટલું જ નહિ, પરંતુ બ્રિટિશ રાજદ્વારીય ખાતાએ મેજર કાર્નેગી તથા મિ૦ ક્વિનની મારફત સધાયલ શાહજાદા શેરજમાખાને પોતાના પિતા ઉપર દબાણ કરીને પણ, બ્રિટિશ સરકારને શરૂઆત સુધી રહેલ રાજ્યના કાર્યભારીમંડળને તોડી પાડવાનું જે મહત્વપૂર્ણ કામ કરી બતાવેલ હતું તે બદલ તે યુવરાજને માનાંજલિ આપવાનું મિ૦ હોલાંડે ઉચિત ગણેલું હોય એમ પણ જણાઇ આવે છે. પરંતુ જો કોઇ સત્યપ્રેમી લેખક જુનાગઢની નવાબીનો ઇતિહાસ લખશે તો મિ૦ હોલાંડે આ શાહજાદાની કરેલ પ્રશંસાનું મૂલ્ય એક કોડી જેટલું પણ આંકશે નહિ; કારણ કે ઇતિહાસ કારની કલમ આ શાહજાદાને એક ચટાક, વિલાસી અને સ્વછંદી સ્વૈરીવૃત્તિવાળા રાજકુમાર તરીકે આલેખ્યા વિના રહી શકે તેમ નથી જ. મતલબ કે,

અંગ્રેજ અમલદારોનાં કારસ્તાન ઢાંકવા માટે શાહજાદાના ચારિત્ર્યની સર્વવિદિત ઊણપોની ઉપેક્ષા કરીને પણ તેમને, તેમણે બ્રિટિશ અમલદારોના હાથો બની કરી બતાવેલ સેવાનો થોડોક પણ બદલો આપવો એવા રાજદ્વારીય હેતુથી મિ. હેલાડે એ શાહજાદાને 'વિધુત્અળ' રૂપે તથા રાજ્યહિતની બાબતો પરત્વે દ૮ એવા નવાબને 'જડ' જેવા આક્ષેપવાને પ્રેરાયલા હોય એમ દેખાઇ આવે છે પરંતુ આ નવાબ રસુલખાનજીને 'જડ' માની લેવામા મિ૦ હેલાડે ભૂલ કરેલી છે. અલબત્ત નવાબ સાહેબ રાજ્યનું પ્રત્યેક કામ જાતે કરતા નહિ એ વાત ખરી છે. પરંતુ રાજાએ ખુદ રાજ્યનાં બધાય કામો જાતે જ કરવાં એવું ઠરેલું હેય તોપણ તે પ્રમાણે થવું અશક્ય જ છે. નવાબ સાહેબ રસુલખાનજી રાજ્યનું કામ કરતા કે જોતા ન હતા એમ હતું જ નહિ. રાજ્યમાં ખર્ચાતાં નાણાંની, એકસો રૂપીઆની રકમ ઉપરાતની રકમો પરત્વે મંજુરીમેળવવા મ ટે જે રુકાઓ લખાતા હતા તે તમામ ઉપર મોહોર તથા સ્વાદ તેઓ ખુદ કરતા હતા, મહત્વવાળાં રાજ્યકાર્યો પરત્વે બધી માહિતી વઝીર અને દીવાનની મારફત મેળવતા હતા અને જે કાગળોમાં એમની પોતાની સહીની જરૂર જણાતી તેમાં તેઓ સહીઓ પણ કરતા હતા; એટલું જ નહિ, પરંતુ રાજ્યને લગતા ગંભીર પ્રશ્નો પરત્વે તેઓ પોતે ચિંતન કરતા અને બીજાઓની સલાહ પણ લેતા રહેલા. આ હકીકતના દાખલા તરીકે અમે આ નવાબ સાહેબે ઇ૦ સ૦ ૧૯૦૯ મા મુંબઇ મુકામે પોતાના તે વખતના દીવાન મીરઝાં અબ્બાસ અલી બેગની હાજરીમા વેરાવળ બંદર સબધે અને તે પછી, બેગ સાહેબને દરબારમાંથી રજા આપી ખાનગીમાં આ કથાવીર પુરૂષોત્તમરાયજીને બંદર, રેલ્વે, બહાઉદીન-ભાઈ વગેરે બાબતો પરત્વે પૂછી લીધેલ સલાહની વાત અત્ર અમે ઉલ્લેખી બતાવીએ તો તે વાતથી આ નવાબને અર્પાયલ જડતાની અસંભવિતતા સિધ્ધ થયા વિના રહેશે નહિ મતલબ કે, આખો દિવસ એક રાજ્યકાર્યબારીની પેઠે ગાદીતકીએ બેસી રહીને રાજ્યના બધાય કામો કરનાર રાજા આ નવાબ ન હતા એ વાત ખરી છે પરંતુ નિયમબદ્ધ ચાલી રહેતા રાજ્યકાર્યયંત્રને જે યંત્રશાસ્ત્રી કાર્યબારી યથોચિત પ્રકારે વ્યવસ્થા પુર્વક ચલાવી રહેતો હોય તો પછી તે યંત્રના માલીક જેવા રાજાએ અનાવશ્યક શ્રમ ઊઠાવી એ યંત્રશાસ્ત્રીના કામમા હસ્તક્ષેપ કર્યા કરવાનુ કોઈ કારણ હોઇ શકે નહિ ઇંગ્લાંડ જેવા બંધારણવાળા મહા રાજ્યમા પણ રાજા ખુદ હમેશા રાજ્યના ચાલુ-નિત્ય-કાર્યો કરવામા નિમગ્ન રહેતો હોય એમ દેખાતુ નથી. દીવાન ગોકુળજી ઝ.લાના વારામાથી ચ્યાવા માંડેલ જૂનાગઢ રાજ્યનું શાસનતંત્ર પુરૂષોત્તમરાયજીના

વારામાં એવું તો નિયમબંધ-સ્વાયત્ત-બની ગયલું હતું કે, નવાબ સાહેબ ખુદથી પણ તેમાં હસ્તક્ષેપ કરી શકાતો ન હતો. આમ હોઇ અમે કહી શકીએ છીએ કે, મિ. હોલાંડે નવાબ રસુલખાનજીને ઊતારી પાડનારી જે સ્તુતિ શાહજાદા શેરજમાખાનજીથી કરેલી છે તે યથાયોગ્ય નથી જ, કારણ કે શાહજાદા શેરજમાખાનજીએ નિરંકુશ થવાના લોભમાં આગળ પડીને એ સમ-યના દૃઢમૂળ શાસનતંત્રને તોડી નાંખવાને જે પગલાં ભરેલાં હતાં તેને પરિણામે રાજ્યની દુર્દશા કેટલીક થઈ જવા પામેલી તે તે સમયના વરિષ્ઠ ન્યાયાધીશની જે રોજનીશી મિ. હોલાંડ સમક્ષ રજુ કરાયલી હતી તે ઉપરથી તેમજ 'હઝુર અદાલત-સભાસદ' કલ્યાણરાય બક્ષી સર્વમાન્ય રાજપુરૂષે પોતાની નોકરીના આપેલ રાજી-નામાની હકીકત ઉપરથી સ્પષ્ટ થઇ આવે તેમ છે જ. અર્થાત્ શાહજાદા શેરજમા ખાનનું 'વિધુત્બળ' તેમનું પોતાનું સ્વભાવજનિત ન હતું, પરંતુ તેઓ તો એ વિધુત્બળગ્રાહક એક કુંભિકા-પાત્ર-રૂપ જ હતા. આ વાત તેમના પિતા નવાબ સાહેબ સારી પેઠે સમજતા પણ હતા. પરંતુ પોતાના એ લાડકા પુત્રને નારાજ કરવા જેટલું મનોબળ તેમનું ન હતું એટલે એમણે, ભવિષ્યમાં ઘીને ઘડે ઘી પાડી દેવાશે એવી આશાએ પોતાના આ શાહજાદાના કહ્યા પ્રમાણે કરી આપેલું હતું. આ સંબંધે તથા તેના પરિણામ પરત્વે આપણે આ ગ્રંથના પૂર્વભાગમાં વાંચી ગયા છીએ એટલે અમે તે બાબતે ચર્વિત ચર્વણ કરવાનું બંધ રાખીએ છીએ; તથાપિ એટલું તો અત્ર કહેશું જ કે, મિ૦ હોલાંડે જ્યારે બીજી અનેક અસંગત બાબતો સંબંધે ન્યુનાધિક ચર્ચા પોતાના નિવેદન લેખમાં કરેલી છે ત્યારે તેમણે જો બેપાંચ શબ્દોમાં શાહજાદાના સ્વછંદી વર્તનનાં જે માઠાં ફળ આવેલ છે તેમના સંબંધે તથા તેમને સ્વૈરાચારી થવા ન દેવા માટે પ્રયાસ કરનાર કાર્યભારી મંડળ તેમજ એ શાહજાદાની અસંય-મિત જીવનચર્યા ઉપર અંકુશ ન રાખનાર તેમના અંગ્રેજ અને દેશીય સહચરો વગેરેની કર્તવ્ય શૂન્યતા પરત્વે યથાયોગ્ય મતપ્રકાશ કરેલો હોત, તો તેમની ન્યાયબુધ્ધિને માટે આપણને અધિક માન થઇ આવ્યા વિના રહેત જ નહિ. વળી મિ૦ હોલાંડનો રાજદ્વારીય કુશળતા કેટલી ઝીણવટથી આ કામે ઉદ્યમ કરી રહેલી તેનું એક બીજું ઉદાહરણ પણ આપણે આપી શકીએ તેમ છીએ. ઈ૦ સ૦ ૧૯૦૯માં પુણે.તામતાપજી અને નવાબ સાહેબ રસુલખાનજી મુંબઈમાં મોકળા મને મળેલા હતા એ વાત જગજાહેર હતી તેમ પ્રતિપાદિત થયા જેવી પણ હતી. છતાં એ વાતના મહત્ત્વને ઓછું બનાવવાના હેતુથી મિ૦ હોલાંડે એ મિલનને 'કહેવાયલ' ગણી કાઢેલ પણ છે ! આમ મિ૦ હોલાંડે પોતાના

નિવેદન લેખમા જ્યારે પોતાની રાજદ્વારીય સૂક્ષ્મમતિનો ઉપયોગ કરેલો છે ત્યારે બીજે પક્ષે રાજ્ય તરફથી એક પછી એક થતા રહેલ અને પડી ભાગેલ વાદના પ્રશ્નોનાઓના સબધમા કશી પણ અવળી ટીકા ન કરવાનુ પણ તેમણે ઉચિત ધારેલુ છે રા ૧,૨૫૦૦૦) ની રકમમાથી ચલણ ચિઠ્ઠીઓ ખરીદાયલી તથા તે રકમને લગના રૂકકાઓ બનાવટી છે એવુ વિધાન તૂટી પડ્યા પછી 'કુવરમાણ્યા'ને લગતી કોરી દશ લાખ વઝીર સાહેબ ખાઇ ગયેલા છે એવુ, બાઇશ કરજીએ કરી આપેલ હિસાબની તપાસને આધારે રાજ્યપક્ષે નવુ વિધાન ચ્યેતુ હતુ ! પરતુ આ વિધાન પણ તૂટી પડેલુ હતુ, કારણ કે 'કુવરમાણ્યા'ની રકમ અમરજીભાઇ એકઠી કરતા હતા અને એ રકમ તેઓ ઈ૦ સ૦ ૧૮૮૬ની સાલથી જ ટકશાળમાં ભરતા રહેલા અને ટકશાળ તે બધીય રકમ નવાબ સાહેબના ખાનગી હિસાબમા તેમને આપી દેતી પણ હતી આમ આ 'કુવર માણ્યા'ની રકમ કોઈ દિવસ વઝીર સાહેબને મળેલી નહિ એમ સ્પષ્ટ જણાઇ આવેલુ એટલે પછી એ રકમમાથી એક લાખ ત્રેપન હજાર રૂપીઆની ચલણ ચિઠીઓ ખરીદાયાની વાતવાળુ વિધાન પણ હવામા ઊડી જવા પામેલુ હતુ આમ આ વિધાન પડી ભાગેલુ એટલે પૂર્વોક્ત બે નથુભાઇઓને મુખેથી કહેવરાવેલ કોરી સાત લાખ બાસઠ હજાર તથા રૂપીઆ ઓગણપચાસ હજાર પાચશો નવાબ બહાદુરખાનજીના દેહાતકાળે તેમના ખાનગી ખજાનામાં હોવની વાત આગળ લાવવામાં આવેલી પરતુ એ હકીકત પણ કોઈ દસ્તાવેજી પુરાવાથી સાબીત કરી શકાયલી નહિ, એટલુ જ નહિ, પરતુ પૂર્વોક્ત બે નથુભાઇઓ પૈકી નથુભાઇ કૃપારામે તો એ પોતાથી કહેવાયલી વાતને પોતે જ ખોટી ઠરાવી દીધેલી પણ ખરી અને પછી એકલા નથુ સીદીના કથનને શ્રદ્ધેય ગણી લીધા સિવાય મિ૦ હોલાડ વઝીર બહાઉદ્દીનભાઇને દોષિત ઠરાવી શકે તેમ ન હતા અને તેથી તેમણે અભણ, ચોકિયાત વર્ગના નથુ સીદીના કથનને સાચુ માની એ રકમમાથી જે કોરી ૫,૬૪૨૮૫૭ ની રકમ નવાબ રસુલખાનજી ગાદીએ બ્રિટિશ સરકાર તરફથી સ્વીકારાઈ ગયા પછી ટકશાળમાં જમે કરાવેલ તે રકમ બાદ કરીને બાકીની રકમ વઝીર ઉચાપત કરી ગયલ છે એવી કલ્પના કરી લીધેલી છે ! આવી બેહૂદી કલ્પના તો મિ૦ હોલાડનુ રાજદ્વારીય મગજ જ કરી શકે એમ અમારુ માનવુ થાય છે, કારણ કે જો વઝીરની ઇચ્છા એ આખીય રકમ ખાઇ જવાની થઇ હોત તો તેઓ તેમ કરી ન શકત એમ કહી શકાતુ નથી બહાઉદ્દીનભાઈ હયાત ન હતા અને તેમનો બચાવ કરવાને કોઇ મેદાન પડે એમ પણ ન હતુ એટલે મિ૦ હોલાડનો રાજદ્વારીય પ્રયાસ સફળ

થવામાં કોઇ વિઘ્નરૂપ એમ પણ ન હતું. આમ હોઇને મિ૦ હોલાંડે લોચા વાળીને પણ વઝીર સાહેબને દૂષિત ઠરાવી દીધેલા તો છે જ અને એમને એ પ્રમાણે દૂષિત ગણી લેવામાં આવેલ છે એટલે રાજદ્વારીય ઢબે પુરૂષોતમરાયજીને એ વઝીરના "ભગજ" રૂપે કલ્પી લઇને થોડાક પણ શંકિત ચારિત્રયવાળા ગણાંવવાની બાબતે મિ૦ હોલાંડને કાંઇક અવકાશ પણ મળી ગયલો છે! નથુ સીદી જેવા રાજ્યપક્ષના અગણ્ય સાક્ષિના મૌખિક કથનને શ્રધ્ધેય અને અને પુરૂષોતમરાયજી તરફથી આવેલ મોબાદાર ગૃહસ્થોના કથનોને અશ્રધ્ધેય ગણવાને મિ૦ હોલાંડ પ્રેરાયલા દેખાઇ આવે છે એ કથા ખરેખર નવાઇ પમાડે તેવી તો છે જ.

મતલબકે, આ રાજદ્વારીય પ્રકારના કામ પરત્વે મિ૦ હોલાંડે ન્યાયસૂત્રો ને નહિ પરંતુ રાજદ્વારે રચાયલી બાજીને લક્ષ્યમાં રાખીને પોતાનો નિવેદન લેખ તૈયાર કરેલો છે, અને તે લેખ તેમણે તા૦ ૧૭–૧૨–૧૭ને રોજ જુનાગઢ રાજ્યના વાલી વહીવટદારને મોકલી આપેલો હતો. એ પછી એ વાલી વહીવટદાર રૂપી વાલીએ એ પરત્વે જે કાંઇ વધારામાં કહેવાનું હશે તે તેમાં ઉમેરીને એ લેખને કાઠિયાવાડના "એજંટ ટુધ ગવર્નર" મારફત મુંબઇ સરકારને તેમના અભિપ્રાય સહ દિલ્હી સરકાર તરફ રવાના કરવા માટે મોકલી આપેલો હતો. મુંબઇ સરકારને આ આખુય કામ પહોંચેલું ત્યારે તેમણે એ કામ ગવર્નર સાહેબના કાર્યભારીમંડળ પાસે ચર્ચા તથા અભિપ્રાય માટે રજુ કરવામાં આ વેલ પણ ખરૂં અને એ કાર્યભારીમંડળે બહુમતિથી આ પ્રમાણે નિર્ણય પણ કરેલો :– "**તપાસપંચે કરેલ કામને પરિણામે જુનાગઢ દરબાર જે હુકમ ફરમાવે તે હુકમની જવાબદારીમાંથી (બ્રિટિશ) સરકાર છુટી શકતી નથી.**" આવો નિર્ણય કરાયલો એટલે પુરૂષોતમરાયજી વિરૂધ્ધ પ્રથમથી જ વલણ રાખી રહેલ ગવર્નર સાહેબ લોર્ડ વિલિંગ્ડને પોતાનું ભિન્નમત દર્શાવનાર એક પત્ર એ બહુમતિથી થયલ અભિપ્રાય સહીત, એ પ્રકરણને જોડીને દિલ્હી સરકાર તરફ મોકલી આપેલું હતું, અને તે ઉપરથી દિલ્હી સરકારના" **પરદેશીય તથા રાજ્યપ્રકરણીય ખાતા " તરફથી તા૦ ૧૬–૯–૧૮ ને દિને અંક ૨૯૯૭ વાળા પત્રથી મુંબઇના "પી૦ડી (પોલીટિકલ ડીપાર્ટમેન્ટ)" ને નીચે પ્રમાણે લખી જણાવાયલું હતું :–**

From-Foreign and Political Department

To, Bombay P D

I am directed to acknowledge the recept of your letter No 5853 dated 11 7 18 rethe case of Mr P Zala I am to state in reply that the Government of India agree with the views put forward by the majority of the Government of Bombay viz the Govt. can not divest themselves of the responsibility for the the orders to be passed by the Junagadh State as the result of the commission of Inquiry They regret that they are unable to endorse the views exprssed by H E the Governor in his minute of dissent which formed an enclosure to the letter under acknow ledgment I am, therefore, to suggest that the Govt. of Bombay, should tender an advice to the Junagadh State to grant a pardon to Mr Zala for the offence for which he was convicted in 1906 and to restore to him the property which has since then been con fiscated The Govt of India do nott hink it necessary that any advice should be given to the Darbar on the quest on whether any deduction should be made from this property on account of the payment made to Mr Zala for his defence though having regard to all the circumstances of the case it would he more ungenerous to debi him with the amount. As regards the question of his pension I am to say that the Govt of Indi ado not propose to give any advice tothe Darbar

(ભાષાંતર - મુંબઈ સરકારે અનુમતિથી જે અભિપ્રાય દર્શાવેલ છ

**તેને હિંદી સરકાર સંમત થાય છે, એટલે કે તપાસપંચ જે નિર્ણય ઉપર આવેલ હોય તે નિર્ણયને પરિણામે જુનાગઢ દરબાર જે હુકમો કરે તે હુકમો પુરતી જવાબદારીમાંથી સરકાર મુક્ત રહી શકે નહિ. જે પત્રની પહોંચ આપવામાં આવી છે તે પત્રના એક અંતર્ગત પત્ર રૂપે ના૦ ગવર્નરે પોતાનું ભિન્ન ૨ મત લખી મોકલ્યું છે તેને તેઓ દિલગીર છે કે, તેઓ (સરકાર) સંમત થઇ શકતા નથી. આમ હોઇને, હું સૂચવું છું કે, મુંબઇ સરકારે રાજ્યને સલાહ આપવી કે, મિ૦ ઝાલાને ઈ. સ. ૧૯૦૬-માં જે ગુન્હા નિમિત્તે સજા થયલી તે અવગણીને, તેને પરિણામે જે મિલ્કત ખાલસા કરાયલી હોય તે તેમને પાછી સોંપી દેવી. મિ૦ ઝાલાને પોતાનો બચાવ કરવાને માટે જે રકમો આપવામાં આવેલ છે તે રકમો તેમને ખાતે ચડાવવી એ, સમગ્ર સંયોગો જોતાં જો કે અધિક અનુદારતાવાળું છે, તથાપિ તેમની મિલ્કત-માંથી તેટલી રકમો કાપી લેવી કે નહિ તે પરત્વે કોઇ પણ સલાહ આપવાની જરૂર હિંદી સરકારને લાગતી નથી. તેમને આપવાના નિવૃત્તિ વેતન પરત્વે, હું જણાવું છું કે હિંદી સરકાર દરબારને કોઇપણ સલાહ આપવાનું ધારતા નથી.**

ઉપર મુજબ, હિંદી સરકાર તરફથી તોળીતોળીને લખાયલ હોય એવા શબ્દોમાં જે સંક્ષિપ્ત સલાહ-રાજદ્વારીય આજ્ઞા-જૂનાગઢ રાજ્યને અપાયલ છે તે સમગ્ર દષ્ટિએ ન્યાયપુરઃસર, આદરણીય તેમજ વિચારણીય પણ છે. આ હુકમથી એટલું તો સ્પષ્ટ સમજાય આવે છે કે, પુરૂષોત્તમરાયજી ઉપર ઈ૦ સ. ૧૯૦૬માં મૂકાયલા તહોમત ઉપરાંતની જે બીજી બાબતોને મે. હોલાંડવાળા નિવેદન લેખમા સ્થાન અપાયલ છે તે બાબતોને લક્ષ્યમાં લેવાનું હિંદી સરકારે, ઉઘાડી રીતે તો ઉચિત ધારેલું નહિ; અને તે પ્રમાણે તેણે લક્ષ્યમાં લીધેલું નથી તે હકીકત તેમણે તપાસપંચ નિયુક્ત કરતી વેળા જે મુખ્ય આશય રાખેલો હતો તેને અનુસરતી જ છે. દિલ્હી સરકારે પુરૂષોત્તમરાયજીને ઇ. સ. ૧૯૦૬માં થયલ અન્યાય પરત્વે જ ફરી તપાસ કરી નિવેદનલેખ રજુ-કરવાને માટે મિ. હોલાંડને નિયુક્ત કરેલા હતા. વઝીર બહાઉદ્દીનભાઇના મૃતદેહ વિરૂદ્ધ કામ ચલાવવાને તેમજ પુરૂષોત્તમરાયજીના સમગ્ર જીવન પરત્વે તપાસ કરવા જેવી આડી અવળી-અસંબદ્ધ-અસંગત

બાબતો પરત્વે વિચાર કરવાને હિન્દી સરકારે તપાસપંચની યોજના કરેલી હતી નહિ જ. આમ હોવાથી હિન્દી સરકારે મિ. હોલાંડવાળા નિવેદનલેખને ચાળી નાખીને કસ્તર કાંકરીઓ કાઢી નાખી શુધ્ધ અને અનન્ય મુદ્દા ઉપર જ પોતાનો નિર્ણય પોતાના રાજદ્વારીય ખાતા મારફત આપી દીધેલો છે. હિન્દી સરકારે એ પ્રમાણે પોતાનો નિર્ણય મુંબઈ સરકારને જણાવી દીધેલો. એટલે પછી, એ સર્વોપરિ આજ્ઞાને અનુસરીને મુંબઈના લોર્ડ વિલિંગ્ડનની સરકારને, આપણા આ કથાનાયકના કામ પરત્વે પુખ્ત અને ઉલટનો ઠરાવ કરવાનું યોગ્ય લાગેલું અને તેમ થતાં તેમણે પોતાના તરફથી, કાઠિયાવાડના એજન્ટ ટુ ધ ગવર્નર મારફત મિ. રેંડાલને ઉલટની સલાહ તા૦ ૨૮-૯-૧૯૧૮ને રોજ, નીચે પ્રમાણે લખી મોકલેલી હતી–

28th September, 1918

To,

The Agent to the Governor,
Kathiawad

Sir,

Please refer to the correspondence ending with your letter No c/26 dated the 25th Febuary 1918 and its enclosures regarding the case of Mr P S Jhala The Government of Bombay has given in this case their utmost careful consideration to the report of Mr. R. E Holland and to the remarks of the Administrator of the Junagadh State and have come to the following conclusions

2 They agree with the view expressed by Mr Rendall that the conviction and sentence passed under section 406 of the State's Panal Code against Mr Zala in 1906 should be set aside but they are unable to accept the proposal that the confiscation of Mr Zala's property amounting to Rs 1 26000/- should be main-

tained. I am further to say that the Government of Bombay while refraining from coming to any definite conclusion as to the question of the deduction of any amount from the value of this property on account of the sums advanced to Mr. Zala for his defence are of opinion that taking into consideration all the circumstances of the case it would be somewhat ungenerous to adopt this course. I am, therfore, to request that the Junagadh Darbar may be advised to grnt a pardon to P. S. Zala in respect of the offence for which he was convicted in 1906 and that it should make good to him the property which was then confiscated as the penalty of his conviction.

" એજંટ ટુ ધ ગવર્નર, કાઠિયાવાડ, જોગ. "

' સાહેબ, '

મિ૦ પુ૦ સુ૦ ઝાલાના કામ બાબતનો, આપના અંક સી–૨૬ વાળા તા૦ ૨૫મી ફેબ્રુઆરી ૧૯૧૮ સુધીના પત્રવ્યવહારને તથા તેના અંતર્ગત પત્રોને આપ લક્ષ્યમાં લેશોજી. આ કામ પરત્વે મિ૦ આર૦ ઇ. હોલાંડે જે નિવેદન કરેલ છે તે સંબધે તથા જુનાગઢ રાજ્યના વહીવટદારે જે (પોતાના) મતવ્યો બતાવેલ છે તે બાબતે, વધારેમા વધારે સાવધાનતા–પૂર્વક વિચારણા મુંબઈ સરકારે કરેલી છે અને તેમણે નીચે પ્રમાણે નિર્ણયો કરેલા છે. "

૨. રાજ્યના શિક્ષાના કાયદાની ૪૦૬ કલમ પ્રમાણે ઇ૦ સ૦ ૧૯૦૬માં મિ. ઝાલા સામે જે તહોમત ધડાયલું અને જે સજા કરવામાં આવેન છે તે રદ કરવા મિ. રેડોલે જે અભિપ્રાય આપેલ છે તેને તેઓ (મુંબઈ સરકાર) સંમત થાય છે પરંતુ રૂ. ૬,૨૬૦૦૦ જેટલી રકમની મિ. ઝાલાની જે મિલ્કત ખાલસા કરવામાં આવી છે તે ખાલસા

રાખવાની (તેમની-મિ. રૈંડાલની) દરખાસ્તને તેઓ માન્ય ગણી શકતા નથી. મિ. ઝાલાને પોતાનો બચાવ કરવા માટે જે રકમો ધીરવામાં આવી છે તે રકમોને આ મિલકતની કિંમતમાંથી બાદ કરવી કે કેમ એ બાબતને લગતા સવાલ પરત્વે કોઈ નિશ્ચિત નિર્ણય આપવાનું બંધ રાખીને, હું વધારામાં કહું છું કે, મુંબઈ સરકારનો અભિપ્રાય એવો છે કે, આ કામની બધી પરિસ્થિતિ વિચારી જોતાં આવો માર્ગ (ધીરેલાં નાણાં કાપી લેવાનો) ગ્રહણ કરવો એ કાંઇક અનુદારતા જેવું ગણાશે. આમ હોઇને હું વિનતિ કરું છું કે, જે ગુન્હાને માટે ઈ. સ. ૧૯૦૬માં પુ. સું. ઝાલાને તહોમતદાર ગણી સજા કરવામાં આવેલ તે ગુન્હાની જૂનાગઢ દરબારે ઉપેક્ષા કરવી એવી તેમને સલાહ આપવી, અને તેમની ઉપર તહોમત મૂકીને સજા કર્યા બદલ જે મિલકત તે વખતે ખાલસા કરવામાં આવેલ તે મિલકત તેમને પુરી કરી આપવી.'

ઉપર પ્રમાણે દિલ્હી સરકારની આજ્ઞાને અનુસરીને મુંબઇ સરકારે એક નવી આજ્ઞા લખી કાઠીયાવાડના એજંટ ટુ ધ ગવર્નરને મોકલી આપેલી એટલે એ બ્રિટિશ અધિકારીએ, જૂનાગઢના બ્રિટિશ વાલી-વહીવટદાર મિ. રૈંડાલને બ્રટીશ સરકારના પૂર્વોક્ત નિર્ણયથી વાકેફ કરી દઇને જૂનાગઢ રાજ્યે અને તે પણ પોતાની જવાબદારી સમજીને જે હુકમ પુરૂષોત્તમરાયજીના સંબંધમાં કરવો હોય તે કરવાનું સૂચવી દીધેલું હતું; અને એ સુચનને અનુસરીને મિ૦ રૈંડાલે રાજ્યના વહીવટદાર તરીકે એક 'અંતિમ હુકમ' તા. ૨૪-૧૨-૧૮ને રોજ વહીવટદાર કચેરી (એડમિનિસ્ટ્રેટર્સ ઓફીસ)માંથી, નીચે પ્રમાણે, પ્રગટ કરીને તે જ દિવસે તે હુકમ પુરૂષોત્તમરાયજીના સોલિસિટર્સ 'મેસર્સ લિટલ એંડ કો૦ને' મુંબઈ મોકલી આપેલો પણ હતોઃ-

### અંતિમ હુકમ

આ આખાય કામના આ પ્રમાણે સંપૂર્ણ અને નિઃશેષ નિર્ણય પરત્વે નીચે પ્રમાણે અંતિમ હુકમ કરવામાં આવે છેઃ-

(૧) ઈ. સ. ૧૯૦૬માં પુ. સુ. ઝાલા સામે જે તહોમત મૂકવામાં આવેલ અને (તે બદલ) સજા કરાયલ તે જૂનાગઢ દરબાર રદ કરે છે અને જે વ્યવહાર થયલો તેની ઉપેક્ષા કરે છે.'

(૨) તપાસનીસના નિવેદન લેખમાંથી જે હકીકત જડી આવે છે તે સંબંધે પુ. સુ. ઝાલા સામે જૂનાગઢ દરબાર કૃપાની રાહે વધારે કામ ચલાવશે નહિ, અને જે મિલ્કત ખાલસા કરવામાં આવી છે તે બદલ રૂ. ૧,૨૬૦૦૦ જેટલી રકમ હાનિપુરણાર્થ પુ. સુ. ઝાલાને આપશે. '

(૩) આ કામમાં તેઓ પોતાનો બચાવ કરી શકે તેટલા માટે તેમને રૂ૦ ૧૫૦૦૦)ની જે રકમ ધીરવામાં આવી છે તે રકમ, જૂનાગઢ દરબાર ઉદારતા બતાવીને વસુલ કરવાનું અગર તો પૂર્વનિર્દિષ્ટ હાનિપૂરક રકમમાંથી બાદ કરવાનું બંધ રાખશે.'

(૪) જૂનાગઢ દરબાર ફરમાવે છે કે, હજુર પરવાનગી સિવાય જૂનાગઢ રાજ્યની હદમાં પ્રવેશ ન કરવા સંબંધે જે અંકુશ તેમના ઉપર મૂકવામાં આવેલ છે તે ચાલુ રહેશે જ. '

ઉપર મુજબનો હુકમ મિ. રેડૉલે અંગ્રેજી ભાષામાં લખેલો છે અટલે અમે તેનું ભાષાંતર કરી આ કથામાં તેને દાખલ કરેલું છે, એટલું આ પરત્વે પ્રથમ જણાવીને હવે અમે તે પરત્વે થોડીક વિવેચના કરશું. આ વિવેચનાનો આરંભ અમે, મિ. રેડૉલે પૂર્વોક્ત 'અંતિમ હુકમમાં' બતાવેલ અશિષ્ટાચાર ચીંધી બતાવીને કરીએ તો તે અનુચિત ગણાશે નહિ. હિંદી સરકારે તથા મુંબઇ સરકારે પોતપોતાના આ કામે લખાયલ પૂર્વનિર્દિષ્ટ આજ્ઞાવાહક પત્રોમાં આ કથાવીરને 'મિ. ઝાલા' કહેવામા જે પ્રકારે શિષ્ટાચાર શીલતા બતાવેલી છે તે પ્રકારે, પુરૂષોત્તમરાયજી દોષમુક્ત થઇ ગયલા હતા છતાં મિ. રેડૉલ પોતાના 'અંતિમ હુકમમા' 'મિ. ઝાલા' શબ્દ લખીને કે 'પી. એસ. ઝાલા'ને બદલે 'મિ. પી. એસ. ઝાલા' શબ્દો લખીને બતાવી શકેલા નથી એ બીના તેમનામાં રહેલ શિષ્ટાચારનો અભાવ તથા તેમના પુરૂષોત્તમરાયજી તરફ રહેલ દ્વેષ તથા દર્પજનિત માનસનું આપણને ભાન કરાવે તેવી છે.

પૂર્વોક્ત 'અંતિમ હુકમ'ના પરિચ્છેદમાં મિ. રેડૉલ રૂ. ૧,૨૬૦૦૦)ની રકમ, પુરૂષોત્તમરાયજીને થયલ નુકશાન બદલ આપવાની કૃપા કરે છે એ કૃપાને આપણે 'ધોકે માર્યા ધર્મ', જેવી ગણી શકીએ તેમ છીએ. તથાપિ આપણે એવો પ્રશ્ન ઉપસ્થિત કરી શકીએ છીએ કે, હિંદી સરકારે આ કામે ૨૫૭

હુકમ કરેલો ન હોત તો એ મિ. રેંડોલ પુરૂષોત્તમરાયની ઉપર આટલી પણ 'કૃપા' બતાવવા જેટલું પોતાનું અભિમાન બાજુએ મૂકત ખરા કે? જો એમને કૃપા જ કરવી હોત તો તેઓ વિના વિલંબે તથા રાજ્યના ધનનો ઘણો મ્હોટો ધૂમાડો કર્યા પછી જ કૃપા કરવાને તૈયાર ન થાત. વળી એ મિ. રેંડોલે, 'તપાસનીમના નિવેદન લેખમાથી જે હકીકત જડી આવે છે તે સંબંધે પુ. સું ઝાલા સામે જુનાગઢ દરબાર કૃપાની રાહે વધારે કામ ચલાવશે નહિ' એ પ્રમાણે મોઘમ લખીને, પુરૂષોત્તમરાયજી જાણે કે, બીજા કોઇ ગુન્હા માટે હજુ પણ જવાબદાર રહેલા હોય એવું બતાવવાને ઉદ્યમ કરેલો છે તે તેમનો ઉદ્યમ કેવળ મિથ્યા છે અને તે ઉદ્યમ તેમણે કેવળ પોતાના ખંડિત થયલ અહંભાવને સંતુષ્ટ કરવા માટે કરેલો છે. અમે આ પ્રમાણે કહીએ છીએ તેનું કારણ એ છે કે, મિ. હોલાંડે ચલાવેલ કામમાં પુરૂષોત્તમરાયજીને ગમે તે માર્ગે દોષિત ઠરાવવા માટે, મનુષ્યથી જેટલા પ્રયત્નો થઈ શકે તેટલા પ્રયત્નો કરવામાં રાજ્યપક્ષે કચાશ રાખેલી નથી, એટલું જ નહિ, પરંતુ, અમે એમ પણ કહી શકીએ છીએ કે, એ તપાસપંચને અંગે મિ. રેંડોલની રોષોષ્માનો પારો એટલો તો ચઢી ગયલો હતો કે, મિ. હોલાંડે તેમને નિવેદન લેખ હિંદી સરકાર તરફ રવાના કરવાને માટે આપેલો ત્યારે તે લેખમાથી જો તેમને પુરૂષોત્તમરાયજીને હાનિ પહોંચાડી શકે એવી કોઇપણ હકીકત જડી આવી હોત, તો તેઓ તેવી હકીકતને બળે, એ નિવેદનલેખ રવાના કરી દીધા પછી પુરૂષોત્તમરાયજી સામે બીજું કામ ઉપાડયા વિના શાંતિથી બેસી શકત પણ નહિ જ. વળી, મિ॰ રેંડોલે પોતાથી કરાયલ અંતિમ હુકમના બીજા પેરેગ્રાફમાં મિ॰ હોલાંડવાળા નિવેદનલેખનો જે ઉલ્લેખ કરેલ છે તેને અમે અસ્થાને તથા એક પ્રકારના ઔચિત્યભંગ રૂપે પણ ગણીએ છીએ; કારણ કે એ નિવેદનલેખ કેવળ જૂનાગઢ રાજ્યને રજુ કરવા માટે લખાયલો ન હતો, પરંતુ એ હિંદી સરકારને અર્થે જ મુખ્યતઃ લખાયલો હતો. એટલું જ નહિ, પરંતુ એ લેખ પરત્વે મનન કર્યા પછી હિંદી સરકાર જે આજ્ઞા કરે તેને અનુસરીને મિ. રેંડોલે જૂનાગઢ રાજ્યને નામે છેવટનો હુકમ કરવાનો હતો. મુંબઈના ગવર્નર લોર્ડ વિલિંગ્ડન સાહેબ પુરૂષોત્તમરાયજી વિરૂધ્ધ એટલા બધા પ્રમાણમાં હતા કે, તેઓ હિંદી સરકારે કરેલ આજ્ઞામાં પોતાને ફાવે તેવો થોડોક પણ વધારો ઘટાડો કરી શકત જ. પરંતુ એ સરકારે પણ મિ. હોલાંડવાળા નિવેદન લેખનો ઉલ્લેખ કર્યા સિવાય હિંદી સરકારની આજ્ઞાનુરૂપ જ કથન કરેલ છે. પણ મિ. રેંડોલ પોતાના પદને એટલું તો અમર્યાદિત અને અસાધારણ કોટીનું માની બેઠેલા હતા કે એમને

મિ. હોલાંડના પૂર્વોક્ત નિવેદનલેખને પોતાના અંતિમ હુકમમાં જેટલું પ્રાધાન્ય આપેલું છે તેટલું પ્રાધાન્ય મુંબઇ સરકારના કે હિંદી સરકારના નિર્ણયને બીલકુલ આપેલું નથી; * અર્થાત્ મિ. હોલાંડના નિવેદનલેખ ઉપરથી દિલ્હી સરકારે નિર્ણય કરેલો છે, એટલે એ નિવેદન લેખનું માહાત્મ્ય બીલકુલ રહેલું નથી એવું મિ. રેંડોલે સમજી લેવું જોઈતું હતું. પરંતુ તેઓ તે પ્રમાણે સમજી શકેલા નહિ તેનું કારણ એ કે, તેમને સ્વપ્નમાં પણ પ્રાપ્ત ન થયલો એવો રાજ્યાધિકાર મળી આવેલો હતો એટલે તેમની અહમહમિકા અમર્યાદ બની ગયલી હતી અને તેથી તેઓ ખુદ 'હજુર' બની બેસીને રાજાજ્ઞામાં ઉચિત ગણાય એવી વાક્ય રચનામાં પુરૂષોત્તમરાયજી ઉપર કૃપા કરવાને પ્રેરાયલા હતા' પરંતુ એ એમણે બતાવેલી 'કૃપા' પુરુષોત્તમરાયજીને હંમેશને માટે નુકસાન ભોગવતા કરી રાખવાના રૂપમાં પરિણમેલી છે. ઈ. સ. ૧૯૦૬માં પુરૂષોત્તમ-રાયજી સામે ચલાવાયલ એકતરફી મુકદ્દમાને પરિણામે તેમની જે બધી મિલ્કત ખાલસા કરવામાં આવેલી તે તમામ તેમને 'પાછી સોંપી' દેવાનો હુકમ હિંદી તેમજ મુંબઇ સરકારે કરેલો હતો તે છતાં મિ. રેંડોલ તે તમામ ( સ્થાવર , જંગમ ) મિલ્કત સોંપી દેવાને તૈયાર થયલા નહિ । ઈ. સ. ૧૯૦૬માં પુરુષો-ત્તમરાયજીની તમામ મિલ્કત ખાલસા કરવામાં આવેલ ત્યારે તે તેમની મિલ્કત

---

* આવું તે વખતના ઉપરાજ લોર્ડ ચેમ્સફર્ડને પણ લાગેલ અને તે બાબત તેઓએ મુંબઇના ગવર્નર લોર્ડ વિલીંગડનને એક ખાનગી નંબરવાળો અર્ધ સરકારી પત્ર પણ લખેલ; તે પત્રની એક નકલ પાછળથી સ્વ. રાયજી સાહેબને ઉપલબ્ધ પણ થયેલી પરંતુ ત્યાર પછી તુર્તમાં લોર્ડ વિલીંગડન હિંદુસ્તાનના ઉપરાજ તરીકે નીમાઇને આવેલ એટલે તે પત્રનો ઉપયોગ થઇ શકેલ નહિં. સદરહુ પત્રની ઉપરોક્ત નકલ સ્વ. રાયજી સાહેબના જ્યેષ્ટ પુત્ર શ્રી. ઝવેરીલાલે શ્રી ઉછરંગલાલ સાકરલાલ બુચને તથા સ્વ. પુંજાભાઇ જાદવ-રાય વસાવડાને સને ૧૯૩૮મા બતાવેલ અને તેઓની સુચનાનુસાર તેની એક નકલ કાઠીયાવાડના રેસીડન્ટ મી. ગીબ્સનને પણ આપેલ. ઉપરોક્ત પત્રની નકલ પાછળથી ગુમ થયેલ હોવાથી તેનું અત્રે યાદદાસ્ત ઉપરથી ટીપ્પણ કરવા ઉચીત ધાર્યું છે. તે પત્રમાં લોર્ડ ચેમ્સફર્ડે એવી મતલબનું લખેલુ કે, વસ્તુતઃ તપાસ પંચ તો હીંદી સરકારે નીમેલ અને તે ઉપરી સરકારની ભલામણની ઉપેક્ષા મી. રેંડોલે કરેલ છે અને તે પરત્વે મુંબઇ સરકાર મુંગી રહે છે તે કોઇપણ રીતે ઉચિત કહેવાય નહિ.

મિલ્કત એકલા સ્થાવર રૂપમાં ન હતી, પરંતુ કેટલીક મિલ્કત જંગમ રૂપની પણ હતી, અને એ ઉભય પ્રકારની મિલ્કતનો વિનિયોગ અન્ય કોઇ પ્રકારે થઈ જવા ન દેતાં નવાબ સાહેબ રસુલખાનજીએ એ તમામ મિલ્કતને સુરક્ષિત સંભાળી રખાવેલી પણ હતી, અને તેમ કરવાનું કારણ પણ એ તમામ મિલ્કત પુરૂષોત્તમરાયજીને પાછી સોંપી દેવી એવો એ નવાબ સાહેબનો ઇરાદો હતો અમારા આ કથનનું પ્રતિપાદન, નવાબ સાહેબે પુરૂષોત્તમરાયજીના ભાઈ નરસિંહપ્રસાદને તેમની ખાલસા કરાયલી મિલ્કત સોંપી દીધેલી છે એ હકીકતથી અવિવાદ પ્રકારે થઇ શકે છે. પુરૂષોત્તમરાયજીની તમામ મિલ્કત તેમને સોંપી દેવા મિ. રેનોલ્ડ તૈયાર થયલા નહિ તેનું કારણ એક તો એવું હતું કે, તેમણે પુરૂષોત્તમરાયજીવાળું કામ અનિર્ણીત સ્થિતિમાં હજુ ઝૂલતું ઉભેલું હતું તે છતાં તેમની જંગમ તેમજ કેટલીક સ્થાવર મિલ્કતનો ગમે તેવો વિનિયોગ કરી નાખેલો હતો ! મિ. રેનોલ્ડે જે આ પગલું ભરેલું હતું તેમની પાપમતિનું પ્રતિપાદક નથી એમ કોઇથી કહી શકાશે નહિ. કોઈપણ ન્યાયાર્થીના કામ પરત્વે અંતિમ નિર્ણય થયલો ન હોય અને તેવા ન્યાયાર્થીની મિલ્કત જપ્તીમાં લેવાયલી હોય અગર ખાલસા થયલી હોય તથાપિ તેનો વિનિયોગ કરી નાખવાની બાબત મોકુફ રખાયલી હોય તો કોઈપણ અદાલતનો કે કોઇપણ ન્યાયાધીશ, એ ન્યાયાર્થીની મિલ્કતની અંતિમ વ્યવસ્થા કરી કરાવી શકતો નથી એમ કાયદો તો કહે છે જ. પણ મિ. રેનોલ્ડ તો હઝુર હતા એટલે અંગ્રેજી ન્યાયસૂત્ર પ્રમાણે તેઓ કાયદાથી પર હતા ! આમ હોઇ આપણે કહી શકીએ છીએ કે, મિ. રેનોલ્ડે પોતાની પાસે પુરૂષોત્તમરાયજીવાળું કામ ઝૂલતું પડેલું હતું તે છતાં સ્વચ્છંદી બનીને તેમની મિલ્કતની ગમે તેવી વ્યવસ્થા કરાવી નાંખેલી એ હકીકત એવી છે કે, તેને પરિણામે જે જવાબદારી ઉપસ્થિત થઇ આવે છે તેમાંથી મિ. રેનોલ્ડ ખુદ છુટી શકે તેમ નથી જ. મિ. રેનોલ્ડ ખુદને પોતાના પૂર્વકૃત્યથી આ બાબતે પોતાનો ઉપર આવી પડનાર જવાબદારીનું ભાન, તપાસપંચે કરેલ કામ પછી, આવેલું પણ ખરૂં, અને તેથી તેમણે પૂર્વોક્ત મિ. હોલાંડવાળો નિવેદનલેખ મુંબઇ સરકાર તરફ રવાના કરેલ તે વખતે તે સાથે જ, પુરૂષોત્તમરાયજીની ખાલસા થયલ મિલ્કતને ખાલસા રાખવાની દરખાસ્ત લખી મોકલેલી પણ હતી પરંતુ મુંબઇ સરકારે એવી એ મિ. રેનોલ્ડની દરખાસ્તને ગ્રાહ્ય ગણેલી નહિ, એટલું જ નહિ પરંતુ એ ખાલસા થયલ મિલ્કત પૈકી કોઇ મિલ્કતનો કદાચિત વિનિયોગ ગમે તે પ્રકારે થઇ ગયલો હોય તો તે પ્રમાણે રૂપાંતર પામી ગયલ મિલ્કત પુરૂષોત્તમરાયજીને પુરી કરી આપવી

એવો પણ હુકમ મુંબઇ સરકારે અગમચેતી વાપરીને કરી દીધેલો હતો. આમ હોઇને જે મિલ્કતનો વિનિયોગ થઇ ગયલો ન હોય તે મિલ્કત તથા જે મિલ્કતનો વિનિયોગ થઇ ગયલો હોય તે મિલ્કતનો બદલો એ ઉભય આપીને પુરૂષોત્તમરાયજીને સંતુષ્ટ કરવા એ મિ. રેંડોલની નૈતિક તેમજ તેમને થયલ આજ્ઞા પ્રમાણે ફરજ જ હતી. એ છતાં મિ. રેંડોલે, પુરૂષોત્તમરાયજીની ખાલસા થયલ જે મિલ્કતનો-ઘરોનો-વિનિયોગ થઇ ગયલો નહિ તે બજનસ તેમને સોંપી દઇ બાકીની મિલ્કતનો બદલો આપવાનું યોગ્ય ન વિચારતાં રૂ. ૧,૨૧૦૦) ઉધડા આપી દેવાની વાતને ઉચિત ગણેલી હતી, અને તે પ્રમાણે તેમણે તે રકમ્ પુરૂષોત્તમરાયજીના સોલિસિટર્સને મુંબઇ 'ચેક (હુંડી)'થી મોકલી આપેલી પણ ખરી. અર્થાત્ પુરૂષોત્તમરાયજીના નામ માત્રથી મિ. રેંડોલ એટલા બધા તો હંમેશા ભડકતા રહેતા હતા કે, એ આપણા કથાપુરૂષ જૂનાગઢ રાજ્યની હદ છોડીને રાજકોટમાં રહેતા એ પણ મિ. રેંડોલને અણગમતી વાત હતી, તો પછી પુરૂષોત્તમરાયજીને તેમનાં મકાનો સોંપી દીધાથી તેઓ જો જૂનાગઢમાં આવીને વસે તો, રખેને પોતાની શી વલે થશે એવી ભીતિ મિ. રેંડોલને અચૂક ઘેરી રહેલી હશે અને તેથી જ તેમણે પુરૂષોત્તમરાયજીને પોતાની જન્મ-ભૂમિમાં ફરીથી પગ ન મૂકવા દેવાનો નિર્ધાર અગાઉથી કરી રાખીને જ મુંબઇ સરકાર આગળ પુરૂષોત્તમરાયજીની ખાલસા થયલ મિલ્કતને 'ખાલસા રાખવાની દરખાસ્ત' મૂકેલી હોવી જોઇએ અગર મૂકેલી હતી એમ કહીએ તોપણ ખોટું નથી. મિ. રેંડોલને આટલા બધા પ્રમાણમાં પુરૂષોત્તમરાયજીથી ભયભીત રહેવાનું કારણ શું હશે તે તો તેમનું પોતાનું મન જ સમજી શકે તેમ હતું. આમ હોઇને તેમજ પોતાની ભીતિ ખરી પડવાનો પ્રસંગ બનતાં સુધી ઉપસ્થિત થવા ન પામે એટલા સારૂ મિ. રેંડોલે દીર્ઘદૃષ્ટિ વાપરીને પોતાથી કરાયલ 'અંતિમ હુકમમાં' 'જૂનાગઢ દરબાર'ને નામે ફરમાવેલું છે તે ખરેખર, આપણું લક્ષ્ય ખેંચે તેવું છે અને તે તેમની ધૃષ્ટતાની પરાકાષ્ઠા રૂપે પણ દેખાય છે. ' **હજુર પરવાનગી મેળવ્યા સિવાય જુનાગઢ રાજ્યની હદમાં પ્રવેશ ન કરવા સંબંધે જે અંકુશ તેમના** (પુરૂષોત્તમરાયજી) **ઉપર મૂકવામાં આવેલ છે તે ચાલુ રહેશે જ**' એવા શબ્દો એ મિ. રેંડોલે એ 'અંતિમ હુકમ'ના ચોથા પરિચ્છેદમાં વાપરેલા છે તે તેમની સર્વોપરિ બ્રિટિશ સરકારનું સ્પષ્ટ આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી કોઇક પ્રકારના ભયથી ત્રાસિત મનોદશાના, તેમની આપખુદીના તેમજ તેમની અમર્યપ્રિયતાના સૂચક છે. આ તેમના શબ્દો ઉપર ટીકા કરતાં અત્યારે કહેવું પડે છે કે, મિ.

રૅડૉલ 'હજુર' તો હતા જ નહિ એટલે એમણે પૂર્વોક્ત પરિચ્છેદમાં 'હજુર' શબ્દ વાપરીને ઔચિત્યભંગ કર્યો ન હોત તો તે સારૂ ગણાત આ ફરમાન અંગે બીજી વાત એવી છે કે, પુરૂષોત્તમરાયજીને જૂનાગઢ રાજ્યની હદમાં પ્રવેશ ન કરવા સંબંધે આ મિ રૅડૉલે પૂર્વોક્ત ફરમાન કર્યું તે પહેલાં, કોઈપણ સમયે કોઈપણ રૂપમાં કોઈપણ તરફથી અંકુશ મુકાયો હોય એવું રાજ્યના દફતરેથી નીકળી શકે તેમ કોઈથી સૂચવી શકાય એમ પણ નથી નવાબ સાહેબ મહાબતખાનજીએ પુરૂષોત્તમરાયજીને હદપાર કરેલા નહિ એ તો નિ:સંદેહ વાત છે તેમ બ્રિટિશ વાલી-વહીવટદારો પૈકી કોઈએ પણ તેમને રાજ્યમાં આવતા અટકાવવા માટે કદિ પણ ફરમાન કરેલું ન હતું તેમ વળી મુંબઈ સરકારે પુરૂષોત્તમરાયજીને તેમની ખાલસા થયેલ મિલ્કત પાછી તેમને સોંપવાનો હુકમ આપીને, તેઓ જો ફરીથી જૂનાગઢમાં રહેવા ઈચ્છતા હોય તો રહી શકે એવો માર્ગ પણ કરી આપેલો છે આમ હોઈને આપણે લેશ પણ સંકોચ રાખ્યા વિના એવો અંતિમ નિર્ણય, આ બાબત પરત્વે, કરી શકીએ છીએ કે, મિ રૅડૉલે પોતાથી મરાયલ અંતિમ હુકમના ચોથા પરિચ્છેદમાં જે શબ્દો વાપરીને અંત્યાજ્ઞા આપેલી છે તે જેમ એક તરફ તેમના પોતાના ઉપરિ-અધિકારીઓની આજ્ઞાનો ભંગ કરનારી બાબત છે તેમ તે તેમની દૂષબુદ્ધિ, ભીરૂતા તથા દર્પોન્મત્ત મનોદશાને દર્શાવનારી બાબત પણ ગણાશે

ઉપર મુજબ આપણે આ બ્રિટિશ વાલી-વહીવટદાર મિ રૅડૉલે કરેલ અંતિમ હુકમ તો વાંચ્યો અને તે પરત્વે આવશ્યક વિવેચના પણ કરી તથાપિ એ અંતિમ હુકમનો જે લાંબો ઉપોદ્ઘાત મિ રૅડૉલે લખેલો છે તે જ્યાંસુધી આપણાથી અવલોકાશે નહિ, ત્યાંસુધી એ કૃપા બતાવનાર હિંદી સરકારે તથા મુંબઈ સરકારે મિ હોલાડવાળા નિવેદનલેખમાંથી રાયજી સાહેબને લગતી જે વાતો ન હતી તે સર્વેની ઉપેક્ષા કરીને નિર્ણય મુખ્ય મુદ્દા પરત્વે આપી દીધેલો હતો તે મિ રૅડૉલને અસહ્ય થઈ પડેલો હતો કોઈપણ નિશ્ચિત બાબત પરત્વે પુરૂષોત્તમરાયજીને અપરાધી ઠરાવી શકાતા નથી એવું સંપૂર્ણ ભાન આવ્યા પછી જ એમને પરોક્ષ માર્ગે શંકનીય ચારિત્ર્યવાળા ઠરાવી એ બાબતને એક અપરાધનું રૂપ આપવાનો બદઈરાદો આ બ્રિટિશ વાલી-વહીવટદારે કરેલો હતો, અને એ પ્રયાસ કરવામાં તેમનો હેતુ કેઈ પણ પ્રકારે પુરૂષોત્તમરાયજીને દુર્જન જેવા ગણાવી દઈને તેમની તમામ મિલ્કત ખાલસામાં નાખી લેવાનો તેમજ તેમને રાજ્યની હદમાં પગ મૂકતાં અટકાવવાનો હતો પરંતુ હિંદી સરકારે કરેલ

નિર્ણયથી એ મિ રેકોલની દુરિત મહેચ્છા સફળ થયની નહિ, એટલે એમનો કોપાગ્નિ વધી જવા પામેલો હતો મિ રેકોલે લખેલ આ આખોય ઉપોદ્‌ઘાત અત્ર ઊતારવો એ નિરર્થક છે, કારણ કે પરાભવ પામેલ પક્ષકાર વિજયી પક્ષ કારને ગમે તેટલા પ્રમાણમા નિંદવાનો આત્મસંતોષકારક અધિકાર ધરાવે છે આમ હોઇને એ ધોરણે મિ રેકોલે જે આત્માનંદ લીધેલો હોય તેમા આપણે ભાગ પડાવવો એ ઇષ્ટ નથી મિ રેકોલ ન્યાયખાતામા નોકર હતા અને તેમણે ન્યાયાધીશનુ પદ ઠીક ઠીક ભોગવેલુ હતુ, એટલે તેઓ સમજતા હતા કે, અદાલતમા બોલાયેલા કે લખાયલા શબ્દો અપવાદાત્મક હોય તોપણ, કાયદાની નજરે, તે બદનક્ષીની વ્યાખ્યામા આવી શકતા નથી અને તેથી તેમને પોતાને જે કાંઈ કટુવચનો કાગળ ઉપર કાઢવા હોય તેમા વાંધો પણ નથી ! ગાલિપ્રદાન કરીને પણ પોતાના મનને પ્રસન્ન રાખનારાઓ જગતમા કયા નથી હોતા ? અશક્તિમાનનુ હથિયાર અશિષ્ટ વાણી જ હોઇ શકે વિવેકદીપ બુઝાણા પછી મનુષ્યના મનોદેશમા વ્યાપી રહેતા અંધકારમા તે જો ભૂતાવળને જ દેખ્યા કરે તો તેમા નવાઇ નથી મતિભ્રમના લક્ષણો એવાજ હોય છે

ઉપર પ્રમાણે ઠરાવ કરીને મિ રેકોલે તા ૨૭-૧૨-૧૮ને રોજ મેસર્સ લિટલ એંડ કો સોલિસિટર્સ મારફત મિ પૈનાડવાળા નિવેદનલેખની બે નકલો તથા રૂ ૧૨૬૦૦૦નો ચેક (હુંડી) પુરૂષોત્તમરાયજીને મુંબઇ પહોચાડી દીધેલ પરતુ તે દરમ્યાન તા ૯-૧૧-૧૮ને રોજ મેસર્સ લિટલ એંડ કો એ મિ હોલાકડના નિવેદનલેખ ઉપરથી હિંદી સરકારે કરેલ નિર્ણયની ખરી નકલ મેળવવા માટે મિ રેકોલ પાસે માગણી લખી મોકલેલી હતી પરતુ એ સાહેબે તેનો કશો જવાબ ન આપવાની કૃપા કરેલી હતી આમ થયલ એટલે તા૦ ૨-૧-૧૯ને રોજ એ મેસર્સ લિટલ એંડ કો એ પૂર્વોક્ત ખરી નકલ મળવા માટે ફરાણી લખી રૂ ૧,૨૬૦૦૦ની રકમ **ખાલસા થયલ મિલ્કતની કિંમત જેટલી નહિ હોવાથી તેની તપસીલ બતાવી વધારે રકમ મળવા માગણી પણ કરી દીધી હતી.** આ માગણીનો જવાબ મિ રેકોલે તા ૬-૧-૧૯ને રોજ આપેલો છે એ જવાબમા તેમણે, માગેલી ખરી નકલો ન આપવાનુ તેમજ તે સબધે માહિતી પણ ન આપવાનુ કહીને વધારે ખુલાસો કે ચર્ચા કરવા પરત્વે આપખુદીથી ના પણ પાડી દીધેલી હો આમ થયુ એટલે પુરૂષોત્તમરાયજીએ **પોતાના વાંધા ઉભા રાખીને** રૂ ૧,૨૬૦૦૦ સ્વીકારી લીધા હતા મતલબ કે હિંદી સરકાર તથા મુંબઇ સરકારની આજ્ઞા પ્રમાણે વર્તીને પુરૂષોત્તમરાયજીને તેમની સ્થાવર જંગમ મિલ્કત

બાગ તે પૈકી જેનુ વળતર આપવું જોઇએ તે ન આપવામા મિ રેંડોલે પોતાના રાજ્યાધિકારનો દુરૂપયોગ કરેલો છે, પુરુષોત્તમરાયજીના બાગ, ગામ તથા બીજા એક ગામમાનો પૂર્વજપરંપરાગત ભાગ ન આપવામા એમણે ન્યાય જોયલો છે, અને વળી માગેલી ખરી નકલો ન આપવામા પણ તેમણે પોતાના ગૌરવની, જાણે કે, રક્ષા કરેલી છે !

ઉપર પ્રમાણે, એક દૃષ્ટિએ જોઈએ તો, પુરુષોત્તમરાયજીવાળા કામનો છેડો આવેલો છે, અને જો કે તત્વતઃ એ કામમા પુરુષોત્તમરાયજીને ન્યાય તેમજ વિજય મળેલ છે તથાપિ તેમને તથા તેમના વંશજોને હદ વિનાની આર્થિક હાનિ ભોગવવી પડેલ પણ છે. આ કામમા સર્વોપરિ બ્રિટિશ હિંદી સરકારની ન્યાયપરાયણતા જેમ પ્રત્યક્ષ થઇ આવી છે તેમ તેના તાબાના મુંબઇ સરકારના રાજદ્વારીય ખાતાથી ઘાતી બાજીઓ તેમજ મિ૦ રેંડોલ જેવા વાલી-વહીવટદારની 'ગીદરી બને તોપણ વળ ન મૂકે' એવી જે અનન્ય અસભ્યતા તે પણ સુવ્યક્ત થઈ આવી છે. આ કામ આટલી હદે પહોંચ્યા પછી તા૦ ૧૫-૩-૨૦ને રોજ, મિ. રેંડોલે કરેલ 'અંતિમ હુકમ' તથા એમણે, હિંદી સરકારે કરેલ હુકમ વગેરેની ખરી નકલ ન આપવા વગેરે બાબત જે ના પાડેલી તે સામે પુરુષોત્તમરાયજીએ મુંબઇ સરકારના 'પોલિટિકલ ડીપાર્ટમેંટ'ના સેક્રેટરીને એક અર્જ આપેલ છે, પરંતુ એ અર્જનો આજસુધી કંઇ તરેહનો જવાબ મળેલો નથી. એ પછી જૂનાગઢ રાજ્ય ઉપરથી બ્રિટિશ વાલી-વહીવટ ઉઠી ગયેલો, અને મિ રેંડોલને જૂનાગઢમાથી ખસવાનું બન્યા પછી તેઓ ફરીથી બ્રિટિશ સરકારની ન્યાયખાતાની નોકરીમા જોડાઇ શકે એવી સ્થિતિમા ન રહેવાને અંગે તેમણે પરાણે ઇંગ્લાંડ પહોંચી ત્યાં પોતે કરેલ કમાણીનો ઉપભોગ લેવાનું ચાલુ કરી દીધું પણ ખરૂં ! ત્યારબાદ બેશક તેમણે જૂનાગઢની મોતીબાગમાના હરિયાળા મેદાનોમા પોતે ફરતા હોય એવો સ્વપ્નવિહાર પણ કદાચિત્ કરેલો પણ હોય ! વળી પોતાને જૂનાગઢ રાજ્યને લગતા પ્રકરણને અંગે રાજદ્વારીય ગારો ઉડી વળગેલો હોય એવું પણ તેમને લાગેલું હોય, અને તેમના સમયના જૂનાગઢમાના તેમના કેટલાક મદદગારી તાબેદારો વગેરે તરફથી તેમને લખાતા રહેલ હોય તેવા આશ્વાસક પત્રોના પોતાના તરફથી જવાબ આપવાની પ્રવૃત્તિ કરીને એ સાહેબે પોતાના ઉદ્વિગ્ન ચિત્તને શાંતિ પણ આપી હોય ! આ કાળનુ કેર કરનાર અગાધતા બને છે, એ વાત જો મિ રેંડોલ પહેલેથી સમજેલા હોત અગર સ્વાર્થસાધક સહકારીઓની ખુશામતિયા

પ્રેરણાઓનું પાન કરવામાં તેમને રસ પડેલો ન હોત તો કાઠિયાવાડના રાજદ્વારીય ઇતિહાસમાં તેમના નામને કલુષિત થવાનો વારો આવેલો છે તે તેમજ બ્રિટિશ સરકારની નોકરીમાં અધિકાધિક ઉન્નત પદ ઉપર ચઢવામાં જે અંતરાય તેમને આવી પડેલો તે આવવાનો પ્રસંગ કદિ પણ ઉદ્‌ભવત નહિ જ. પુરૂષોત્તમરાયજી પણ કૈલાસવાસી થઇ ગયેલા છે. તેમની પાછળ તેમના વંશજો-પુત્રો-પૌત્રો પોતાની માતૃભૂમિની શીતલ છાયા છોડી પરદેશવાસી બની રહેલા છે, અને પોતાના પિતાએ મેળવેલી પરંતુ રાજ્યે પડાવી લીધેલી મિલ્કત પાછી મેળવવા માટે બને તેટલો પ્રયાસ કરી રહેલા પણ છે પરંતુ જૂનાગઢ રાજ્યના કોઇ પણ દીવાને એ અધન્ય જેવા પુત્રોની વિનતિ લક્ષ્યમાં લેવા જેટલી ઉદારતા કે ન્યાયવૃત્તિ કે નૈતિક હિંમત દાખવી શકેલા નથી. આ બીના જેમ ખેદકારક છે તેમ તે જે તે સમયના રાજ્યકાર્યભારીને નીચું જોવરાવે તેવી પણ છે. તોંપણ અમે કહીએ છીએ કે, આશા અમર છે અને જૂનાગઢ રાજ્યનો ઇતિહાસ કોઇક કાળે પણ પુનરાવૃત્તિને * પામશે. પુરૂષોત્તમરાયજીનો રાજદ્વારીય અધઃપાત જૂનાગઢની નવાબીના અસ્તના પૂર્વચિહ્ન રૂપ નીવડેલો છે. પુરૂષોત્તમરાયજીએ એ રાજ્યના શાસનસૂત્રને પોતાના હાથમાંથી છોડી દીધેલું તે ક્ષણેથી જ એ રાજ્યના દેહમાં ક્ષયરોગની ઉત્પત્તિ થઇ આવેલી અને પ્રજાને ખેદિત કરનાર શાસનપ્રબંધભંજક કાર્યો પ્રતિદિન વૃદ્ધિ પામતાં ગયલાં પણ ખરાં. રાજકુળ અને પ્રજા વચ્ચે જે એકતાની ગ્રંથિ હતી તે બ્રિટિશ વાલી-વહીવટના વારામાં શિથિલ થઇ ગયલી અને નવમા નવાબ મોહોબતખાનજી ગાદીએ આવ્યા પછી તો દિવસે દિવસે એ શિથિલ બની ગયલ ગ્રંથિ અધિકાધિક પ્રમાણમાં એટલી તો શિથિલ થઇ ગયલી કે, ઇ. સ. ૧૯૪૭માં બ્રિટિશ સરકારે હિન્દુસ્તાનને સ્વતંત્રતા આપતાં જે મહાપરિવર્તન થવા પામેલ તેની અસર જૂનાગઢ રાજ્યને થયા વિના રહેવી પણ નહિ. પરિણામ એ આવ્યું કે, રાજકુળ અને પ્રજા વચ્ચેની એકતાની ગ્રંથિ છૂટી પડેલી, હિંદુ અને મુસલમાન પ્રજાગણો વચ્ચેની એકતાની ગાંઠ પણ વછૂટી ગયલી, અને એ સર્વને પરિણામે નવમા નવાબને પોતાની જન્મભૂમિનો ત્યાગ કરી પાકિસ્તાનમાં ભાગી છૂટવાની ફરજ પણ પડી ગયલી છે. વિધિની ગતિ અકળ છે. જૂનાગઢના પહેલા નવાબ સાથે જ ઝાલા કુટુંબના જગન્નાથજીએ જૂનાગઢને પોતાનું કરેલું અને રાજ્યના દીવાનના પદને પામેલા હતા એ

* આ લખાયા પછી નવાબીનો અસ્ત થયલો છે અને જૂનાગઢ રાજ્ય સૌરાષ્ટ્રના સંયુકત રાજ્ય પૈકી એક બની ગયું છે એટલે નવાબીની જવાબદારી સૌરાષ્ટ્ર રાજ્ય ઉપર આવેલી ગણાગે

હકીકત લક્ષ્યમાં રાખીને વિચારીએ છીએ તો સાચી નવાબીનો અંત આવે તે પહેલાં, એ જ ઝાલાકુળમાંથી જૂનાગઢ રાજ્યમાં મગ્દીવાન જેવા બની રહેલ પુરુષોત્તમરાયજીને મશનો ચાન્દો ચોટવાનો વારો ન આવે એવી ધાગના વિધિએ કરેલી હશે તેને લીધે જ પુરુષોત્તમરાયજીનો વિચ્છેદ રાજ્યથી વહેલો અને પહેલો થઇ ગયલો હશે, એમને પાછા રાજ્યસંબંધ કરવાનો આઠમા નવાબ રસુલખાનજીનો પ્રયાસ અફલિત રહી ગયેલો હશે બ્રિટિશ વાલી-વહીવટદારને પણ એ જ વિધિની ઘટનાએ પુરુષોત્તમરાયજીને સંપૂર્ણ ન્યાય ન આપીને જૂનાગઢથી અલગ પાડી દેવાની યુક્તિ રચવાને પ્રેરેલ હશે, અને નવમા નવાબે રાજ્ય સંભાળી લીધેનુ તે પછી પુરુષોત્તમરાયજી નવમા નવાબના સંસર્ગમા આવી શકે એવો સંયોગ ઉપસ્થિત કરવાને પ્રવૃત્ત થઇ રહેલ નામદાર જામસાહેબ રણજિતસિંહનો અકાળ દેહાન્ત પણ થઇ આવેલો હશે ! દૈવિક શક્તિની ગૂઢ ગતિ પરત્વે સુનિશ્ચય અભિપ્રાય આપવાનુ કામ કઠિન છે, છતા તે સાવ અનુમાનગમ્ય નથી એમ તો સ્વીકારવુ પડશે જ

આ સ્થળે અમારે આ ગ્રંથના પાઠકના મનને ભ્રમમા પડતુ અટકાવવા અર્થે કેટલીક હકીકત ફરીથી ટીપી બતાવવી પડશે અમારા પાઠકે જે વાત લક્ષ્યમા રાખવાની છે તે એ કે, મિ હોલાડવાળા તપાસપચઅંગે મુખ્યત વઝીર બહાઉદ્દીનભાઇને હરકોઇ રીતે અપરાધી ઠરાવવાનો (અને તે પણ નિષ્ફળ) પ્રયાસ થયલો છે અને પુરુષોત્તમરાયજીવાળા કામ પરત્વે ખાસ માઈ કરવુ પડે તેમ ન હતુ એટલે વસ્તુત તેને ગૌણ સ્થાન અપાયલુ છે આ આખુય કામ રાજદ્વારીય ઢબે ચલાવાયલુ છે દિલ્હી સરકારે આ કામ પરત્વે નિર્ણય કરવાની વાત પોતાના અધિકારમા રાખેલી હતી, એટલે એ સર્વોપરિ સરકારે એ નિવેદનલેખમાંથી નિર્ણય કરવાને કામે અનુપકારક ગણાય તેવી અસંગત રાજદ્વારીય હકીકતમાત્રને ગાળી નાખીને જ પુરુષોત્તમરાયજીવાળા કામ પરત્વે "નિતાન્ત ધ્યાનપૂર્વક કરાયલ વિચારણા" કરીને જે નિર્ણય આપેલો છે તે નિર્ણય જ સાચો છે, અને તેને પરિણામે પુરુષોત્તમરાયજી સત્યને માટે ઇતિહાસને પાને ઉજળા જ રહે છે વસ્તુસ્થિતિ આવી હોઇને જૂનાગઢ ગન્યના બ્રિટિશ વાલી-વહીવટદારે તો બ્રિટિશ સરકારના એક આજ્ઞાંકિત નોકર તરીકે કેવળ આજ્ઞાધારક બનીને એ નિર્ણય પ્રમાણે વર્તવુ જોઇતુ હતુ પરતુ મિ રેડાલ તો પોતાના મિત્રને એક સ્વતંત્ર રાજા 'હજૂર' ગણી રહેલા હતા એટલે દિલ્હી સરકારની આજ્ઞાને અવગણી અમુકઆની બાબતને તેમણે અવગણી કાઢીને એક

સ્વતંત્ર ઠરાવ ઘડી કાઢેલો છે. આ ઠરાવ અંગે લખેલ અંતિમ હુકમમાં જો કે, આ મિ. રેંડોલને પુરૂષોત્તમરાયજીને નિર્દોષ જાહેર કરવા પડેલ છે, છતાં એટલું તો કહેવું પડે છે કે, બળબળતે હૈયે લખેલ આ નિર્ણયના ઉપોદ્‌ઘાતવાળા લખાણમાં મિ, રેંડોલે પોતાના મનોગત દ્વેષનું અને તેટલું વમન કરવામાં કાંઇ બાકી રાખેલું નથી; એટલું જ નહિ, પરંતુ જે ગુપ્ત નિવેદનલેખ ફક્ત દિલ્હી સરકારને માટે જ મિ. હોલાંડે તૈયાર કરેલો છે તેનો તેણે દુરૂપયોગ કરીને તેનો ઉલ્લેખ પણ તેણે પોતાના પૂર્વોક્ત ઉપોદ્‌ઘાતમાં કરેલો છે. અને અસ્પષ્ટ શબ્દો વાપરીને પુરૂષોત્તમરાયજીને ગાલિપ્રદાન કરીને આત્મસંતોષ મેળવી લેવાનો પ્રયાસ કરેલો છે. આમ મિ. રેંડોલ દિલ્હી સરકારથી × ઉપરવટ થયલ તેનું ફળ તેમને ભોગવવું નથી પડ્યું એમ નથી. મિ. રેંડોલે પોતાથી કરાયલ અંતિમ હુકમના બીજા પરિચ્છેદમાં હિંદી સરકારથી ઉપરવટપણું બતાવેલ છે તે સંબંધે પુરૂષોત્તમરાયજીએ વાંધો ઉઠાવેલો હતો. પરંતુ સર્વથા સ્વચ્છ ન્યાય મળી ન શકે એવી પરિસ્થિતિમાં પુરૂષોત્તમરાયજી મૂકાઇ ગયલા હતા. રાજદ્વારીય યુદ્ધો લડીવડીને વિજયપરંપરા મેળવી રહેલ વીર પોતાને હાથે પરાજિત થયલ પ્રતિપક્ષીને તેને પોતાને મુખે પોતાનો પરાજય કબુલ રાખતો દેખે તો તેવી હકીકતને આપણે એક સાચા પડતા સ્વપ્ન રૂપ જ ગણવી પડે. બ્રિટિશ સરકાર જૂનાગઢ રાજ્યના આંતર વહીવટમાં હસ્તક્ષેપ કરી ન શકે, એ વાત નિશ્ચિત થઈ ચૂકેલી હતી, એટલે તેનો લાભ મિ. રેંડોલે લીધેલો હતો; અને જો કે એ મિ. રેંડોલના હુકમ સામે પુરૂષોત્તમરાયજીએ તા. ૧૫-૩-૨૦ને રોજ મુંબઇ સરકાર સમક્ષ વિરોધ રજુ કરી દીધેલો હતો, તોપણ તરતમાં જ જૂનાગઢ રાજ્ય બ્રિટિશ વાલી-વહીવટમાંથી મુક્ત થઇ ગયલું હતું એટલે પછી બ્રિટિશ સરકાર પોતાની જવાબદારી ગણીને આ બાબતે એકદમ કોઇ પગલું ભરી શકે તેમ ન હતા અને વળી જૂનાગઢ રાજ્ય-નવાબ તથા તેના કાર્યભારીઓ-તો મિ. રેંડોલથી તેમન પકડાવાયલ ચક્રમાંથી અગર પોતાના ક્ષુદ્ર હૃદય દૌર્બલ્યને લીધે પુરૂષોત્તમરાયજીની માગણીઓ તરફ ઉપેક્ષા બુદ્ધિથી જોઇ રહે એવું બની ગયલું હતું. આવા સંયોગમાં પુરૂષોત્તમરાયજીએ આત્મ-સંતોષ મેળવી લેવો હોય, તો જેમ, તેમણે ઈ. સ. ૧૯૦૬વાળા કામ પરત્વે સુવિખ્યાત ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયો મેળવેલા હતા તેમ આ ઇ. સ.

× ઉપનાન્ત લોર્ડ ચેલ્મસ ફોર્ડ તેમજ મિ. હોલાંડે આ સંબંધે મુંબઇના ગવર્નર લોર્ડ વિલિંગ્ડનને પત્ર પણ લખેલ છે અને એ પત્રમાં પુરૂષોત્તમરાયજીને રૂપીઆ પાંચ લાખ ઉપરની રકમ આપવા સૂચવેલું પણ છે.

૧૯૧૭વાળા કામ પરત્વે પણ, ઇતિહાસની પુનરાવૃત્તિના નિયમ પ્રમાણે, તેમણે અભિપ્રાય મેળવવાનું ઉચિત ગણી લીધેલું હતું. મુંબઇની વરિષ્ઠ અદાલત (હાઇકોર્ટ)ના તથાપિ તત્ત્વવિદની સુકીર્તિ પામેલ તથા સર ન્યાયાધીશને પદેથી નિવૃત્ત થયેલ સર ફ્રેંક બીમન જેવા સર્વમાન્ય પ્રમાણ પુરૂષનો અભિપ્રાય આ કામે પુરૂષોત્તમરાયજીએ લીધેલો છે અને તે માર્ગે તેમણે, આ તપાસપંચ મારફત થયેલ અન્યાય કામને તેના ખરા રૂપમાં ઉઘાડું પાડી દીધેલ પણ છે. સર ફ્રેંક બીમને તે અન્યાય કામનું તેમજ મિ. હોલાડવાળા નિવેદનલેખનું સૂક્ષ્મ દૃષ્ટિએ તથા ન્યાયસૂત્રો અને અદાલતોમાં થતા રહેતા કામકાજની રચના અનુભવોને આધારે પરિશોધન કરીને એક સચોટ અને "વિમૃષ્ટ તથા સર્વાંશે તર્કસિદ્ધ એવો અભિપ્રાય" લખી આપેલો પણ છે. આ અભિપ્રાય એટલો તો સવિસ્તર રૂપમાં છે કે, તેને એક સ્વતંત્ર લઘુગ્રંથ જ ગણવો પડે. આમ હોઇને અમે એ અભિપ્રાયમાંથી થોડાક ફકરાઓ વાનગી તરીકે અત્ર રજુ કરીને સંતુષ્ટ રહેશું.

## સર ફ્રેંક બીમનનો અભિપ્રાય.

(તા. ૧૭-૨-૧૯૨૦)

(1) It will be noted that the Agent to the Governor, Kathiawar, thus defines the scope of the inquiry, and presumably he was only conveying the orders of the Government of India and the Bombay Government "as regards the scope of the inquiry the matters for investigation are those of which you complained in your original memorial of 1914 addressed to the Government of India. Mr Rendall, Administrator, thus defines the scope of the inquiry in his order of the 11th October 1917 – 'The matters for investigation in this inquiry shall be those complained of by Purushottamrai S. Jhala in his original memorial of 1914 addressed to the

Government of India and such + cognate matters as may be brought forward by the parties." But for the addition of the words italicised (herein underlined) it would have been difficult for the commissioner to find reasonable authority for framing and trying the 4th and 5th issues which were raised at the instance of the State after its own case was closed and must have been hopelessly lost."

"Considering that Mr. Purushottamrai was on trial as an accused before Mr. Holland and had nothing to do but to defend himsalf, it is clear that the "cognate matters" to be brought forward by the "parties" could only mean further charges which the Junagadh State were prepared to bring and prove against Mr. Purushottamrai (લક્ષ્યમાં રાખવા જેવી વાત એવી છે કે, કાઠિયાવાડના એજંટ ટુ ધ ગવર્નર તપાસના કાર્યપ્રદેશની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે અને હિંદી સરકારના તથા મુંબઇ સરકારના હુકમો તેઓ પોતાની મારફત જણાવતા હોય એમ પ્રથમ દર્શને જણાય છે– 'તપાસની કાર્યમર્યાદા સંબંધે એટલું કહેવાનું છે કે, હિંદી સરકાર આગળ તમે જે ફર્યાદનામું ઈ. સ. ૧૯૧૪વાળી અપીલ અર્જ દ્વારા રજુ કરેલ છે તેને લગતી હકીકત તપાસવાની. છે.' મિ. રેંડોલ, વહીવટદાર, તેમના પોતાના તા૦ ૧૧, ઓકટોબર, ૧૯૧૭વાળા હુકમમાં તપાસની કાર્યમર્યાદા આ પ્રમાણે વર્ણવે છે – 'આ તપાસ અંગે જે બાબતોનું અવેષણ થવાનું છે તે બાબતો, પુરુષોત્તમરાય. સુ. ઝાલાએ જે ફર્યાદ કરી છે તથા " પક્ષકારો " તરફથી તેવી સજાતીય જે બાબતો આગળ લાવવામાં આવે તે બાબતો છે.' આમા જે શબ્દો નીચે લીટી દોરવામા આવેલ છે તે શબ્દો ન હોત તો, કાર્યશોધક (કમિશ્નર)ને માટે, રાજ્ય તરફથી કામ ચલાવવાનું બંધ પડ્યા પછી અને કોઇપણ પ્રકારની

+ મિ. રેંડોલે દિલ્હી સરકારના હુકમની ઉપેક્ષા કેટલી કરેલી છે તે આ શબ્દો દેખાડી આપે છે.

આશા બધાવી ન શકે એટલા પ્રમાણમા મુકદમો પડી ભાગ્યા જેવુ દેખાઇ ગયા પછી, રાજ્યના કહ્યા ઉપરથી ચોથો અને પાચમો મુદ્દો કાઢવા અને તપાસ કરવા માટે વ્યાજબી ગણાય તેવો આધાર ગોતી કાઢવાનુ કામ મુશ્કેલ થઇ પડત ''

એક આરોપી તરીકે રા પુરુષોત્તમરાય મિ હોલાક સમક્ષ તપાસને કામે હાજર થયા હતા એ વાત તથા તેમને પોતાનો બચાવ કરવા ઉપરાંત બીજુ કાઇ કરવાનુ ન હતુ એ વાત વિચારતા એવુ સ્પષ્ટ દેખાય છે કે, 'સજાતીય બાબતો પક્ષકારો તરફથી, આગળ લાવવામા આવે તે (શબ્દો)નો અર્થ એટલો જ કે, જૂનાગઢ રાજ્ય જે વધારાના તહોમત આગળ લાવે અને પુરુષોત્તમરાયજી વિરુદ્ધ સાબીત કરવાને તૈયાર થાય (તે બાબતો સજાતીય ગણાશે )

*

'××× It is safe to say that no judge of any High Court in India (not to speak of the subordinate mofussil judiciary) would have allowed such a charge to be framed on such materials (તાબાની પ્રાદેશિક અદાલતોની વાત ન કરીએ તો પણ) નિર્ભયતાપુર્વક એમ કહી શકાય છે કે આવા સાધનોને આધારે હિંદુસ્તાનમાની કોઇ પણ વરિષ્ઠ અદાલત આવુ તહોમત ઘડવાની પરવાનગી આપત નહિ )

(3) 'Notwithstanding the rather unusual manner in which the special commissioner dealt with the fourth issue (viz Did Mr Purushottamrai during the course of his service misappropriate 1,53 000 rupees thereabouts or any, and if so what sum belonging to the State or the Nawabs (Mohabatkhan, Bahadurkhan and Rasulkhan) or both, his finding upon it was in Purushottamrai's favour and there in any ordinary judicial enquiry that charge would have ended For it is a special charge, in one sense,

although in general form to vague. Under it the State accused Mr. Purushottamrai of having at some time during the 26 years of his State-service embzzled some money, amount not known, place and time of embzzlement not known, which belonged to the State or the Nawabs or both. The Commissioner found that Mr. Purushottamrai had not embezzled any money belonging to the State or the Nawabs or both during the period specified. For all the purposes of this issue the state was only concerned with the embezzlement of State money or money belonging to the Nawabs. It had nothing to do with other accumulations whether honestly or dishonestly made. It was most unfair and unjudicial, under cover of such a charge to find even indirectly that Mr. Purushottamrai had received bribes, amount unknown, time and place unknown, from some person or persons unknown. No one ever accused Mr. Purushottamrai of having done so and no one ever has accused him of having done so. It is safe to say that no one has ever yet been convicted in an English Court or before an English officer of having taken bribes without an accuser or without proof (ચોથા મુદ્દાં પરત્વે તપાસ અધ્યક્ષે જે અસાધારણ પદ્ધતિએ કામ ચલાવેલું છે તેને લક્ષ્યમાં લઈએ નહિ તોપણ, તેમણે જે નિર્ણય આપેલો છે તે રા. પુરૂષોત્તમરાયના લાભમાં છે, એટલે હરકોઈ અદાલતમાં સાધારણ રીતિ ચાલતી તપાસ ત્યાંથીજ અટકી બેસે. કારણ કે જે તહોમત મુકવામાં આવ્યું હતું તે જો કે સામાન્ય રુપમાં અનિશ્ચિત હતું, તથાપિ એક દ્દષ્ટિએ તે વિશિષ્ઠ કોટીનું હતું. એ રૂપના તહોમતથી રાજ્યે રા. પુરૂષોત્તમરાય ઉપર એવો દોષારોપ કરેલ કે, તેમણે પોતાની ૨૬ વર્ષની રાજ્યસેવાના કોઈ એક કાળે કાં તો

રાજ્યના અગર તો નવાબોના અગર એ બન્નેના નાણા જેની રકમ જણાયલી નથી, જે ક્યારે તથા ક્યા ઉચાપત થયેલા છે તે જણાયલું નથી તે-ઉચાપત કરેલા છે કાર્યશોધકને જણાયલું છે કે, જે સમયે (નાણાં ઉચાપત થયલ બતાવવામાં આવે છે તે સમયે) રાજ્યનાં કે નવાબોનાં કે એ બન્નેનાં કોઈપણ નાણાં રા. પુરૂષોત્તમરાયે ઉચાપત કરેલ નથી. એ મુદ્દાને લાગતુંવળગતું છે ત્યાસુધી તો રાજ્યના કે નવાબોના કે બન્નેના નાણા ઉચાપત થયાની વાત રાજ્ય કરી રહેલ હતું પ્રમાણિકપણે કે અપ્રમાણિકપણે (પુરૂષોત્તમરાયે) એકઠા કરેલ નાણા સાથે તેને (રાજ્યને) કશો સબધ હતો નહિ આવા તહોમતને ઓથ રૂપે વાપરીને (કોઈ) અજ્ઞાત રકમની અજ્ઞાત સ્થળે તથા સમયે, પુરૂષોત્તમરાયે રૂશ્વત લીધેલી અને તે પણ કોઈ અજ્ઞાત માણસ કે માણસો પાસેથી, એવુ પરોક્ષ માર્ગે ગોતાય એ અત્યંત અયોગ્ય તથા અન્યાયયુક્ત (પગલું ભરાયલું) છે પુરૂષોત્તમરાયે એ પ્રમાણે કરેલુ છે, એવો આક્ષેપ કોઈપણ સમયે કોઈએ કરેલો ન હતો, અને એવો આક્ષેપ કોઈ એ કદિ કરેલો પણ નથી (આમ હોઈને) નિર્વિઘ્ને એમ કહી શકાય છે કે, આક્ષેપકરનારને અભાવે અગર તો સાબીતીને અભાવે કોઈપણ અંગ્રેજી અદાલતમાં અગર અંગ્રેજ અમલદાર સમક્ષ કોઈપણ માણસને રૂશ્વત (ખાધાના તહોમત) બદલ આજ દિવસ સુધીમા કદિ પણ ગુન્હેગાર ઠરાવવામા આવેલ નથી.'

(4) 'There was therefore no ground at all for any adverse finding Had the case been tried in any competent Municipal Court there can not be the slightest doubt what the result would have been Mr P would have been acquitted and no oblique reflection would have been cast upon his character' (આમ હોઈ કોઈપણ પ્રકારનો વિપરીત નિર્ણય કરવા માટે કોઈપણ આધાર ન હતો. કોઈપણ અધિકારસપન્ન સુધરાઈની અદાલતમા આ મુકદ્દમો ચલાવવામા આવ્યો હોત તો તેનુ પરિણામ જે આવત તે પરત્વે જરા પણ શંકા રાખી શકાતી નથી.'

**રા. પુ. ને નિર્દોષ ઠરાવી છોડી મુકવામાં આવત અને તેમના ચારિત્ર્ય વિષયે એક પણ વાંકો વિચાર દર્શાવવામાં આવત (પણ) નહિ જ."**

પૂર્વોક્ત પ્રકારે સર ફ્રેંક બીમન જેવા સુવિખ્યાત વરિષ્ઠ ન્યાયાધીશે જે ટીકા મિ. હોલાંડ તથા તેમના નિવેદનલેખ ઉપર કરેલ છે તે એટલી તો સ્પષ્ટાર્થવાળી ગંભીર તેમજ નિર્ણાયક છે કે એ પરત્વે અમે જે કાંઇ અધિક કહીએ તે સોના ઉપર ઢોળ ચઢાવવાના મૂર્ખતાસૂચક પ્રયત્ન બરાબર જ થઇ રહે. તોપણ અમે અમારા વક્તવ્યને તદ્દન ખાળી શકતા નથી. સર ફ્રેંક બીમનના અભિપ્રાયમાંના પૂર્વનિર્દિષ્ટ ફકરાઓમાંના પહેલા ફકરાથી જે એક બે વાત સ્પષ્ટતાપૂર્વક ફલિત થવા પામે છે તે એ કે, મિ. રેંડોલે હેતુપૂર્વક આપખુદી વાપરીને, હિંદી સરકારે નિશ્ચિત કરી આપેલ કાર્યક્ષેત્રની મર્યાદાનું, કોઇ પણ દૃષ્ટિએ વ્યાજબી ગણાય તેવું એક પણ કારણ ન હતું છતાં ઉલ્લંઘન કરેલું છે; એટલું જ નહિ, પરંતુ નિશ્ચિત કરી અપાયલ કાર્યક્ષેત્રદર્શક શબ્દોમાં અસ્પષ્ટ અર્થવાળા શબ્દો ઉમેરીને આ આખાય કામના રૂપને બદલી નંખાવવાની કુટિલ યુક્તિ પણ રચેલી છે. નવાઇની વાત એ છે કે, હિંદી સરકારના અને વસ્તુતઃ તેમની પોતાની કચેરીના અમલ હુકમના જાણકાર હતા એવા મિ હોલાંડે પણ, ગમે તે કારણે–કદાચિત્ રાજદ્વારીય હેતુથી, મિ. રેંડોલે હિંદી સરકારે કરેલ હુકમનો ભંગ કરેલો તેને સાખી લીધેલો છે, એટલું જ નહિ, પરંતુ એ પ્રકારનો આજ્ઞાભંગ કબૂલ રાખ્યા ઉપરાંત આગળ વધીને એ મિ હેલાંડે રાજ્યપક્ષને 'સજાતીય બાબતે' એ શબ્દોનો સ્વચ્છંદે અર્થ કરવાની મોકળાશ આપીને કાર્યક્ષેત્રની સીમા બહારના નવપ્રદેશમાં નિરંકુશ વિહરવાની અન્યાય્ય છૂટ પણ આપેલી છે આટલું કરીને પણ મિ હોલાંડ અટકેલા હોત તો આ તેમના વર્તનને આપણે નભાવી લેત. પરંતુ એ પ્રમાણે એમણે કરેલું નથી. રાજ્યનાં એટલે કે રાજ્યકોશના કે નવાબોનાં અગર તો એ ઉમરાવના નાણાં ઉચાપત કર્યાની બાબતે સ્વલિખિત નિવેદનમાં નીચે આપેલ શબ્દો વાપરીને જો કે એ કાર્યશોધકે પુરુષોત્તમરાયજીને નિર્દોષ ઠરાવેલા છે, તે પણ તેમણે, આગળ વધીને પરોક્ષ માર્ગે એક તદ્દન અસંગત બાબતે કેવળ નવા વર્ગનું તહોમત રચવાની મોકળાશ રાજ્યપક્ષને આપેલી છે તે પહેલી નવાઇથી ચઢી જાય તેવી નવાઇવાળી બાબત તો છે જ. જળને ઠેકાણે સ્થળ ઊભું કરવાને ઉદ્યુક્ત થયલ રાજ્યપક્ષને આવી અનુકૂળતા કરી આપવાને મિ. હોલાંડ શા માટે પ્રેરાયા હશે તે તો

તેઓ જ જાણે. પરંતુ એમના એ પ્રકારના વલણથી એમણે ન્યાયને કલંકિત કરેલો છે એમ તો હરકોઇ કહી શકશે. આ નીચે આપેલ શબ્દોમાં તેમણે પુરૂષોત્તમરાયજીને નિષ્કલંક કરેલા છે તે આપણે હવે વાંચી લેશું —

Bahauddin no doubt spoiled the State, but it does not follow that he permitted P. to do the same x x x x x. There can, by the very nature of the case, be no proof that P. defrauded the State of this amount, since there is no evidence of specific defalctions x x x but there is no evidence to prove that P. defrauded the State of the sum x x x x As regards P.'s honesty, it is not proved that he embezzled or abetted the embezzlement of any specific sums of money from state funds x x x (બહાઉદ્દીને રાજ્યને લુટેલું એ નિઃશંક, પણ તે ઉપરથી એમ કહી શકાય નહિ કે, તેણે પુ૦ને પણ તે પ્રમાણે કરવા (લુંટવા)ને છૂટ આપેલી હતી કામનો પ્રકાર જ એવો છે કે, પુ૦ એ આ રકમ રાજ્યમાંથી કપટ કરીને મેળવેલી છે એવું પ્રતિપાદિત કરી શકાય નહિ કારણ કે નિર્દિષ્ટ થઇ શકે તેવી રકમો ઉપડેલી છે એવો પુરાવો છે નહિ. x x x પરંતુ તે રકમ પુ૦ એ રાજ્યને ઠગીને મેળવેલી છે એવો પુરાવો બીલકુલ નથી. પુ૦ની ચારિત્ર્યશુદ્ધિ પરત્વે બોલીએ તો. રાજ્યનાં નાણામાંથી પુ૦ એ ઉચાપત કરેલી છે અગર તો ઉચાપત કરવામાં મદદ કરેલી છે એવું સાબીત કરાવતું નથી. x x x )

મિ૦ સેતલવાડે પોતાના નિવેદનલેખમાં પૂર્વોક્ત પ્રકારનો અભિપ્રાય પુરૂષોત્તમરાયજીને, રાજ્યના નાણાંની ઉચાપત કર્યાના તહોમતમાંથી સર્વથા મુક્ત કરી દે છે, એ વાત જો કે સ્પષ્ટ છે, તોપણ આવો અભિપ્રાય આપવામાં એ સદ્દગૃહસ્થે વઝીર બહાઉદ્દીનભાઇને તો રેઢિન-લુંટારા ગણી રાખેલા છે જ પરંતુ એ પ્રમાણે એટલે કે, 'બહાઉદ્દીને રાજ્યને લુટેલું એ નિઃશંક' એ ઉલ્લેખ ભ્રામક છે, કારણ કે [illegible] રાજ્યના ખજાનાની ગણાય તેવી કોઇ પણ રકમ એ વઝીરે ઉપાડી કે ઉચાપત કરેલી છે એવું [illegible] જાણી શકાતું નથી.

અને જો નવાબોએ ઉઘાડી રીતે પોતાના ખાનગી ખજાનામાંથી નાણાંની કોઇ પણ રકમ વઝીરને આપેલ હોય તો તેથી કરીને તેવાં નાણાં શુધ્ધ રાજ્યકોશનાં ઠરી શકતાં નથી, એ વાત મિ. હૅાલાંડ કેમ ભૂલી ગયા હશે તે સમજી ન શકાય તેવી બાબત નથી. ખરી વાત એવી લાગે છે કે, રાજ્યના બ્રિટિશ વાલી-વહીવટદારે વઝીર બહાઉદીનભાઇ ઉપર એકાએક છાપો મારી તેમની તમામ મિલ્કત પડાવી લઇ તેમની કનેથી કહેવાયલ કબૂલત ઉપર અને તે પણ ગુપ્તતા પૂર્વક સહી લઇ લીધેલી એટલે એ બલાત્કારવાળા બ્રિટિશ વાલી-વહીવટદારના પગલાને વ્યાજબી ઠરાવી દેવાની આવશ્યકતા હતી જ; કારણ કે એમ કરી લેવામાં ન આવે તો રાજદ્વારીય ઢબે વઝીરને લુંટી લેવાનું જે કામ થયું હતું તે ન્યાય દૃષ્ટિએ ગેરવ્યાજબી તેમજ અપરાધાત્મક હોઇને કોઇક કાળે ફરીથી જીવતું થવાનો સંભવ હતો; એટલું જ નહિ, પરંતુ એ કામમાં સંડોવાયલ બ્રિટિશ અમલદારોને એ બદલ જવાબદાર થવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ નહિ આવે એવી સંભાવના પણ ખાત્રીથી કરી શકાતી ન હતી. મતલબ કે, નવાબો અને બહાઉદીનભાઇ વચ્ચે થયલ ખાનગી નાણાંના વ્યવહારને રાજ્યનાં નાણાં સાથે સંકળાવી દઇને મિ. હૅાલાંડે રાજ્યપક્ષના લાભમાં એક ભ્રમ ઉત્પન્ન કરી આપેલો છે, એમ કહીએ તો ખોટું નથી.

આ બધી બાબતોને લગતી ચર્ચાને અંતે અમને અત્ર એટલું કહી દેવાનું મન તો થાય છે જ કે, આ કથાવીરનો, કોઇપણ વાંકેચૂકે માર્ગે, ન્યાયના સિદ્ધાંતોનો ભંગ કરીને પણ અને કેવળ રાજદ્વારીય વિચારસરણીને આશ્રયે, આખરે પગભવ થયલો છે એવું બતાવવાને માટે, પંદરપંદર વર્ષો સુધી તેમના વિદ્વેષીઓએ કરેલ પ્રયાસો પરત્વે રાજ્યધનનો ધુમાડો કરાયલો છે તે સંબંધમાં સર ફ્રેંક બીમન જેવા, બ્રિટિશ સરકારના એક સુકીર્તિત તથાપિ નિવૃત્ત થયલ સરન્યાયાધીશે, વિસ્તૃત તથા મુદ્દાવાર સૂક્ષ્મ વિચારણા તથા છણા-વટ કરીને જે સપ્રમાણ, સારવત અને સબળ અભિપ્રાય આપેલ છે તેને અમે એક શુધ્ધ, વરિષ્ઠ અદાલત તરફથી અપાયલ, પક્ષપાત શૂન્ય તથા રાજદ્વારીય રંગથી અલિપ્ત એવા એક નિર્ણય રૂપ જ ગણીએ છીએ. વસ્તુતઃ પુરૂષોત્ત-રાયજીને જો કે અગ્નિપરીક્ષાને આધીન થવું પડેલું છે, તે પણ તેમને તેમના વિરોધીઓ લેશ માત્ર પણ દઝાડી શકેલા નથી એ હકીકત રાજદ્વારીય ઇતિહાસમાં એવી તો અબાધિત છે કે તે વડે તેમનું ચારિત્ર્ય એક અનુકરણીય આદર્શ થઇ પડ્યા વિના રહેતું નથી. એ છતાં આ ચરિત્રનિરૂપણનો કોઇ

છિદ્રાન્વેષી વિરોધી મનુષ્ય, મિ૦ રેડોને પોતાના અધિકારાધીન રાજ્યશાસ્ત્ર દરમ્યાન બેસીને કરેલ 'અંતિમ હુકમમાં તો નહિ જ, પરંતુ એ અંતિમ હુકમના ઉપોદ્ઘાતમાં પોતાના દૂષરોપણના જે ઉભરા ઠલવેલા છે તેમને ગેર-વ્યાજબી પ્રાધાન્ય આપીને પુરુષોત્તમરાયજીનો પરાભવ બતાવવા જેટલું અનિષ્ટ સાહસ કરે તો તેવા એ દુરાગ્રહી વિદ્વેષીને અમે સામેથી એટલું જ કહી દઇએ છીએ કે, મિ૦ રેડોને મહેલા ઉભરા, પુરુષોત્તમરાયજીના ચપલ કે પાયન પરાભવથી થતા હર્ષના ઉદ્ગારો નથી, પરંતુ એ ઉભરા તો પરાજય પામેલા પક્ષ તરફથી કઢાયલા બળાપાના મોનો જ છે એ છતાં આવા આ રાજ્યપ્રજાનું સર્વથા તથા સર્વદા કલ્યાણ ઇચ્છનાર તથા કરનાર પુરુષોત્તમરાયજીના વિદ્વેષીઓને અમે સાફસાફ સંભળાવી દઇએ છીએ કે સત્તાવીશ સત્તાવીશ વર્ષો પર્યંત સર્વ અધિકાર સંપન્ન જેવા બની રહેલ પુરુષોત્તમરાયજીએ વહી રહેલ કાર્યભારનું વહાણુ ચૌદ ચૌદ વર્ષો સુધી અને તે પછી પણ તેમના છના ઉંધાડા, સ્વદેશીય વિરોધીઓએ અવિરત પરિશ્રમ વેઠીને સબળ સાધનો વડે તથા સ્વબળે કે પરબળે ર્યા કરેલું છે તે છતાં તેઓ પોતાના મનને સંતોષ પ્રમોદ પમાડી શકે એવું અને એટલું—એક રતિભાર જેટલુંય નવનીત કે વિષ તેમાંથી ઉત્પન્ન કરી શકેલા નથી, એ હકીકત એવી છે કે તેને આપણે એ મહાસમર્થ કાર્યભારીને હાથે રચાતી રહેલ સમયોચિત શાસન-વ્યવસ્થાની અચ્છિન્નતાની, તેમણે ખુદ પોતાની નોકરીના વખતમાંના સૂક્ષ્મ પ્રસંગોએ દાખવેલ સહનશક્તિની રાજ્યસેવામાંથી મુક્ત થયા પછી ઉદ્ભવેલ સંકટપરંપરાને ધૈર્ય સહી લઇ અંતે પ્રાપ્ત કરેલ વિજયની અનુપમતાની તથા તે સર્વને પરિણામે તેમને ઉપલબ્ધ થયેલ છે એવી પાર્થિવ લાભોથી પણ ચઢી જાય તેવી અમર યશોધનસંપત્તિની પ્રતિપાદક સામગ્રી રૂપે ગણવી તો પડશે જ પુરુષોત્તમરાયજીનો છાનો ઉપાડો વિરોધ કરનારાઓએ બ્રિટિશ સરકારની રાજદ્વારીય બાજીને ફતેહમંદ બનાવી દેવાને માટે જે માર્ગ જૂનાગઢ રાજ્યનું તેના રાજકુળનું તેમજ તેની રૈયતનું કલ્યાણ થયું છે કે નહિ અને થયું હોય તો કેટલે એ બાબતનો હિસાબ તો એ સમયની અને તે પછીની તમામ હકીકતનો સમગ્ર દૃષ્ટિએ તથા શુદ્ધ બુદ્ધિએ વિચાર કરનાર જે કોઇ હશે તેને હાથે નીકળી શકશે તથાપિ હવે તો જૂનાગઢની નવાબીનો અસ્ત થઇ ચૂક્યો છે અને વર્તમાન સૌરાષ્ટ્ર સરકાર એ નવાબીની ઉત્તરાધિકારી બનેલ છે રાયજી સાથે લાગુ કામ સર્વથા રાજદ્વારી પ્રકારનું બની રહેલ છે અને તે આજસુધી બ્રિટિશ હિંદી સરકારે કરેલ રાયજીના તથા તેમના

કરેલ અંતિમ આજ્ઞાનો અમલ પૂર્ણ પ્રકારે જૂનાગઢ રાજ્યે ન કર્યાને કારણે ઝૂલતું ઊભેલું પણ છે, એટલું જ નહિ, પરંતુ બીજા શબ્દોમાં કહીએ તો, ઝૂલતા ઊભેલા તથા ન્યાય દૃષ્ટિએ જે રુપમાં તે ફલિત થવું જોઇએ તે રૂપમાં ફલિત 'ન થયેલ એવા આ કામને, ન્યાયની અદાલતથી સામાન્યત' લગાડાતો મુદતનો કાયદો લાગુ પાડી તેને 'જૂનું' ગણાવી શકાય એમ પણ નથી. આમ હોઇને, આપણી 'લોકકલ્યાણસાધક, લોકતંત્રવાદી તેમજ સત્યાગ્રહના સિદ્ધાંતને આદરી રહેલ આધુનિક સૌરાષ્ટ્ર-સરકારને અમે એવી પણ વિનતિ કરી શકીએ છીએ કે, પુરૂષોત્તમરાયજીની તમામ મિલ્કત જૂનાગઢ રાજ્યે ઘોર ગેરઇનસાફ કરીને પડાવી લીધેલ છે તે વસ્તુતઃ એક પ્રકારની લુંટનો માલ હોઇને આપણી વર્તમાન સરકારે એ લુંટનો માલ પોતાને કબ્જે ન રાખતાં તેના સાચા ધણીને સોંપી દેવો જોઇએ જ. અસ્તુ.

---

# प्रकरण १७ मुं.

## ब्रिटिश वहीवटदार मि० रेंडोले करेल राज्यनो वहीवटः अने तेनी निष्फलता.

ઈ. સ. ૧૯૧૧માં નવાબ સાહેબ રસુલખાનજી મહેરબાનસાહેબ ગુજર્યા ત્યારે તેમના વારસ શાહજાદા મોહોબતખાનજી સગીર હતા એટલે સર્વોપરિ બ્રિટિશ સરકારે રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લઇ મિ. એચ. ડી. રેંડાલ નામના, ન્યાયખાતાના અંગ્રેજ અમલદારને રાજ્યના પાકા વહીવટદાર તરીકે નિયુક્ત કરેલા હતા, અને તેમના મદદનીશ તરીકે, કાઠિયાવાડમાં ડેપ્યુટી પોલિટિકલ એજંટનો હોદ્દો ધરાવનાર રા. બ. એ. એમ. તાબે નામના દક્ષિણી બ્રાહ્મણ ગૃહસ્થને ગોઠવી આપેલા પણ હતા. જૂનાગઢ રાજ્યના ઇતિહાસમાં

રાજ્યનો કુલ વહીવટ અંગ્રેજ અમલદારને સોંપાયાનો આ પહેલો દાખલો છે. આ પહેલા જ્યારે જ્યારે સગીર નવાબને તખ્તનશીન થવાનો વારો આવેલ ત્યારે ત્યારે રાજ્યને વફાદારીથી સંભાળી રાખે એવા ભાયાતો, અમીરો તેમજ મુત્સદ્દીવર્ગના શિષ્ટ પ્રજાજનોમાંથી પસંદ કરાયલ વ્યક્તિઓથી રચાઇ 'રાજપાલક પ્રતિનિધિ-મંડળ (કૌન્સિલ ઓફ રીજન્સી)' નિયુક્ત કરાઇ તેની મારફત રાજ્યનો બધો વહીવટ થતો રહેતો હતો. આ પ્રણાલિકાનો ભંગ, નવાબ રસુલખાનજીના દેહાંત પછી થઇ આવતાં હિંદુ અને મુસલમાન અગ્રગણ્ય પ્રજાજનો સહકારથી તથા નિર્મળ વફાદારીથી રાજ્યતંત્રનો નિર્વાહ કરી રાખી તેની આતરે સ્વતંત્રતાની તથા પ્રતિષ્ઠાની જે પ્રકારે રક્ષા કરી શકતા હતા અને જેને પરિણામે તેમને રાજ્યકાર્યો પરત્વે જવાબદારીવાળો જ્ઞાનાનુભવલાભ મળતો રહેતો હતો તે મળતો બંધ પડેલ અને તે સાથે સ્વસ્થાનિક અભિમાનની-સ્વદેશપ્રેમની-ભાવનામાં ઓટ આવવાનો આરંભ પણ થઇ ચૂકેલો હતો, એટલું જ નહિ, પરંતુ રાજ્યનું સ્થાનિક-આતર-સામર્થ્ય ઓસરવા માંડતા રાજ્યને તેના પોતાના ગણાય તેવા ખરેખરા વફાદાર અને પાવરધા મુત્સદ્દીઓની ખોટ ભોગવવાનો વારો પણ આવી ગયલો હતો. જૂનાગઢ રાજ્યની, ખરી પ્રણાલિકા તો રાજ્યની પ્રજામાંથી જ, બને ત્યાંસુધી, રાજ્ય સેવકો રાખવાની હતી તે, આ મિ રેડોક્સના આગમન પછી ક્ષયાધીન બનીને લગભગ મૃતવત્ થઈ પામેલી. તેમના વારામાં મ્હોટામ્હોટા પગારે ચારપાંચ અંગ્રેજો, પારસીઓ તથા 'એજન્સી'માના મ્હોંગનાના પગાર ખાનારા બહુસંખ્ય દેશીય ગૃહસ્થોની આયાત નિરંકુશ પ્રકારે કરવામાં આવેલ અને આવતી રહેલ પણ હતી અને રાજ્યના પ્રજાજીવનથી અપરિચિત તથા રાજ્યમાં જેમનો સ્વાર્થ લેશ પણ નહિ તેવાઓના હાથમાં મુખ્ય મુખ્ય ખાતાઓનું કામ સોંપી દેવાયતું હતું ! જૂનાગઢ રાજ્યની રૈયતમાં ભણેલા ગણેલા તેમજ રાજ્યકાર્યસમર્થ પુરૂષોનો, જાણે કે અભાવ હોય એવું કલ્પી લઇને અગર તો બીજા કોઇ 'રાજદ્વારીય' ગુપ્ત હેતુને લક્ષ્યમાં રાખીને એ બ્રિટિશ વાલી-વહીવટદારે બનતા સુધી પ્રજાગણમાંથી યોગ્યતા ધરાવનાર ઇસમોને પણ રાજ્યની નોકરીમાંથી બહિષ્કૃત રાખવાનો નિશ્ચય કરી બેઠો હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. આ પ્રકારની એ મિ રેડોક્સની નીતિ સામે પોકાર કરતી અંગ્રેજી પત્રિકાઓ પણ એ સમયે પ્રકટ થયલી હતી તથાપિ એટલું પણ ખરૂં છે કે યોગ્યતા ધરાવનાર જૂના નોકરોને એ સાહેબે [illegible]ની મૂકેલા નહિ, પરંતુ નવા નોકરો રાખવાની બાબતે તેઓ રાજ્યની રૈયત[illegible]ની યોગ્યતાવાળા હોય તેમને રાજ્યની નોકરીમાં બને ત્યાંસુધી દાખલ ન

કરવાના ધોરણને ચીવટથી વળગી રહેલા. એ વાત તો નિ:શંક છે. એમના શાસનકાળમાં રાજ્યની કચેરીઓમાં તેમજ ઇતર પ્રકારે નોકરોની સંખ્યામાં અસાધારણ અને અનાવશ્યક વધારો કરી દેવાયો હતો, અને જે અનેક પરદેશીય અમલદારોની આયાત કરાયલી તેમના સગાસંબંધીઓ તથા લાગવગવાળાઓનો સમાવેશ રાજ્યમાં કરી લેવાની તક માંડમાંડ સાંપડી હોય એવું પણ તે અમલદારોના વર્તનથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું. આમ છતાં રાજ્યકાર્યો વધારે ઝડપથી કે વધારે ચોખવટથી કે દોષરહિત થતાં રહેલાં હતાં એમ કહી શકાતું નથી: એટલું જ નહિ, પરંતુ નોકર પગારનું આર્થિક ભારણ રાજ્ય ઉપર ઘણું વધી પડેલ પણ હતું. પરદેશીય લોકોને રાજ્યના નોકરો તરીકે શુદ્ધ ચરિત અને દેશીય લોકોને શંકનીય ચરિતવાળા ગણી લેવાની કેવળ કલ્પિત, ભેદાત્મક તથા અન્યાયી નીતિનું પરિણામ એ બ્રિટિશ વાલી-વહીવટમાં કેવું આવેલું તે સર્વવિદિત હકીકત છે. એવા પરદેશીય અમલદારોના પ્રિય જનો પૈકી જે કેટલાક દૂષિત વર્તનવાળાં સિદ્ધ થયલા તેમને નોકરીમાં ચાલુ રખાઇ પગારમાં વધારો પણ કરી અપાયલો એવા દાખલા ઊઘાડા પાડવામાં આવેલ છે. જૂનાગઢ રાજ્યની રૈયતમાંથી ઘણા લોકો નોકરી મેળવવા સારૂ અર્જ કરતા ત્યારે તેમને, અગાઉથી છપાવી રાખેલ 'તમારે માટે યોગ્ય જગ્યા ખાલી નથી' એવો જવાબ અંગ્રેજી ભાષામાં આપી દેવાતો હતો અને બીજે જ દિવસે ખાલી જગ્યા કોઇ પરદેશીય અમલદારના વગવસીલાવાળા પરદેશીય ઇસમથી ભરાઈ જતી પણ હતી અર્થાત્ મિ. રેંડોલના સમયમાં રાજ્યની કચેરીઓને પરદેશીય અમલદારોના સંખ્યાબંધ આશ્રિતો તથા પ્રિયજનોને નભાવવાનાં કાર્યાલયો જેવી બનાવી દેવામાં આવેલ એ વાત નિ:સંદેહ છે.

પુરુષોત્તમરાયજીના વારામાં રાજ્યના શાસનતંત્રનો નિર્વાહ સમયાનુરૂપ કરકસરથી એટલે કે કેવળ આવશ્યક ખર્ચ કરીને તેમ જ બહુ ભાગે રાજ્યની પ્રજામાંથી જ લેવાતા રહેલ અલ્પસંખ્ય નોકરોથી કરી રખાતો હતો અને તે છતાં આખુંય શાસનતંત્ર સંગીન અને સર્વથા કાર્યસાધક બની રહેલું હતું તેને બદલે મિ. રેડોલના વારામાં, જે બધું બનેલું છે તે અર્થશાસ્ત્રના કોઇ પણ જ્ઞાતાને રાજ્યધનના દુર્વ્યય જેવું લાગશે એટલું જ નહિ, પરંતુ તે તેમની નીતિ રાજ્યની રૈયતને સદાને માટે હાનિકારક નીવડેલી છે એવું પણ હરકોઇને જણાયા વિના નહિ રહે.

(૨) હવે બીજી વાત. આ બ્રિટિશ વાલી–વહીવટદારે આત્મસ્તુતિ કરીને વર્ણવેલ પોતાના 'ઉત્કૃષ્ટ' કોટીના વહીવટે પ્રજાહિતસાધક કોઈપણ એક નૂતન સંસ્થાનો ઉમેરો કરેલ હોય એમ પણ દેખાતું નથી. તેમના સમયમાં જે કામ થવા પામ્યું છે તો તે ફક્ત, કાળવાહ દરવાજા બહારના ભાગમાં પરદેશીય અમલદારોને રહેવા સારૂં રાજ્યને ખર્ચે મહોટામહોટા બંગલાઓ બંધાવવાનું તેમજ તેમના ઉપયોગમાં આવે તેવા મહામાર્ગો સુરચિત બનાવરાવી તેમને દુરસ્ત હાલતમાં રાખવા રખાવવાનું તથા બીજાં અનુપકારક કામો કરાવવાનું કામ થયલું છે. આ મિ. રેઇલે રાજ્યના શાસનતંત્રમાં કોઈપણ નવી વ્યવસ્થા–વાત–ક્રમેઈ હોય અગર તેમણે કોઈ જૂની સંસ્થાનું રૂપાંતર કરી બતાવેલ હોય, તો તે ફક્ત, રાજ્યમાં રખાતા રહેન હિસાબની દેશી ઢબને ઠેકાણે, બ્રિટિશ રાજ્યમાં ચાલતી હિસાબ રાખવાની પધ્ધતિ દાખલ કરેલી છે. આ પ્રકારના ફેરફારથી થયલ લાભાલાભ પરત્વે અમે કશું બોલવા ચાહતા નથી; તોપણ અમે એટલું તો કહેશું જ કે, દેશીય ઢબે રખાતા રહેન હિસાબને લીધે રાજ્યને કોઈપણ પ્રકારે હાનિ થયલી હોય એવું કદિપણ જાણવામાં આવેલું નથી, એટલું જ નહિ, પરંતુ નૂતન પરદેશીય ઢબે હિસાબ રખાવ્યાથી રાજ્યને શો લાભ થવા પામેલો છે તે પણ જાણવામાં આવી શકેલું નથી. આ હિસાબની પધ્ધતિ ફેરવ્યા ઉપરાંત મિ. રેઇલના વારામાં, જમીન મહેસુલ ઉધરાવવાનું જૂનું ધોરણ બહુ ભાગે ભાગબટાઇના રૂપમાં હતું તેને ઠેકાણે વીઘોટીથી લેવાનું ઠરાવવામાં આવેલું. પરંતુ એ પ્રકારનો ફેરફાર કર્યા પહેલાં જમીન માત્રના વર્ગો ઠરાવવા જોઈએ તે વિધિપૂર્વક ઠરાવાયલા નહિ; એટલું જ નહિ, પરંતુ ખેડુતને પોતાની જમીન પરત્વે જે પ્રકારના માલીકીહક મળવા જોઇએ તે તેમણે તેમને આપેલા પણ નહિ. આ વિષય પરત્વે એટલે કે બ્રિટિશ વાલી–વહીવટના કાળમાં થવા પામેલ જમીન મહેસુલમાં વધારા પરત્વે ટીકા કરતાં ચોરવાડ–વાસી રા. પુરૂષોત્તમ પાઠક સ્વરચિત 'મ્હારૂં જુનાગઢ' નામના પુસ્તકમાં આ પ્રમાણે કહેલું છે– જમીનમહેસુલમાં થયલ વધારો વિચાર કરાવે તેવો છે એમ તો ઘણાને લાગે, કારણ કે જૂની ઢબના વહીવટનો ખેડુત ઉપરનો પ્રેમ મનોમય હતો તે સુધરેલા વહીવટોમાં (ઇમ્પ્રુવ્ડ મેનેજમેંટ) વાણી દ્વારા વ્યકત થવા કર્યો છે. આવડો મહોટો ફેરફાર એક ઝપાટે અને અલ્પકાળમાં કેમ કરી શકાયો હશે તે અમે તો સમજી શકતા નથી. આ બાબતને અધિક વિવેચના કરતા આ જ રા. પુરૂષોત્તમ પાઠક પૂર્વોક્ત પુસ્તકના પચીશમા પાન ઉપર લખે છે તે પ્રમાણે, મિ. રેઇલના કહેવાના પ્રત્યેકાંક

શાસનકાળમાં જો કે રાજ્યની આવકમાં વધારો થયો છે, તથાપિ તે વધારાથી લોકોને લાભ થવાને બદલે હાનિ અધિક ભોગવવી પડેલી છે. રાજ્યની ઉપજમાં ગમે તે માર્ગે થતી વૃદ્ધિને રાજ્યના ઉત્કર્ષ રૂપે વધાવી લેવાય નહિ; કારણ કે એ વૃદ્ધિ અનિષ્ટ માર્ગે થયલી હોય તો તે જેટલા પ્રમાણમાં રૈયતનાં અપકર્ષની જનેતા થઇ રહે છે તેટલા પ્રમાણમાં તે કોઇપણ પ્રકારના ઉત્કર્ષની ઉત્પાદક બની શકતી નથી. પોતાના વારામાં રાજ્યની ઉપજ વધેલી છે તેથી પોતાની શાસનવાહકતા સફળ થયલી છે, એવો ઢોલ પીટાવનાર કાર્યભારીઓ ભલેને આત્મસંતોષ મેળવી સ્વાર્થસિદ્ધિ કરી લેતા હોય; પરંતુ જે સમયે ઇતિહાસ એવા ઢોલ પીટાવનાર કાર્યભારીઓની પ્રજાશોષક નીતિની સૂક્ષ્મ પરીક્ષા કરે છે તે સમયે એવા કાર્યભારીઓએ વગડાવેલો ઢોલ પોલો હતો તેથી વાગેલો હતો એવું જણાઇ આવ્યા વિના રહેતું નથી રાજ્યની ઉપજમા જેટલા પ્રમાણમા વૃદ્ધિ થાય તેટલા પ્રમાણમા જો પ્રજાની ઉન્નતિ થાય તો જ ઉપજ વધારો આદરણીય ગણાય. પૂર્વોક્ત રા. પુરૂષોત્તમ પાંડકે, આ મિ. રેડોલના સમયમાં વધેલ રાજ્યની ઉપજ બાબતે વળી આ પ્રમાણે પણ લખેલું છે– 'આબકારીની આવકમા મીઠું, ગાંજો, તમાકુ, અફીણ, દારૂ વગેરેમાથી થતી પેદાશ ગણાય છે મીઠું પ્રજાની અનિવાર્ય જીવનનિર્વાહની આવશ્યક વસ્તુ છે, અને બીજી ચીજો ઘૃણાસ્પદ તેમજ ત્યાજ્ય છે આ ખાતાની આવક વિ મ ૧૯૬૮ (ઈ સ ૧૯૧૨)મા રૂ ૮૬૦૦૦) હતી ત્યાથી ( એટલે કે બ્રિટિશ વાલી–વહીવટ આરભાયો તે પછીથી) વધીને સ ૧૯૭૮ ઈ સ ૧૯૨૨ મા રૂ ૨,૨૪૦૦૦) સુધી પહોચી। એટલે ઉપજમા આ સાધનો દ્વારા **એક દાયકામા ૧૬૦ ટકાનો વધારો મેળવ્યો !** રા પુરૂષોત્તમ પાઠક આટલુ જ વર્ણવીને અટકેલા નથી તેમણે આગળ વધીને બતાવેલુ પણ છે કે 'સ્ટેમ્પની આવક સ ૧૯૬૮મા રૂ ૪૬૦૦૦) ઉપરથી વધીને સ ૧૯૭૮મા રૂ ૧,૯૬,૪૩૯ ૫૭ આવડો વધારો કેમ થયો હશે ? શું એક દાયકામા પ્રજા સ્ટેમ્પનો વપરાશ બમણા કરતા પણ વધારે કરતા શીખી હશે ? એમ કહી શકાય છે કે, એ આહેમે ઉપજ વધારવાની ધગશમા કા તો સ્ટેમ્પના કાયદાને વિસ્તૃત કરેલો અગર તો સ્ટેમ્પના દરમા મુબઇના સ્ટાપ ખાતાના ધોરણે વધારો કરેલો વળી અભણ મનાવાયલા નવાબ રસુલખાનજીએ પ્રજાકલ્યાણ વિચારીને દારૂનું વેચાણ તદન બધ કરેલ તે તેમની ભૂલ મિ. રેડોલે માદક વસ્તુઓના વેચાણને વિસ્તૃત કરીને સુધારી એ બદલ એમને ધન્યવાદ કોણ નહિ આપે ? । પ્રજાની સદાચાર સંપત્તિને બને તેટલા માર્ગે

સુરક્ષિત રાખવી એ પહેલા દરજ્જાનો રાજ્યધર્મ છે, એટલે મનુષ્યને કુકર્મી બનાવનાર માદક પદાર્થોના વેચાણને અને તેટલા પ્રમાણમાં અંકુશિત કરવાને હરકોઈ સુશાસિત રાજ્ય પ્રેરાશે જ. પરંતુ મિ. રેંડોલ-આ પ્રમાણે પ્રેરાયલા નહિ તેનું કારણ, વસ્તુસ્થિતિ વિચારતાં એવું સમજાય છે કે, એમના વારામાં રાજ્યના નોકરોની સંખ્યામાં તેમજ તેમના પગારોમાં ઘણો વધારો થઇ ગયલો તેથી ચાલુ ખર્ચને પહોંચી વળવા માટે-હાલ આ દેશમાં બની રહ્યું છે તેમ-હરકોઇ માર્ગે રાજ્યની ઉપજ વધારવી એ તેમનું ધ્યેય થઇ બેઠેલું હતું. મતલબકે, જ્યાં આવકવૃદ્ધિ -ઉપજવધારો- જ રાજ્યવહીવટની ઉત્કૃષ્ટતાનું કે પ્રગતિશીલતાનું મુખ્યલક્ષણ મનાઇ રહેલ હોઇ ત્યાં પછી પ્રજાની નિર્ધનતા, કે સદાચારિક હીનતાનો ભાવ પૂછવાની વાત ઉપેક્ષિત થઈ રહે તેમાં નવાઈ નથી. અર્થાત શ્રીયુત પુરૂષોત્તમ પાઠક સંક્ષેપમાં કયે છે તેમ, "ઉપર આપેલી **વિગતો પરથી કોઇનેપણ સમજાશે કે આવકમાં વધારો પ્રજાની સપ્રમાણ આબાદીને લીધે નહિ, રાજ્યની કુનેહ કે ત્રેવડને લીધે નહિ, ઉધોગોની સ્થાપના કે ખીલવણીને લીધે નહિ, પણ જમીનમહેસુલમાં ભારે વધારો થવાથી, પ્રજાની બુરી આદતો અને આવશ્યકતાનો લાભ લેવાથી, રેલ્વેના દરમાં મોટો વધારો થવાથી અને સ્ટેમ્પને લગતા ધોરણનું કડકપણું વધારવાથી થયેલો છે"**×

પૂર્વોક્ત ગ્રંથકાર આટલી જ ચર્ચાકરીને અટકેલા નથી. તેમણે વળી "છેલ્લા પાંચદશ વર્ષોમાં દારૂ, અફીણ, ગાંજો, મેળવવાની જોગવાઇ વધવા દીધી છે" એવા શબ્દોમાં વિલાપ કરીને આ બ્રિટિશ વાલી-વહીવટદારની દુરાચારપોષક રાજનીતિ પરત્વે આ પ્રમાણે આલેખ્યું પણ છેઃ-"સં. ૧૯૬૮ ઈ. સ. ૧૯૧૨ માં દારૂની અફીણની ૪૮ અને ગાંજાની ૨૫ દુકાનો હતી અને તેમાંથી રાજ્યને રૂ. ૭૦,૪૨૧ની પેદાશ થઇ હતી. તેમાં વધારો થઇ સં. ૧૯૭૮ ઈ. સ. ૧૯૨૨માં દારૂની ૪૮, અફીણની ૫૨ અને ગાંજાની ૩૭ દુકાનો થઇ, અને તેમાંથી ઉપજ રૂ. ૧,૧૭,૭૮૬ની થઇ! તુલનાત્મક દ્રષ્ટિએ આ આંકડાઓ બ્રિટિશ વાલી-વહીવટદારની શાસન વ્યવસ્થા પરત્વે, ખરેખર, ખેદ કરીને તેનું ભાષ્ય લખાવે તેવા છે. જુનાગઢના નવાબી રાજ્યની પ્રજાના તન-મન-ધનની બરબાદીની આબાદી પ્રતિદિન વૃધ્ધિ પામતી રહે એવા પ્રકારે આ મિ. રેંડોલે

× વધારે હકીકત માટે જુઓ સ્વ. મનસુખલાલ રવજીભાઈ મહેતા કૃત પુસ્તક 'દેશી રાજ્યોના પ્રશ્નો' પાન ૯૭, ૧૫૬, ૧૫૭.

રચેલ રાજ્યના 'સુધરેલા' વહીવટનું આથી અધિક મીઠું ફળ કયું હોઈ શકે ! પ્રજામાં કુટેવો ઓછામાં ઓછા પ્રમાણમાં પ્રવેશ કરી શકે એવો નિવારક શાસન પ્રબંધ કરનાર જૂની ઢબના કાર્યભારીઓને અણસુધરેલા તથા પ્રજાની સ્વતંત્રતાના હારક તો એ મિ. રૈડૉલે નહિ ગણ્યા હોય ? ! મિ. રૈડૉલ જેવો અર્થપ્રધાન સંસ્કૃતિનો પૂજક રાજ્યકાર્યભારી આથી અધિક સારી લોક સેવા કયા પ્રકારે કરી શકે ? જૂની પ્રણાલિકાને વળગી રહ્યાથી જૂના સંપ્રદાયના ગણાવી દેવાયલ રાયજી સાહેબના વારામાંનાં શાસનતંત્રને મિ. રૈડૉલની પેઠે રાજ્યની ઉપજ વધારવાની વૃત્તિ થયલી નહિ તેથી રાજ્યને મ્હોટી અર્થહાનિ થયલી છે, એવો આક્ષેપ એ બ્રિટિશ વાલી-વહીવટદારે પોતાના સમયની શાસન વ્યવસ્થાને 'સુધારેલા વહીવટ'વાળી વર્ણવીને ગર્ભિત શબ્દોમાં કરેલો છે તે હકીકત એ સાહેબનું સાચું માનસ દેખાડી આપે તેમ છે.

(૩) વળી આ બ્રિટિશ વાલી-વહીવટદારના વારામાં, રાજ્યના જૂની ઢબના વહીવટને ઠેકાણે એક નવી ઢબનો સંશોધિત વહીવટ પણ દાખલ કરવામાં આવેલ. આ નવી ઢબનો વહીવટ પ્રજાનું કલ્યાણ કરવાના હેતુથી ગ્રાહ્ય મનાયો હશે કે કેમ એ પ્રશ્નનો જવાબ એ વહીવટદારે લોક સમક્ષ મૂકેલો હોય એમ કોઈ ઠેકાણેથી દેખાતું નથી. રાજ્ય તથા પ્રજાને અનેક માર્ગે લાભ-કર થતી રહેલ ટંકશાળ નામની સંસ્થા રાજ્યના કોરી નામથી ઓળખાયલા ચલણના સિક્કાઓ પાડવાનું, કોરીના રૂપીઆ અને રૂપીઆની કોરી કરવાનું તથા ધીરધાર કરવાનું કામ કરતી હતી. આ કોરી સિક્કાનું ચલણ રાજ્યની સ્વતંત્રતાનું સૂચક ચિહ્ન હતું પરંતુ બ્રિટિશ વાલી-વહીવટે એ ચલણ બંધ કરીને તેટલા પુરતી રાજ્યની સ્વતંત્રતાની ઉપર કાપ મૂકેલો હતો વળી એ "જૂની ઢબના વહીવટમાં ટંકશાળ નામે ઓળખાતી સરકારી પેઢી મારફત રાજ્યની મિલિક રાજ્યમાં વેપારીઓ તથા બીજા જરુરીઆતવાળા માણસો પાસે રોકાતી તે સં ૧૯૬૮ની સાલમાં જૂનાગઢ અને વેરાવળમાં આ પેઢી પાસે ૩૪૬ ખાતાંઓ હતાં, એમાં રાજ્યે રૂા. ૧૨,૬૦૭૩૧ રૈયતને ધીર્યા હતા અને આશરે છ ટકા જેટલું ઉત્પન્ન મેળવ્યું હતું. પછીનાં દશ વર્ષમાં બ્રિટિશ વાલી-વહીવટદારના વારામા સ્થિતિ ઘણી પલટાઇ ગઇ છે. સં. ૧૯૭૮ની સાલમાં ટંકશાળ પાસે ૭૭ ખાતાં હતાં અને ધીરધાર રૂા. ૩,૭૩,૪૧૧)ની હતીઃ જ્યારે સરકારી કાગળીઆમાં રૂા. ૩૬,૬૭,૪૦૭ની રકમ રોકાઇ હતી. ઉપરાંત રાજ્ય બહારની બેંકોમાં બાંધી મુદતની અને ચાલુ ખાતાની થાપણ

તરીકે પણ સારી જેવી રકમો રોકાઇ રહે છે" આમ રા. પુરુષોત્તમ પાઠક જેવા કુશળ વેપારીએ સ્વરચિત પુસ્તકમાં લખેલુ છે અમે આ સંબંધે પ્રજા મ્યાણુની તેમજ રાજ્યહિતની દૃષ્ટિએ એટલુ તો કહેશુ જ કે, વઝીર બહાઉદીનભાઇથી અધિષ્ઠિત જુની ઢબના ગણાવાયલ કાર્યભારીમંડળે જે પ્રકારની દીર્ઘદૃષ્ટિ વાપરીને રાજ્ય દ્રવ્યનો લાભ રાજ્યની રૈયતને તથા રાજ્ય ખુદને મળતો રહે એવી કોટીની જે વ્યવસ્થા કરેલી અને ચીવટથી નભાવી રાખેલી તે વધારે સારી અને પ્રશસ્ય હતી કે આ મિ રેઉાલના નવી ઢબના વહીવટના સમયમા રાજ્યનો પૈસો રાજ્યમાના વેપારીઓને તેમજ જરૂરીઆતવાળા બીજાઓને ન ધીરતા રાજ્ય બહારની બેંકો મારફત રાજ્ય બહારના વેપારીઓ વગેરેને ઉપકારક થાય તેવી રીતે રોકાયલ તે અગર બ્રિટિશ સરકારના કાગળીઆમા રોકાયલ તે હકીકત વધારે સારી કે પ્રશસ્ય છે, એ પ્રશ્નનો જવાબ અમારા આ લેખના પાઠકે પોતાની બુધ્ધિ પાસેથી જ મેળવી લેવો જોઇશે

(૪) પૂર્વોક્ત હકીકતને અંગે બીજી એક વાતનો નિર્દેશ અત્ર કરવાનુ અમને મન થઇ આવે છે એ હકીકત એવી છે કે, રાજ્યના નાણા રાજ્યમા રોકાતા અટકાવીને મિ૦ રેઉાને તેમને રાજ્ય બહારની બેંકોમા તેમજ સરકારી બ્રિટિશ કાગળીઆમા રોકવાનુ અને તેમ કરીને બ્રિટિશ ખાલસા મુલકમાના વેપારને ઉત્તેજવાનુ પસંદ કરેલુ હતુ આ પ્રમાણે કરવામા તેમનો હેતુ પોતાના વારામા પોતે રાજ્યને લાખો રૂપીઆ પેદા કરી સંચિત કરી આપેલા છે એવુ બહારની દુનિયાને બતાવવાનો ન હોય એમ કહી શકાય નહિ ખરી વાત એ છે કે, મિ રેઉાએ રોકડ નાણાના રૂપમા જે બચત બતાવેલી છે તે બધી વસ્તુત રાજ્યની અમેળ ઉપજમાથી કરાયલી બચત નથી નવાબ સાહેબ રસુલખાનજીના દેહાન્ત પછી બ્રિટિશ વાલી વહીવટદારે નવાબ સાહેબની ઘણી ખાનગી મિલ્કતનુ, વઝીર બહાઉદીનભાઇની ખાલસા કરી લેવાયલ ઘણી ખરી સ્થાવર જંગમ મિલ્કતનુ તથા રાજ્યની માલીકીની તરેહ તરેહની ઘણી સ્થાવર જંગમ મિલ્કતનુ વેચાણ કરી નાખેલુ અને તેમ કરીને તેણે નાણાંનો મ્હોટો ભંડોળ ઉભો કરેલો હતો આ ઉપરાંત તેણે ટકાવાળ મારફત ધીરાયલ નાણા વસુલ કરી લીધેલા હતા જમીન મહેસુલ વધારી દીધેલી તેમજ રેલ્વે અને માદક પદાર્થોને પણ સારી ઉપજ આપનાર સાધનો બનાવેલાં હતા આ સર્વ કારણોથી એ સાહેબ પોતાના વારામા ઘણી સારી બચત થયાનુ બતાવી શકે તેમાં નવાઇ નથી પરંતુ ખરી વાત એ છે કે, મિ૦

રૈડોલના વારામા થયલ દેખાડાયેલો ભંડોળ વસ્તુત કેવળ નવાં પેદા કરાયલ નાણાનો ભંડોળ નથી, ખરી વાત તો એ છે કે, રૈયતને કોઇપણ પ્રકારે હાનિકર નીવડે નહિ તેવી ઢબે અગર તો પ્રજાનો એકંદર ઉત્કર્ષ થાય એવી ઢબે નવા નવા આવમૃગો ગોતી કાઢવા મિ ત્તસ કોઇપણ રાજ્યથી ઉપજ વધાર્યાનો દાવો કરી શકાય નહિ અર્થાત્ રાજ્યની રૈયતને વાણિજ્યાદિ બાબતો પરત્વે રાજ્યના નાણાનો જે લાભ મળતો રહેતો હતો તે ઓછો કે બંધ કરીને રાજ્યનાં નાણાને રાજ્ય બહાર કાઢી રાજ્ય બહારના લોકોને અગર બ્રિટિશ અંગ્રેજને લાભ આપવાની જે પંક્તિ મિ રૈડોલે ધારણ કરેલી તેને પરિણામે રાજ્યની રૈયતને જ નહિ, પરતુ રાજ્યને પોતાને પણ નુકશાન થયલુ છે, એમ કહેવામા અમે લેશ માત્ર પણ અત્યુક્તિદોષ કરતા નથી પોરબંદરવાસી ન પુરૂષોત્તમ પાઠક જેવા તટસ્થ તેમજ વાણિજ્ય કુશળ વિવેચકે પણ આ વિષય સબધે આ પ્રમાણે લખેલુ છે – 'આ ત્રણ દાયકામા (સં. ૧૯૪૮થી સ ૧૯૭૮ ઇ સ ૧૮૯૨થી ઇ સ ૧૯૨૨) પહેલા બેમા જૂની ઢબનો વહીવટ હતો ત્રીજામા આશરે આઠ વર્ષ બ્રિટિશ વાલી-વહીવટ અને ત્રણેક વર્ષ (મોહોબતખાનજી ત્રીજાના રાજકાળના આરભનો) વહીવટ હતો પહેલા બે દાયકામા રાજ્યનેભયંકર દુષ્કાળો સામે લડવું પડયું હતુ, સોનારૂપાની ગાડી તૈયાર કરાવી, બહાઉદીન કોલેજની ભવ્ય ઇમારતનો ખર્ચ ઉઠાવી વાઇસરોય સાહેબની મહેમાનગતી કરવાનુ પ્રાપ્ત થયુ હતું, બહેસ્તનશીન યુવરાજ શાહજાદા સાહેબના લગ્નો અને ઉત્તરકાર્યનો ખર્ચ પણ એ જ કાલાવધિમા હતો આમ *આ સમયમા નૈમિત્તિક ખર્ચો ઉઠાવવાના હતા, એટલું આ અક-ચિત્ર જોનારે નજરમા રાખવુ રહે છે સં ૧૯૪૮મા રાજ્યની ઉપજ રૂ ૨૪૮૪૦૬૬ અને ખર્ચ રૂ ૨૧૧૦૭૮૯ અને આ બે દાયકાન સરેરાશ વાર્ષિક ઉત્પન્ન રૂ ૨૭,૧૨૦૦૦ અને ખર્ચ રૂ ૨૫,૭૪૦૦૦ હતુ પછી પ્રજાના ભાગ્યબળે બ્રિટિશ વાલી વહીવટ આવ્યો એ વખતે એટલે સં ૧૯૬૭મા રાજ્યની ઉપજ રૂ ૩૩,૮૩૭૭૮ અને ખર્ચ રૂ ૨૪,૨૩૮૮૫ હતો પછીના આઠ વર્ષના અરસામા (બ્રિટિશ વાલી-વહીવટના વારામા) એટલે સ ૧૯૭૫ સુધીમા રાજ્યની સરેરાશ આવક રૂ ૪૭,૬૨૦૦૦ની અને ખર્ચ રૂ ૪૦,૨૧૦૦૦નો હતો **જૂની ઢબના બે દાયકાના કારભારમા આવકમાં ૧૧ ટકાનો અને ખર્ચમા ૨૨ ટકાનો વધારો થયો. બ્રિટિશ**

* મે પુ ષોત્તમ પાઠક નિર્દિષ્ટ કરેલા નૈમિત્તિક ખર્ચો ઉપર ત બીજા પણ થયેલા છે

વાલી વહીવટમાં બને બાજુ ૯૦ ટકાનો વધારો દેખાય છે. બે દાયકાના અમલમાં પણ જે વધારો જુની ઢબના કારભારે કર્યો તે પછીના એ સુધરેલી ઢબના એક દાયકાથી પણ ઓછા કારભારમાં કરેલા વધારા પાસે કઈ હિસાબમા જ નથી. આ સ્થિતિ જોઈ પ્રજા જુની ઢબની નવાબી સરકારો અને જુના કારભારીમંડળને સંભારી સભારી આંસુઓ પાડે અને સુધરેલી ઢબના કારભારોથી ધ્રુજે તેમા કોઈને નવાઈ નહિ લાગે પ્રજાની આબાદીને લીધે ઉપજ વધી હોય તો રાજી થવાનું છે, અને પ્રજાનુ હિત સાધવા યથેચ્છ યોજનાઓને ખાતર ખર્ચ વધ્યુ હોય તો વાહવાહ કહેવાય + + +

ઉપર પ્રમાણે રા પુરૂષોત્તમ પાઠકે જો કે સિદ્ધ ન્યાયે વિવેચના કરેલી છે, તથાપિ તેના ગર્ભમા ઘણી બાબતો રહેલી છે જૂનાગઢ રાજ્ય દાયકાઓથી કરજદાર ન હતુ તેમ કરજદાર બને તેવો સંભવ પણ ન હતો તે છતા રાજ્યથી વર્ષોથી સંગ્રહીત કરાતી રહેલ લોકભોગ્ય, રાજ્યની જાહોજલાલી બતાવનાર, રાજ્ય શોભા રૂપ બની રહેલ, પ્રજારજનાર્થ પ્રદર્શિત કરી રખાતી નાનાવિધ કૌતુકતોપી કલાકૃતિઓ તેમજ જાતજાતના પ્રાણીઓનો સમૂહ એ સર્વને અનુત્પાદક ગણી કાઢીને તે સર્વનું હરાજીથી વેચાણ કરી તે માર્ગે રોકડ નાણાનો જથ્થો વધાર્યાનો જે યશ મિ રડોને લીધો છે તે વ્યાજબી હતો એમ કોઈ કહી શકશે નહિ એ સર્વ વેચી નાખ્યાથી તેમની અસલ કિંમત હોઈ શકે તેના કરતા વધારે નાણા ઉપજ્યા હોય તે અગર ઓછા ઉપજેલા હોય તો તે તેમણે કોઈ એક પણ વાર્ષિક અહેવાલમા જણાવેલ નથી પૂરી ઉપરના તમામ 'સુધરેલા' ગણાતા રાજ્યો લોકરંજનાર્થે તથા પ્રજામા જ્ઞાન પ્રચારાર્થ પૂર્વોક્ત પ્રકારના અનુત્પાદક નિર્જીવ પદાર્થોના તેમજ સજીવનિર્જીવ પ્રાણીઓના સંગ્રહો ધરાવે છે જ એ વાત આ બ્રિટિશ વાલી-વહીવટદાર કેમ ભુલી ગયા હશે તે સમજાતુ નથી રાજ્યને કરજ કરવુ પડે એવી તેની સ્થિતિ હોત તો મિ રેડોને રોકડ નાણા ભેળા કરવાને કરેલા પૂર્વનિર્દિષ્ટ પ્રયાસો વ્યાજબી ગણાત પરંતુ જૂનાગઢ રાજ્ય દાયકાઓથી સમૃદ્ધ હતુ જ, એટલે આ બ્રિટિશ વાલી-વહીવટદાર ની નીતિને અન્યથાઁકારક કહીએ તો તે ખોટુ ગણાશે નહિ

(૫) ઉપર મુજબ નાણાં ઉપજ ગણાવે ગર્યાં કરી

પરંતુ એ ચર્ચાથી આ મિ. રૅન્ડૉલે કરેલ વહીવટનું આખુંય ચિત્ર આપણે જોઇ શકેલ છીએ એમ કહી શકાય નહિ. મિ. રૅન્ડૉલથી કરાયલ વહીવટ કેટલા પ્રમાણમાં રાજ્યકાર્ય પરત્વે અસમર્થ કે નિષ્ફળ નીવડેલ છે તે પણ આપણે જાણી લેવું પડે. આ બ્રિટિશ વાલી-વહીવટદારે રાજ્યના પોલીસ ખાતાને મ્હોટા પગારદાર અંગ્રેજ અધિકારીના તાબામાં રાખેલું હતું, અને તેની મદદમાં કાઠિયાવાડ એજન્સીના પોલિસ ખાતામાંથી કેટલાક અમલદારોને મ્હોટા પગારે આણી મૂકેલા પણ હતા. છતાં એ લોકરક્ષક ખાતું જોઇએ તેટલા પ્રમાણમાં કાર્યસિધ્ધિ કરી બતાવી શકેલ નથી. આપણા આ ચરિતનિરૂપ્ય પુરૂષોત્તમરાયજીની સીધી દેખરેખ નીચે કામ કરી ગએલ જમાદાર સુલેમાન તથા તેમના અંગત બાહોશ મદદનીશ નાગર ગૃહસ્થ મોહનલાલ ફુલશંકર ઝાલા:[1] એ બેની અધ્યક્ષતા નીચે જ્યારે રાજ્યનું પોલિસખાતું કામ કરી રહેલું હતું ત્યારે એટલે કે ઈ. સ. ૧૯૦૩ સુધીમાં એ ખાતાએ જે કામ કરી બતાવેલ છે તે કેટલું સફળ નીવડેલું છે તેનો ખ્યાલ આપણે તે સમયના તે ખાતાને લગતી હકીકતને અંગે અપાયલ આંકડા ઉપરથી લઇ શકીએ તેમ છીએ. રાયજી સાહેબે રાજીનામું આપ્યું તે પછી રાજ્યના આ લોકરક્ષક ખાતાની સ્થિતિ પ્રતિદિન કેટલી અનિચ્છનીય થતી ગયલી એ વાત તો આપણે એ સમયના પારસી સરન્યાયાધીશની રોજનિશીમાની હકીકતથી જાણી લીધેલી છે એટલે એ વિષયે અત્ર કાંઇ કહેવાનું ન હોય. પરંતુ આ બ્રિટિશ વાલી-વહીવટદાર મિ. રૅન્ડૉલના બહુ ભદ્રંકર ગણાવાયલ શાસનકાળના પોલિસખાતાએ કરેલ કામને આપણે જો આપણા આ કથાવીરના સમયના પોલિસ-ખાતાએ કરી બતાવેલ કામ સાથે સરખાવી જોશું તો તે ઉભય વચ્ચે રહેલ મ્હોટો ફરક આપણને દેખાયા વિના રહેશે નહિ. **પુરૂષોત્તમરાયજી રાજ્ય સેવામાંથી નિવૃત્ત થયા ત્યાં સુધીનાં છેલ્લાં પાંચ વર્ષમાં ચોરાયલ મિલ્કત પાછી મેળવાયાના ટકા સરેરાશ ૬૨ ઉપર આવે છે ત્યારે આ બ્રિટિશ વાલી-વહીવટના કહેવાતા ઉત્કૃષ્ટ શાસનકાળમાં તેવી પુન: પ્રાપ્ત થયલ મિલ્કત પહેલાં પાંચ વર્ષમાં ૩૨ ટકાથી વધારે દેખાતી નથી!** ખરેખર, વધારે ખર્ચાળ વ્યવસ્થા રાખ્યા છતાં મિ. રૅન્ડૉલ પોતાના સમયમાં પોલિસ-ખાતાને જોઇએ તેટલા પ્રમાણમાં કાર્યસાધક બનાવી કે બનાવરાવી શકેલા નહિ એ બીના અત્યંત શોચનીય તો છે જ. પરન્તુ તે સાથે તે તેમના ગર્વના પારાને હેઠે પાડી નાંખે એટલી ગૌરવવાળી પણ ગણાશે.

(૬) મિ૦ રેડોલ વાલી વહીવટદાર નિયુક્ત થઈને જૂનાગઢ ગયેલા તે પછી તા. ૧૬-૨-૧૧ના રોજ રાજ્યના દસ્તુર અમલમા હુકમ અંક ૪ પ્રકટ કરીને, સરકારી તેમજ ખાનગી કામે લોકોને સાંભળવા માટે તેમણે મુલાકાત આપવાનો વખત ઠરાવેલો હતો આ પ્રકારની જાહેરાતને આપણે તેમના એક સ્તુત્ય પગલા રૂપે ગણી શકીએ પરંતુ એ એમનુ પગલ કેવળ ઔપચારિક હતુ એમ જણાય છે ગિરિજાશંકરની બાળતણુનો દુરુપયોગ થતો રહેતો હોવાથી રાજ્યને રૂ ૫૦૦૦૦નું નુકસાન બતાવી આપવાને જૂનાગઢના એક વતની હરિરાય હરકાદાસ વૈષ્ણવે ખાનગી મુલાકાત માગ્યા કરેલી તે મિ રેડોલે તેને આપેલી નહિ, એટલુ જ નહિ, પરંતુ જે હકીકતને "મહત્ત્વવાળી તથા ગુપ્ત" ગણવા માટે પૂર્વોક્ત ગૃહસ્થે મિ રેડોલને વિનંતિ કરેલ તે હકીકત તેમણે જેમની સામે ફરિયાદ હતી તેમને અને કે તે સમયના અધિકારી (રા બ) કેશવલાલ ત્રિવેદીને જણાવી દીધેલી અને તેને પરિણામે જે બળતી વ્યવસ્થા થઈ શકે તે થઇ ગયેલી ! એ પછી હતાશ થઈને પૂર્વોક્ત હરિરાયે તા ૦-૮-૧૯ને રોજ અંગ્રેજી ભાષામા એક ખુલ્લો પત્ર, અંક ૨ પ્રકટ કરી તેની વહેંચણી લોકોમાં કરેલી આ પત્રમા એના લેખકે અનેક તરેહના આક્ષેપો અનેક ખાતાઓ તરફ કરેલા પણ છે ઘણી જ શોચનીય વાત તો એ છે કે, મિ રેડોલ ખુદ પોતાના તાબાના અમલદારો વિરુદ્ધ ફરિયાદ સાંભળવાને તૈયાર થયેલા નહિ એટલુ જ નહિ, પરંતુ એ સાહેબ જે અમલદાર સામે ખુલ્લી ફરિયાદ થયલ તેને ચોકખા-નિષ્કલંક થવાની આશા પણ આપી શકેલા નહિ બીજા એક પુંજા મેઘજી નામના ઇસમે પણ રાજ્યમા આ સમયે પ્રવર્તી રહેલ બદીઓ પરત્વે છાપેલી પત્રિકાઓમા હકીકત આપી પોકાર ઉઠાવેલો હતો પરંતુ આવા ઉઘાડા પડકાર ઝીલી લઇને તેવા પડકા કરનારાઓ પૈકી કોઇને નશીઅતે પહોંચાડવા અગર તો એ બધા પડકારો ખોટા છે એવુ જાહેર કરવા જેટલુ હૃદયબળ મિ રેડોલ તથા તેના સહકારીઓ દાખવી શક્યા નહિ વળી મુંબઇના સુવિખ્યાત વર્તમાન પત્ર ધ બોમ્બે ક્રોનિકલમા રેડોલના વહીવટ વિરુદ્ધ સખ્ત લખાણો પ્રકટ થતા હેવા પણ હતા પરંતુ એ લખાણોનો રદીઓ આપવા અપાવવા જેટલુ નૈતિક બળ પણ એ સાહેબ બતાવી શકેલા નથી સત્યનિષ્ઠાવાળો મનુષ્ય જ પોતાની વિરુદ્ધ થતી વાતનો રદીઓ આપી શકે છે એ વાત સ્વત સિદ્ધ જ છે ટુકામા એટલુ જ કે એકવાર ન્યાયાસન દીપાવી રહેલ મિ૦ રેડોલ ગિરનારની [illegible] તળાટીમા ઓવા તો

* જુઓ પૃ ૨૧ મનસુખલાલ વ૦ બાઈ નાઇનાગ્ન રચિત પુસ્તક

ી રાજ્યનાપ્રશ્નો"માંના + પાંચમા પત્રમાં લખેલું છે તે પ્રમાણે 'મિ. ની કારકિર્દી યશસ્વી નીકળી નથી એમ જૂનાગઢની પ્રજાનું સામટું વલણ પ્રથમ દષ્ટિએ જ માલમ પડે તેવું છે,' અને એમ થયું તેનું મૂળ તેમનો 'અહંભાવ' હતો.

નવાબ સાહેબ રસુલખાનજીનો દેહાંત થયો ત્યારે તેમના વારસ શાહજાદા ર હતા, એટલે રાજ્યને સંભાળી લેવા માટે સર્વોપરી સરકાર તરફથી ાવાડના એજંટ ટુ ધ ગવર્નરે મેજર સ્ટ્રોંગ નામના અંગ્રેજ અમલદારને ઢ મોકલેલા. પરંતુ કેપ્ટન કે પણ જૂનાગઢ જઇ પહોંચેલા તે કયા અને કોના હુકમથી તે જાણી શકાયું નથી. આ સંબંધે વિચાર કરતાં એમ લાગે છે કે જ્યારે કોઈ કામને બળથી પાર ઉતારવાનું હોય છે ઘણીવાર લશ્કરી માણસને, ઉપયોગમાં લેવામાં આવે છે તે પ્રમાણે આ પણ બનેલું છે. મેજર સ્ટ્રોંગ તથા કેપ્ટન કે એ બેએ ભેળા મળીને ાથમિક પગલાં ભરવાનાં હતાં મે તેમણે ભરી લીધેલાં તે પછી મિ. રેંડૉલ સી. એસ. રાજ્યના નાલી વહીવટદાર તરીકે નિયુક્ત થઇ આવેલા અને વઝીર બહાઉદ્દીનભાઇની ખાનગી મુલાકાતો લઈને તેમજ તેમના તરફથી ા આપવા માટે બેરિસ્ટર સર ફીરોઝશાહ મહેતા વગેરેને આવતા અટકાવીને ૧૦-૨-૧૧ને રોજ એક કરારનામા ઉપર એ વઝીર સાહેબની સહી હતી અને તેના બદલામાં એ સાહેબે એ વઝીરને સાચી કબૂલિયત તે રીખે લખી આપેલી હતી. આ બંને લેખોમાં સાક્ષીઓ તરીકે કોઈ ઇસમોની સહીઓ લેવાઇ નથી; પરંતુ આ વઝીર સાહેબને લગતા કામમાં ા જ સંડોવાયલ કેપ્ટન કે તથા **'ખાસ કામ ઉપર મૂકાયલ'** આસિસ્ટંટ પોલિટિકલ એજંટ એ. એસ. તાંબે એ બે ગૃહસ્થોની જ રૂપે સહીઓ લેવાયલી છે ! આ હકીકત એટલી તો વિચિત્ર અને ય છે કે હરકોઈ વિવેકી તેને ઓછી અર્થબોધક તથા ઘૃણાપાત્ર ગણી હિ. કરારનામું લખાવી લેનાર ખુદ પોતાના જ પક્ષના તથા કરાર લેવાને કામે મદદગાર થયા હોય એવા માણસોની સાક્ષી તરીકે સહીઓ લે નાને રાજદ્વારીય દષ્ટિએ ગમે તેટલી વ્યાજબી ગણાવવામાં આવે; ન્યાયની દષ્ટિએ એવી ઘટનાને કોઈપણ પ્રકારે આચરણીય તથા

આ પત્ર દૈનિક વર્તમાનપત્ર 'હિંદુસ્થાન' માં તા૦ ૬-૩-૧૯૨૦ને પ્રકટ થયલ છે.

આદરણીય ગણુ વી શકાશે નહિ કોઈની ઘાટ ઘડી નાખવાનો હોય છે ત્યારે જ આવી ધીર અને ઘૃણાપાત્ર યોજના અસ્તિત્વમા આવી શકે છે પ્રસ્તુત વિષયે ખરી વાત તો એ છે કે, જૂનાગઢના નવાબ સાહેબો રાજદ્વારીય બાબતોમા વઝીર બહાઉદ્દીનભાઈથી અધિષ્ઠિત મ ત્રીમડળની મસલત પ્રમાણે પોતાનુ વર્તન રાખતા હતા એટલે કાઠિયાવાડ એજન્સી જૂનાગઢ રાજ્ય પરત્વે પોતાનુ ધાર્યું કાઇપણ કરી શકતી ન હતી. નવાબ રસુલખાન બહેસ્તનશીન થયા એટલે બહાઉદ્દીનભાઈ ઓથ વિનાના થઇ ગયેલા અને ગાદીવારસ યુવરાજ મોહોબ્બતખાન સગીર હતા વળી તેમની પાંખો પણ કપાઇ ગયલી હતી આવા સંયોગોમા અંગ્રેજ સરકારનું રાજદ્વારીય ખાતુ પોતાની અતૃપ્ત તૃષ્ણાને તૃપ્ત કરવાને ચચળ બને એ સ્વાભાવિક જ છે ચાળીશ ચાળીશ વર્ષો સુધી શ્રેષ્ઠાધિકાર સપન્ન રહીને ત્રણુ ત્રણુ નવાબોના દ્વિતીય હૃદય રૂપ બની રહીને જે વઝીર જૂનાગઢ રાજ્યને સુવ્યવસ્થિત શાસન તત્રવાળુ સમૃદ્ધ, સામર્થ્ય યુક્ત, શક્ય તેટલી સ્વાધીનતાવાળુ તેમજ અર્વાચીન કાળને ઉચિત ગણાય એવી પ્રગતિને પથે વિચરતુ રાખનાર હતા અને જે વઝીર ચાળીશ ચાળીશ વર્ષો પર્યંત પોતાના સ્વામી નવાબોની તથા બ્રિટિશ સરકારના અનેક મહોટા અને જવાબદાર અમલદારોની સતત પ્રશસાને પામી રહેલા પણ હતા તે વૃદ્ધ વઝીરને નિ સહાય બનાવી તેની નિશસ્મિય વૃદ્ધાવસ્થામા ગુપ્તતા પૂર્વક બેહાલ કરી નાખવાનો જે નિદ્ય ઉદ્યમ મિ રેઉોતે કરેલો છે તેની નોંધ લેવા પરત્વે ઇતિહાસ કદિ પણ ઉદાસીનતા રાખવી નહિ શકે

(૮) વઝીર બહાઉદ્દીનભાઈ સિહ હતા પણ તે સિહ જૂનાગઢ રાજ્યના પાજરામા પુરાયલો હતો તેથી તેનો શિકાર સહેલાઇથી થઇ શકે તેમ હતુ. પુરુષોત્તમરાયજી પણ સિહ હતા પરતુ તે જૂનાગઢ રાજ્યના પાજરામા ન હોઇ તેમનો શિકાર કરી લેવાને મિ રેઉોયને મહાપરિશ્રમ ઉઠાવવો પડે તેમ હતુ આમ હોઇને આ પુરુષોત્તમરાયજીને લગતુ કામ મોડા વહેલુ પણ ઉપડ્યા વિના રહેનાર નથી અને જો ઉપડશે તો તે કેવા રૂપમા પરિણમશે એ બાબતની ચિંતા એ મિ. રેઉોયને ઘેરી રહેલી હતી, અને તેથી તેઓ રાજ્યના વહીવટમા જોઇએ તેટલુ ધ્યાન આપી શકતા નહિ પુરુષોત્તમરાયજીનુ નામ સ્મરણુ પણ એ સાહેબને આકુલ વ્યાકુલ કરી મૂકતુ હતુ એમના સ્નેહી સબધીઓના મ્હો જોતા પણ મિ. રેઉોયના કોપનો પારો ચઢી જતો હતો ! જેવા સ્નેહી-સબધીઓ તગરથી કરતી વિનતિ અને આમજનાને પણ એ વાલી વહીવટદારે

ખુશી ન હતા ! અમે પોતે જાણીએ છીએ તેમ મિ. રેઉાસના સમયના, નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજાના સહચર મિ. ઓવન ટયુડર આઈ૰ સી. એસ. કે જેઓ કેળવણી ખાતાના મુખ્ય અધિકારીને પદે પણ હતા તેમને ઇ. સ. ૧૯૧૪માં સગીર નવાબ સાથે ઇંગ્લાંડ જવાનું કરતાં તેમણે જૂનાગઢ રાજ્યના સુવિખ્યાત માજી કેળવણી અધિકારી ગણપતિરાય ધોડાને ફરીથી પોતાને ઠેકાણે નિયુક્ત કરાવી દેવા માટે મિ. રેઉાસ પાસે ખાસ દરખાસ્ત રજુ કરેલી હતી ત્યારે આ મિ. રેઉાસે એ દરખાસ્ત નામંજુર કરેલી અને એ નામંજુર કરવાના કારણ તરીકે આ ગણપતિરાયજીનું નામ ત્યાજ્ય પુરુષોની નામાવલિમાં હોવાનું જણાવેલું હતું ! બક્ષી કલ્યાણરાયજી જેવા મશહુર મહાપુરુષનું રાજ્ય તરફથી બંધાયલ નિવૃત્તિવેતન જે કોઈપણ કારણ વિના પાછળથી બંધ કરવામાં આવેલ તે પુનઃ જીવતું કરી આપવામાં પણ મિ. રેઉાસને એ કલ્યાણરાયજીનો રાયજી સાહેબ સાથેનો સંબંધ આડો આવેલો હતો ! અર્થાત્ રાયજી સાહેબ સાથે જે કોઇને સ્નેહસંબંધ હોય તે આ વાલી વહીવટદારની નજરે અપરાધી જ હતો ! રાયજી સાહેબના ઘણાખરા સગાસંબંધીઓ તો પોતાના જીવનનિર્વાહ અર્થે જૂનાગઢ રાજ્યની સીમા છોડીને પરદેશમાં જઇ વસેલા હતા; તથાપિ કોઇ રહ્યો સહ્યો તેમનો સગો જૂનાગઢમાં હોય તો તેવાનું ત્યાં હોવાપણું મિ. રેઉાસને શલ્યવત્ પીડી રહેતું હતું ! અર્થાત્ કોઇ એક પ્રકારની ભીતિએ મિ. રેઉાસના મનોરાજ્યને એવો તો ઘેરો ઘાલી દીધેલો હતો કે, એમાંથી છુટવાનું એમને માટે અશક્ય બની ગયલું હતું. ખરી વાત તો એ છે કે મરહુમ નવાબ રસુલખાનજીએ રાયજી સાહેબ ખુદને કે તેમના કોઇપણ સ્નેહીસંબંધીને શહેર બહાર રહેવાનું કે શહેરમાં ન આવવાનું ફરમાન કદિપણ કરેલું નહિ; એટલું જ નહિ, પરંતુ રાયજી સાહેબના ભાઇ નૃસિંહપ્રસાદ તથા તેમના પાસેના સગાઓ પૈકી રવિશંકર ધોડા તથા દુર્ગાપ્રસાદ ખારોડને તેમજ તેમના સ્નેહી જાદવરાય હરિશંકર વસાવડા, મણિલાલ કેશવલાલ નાણાવટી વગેરેને રાજમહાલયે પોતાની પાસે આવવાની છુટ એ બહેસ્તનશીન કદરદાન નવાબે સ્વેચ્છાએ આપેલી પણ હતી. મિ. રેઉાસ આ બધી વાતની માહિતી મેળવી શકેલા હતા, એટલે પછી રાયજી સાહેબના સ્નેહીસંબંધીઓ પૈકી કોઇ જો જૂનાગઢમાં રહીને કે આવીને રાજકુટુંબની કોઇપણ વ્યક્તિને મળે હળે તો તે વાત સંશયાત્મા મિ૰ રેઉાસને અણગમતી થઇ પડતી હતી; અમારા આવા આ કથનને પુષ્ટિ આપે તેવું એક, ઉદાહરણ અમે અત્ર આપીએ છીએ. રવિશંકર ધોડા રાયજી સાહેબના એક સગા હતા

અને તેમને વર્ષોથી વઝીર બહાઉદીનભાઇ, નવાબ રસુલખાનજીના સસરા મહમદખાનજી વગેરે સાથે ઘણોજ ગાઢ સંબંધ હતો. આમ હોઇ રવિશંકર કોઇ કોઇ વાર તેમને મળવાને માટે તેમને મકાને જતા પણ હતા. આ પ્રકારનું રવિશંકરજીનુ વર્તન મિ. રેંડોલને બખેડાભર્યું લાગેલું. આ રવિશંકરજી રાજ્ય સેવામાંથી મુક્ત થયા પછી એક ઉચી કોટીના વેપારી તરીકે ઘણા ભાગે વેરાવળમાં જ રહેતા હતા, તોપણ તેમના ઘરબાર તથા તેમનાં છોકરાં છૈયા જૂનાગઢમા હોવાથી તેઓ ક્વચિત ક્વચિત વેરાવળથી જૂનાગઢ જતા પણ હતા, અને કોઇ કોઈ વાર વઝીર સાહેબ તેમજ મહમદખાનજીને દર્શને પણ જતા હતા. વળી આ રવિશંકરજીએ વેરાવળના કેટલાક હિંદુ-મુસલમાન વેપારીઓની મદદથી પુરૂષોત્તમરાયજીના કામને લગતી કેટલીક ચલણચિઠ્ઠીઓનો પત્તો મેળવેલો પણ હતો. આ સર્વ કારણોથી ચીડાઈને મિ૰ રેંડોલે રવિશંકરજીને જૂનાગઢ શહેર બહાર રહેવાનું ફરમાન કરી દીધેલ હતું! રવિશંકરે કોઇ અપરાધ કરેલો ન હતો તે છતાં મિ૰ રેંડોલે જોહુકમી વાપરીને એમને શહેરબદલ કરવાની ફરજ પાડેલી એ બીના અનેક પ્રકારની કલ્પના કરાવે તેવી તો ગણાય જ. રવિશંકરજીએ પોતાના ઉપર મુકાયલ અંકુશ થોડા વખત સુધી તો સહી લીધેલો. પરંતુ આખરે એ સંબંધે ન્યાય મેળવી લેવાની જરૂરત એમને લાગતાં એમના બીજા પુત્ર સ્વ. રા મોતીલાલ ઘેલા, બી૰ એ૰ એલ એલ૰ બી૰ કે જેઓ અમદાવાદમાં ફોજદારી વકીલ તરીકે નામાંકિત થયલા તેઓ પોતાના પિતાને કરાયલ નગરપારની મના રદ કરાવવા માટે મિ૰ રેંડોલને તા૰ ૭-૬-૧૧ને રોજ બે વાગે મળવાને ગયલા હતા. આ એમની મુલાકાતમા મિ. રેંડોલે જે અસભ્યતાથી તથા આપખુદીથી એમની સાથે વાતચીત કરેલી તે બધી અમે અત્ર વિસ્તારપૂર્વક આપતા નથી, તોપણ વાનગી રૂપે અમે તેવાતચીતમાથી થોડાક ફકરા આ નીચે આપીએ છીએ.

\+ + + +

મિ. રેંડોલ.-"Yes, he is at present at Veraval; he has played great nuisance He goes hither and thither and sees the Vazier (ભાવાર્થ:- હા, હાલ એ વેરાવળમા છે, અને પજ્ઞો ઉપદ્રવ કરેલો છે. તે અહીં તહીં જાય છે અને વઝીરને મળે છે)"

મિ૰ રેંડોલના આ કથનનો ખુલાસો આપતાં મોતીલાલે જણાવ્યું કે-

મિ. બોઇડે ચેતવણી આપ્યા પછી તેઓ મળતા નથી, એમ મિ. બોઇડ પણ કબૂલ કરે છે. આવો ખુલાસો મોતીલાલે આપેલો ત્યારે મિ. રેડોલના રોષનું ઉભરાઆમાન વધી ગયલું અને તેઓ નીચે પ્રમાણે તડુકી ઉઠેલ;-

"Oh don't bother me for all that. I know all these things Mr, Purushottamrai and his gang have been making Khatpat. Mr. Purushottamrai is poking his nose everywhere. He is playing a game; why should he stay in civil statiou (Rajkot] in the time of Administration? I know he is making intrigues and says here and there 'Oh, I am patriotic and innocent.

(ભાવાર્થ:-ઓહ, એ બધી વાતથી મારૂં માથું ન પકવો. હું એ બધી વાત સમજું છું. મિ. પુરૂષોત્તમરાય અને તેની ટોળી ખટપટ કરી રહેલ છે. મિ. પુરૂષોત્તમરાય દરેક જગ્યાએ માથું મારે છે. એ એક બાજી ખેલી રહેલ છે. (બ્રિટિશ) વાલી વહીવટના સમયમાં તેણે રાજકોટના સદર ભાગમાં શા માટે રહેવું જોઇએ? એ પ્રપંચ કરે છે તે હું જાણું છું, અને 'હું સ્વદેશ પ્રેમી છું, નિરપરાધી છું' એમ બોલ્યાં કરે છે.

રા. મોતીલાલે આ વાતનો જવાબ આપેલો કેઃ- 'મારે એ વાત સાથે સંબંધ નથી + + મારા પિતાએ આ બધું કયાં સુધી વેઠવું ? ' આ પ્રશ્નોનો જવાબ આપતાં મિ. રેડોલ નીચે મુજબ ગર્જી ઊઠેલાઃ-

"So long as I choose. I do not want to discuss political matters. If your father misbehaves at Viraval I will drive him out of the State :-

ભાવાર્થઃ- મારી મરજીમાં આવે ત્યાંસુધી. રાજદ્વારીય બાબતોની ચર્ચા કરવા હું ઇચ્છતો નથી. જો તમારા પિતા વેરાવળમાં રહીને * ખોટું વર્તન કરશે તો હું તેને રાજ્યમાંથી હદપાર કરીશ)'

* 'ખોટું વર્તન' કયા પ્રકારનું તે મિ૰ રેડોલ સ્પષ્ટ કરી શકેલ નહિ.

ઉપર પ્રમાણે મિ૦ રેડૉલે ઉચ્ચારેલા આપખુદી ભરેલા શબ્દો સાંભળીને રા૦ મોતીલાલે કહ્યું કે:– 'હું દિલગીર છું કે તમે આવો વિરુદ્ધ પૂર્વગ્રહ બાંધેલો છે.' આમ મોતીલાલે કહ્યું ત્યારે મિ૦ રેડૉલની તોછડાઈ ઝળકી ઊઠેલી અને તેણે મોતીલાલને સંભળાવી દીધું કે – 'બહુ સારું, હું વધારે સાંભળવા માગતો નથી, ચાલ્યા જાઓ (get away)'

મિ૦ રેડૉલ અને રા૦ મોતીલાલ બેઉ વચ્ચે થયેલ પૂર્વનિર્દિષ્ટ વાર્તાલાપ ખરેખર, જેટલો રમૂજી છે તેટલો જ તે મિ૦ રેડૉલના દર્પ તથા અપમાનક અને કોઈ કારણે ભીતિગ્રસ્ત થયેલ માનસનો પ્રદર્શક પણ છે. રવિશંકર બેઉ વઝીર સાહેબને મળે તેથી મિ૦ રેડૉલે શા માટે ભડકવું જોઈએ? વઝીર સાહેબ સાથેનો મિ૦ રેડૉલે કરેલો વ્યવહાર શું કોઈ પ્રકારે અપવિત્ર હતો કે જે રવિશંકરના જાણવામાં આવે તો ઉઘાડો પડી જાય? ખરી વાત એ છે કે મિ૦ રેડૉલે વઝીર સાહેબ સંબંધે જે બધાં પગલાં જે અનિષ્ટ વિધિએ ભરેલાં હતાં તે બધાં રાજદ્વારીય મેલીનાં હોઈ ન્યાયયુક્ત હતાં જ નહિ. એટલે હરકોઈ માર્ગે એ વઝીર સાહેબને લગતા કામનો પોપડો ઉખેડાવા ન પામે એવી તજવીજ તે સાહેબે રાખવી પડે જ એમ હતું અને તેથી માઈપણ મુત્સદ્દીવર્ગનો પુરુષ એ વઝીર સાહેબને મળી ન શકે એ બાબત તેમને આટલી બધી તકેદારી રાખવાને પ્રેરે તેમાં નવાઈ ન હતી! પૂર્વોક્ત સંવાદમાંથી એટલું પણ સ્પષ્ટ તરી આવે છે કે, મિ૦ રેડૉલના મગજમાં વઝીર સાહેબ જ વ્યાપી રહેલા હતા અને વાતવાતમાં તેમને એમનું જ સ્મરણ થઈ આવતું હતું. વઝીર સાહેબ વિરુદ્ધ મિ૦ રેડૉલનું મન એટલું બધું તો કલુષિત બની ગયેલું હતું કે, નવાબ સાહેબ રસુલખાનજીના રાજ્યકાળમાં (વઝીર સાહેબ નિવૃત્ત થયા પછી) કોઈપણ પ્રકારનો અપરાધ બતાવ્યા વિના જે અનેક હિંદુ અને મુસલમાન પ્રજાજનોની જાગીરો તથા સ્થાવર મિલકતો રાજ્યે પડાવી લીધેલી તે બધી પરત્વે મિ૦ રેડૉલ જ્યારે જેને તેને ન્યાયદાન કરી જેની તેની જાગીર કે મિલકત પાછી સોંપવા મંડેલા ત્યારે તેમણે ખાસ કરીને પુરુષોત્તમ-રાયજી સાથે સ્નેહસંબંધ ધરાવનારાઓને ન્યાયદાનની બાબતે અપાત્ર ગણી કાઢવાનું ઉચિત ધારેલું પણ હતું! પોતાના વિરોધીઓથી ગમે તેટલા ખાળાચાળા થયા કરતા હોય તોપણ જે કોઈ પુરુષ શુદ્ધ ચરિત હોય છે તે સર્વથા હમેશાં નિર્ભય જ રહે છે એ સૂત્ર મિ૦ રેડૉલ કેમ ભૂલી ગયા હશે? બ્રિટિશ વાદી વહીવટના સમયમાં પુરુષોત્તમરાયજીએ રાજ્યતંત્રમાં પણ રહેવું ન જોઈએ એવું મિ૦ રેડૉલ કહે તે તો ખરેખરી વિચિત્ર વાત ગણાશે.

(૯) આ બ્રિટિશ વાલી–વહીવટદારના સમયમાં જે એક મહાકાર્ય થયલું છે તે એ કે, જૂનાગઢના નવાબોની રહેણાક જે શહેરના મધ્યભાગમાં આવેલ રાજમહાલયમાં વર્ષોથી થતી રહેલી તે ફેરવાઇને શહેર બહાર દૂર ભાગમાં લઇ જવામાં આવેલી, અને પછીના નવાબો તેમાં રહે એવી વ્યવસ્થા પણ કરી નંખાયલી છે. જૂની નવાબીની લોકોને વિસ્મૃતિ થઈ જાય તેટલા સારૂ હજારો રૂપીઆને ખર્ચે ચણાયલ શહેરમાના રાજમહાલયને જમીન દોસ્ત કરી દેવરાવવામા મિ૦ રેંડોલે રાજ્યનાં નાણાનો સદુપયોગ કરેલો છે ! રાજ્યના અનુભવી અમીર ઉમરાવો તથા પ્રજાજનોના સંસર્ગમાં સગીર નવાબને આવવાના પ્રસંગને બને તેટલા દૂર રાખવાના હેતુથી આ ફેરવણી કરાઇ હશે એવું અનુમાન કરવાને અવકાશ નથી એમ કહી શકાશે નહિ. જે બ્રિટિશ સરકારના રાજદ્વારીય અમલદારોએ પરોપકારવૃત્તિથી એકને કરીને નવાબ રસુલખાનજીને તેમની કહેવાયલી પરાધીનતાની શૃંખલા તોડી સ્વાધીન બનાવવા માટે ઇ. સ. ૧૯૦૩માં તે વખતના યુવરાજ મારફત અનિષ્ટ તજવીજ કરેલી હતી તે જ બ્રિટિશ સરકારથી નિયુક્ત થયલ વાલી વહીવટદાર નવાબના સગીરપણાનો લાભ લઇને તેને પોતાની ચોકીમાં રાખી પરાધીન બનાવી તેની પ્રજાથી તેનો વિચ્છેદ કરી નાખવાની બાબતને પોતાના એક કર્તવ્ય રૂપે સમજે એ હકીકતને આપણે ખરેખર આ જમાનાની રાજદ્વારીય તથાપિ આશ્ચર્યકારક ઘટના ગણી શકીએ. પૂર્વકાળના નવાબો અનેક માર્ગે પોતાની રૈયતમાના અનેક લોકોના સંસર્ગમા આવતા હતા અને આવશ્યક બાબતો પરત્વે યથાપ્રસંગ સલાહ આપી શકે તેવા પ્રજાજનોની સલાહ પણ લેતા હતા તેને બદલે મિ૦ રેંડોલે કરેલ વ્યવસ્થાને પરિણામે નવાબ મોહોબતખાનજી ત્રીજા પોતાની પ્રજામાની સુસંસ્કૃત તથા રાજ્યને અનેક પ્રકારે ઉપયોગી થઈ પડે તેવી વ્યક્તિઓથી તેમજ પોતાના આધાર રૂપ બની રહે તેવા અમીર ઉમરાવોથી એટલા તો છૂટા પડી ગયલા કે તેને પરિણામે તેમને ખુદને તેમજ રાજ્યને પણ અંતે સહન કરવાનો વારો આવેલો છે. ભવિષ્યમાં સ્વતંત્ર રાજકર્તા તરીકે રાજ્યનો હવાલો સંભાળનાર સગીર નવાબને રાજ્યશાસન વિષયક બને તેટલી સંપૂર્ણ તાલીમ આપવા અપાવવાને બદલે જૂનાગઢમાંના વિલિંગ્ડન ફાર્મ ઉપર તેમની પાસે વિવિધ પ્રકારના કામ કરાવી તેમનામાં મિ. રેંડોલે જે સંસ્કાર બીજ રોપેલાં તે બધા અંતે ઢોર ઉછેર, શ્વાનસેવા તથા રાજ્યહિત અને રાજ્યકાર્યો પરત્વે સવિવેક વિચાર શક્તિની ઉણપને લીધે મનની અસ્થિરતા અને તજ્જન્ય પરાધીનતાના રૂપમાં ઉગી નીકળવા પામેલાં એ

હકીકત સર્વવિદિત છે જ. આમ હોઇને એક સગીર રાજકર્તાના જવાબદાર વાલી બનેલ મિ૦ રેઉોલે પોતાની જે પ્રાથમિક ફરજ બાળ રાજકર્તાને સુશિક્ષિત અને સમર્થ બનાવવાની હતી તેમાંથી સ્ખલિત થઇ રાજ્યને જે મ્હોટી હાનિ કરેલી છે તેને માટે હરકોઇ રાજનીતિ વિશારદ ઇતિહાસકાર તે સાહેબને અપવાદ આપ્યા વિના રહેશે નહિ.

આ છતાં એમ કહી શકાય છે કે, સગીર નવાબને કેળવવા માટે મિ. રેઉોલે પોતાને ઇષ્ટ લાગ્યો એવો પ્રયાસ નથી કર્યો એમ કહી શકાશે નહિ. સગીર નવાબ યુરોપીય જીવનના સંસ્કાર ઝીલી શકે એવા શુભ હેતુથી તેમને તેમના અંગ્રેજ સહચર મિ૦ ઓવન ટયુડર સાથે ઇંગ્લાંડ મોકલી આપેલા હતા એ વાત જો કે ખરી છે, તથાપિ એ સગીર નવાબ સાથે, સ્વદેશીય જીવનથી સુપરિચિત તથા રાજધર્મશિક્ષિત થઇ-શકે એવાં કોઈ જવાબદાર દેશીય સહચરને મોકલવાની એ વાલી વહીવટદારે જો કોઇ યોજના કરેલી હોત તો અમે તેમને કદાચિત થોડાક પણ અભિનંદી શકત પણ તેમણે એવી કોઇ યોજના કરવા જેટલી દીર્ઘદષ્ટિ બતાવેલી નથી, એટલે અમારે એમણે રાખેલી ખામી પરત્વે ખેદ બતાવવો પડેલો છે. સ્વદેશીય જીવન પ્રણાલીના યોગ્ય સંસ્કારો દૃઢ થવા પામ્યા ન હોય એટલામાં તદ્દન ભિન્ન કોટીના ગણાય તેવા જીવનના સંસ્કારો કોમળ બાળચિત્ત ઉપર પડવા દેવામાં આવે તો તેવા અનુપકારક સંસ્કાર યુક્ત ચપલ બાળક મ્હોટી ઉમ્મરે પોતાના દેશના વાતાવરણને કેટલા પ્રમાણમાં અનુકૂળ થઈ શકે એ એક, મનોધર્મશાસ્ત્રની દૃષ્ટિએ ઉત્તર માગે તેવો પ્રશ્ન છે. અમને આ સ્થળે યાદ આવે છે કે, સગીર નવાબને ઇંગ્લાંડ મોકલવાનો પ્રબંધ થયેલો તે વખતે પોરબંદર રાજ્યના સગીર મહારાણા સાહેબને પણ ઇંગ્લાંડ મોકલવાની સૂચના કાઠિયાવાડ એજંસી તરફથી થયલી હતી; પરંતુ એ સમયના એ રાજ્યના સંયુક્ત વાલી વહીવટદારો હડાળા-બગસરાના દરબારશ્રી વાજસુર વાળા તથા બક્ષી કલ્યાણરાયજીએ તે સૂચના પરત્વે વિરોધ દર્શાવીને એ સગીર મહારાણા સાહેબને ઇંગ્લાંડ મોકલવાની વાતને માંડી વાળેલી પણ હતી. રાજ-કુમારોને તેમની બાળદશામાં શિષ્ટ કોટીના પ્રજાવર્ગના સમવયસ્ક બાળકોનો સંસર્ગ સાધવા જેટલી સુવ્યવસ્થિત ગોઠવણ આપવામાં આવે તો તેનાં મીઠાં ફળ ભોગવવાનો વારો રાજા પ્રજાને આવ્યા વિના રહેતો નથી. મિ. રેઉોલે આવી કોઈ યોજના ન કરતાં સગીર નવાબને ઇંગ્લાંડ મોકલી આપેલ હતા. પરંતુ જૂનાગઢની પ્રજાને એ વાત ગમેલી નહિ, એટલે તેણે ધ્યાન ખેંચ્યું કાઠિયાવાડ

આદિ વર્તમાન પત્રો મારફત પરોક્ષ વિરોધ પ્રકટ કરેલો પણ ખરો, અને તેને પરિણામે આ વાલી વહીવટદારને સગીર નવાબને પુનઃ સ્વદેશમાં લાવવાની ફરજ પડેલી પણ હતી. આ પ્રમાણે સગીર નવાબને પુનઃ સ્વદેશદર્શન કરવાનો યોગ આવેલો તો ખરો, પરંતુ મિ. રેંડૉલે એ સગીર રાજકર્તાને પ્રજાસંસર્ગ પામવા ન દેવાની જે નીતિ અખ્ત્યાર કરેલી તેમાંથી તે ચલિત થયલા નહિ અને તેથી તેમણે એ પોતાના પાલ્યને રાજકોટવાળી, રાજકુમાર કોલેજમાં દાખલ કરવાનું કોઇ રાજદ્વારીય હેતુથી અનુચિત ધારી કાઠિયાવાડથી દૂર ગણાય તેવી અજમેરની મેયો કોલેજમાં ભણવાને મોકલી આપેલ. આમ સગીર નવાબને તેઓ સ્વતંત્ર રાજકર્તા બન્યા ત્યાંસુધીનાં વર્ષોમાં પોતાની પ્રજાથી અલગ ને અલગ રહેવાનો જે પ્રયોગ બુધ્ધિપુર્વક કરાયલો તેનાં માઠાં ફળ આવેલાં છે, અને તેવા ફળોદયને માટે મિ૦ રેંડૉલ ખુદ જ જવાબદાર ગણાશે. નવાબ મોહોબતખાનજી ત્રીજા એક મનુષ્ય રૂપે ગમે તેટલા ઉદાર, દયાળું અને સૌજન્ય વાળા દેખાયા હશે; તોપણ એક સ્વતંત્ર રાજકર્તા તરીકે તેઓ, તેમને અપાયલી ખામી ભરેલી તાલીમને લીધે અતિ શરમાળ સ્વભાવના, સભાક્ષોભ થઇ આવે તેવી પ્રકૃતિવાળા, પરજન સમાગમત્યાગી, મહાજનોને મળવાની બાબતે અણગમાવાળા, અસ્થિર વિચારવાળા, સ્વચ્છંદાસક્ત, રાજ્યના હિતાહિત પરત્વે અલ્પજ્ઞ અને દુર્બલ હૃદયવાળા નીવડવા પામ્યા તે મિ૦ રેંડૉલે ગ્રહીત કરેલ અનિષ્ટ નીતિ રીતિનું જ પરિણામ છે.

(૧૦) (અર્થાત્ બ્રિટિશ વાલી વહીવટ આરંભાયલો તે તારીખથી રાજ્યની જે પ્રજાભોગ્યતા હતી તે નષ્ટપ્રાય જેવી થઇ ગયલી અને તેને પરિણામે રાજકુળ તરફ રૈયતની જે ચાહના રહેતી આવેલી અને રાજ્ય તરફથી તેને પ્રસંગાનુરૂપ મદદ મળવાની જે આશા રહેતી હતી તેનો લગભગ છેડો પણ આવી ગયલો હતો. પુરૂષોત્તમરાયજીના વારામા રાજ્યના નોકરોમા લાંચરૂશ્વતની બદીનો લગભગ અભાવ જ હતો તેને બદલે આ નવા બ્રિટિશ વાલી વહીવટના સમયમા મ્હોટા મ્હોટા અમલદારોને મળતું હોય તો છેવટ પટાવાળાને પણ થોડાક સંતોષવા પડતા હતા અને કચેરીઓમાથી કામનો નિકાલ કરાવી લેવો હોય તો કામનો પ્રકાર અને કામને સફળ કરી આપનાર ઇસમોની પદવી એ બધી બાબતો નજરમા રાખીને કામ કરાવી લેનારાઓએ તેમને યોગ્ય દક્ષિણા આપવી પડતી પણ હતી ! રાજ્યના નાણા એએબેબે વાપરી ત્યાવાતા બાગોના ફુલ ફળાદીનો ઉપભોગ પણ આ નવા વહીવટમા મ્હોટા મ્હોટા પરદેશીય અમલ-

દારોને અર્થે લગભગ અનામત જ રખાયયો. જૂની નવાબીમાં બાગખાતા પરત્વે રાજ્યે બહુ મહોટું ખર્ચ રાખેલું નહિ તે છતાં સરકારી એટલે કે નવાબ સાહેબોના ખાનગી બાગોમાં કેરી વગેરે જે ફળો થતાં હતા તેમની વહેંચણી યથાપ્રસંગ રાજ્યના નાનામહોટા તમામ વર્ગના નોકરો વગેરેમા તેમના ઉપયોગ માટે નવાબો કરાવતા રહેલા તે પધ્ધતિ આ નવા વહીવટમાં બંધ પાડી દેવામા આવેલ આ ઉપરાંત પ્રજાની દૈનિક વપરાશની ચીજો જેવી કે ડુંગરાવ વનસ્પતિ, બળતણ, ઘાસ વગેરે કે જેઓ રાજ્યની ભૌગોલિક દૃષ્ટિએ વિચારતાં સોંઘી હોવી જોઇએ તે બધીના ઇજારા આ નવા વહીવટે આપીદઇને તેમને એટલી તો મોંઘી કરી દીધેલી કે ખેડૂત તે પધ્ધતિથી ઉત્પન્ન થઇ રહેલ કષ્ટ આજસુધી અનુભવી રહેલ પણ છે.

મિ૦ રેડાયે પૂર્વોક્ત બાબતોને પોતાના લક્ષ્યમા લીધેલી નહિ; એટલું જ નહિ, પરંતુ પૂર્વકાળમા શાસનતંત્રને અંગે લોકહિતાર્થે સ્થાપેલ કેટલીક સસ્થાઓને જૂના જમાનાની ગણી મહીને તેમણે નષ્ટ કરી નાખેલી પણ છે. રાજ્ય અનાજ, બીજા ખાદ્ય પદાર્થો, કાપડ વગેરે ચીજોને સંગ્રહીત રાખવાની નીતિ અખ્ત્યાર કરી રાખેતી હતી તેને પરિણામે દુષ્કાળ, મોંઘવારી અછત વગેર પ્રજાપીડક પ્રસંગોને તે પહેલાની વળી લોકોને રાહત આપી શકાતુ હતુ. મિ૦ રેડાયે પોતાના 'સુધરેલા' શાસનકાળમાં રાજ્યની આ નીતિને અગાસ ગણી કાઢેલી હતી આજે આપણે જોઇ શકીએ છીએ કે પરદેશની બ્રિટિશ સરકારને તેમજ હાલની ભારત સરકારને, પ્રવર્તતી રહેલ અન્નાદિની તાણને પહોંચી વળવા માટે ખાદ્ય પદાર્થોને સ્થગિત કરી તેમના સંગ્રહો કરવા પડેલા છે અને તે છતા લોકોને જોઇએ તેવી રાહત મળી શકતી નથી. એટલું જ નહિ પરંતુ પરદેશમાંથી મોંઘે ભાવે એમની આયાત પણ કરવી પડે છે. દૈનિક જરૂરીઆતોની ચીજોના નાનામહોટા સંગ્રહો કરીકરાવી રાખવાની નીતિ કાયમને માટે જે કોઇ રાજ્ય સ્વીકારી લે તે રાજ્ય ન્યુનાધિક પ્રમાણમા અન્ન, મોંઘવારી તથા કાળ ભય થી પ્રજાને બચાવી શકે એમ અમારું મનવું છે. રાજ્ય ગમે તેટલી સેંકડ નાખ્યા કે મેનારૂપાનો સંગ્રહ કરી રાખે, તોપણ એટલું તો નિશ્ચિત છે કે, એ તેનો ખજાનો ખાવાના કામમા આવતો નથી, એટલું જ નહિ, પરંતુ વિદેશમાંથી ખાદ્ય પદાર્થો વગેરેની આયાત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે છે ત્યારે સમૃદ્ધિ કરાવઙ નાખ્યા કે સોનું રૂપુ નાણું વગેરેને પરદેશ રવાના કરવા પડે છે પણ ખરા. આપણી જૂની રાજની મગુઆરા શાસનવ્યવસ્થા નવા તરી

અવલંબીને ચાલતા રહેલાં રાજ્યકાર્યભારીઓના જેટલી દીર્ધદષ્ટિ યુરોપીય અર્થશાસ્ત્રના જ્ઞાતા મિ૰ રેંડોલ બતાવી ન શકે એમાં કશું અસ્વાભાવિક નથી.

(૧૧) મિ. રેંડોલને અપવાદ અપાવે એવી બે ઘટના તેમની વહીવટદારીના આરંભ કાળમાં બનેલી તે આપણું ખાસ ધ્યાન ખેંચે તેવી છે. પહેલી ઘટના આ પ્રકારની છે. નવાબ રસુલખાનજીનો દેહાંત થયા પછી મિ૰ રેંડોલે સોલિસિટર ભાઇશંકરજીને હસ્તે આ નવાબના ખાનગી તોષાખાનાનો હિસાબ તપાસાવેલો હતો, અને એ તપાસને પરિણામે એ-ખાનગી ખજાના પરત્વે મ્હોટો ગોટાળો જણાઇ આવતાં ભાઇશંકરજીએ એ સંબંધે એક સવિસ્તર નિવેદનલેખ મિ૰ રેંડોલને રજુ કરેલો પણ હતો. પરંતુ જે અતિ શોચનીય બાબત આ નિવેદન પરત્વે બનવા પામી તે એ કે, મિ૰ રેંડોલે એ ગોટાળા પરત્વે કેવળ મૌન સેવીને તેમાં મડોવાયલ કોઇ પણ વ્યક્તિ સામે પગલું ભરેલું નહિ ! આ પ્રકારની ઉપેક્ષા કરવાનું કારણ શું હશે તે તો તે સાહેબનું મન જ સમજે ! હવે જે બીજી ઘટના બનેલી તે રાજ્યના મ્હોટા તોષાખાનાને લગતીછે. નવાબ રસુલખાનજી બહેસ્તનશીન થયા પછી તરત જ તે સમયના રાજ્યના હિસાબી અધિકારી દ્વારકાદાસ ભવાનીદાસ વૈષ્ણવે, ઇ. સ. ૧૯૧૧ના આરંભમાં જ, રાજ્યના મ્હોટા તોષાખાનામાં શું શું કેટલું કેટલું સંચિત થયલું છે તે બતાવી આપનાર રોજકામોના કાગળોનું જુથ તથા તેને લગતી બેડાંખાતાની ચોપડી એ ઉભય વસ્તુઓ બ્રિટિશ વાલી વહીવટદારના મદદનીશ રા. બ. એ.એસ. તાંબેને સોંપી દઈને અને તે પછી સદરહુ દ્વારકાંદાસજી રાજ્ય સેવામાથી નિવૃત્ત થયલા હતા, અને તેમને ઠેકાણે એજંસીમાંથી અણાયલ રા. મણિશંકર રાજારામ ત્રિવેદીને નિયુક્ત કરવામાં આવેલ. પૂર્વનિર્દિષ્ટ બે વસ્તુઓ કે જેઓ સર્વાંશે અનુપેક્ષિતવ્ય બલ્કે સર્વથા આવશ્યક અને ઉપકારક ગણાય તેવી હતી તેમનો તરત જ ઉપયોગ કરીને મિ. રેંડોલે રાજ્ય દ્રવ્યની મેળવણી કરી લેવી જોઈતી હતી અને તેમ કર્યા પછી જ રા. મણિશંકરને એ ખજાનાનો હવાલો સોપવો જોઇતો હતો. પરંતુ મિ૰ રેંડોલે એ પ્રમાણે પોતાની પહેલી ફરજ બજાવી હોય એમ બીલકુલ દેખાતું નથી. અમે આમ કહેવાને પ્રેરાયા છીએ તેનું કારણ એ છે કે, રા૰ મણિશંકરે ઇ૰ સ૰ ૧૯૧૭માં મિ. હોલાંડ સમક્ષ આપેલ જુબાનીમાં કહેલું તે પ્રમાણે પૂર્વનિર્દિષ્ટ રોજકામોનું જુથ મિ. રેંડોલની કચેરીમાથી લગભગ સાડા ત્રણ વર્ષ સુધી રખાયા પછી ત્યાંથી છેક ઇ. સ. ૧૯૧૪ના જુલાઇ માસમાં રા૰ મણિશંકરની કચેરીએ પહોંચાડવામાં

આવેન ! પરંતુ એ જુથ ત્યાં પહોચાડાયતુ ત્યારે પણ જે એક આશ્ચર્ય-કારક ઘટના બનેલી તે એ કે, આના મહત્વપૂર્ણ કાગળોને જોઇ તપાસી લેવાની તસ્દી લેવાનુ રા મશિશકરને યોગ્ય લાગેતુ નહિ, અને અંતે એ કાગળોનુ જુથ કોઇપણ અચોક્કસ સમયે અને અચોક્કસ માર્ગે એ હિસાબી ખાતાની કચેરીમાંથી ગુમ પણ થઇ ગયતુ આ બધી ઘટના જેટલી આશ્ચર્ય-કારક છે તેટલી જ ગૂઢ બાબતનુ ગોપન કરનારી હોય એમ દેખાઇ આવ્યા વિના રહેતુ નથી આ આખીય ઘટના એટલી તો અક્ષતવ્ય જણાય છે કે તેને લગતી જવાબદારીમાથી મિ૦ રેડોલને મુક્ત કરી શકાય નહિ રા૦ મશિશકરે એ મહોટા તોષાખાનાને સભાળી લીધેતુ ત્યારે તેમની પાસે પૂર્વનિર્દિષ્ટ રોજકામોનુ જુથ તથા એકાખાતાંની ચોપડી એ બેય ચીજો ન હતી. એટલે એમ કહી શકાય છે કે, એ તોષાખાનામા એ વખતે જે જે પ્રકાતુ રાજ્ય દ્રવ્ય આ રા મશિશકરના જોવામા આવ્યુ હશે તે તે તેટતુ જ છે એમ સમજીને તેમણે નવેસરથી તેની નોધ કરી લીધેલી હોવી જોઇએ પરતુ એ પ્રમાણે નવેસરથી નોધ કર્યા પછી પણ જ્યારે પૂર્વોક્ત જુથ તેમની કચેરીએ પહોચાડવામા આવેન ત્યારે તેમણે તે રોજકામોને આધારે પોતાથી કરાયલ નવી નોધની ખરાઇ કરી લેવાની બાબતે કયા કારણથી ઉપેક્ષાનો આશ્રય લીધેલો હશે, એ પ્રશ્ન હરકોઇ વિચારકના મનમા ઉઠે એ સ્વાભાવિક જ છે અમુક સમયે તોષખાનામા રાજ્ય દ્રવ્ય કેટતુ અને કયા કયા રૂપમાં હતુ એ ચોક્કસપણે બતાવનાર કાગળો કોઇ એક સ્થળે લાબા વખત સુધી દટાઇ રહે એ જ હકીકતે એને દાટી રાખનાર ઇસમ દોષિત ઠરી જાય છે એટલુ જ નહિ, પરંતુ પછીથી જ્યારે એવા એ મહત્વપૂર્ણ કાગળો પ્રચ્છન્ન અવસ્થામાથી પ્રકટ અવસ્થામા આવે છે ત્યારે એ પ્રકટ અવસ્થાનો લાભ લઇને જે કોઇ ઇસમે પોતાનુ કર્તવ્ય કરી તેનુ જોઇએ તે કરી લેવા જેટલી નિષ્ઠા તે પ્રસગ બતાવે નહિ તો તેવા ઇસમને કેટલા પ્રમાણમાં દોષિત ગણવો એ પ્રશ્નનો જવાબ અમારા વાચકે જ આપી દેવાનો છે મિ રેડોલે આ સબધમા કેમ કોઇ પગતુ ભરેલ નથી એ સવાલનો જવાબ કાં તો એ સાહેબ જ આપી શકે અગર તો રા૦ મશિશકર જ આપી શકે

(૧૨) દ્રવ્યના ઓછા જ કહેવાનુ કે મિ રેગાની નગીબદારી નથી નીચેની ગંભીરતાબધ્ધ કે ઉલ્લેખિતાગ કે નથી દખાણી પ્ર તિન મથી તેમના વાક્યમાં નથી સ્થાઇ કોઇ ગત પ્રજોલસંઇ સત્યા કે નથી પોતાકે

કોઈ ઉપયોગ. એમના સમયમાં જે કેટલાંક મ્હોટાં મ્હોટાં કામને ઉકેલ રાજદ્વારીય ઢબે અગર તો મુત્સદ્દી રાહે યા તો આપખુદ હજુરના અધિકારથી કરાયલ છે તે બધાં કામોને ફરી તપાસવા માટે જો કોઈ કાળે એક ખાસ કાર્યશોધક નિયુક્ત કરવામાં આવે તો, અમે કહી શકીએ છીએ કે, એ કામોના ઉકેલનું ઘણાખરૂં રૂપ ન્યૂનાધિક અંશે પ્રકટ થઈ આવ્યા વિના રહેશે નહિ. વળી રાયજી સાહેબવાળા કામને લગતી સમગ્ર હકીકતથી મિ૦ રેંડોલ એટલા બધા પ્રમાણમાં વાકેફ હતા કે, તેઓ જો ઈચ્છિત તો તેઓ આ કથાનાયકને વિના વિલંબે શુદ્ધ ન્યાયદાન કરી પણ શકત. પરંતુ ગમે તે કારણે આ બ્રિટિશ વાલી વહીવટદારને શુદ્ધ ન્યાયદાતા થવાનું ગમેલું નથી અને તેથી તેમણે કેવળ પોતાની કોઇ અનિષ્ટ કામનાને માટે જ રાયજી સાહેબને બને તેટલો ગેર-ઇનસાફ કરાવવા સારૂ રાજ્યનાં પુષ્કળ નાણાંનો ધૂમાડો પણ કરેલ છે. અમારા મત પ્રમાણે તો, આ રાયજી સાહેબના કામ પરત્વે મિ૦ રેંડોલે રાજ્યધનનો જે દુર્વ્યય કરેલો છે તેને માટે તો તેઓ ખુદ બધીય દ્દષ્ટિએ જવાબદાર છે. અમે આગળ વધીને એમ પણ કહીએ છીએ કે, પૂર્વકાળમા હિંદુસ્તાનના બ્રિટિશ ગવર્નર જનરલ વોર્ન હેસ્ટિંગ્સ સામે ઇંગ્લાંડમા કામ ચલાવનાર એડમંડ બર્ક જેવી કોઇ શક્તિશાળી વ્યક્તિ જૂનાગઢ રાજ્યની પ્રજામાથી નીસરી આવી હોત અને તેણે જો મિ૦ રેંડોલ સામે તેમની કુશાસકતા પરત્વે કામ ચલાવેલું હોત્ત તો, અમને ખાત્રી છે કે, આ મિ૦ રેંડોલ આપણા આ ચરિત્ર નિરૂપ્ય પુરૂષોત્તમરાયજીના જેટલી નિર્ભયતાથી પોતાનો બચાવ કરી શકત જ નહિ. એટલુ જ નહિ, પરંતુ તેઓ કોઇ પણ પ્રકારના અક્ષમ્ય અપરાધી ગણાઇને થોડીક પણ સજા પામ્યા વિના ન રહેત.



# પ્રકરણ ૧૮ મું.

## नाना महोटा राजा महाराजाओ तथा दरबारोथी करायल रायजी साहेबनी कदर.

---

રાયજી સાહેબે ઈ. સ. ૧૯૦૩માં જૂનાગઢ રાજ્યની સેવામાંથી મુક્તિ મેળવી ત્યાંસુધીની અને તે પછી તેમને આવરી રહેલ વિપરીત સંયોગોને લગતી હકીકત આપણે ગત પ્રકરણોમાં વાંચી લીધી છે. હવે આ પ્રકરણમાં તેમણે પોતાના રાજદ્વારીય જીવનકાળમાં તેમજ તે પછીના સમયમાં ગૂજરાત, કાઠિયાવાડ અને ઉત્તર હિંદના કેટલાક ભાગના નાના મહોટા રાજા મહારાજાઓ, ઠાકોર સાહેબો તથા દરબારો વગેરે સાથે જે સ્નેહ સંબંધ બાંધી રાખેલો હતો તેને પરિણામે તેમને પોતાના સેવામોક્ષ પછીના જીવનમાં પોતાની ઉપર વર્ષી રહેલ સંકટ પરંપરાને જીરવી લેવા જેટલું ધૈર્ય ધરી રહેવાને કેવા પ્રકારે સમર્થ બનાવેલા હતા તેને લગતી થોડીક પરંતુ રૂપકારક તથા એમના ઉન્નત ચારિત્ર્યની પ્રદીપક નીવડે એવી હકીકત આપણે જાણી લેશું. એ હકીકત આપણા આ ચરિતનિરૂપ્યની નૈસર્ગિક રાજનીતિજ્ઞતા તથા ઉદાત્ત ચારિત્ર્ય સંપત્તિનું મૂલ્ય આંકવાને કામે એક સપ્રમાણ સાધન છે. ઊગતા કે ઉગેલા સૂર્યને સૌ કોઈ નમે, પરંતુ પડતી થયા પછી પૂજાતા રહેવું, એ એક પ્રકારે મહાભાગ્યનું ચિહ્ન જ છે. અમે તો એમ પણ કહીએ છીએ કે, જો પુરૂષોત્તમરાયજીને જૂનાગઢ રાજ્યની નોકરીમાંથી મુક્ત થવું પડ્યું ન હોત અને એમનો દેહાંત પણ જો એ જ રાજ્યની સેવા કરતાં કરતાંજ થવા પામ્યો હોત અને એજ સ્થિતિમાં જો કદાપિ રાજ્યમાન મહિત એમની મનોહર સ્મશાનયાત્રા યોજાયાનો પ્રસંગ ઉપસ્થિત થઈ આવ્યો હોત તો જૂનાગઢના ચાર ખુણા

વચ્ચે ભરાઇ રહેલ તેમના પ્રશંસકોની છાતી ગજગજ ઉછળત ખરી; પરંતુ એ જ સ્થળમાંના એમના વિરોધીઓ આ હકીકતને ક્ષુલ્લક નહિ તો અસામાન્ય તો ગણત જ નહિ. મનુષ્યનું દેખાતું સદ્ભાગ્ય તેને તત્કાલ જેમ મહાન બનાવે છે તેમ તેનું દેખાતું દુર્ભાગ્ય તેને તેના દેહાંત પછી મહાન બનાવનારૂં નીવડે છે એ એક અનુભવસિદ્ધ સત્ય છે. પુરૂષોત્તમરાયજીનું ભાગ્ય, તેમના શત્રુઓ કલ્પતા હતા તેના કરતાં ઘણું મહોટું હતું. તેઓ જન્મથી જ મહાન હતા; જૂનાગઢ રાજ્યની નોકરીએ તેમને મહાન દેખાડેલા હતા; પરંતુ રાજ્ય સેવામાંથી મુકત થયા પછી તેમને જે વિપત્તિ ભોગવવી પડેલ છે તેણે તેમને 'મહામહાન' સિધ્ધ કરી આપેલા છે, અને એ પ્રકારે સિધ્ધ થયલી તેમની મહત્તરતાને લીધેજ એમના વિરોધીઓએ ગમે તેમ કરીને પણ તેમને રાજ્ય સીમા બહાર રાખવા રખાવવાના પ્રયાસો જેમ કરેલા છે તેમ રાજ્યસીમા બહારના તેમના નિઃસ્વાર્થ બુધ્ધિવાળા પ્રશસંકોએ તેમને રાજ્યહિતાર્થ ફરીથી રાજ્ય સંબંધ કરવાને શકય તેટલા પ્રયાસો પણ કરેલા છે. જે પ્રકારના પ્રયાસો કરવાની ભૂલ એમના વિરોધીઓએ કરેલી છે તે ભૂલ તેમણે કરી ન હોત અને પુરૂષોત્તમરાયજીને પોતાનું નિવૃત્તિમય જીવન, પૃથ્વીના ઉંડા પેટમાં દટાઇ રહેલા રત્નની પેઠે, ગિરનારની ખીણમાં જૂનાગઢના ખૂણા કે ખાડામાં ભરાઇ પડીને વ્યતીત કરવાનો અધન્ય વારો આવ્યો હોત, તો તેમના શત્રુઓ તથા તેમનું ખરૂં મૂલ્ય આંકવા જેટલી યથાર્થ સૂક્ષ્મ બુધ્ધિ ન ધરાવનારાઓ તેમને જે એક પરોપજીવી કે પરપ્રકાશિત રાજપુરુષ જેવા ગણી રહેલા હતા અગર ગણાવવાને મથી રહેલા હતા તેવા જ તેઓ ગણાઇ જવા પામત; એટલું જ નહિ, પરંતુ સૌરાષ્ટ્રના રાજદ્વારીય ઇતિહાસમાં તેમજ પરીહિત ઉદાત્ત ચરિતાવળી પ્રમાણપુરૂષોની માળામાં એમના નામને અમર થવાનો જે યોગ આવેલો છે તે આવત પણ નહિ, અને તેઓ એક સાધારણ કોટીના રાજ-પુરૂષ રૂપે ગણાઇ જવા પામત પણ ખરા. પરંતુ પુરૂષોત્તમરાયજીનો આંતર પુરુષ કોણ છે અને કેવો છે તેનું ભાન તેમના વિરોધીઓને બરાબર થાય તથા તેમની પ્રૌઢ રાજ નીતિજ્ઞતાનો પ્રકાશ અધિક વિસ્તૃત પ્રદેશમાં ફેલાય એવી વિધાતાની વિધિત્સા હશે એટલે જ તેમને તેમના વિરોધીઓને હસ્તે સંકટ ગ્રસ્ત બનવાનો વારો આવેલો હતો. સધૈર્ય સહી લેવાતી વિપત્તિપરંપરા રૂપી જનનીને પેટે જ મહત્તા સુકીર્તિનું જન્મ થઇ આવે છે. વિરોધનો અનુભવ ન થાય ત્યાંસુધી વાસ્તવિક વિભૂતિ વ્યક્ત થઈ શકતી નથી. તલ પીલાતા નથી ત્યાંસુધી તેનામાં રહેલ તેલનું માપ કાઢી શકાતું નથી. મહોદધિ રહેવાને

સર્જાયતો સૂર્ય આથમેલો દેખાય છે પણ વસ્તુતઃ તે ઊગેલો જ હોય છે તો વૃદ્ધિ કે ક્ષયને અધીન થવાનું હેતુ નથી જ વૃદ્ધિ ક્ષયને અધીન તો ચ. છે સુખદ કે દુઃખદ સંયોગો મનુષ્યને પ્રાપ્ત થતા દેખીને લોકો સામાન્યતઃ તેવા સંયોગોને મનુષ્ય પૂર્વજન્મના ફળ રૂપે ગણે તો ભલે પરંતુ એ ઉભય પ્રકારના સંયોગોની પ્રાપ્તિ મનુષ્યને તેના પોતાના અન્તરની પરિપકવતાનું પ્રમાણ દેખાડી આપવા માટે જ પરીક્ષક બુધ્ધિથી પરમાત્મા તરફથી નિર્માય છે એમ આપણે મ્હીએ તો તે ખોટું ગણાશે નહિ અર્થાત્ સુખદ સંયોગમાં મૂકાયલ મનુષ્યના સાચા સામર્થ્યનું માપ કાઢી શકાતું નથી

પુરુષોત્તમરાયજીનું મૂલ્ય તેમના વિ૰ધીઓ ગમે તેટલું ઓછું આક્તા હોય, તોપણ બહારની દુનિયામાં તેમના મુ યની આંકણી જે પ્રમાણમાં થઇ રહેશે અગર તો વાસ્તવિક ઇતિહાસમાં જે પ્રમાણમાં થશે તે તો, ખરેખર આંખે ચઢે તેવી છે જ આપણા દેશીય રાજ્યોના રાજદ્વારીય ક્ષેત્રોમાં સ્થિત થયના તથા પગની માડના બનેન કાર્યભારીઓ રાજમંત્રીઓ તથા નાના મ્હોટા રાજકર્તાઓ પ્રત્યક્ષ કે પરોક્ષ માર્ગે પુરુષોત્તમરાયજીના સબળ તથા સફળ નયનૈપુણ્યને અને માર્ગ આમર્ષ I આશ્ચર્યવત જોઈ રહેલા હતા, અને સર્વોપરિ બ્રિટિશ સરકાર પણ તેમની દુરાશાદ મુત્સદ્દીગીરીનું માપ ન કાઢી શકેલ એમ પણ ન હતું

તેમણે કરેલ રાજ્યના શાસનતંત્રનું ઘડતર તેમજ લોક દૃષ્ટિએ એમને ખુદને મ્હોટા દેખાડી રાખે એવો સ્વાભિમાનપોષક પ૰લાભ મેળવી લેવાની બાબત પરત્વે તેમની પોતાની ઉદાસીનતા અગર તો એમની પોતાની કેવળ વિરક્તથી પ્રેરિત રાજ્ય કલ્યાણકર નીતિ ધારા આ સર્વ તેમને લગતી બાબતોની સ્તુતિ, અમેલ ઓને જૂનાગ. રાજ્યની પ્રજાની પેરે, ગૂજરાત કાઠિયાવાડના ગજ્જારીય પુરુષો તથા ગજ્જીઓ કરી રહેના હતા અને તેથી જે કાર્યભારીઓ તથા ગન્ય શાસકો પોતાથી મેનાતા રાજ્યોનો સ્વાભાવિક ઉત્કર્ષ થતો જોવાને ખરા ઇન્તરથી ઇચ્છતા હતા તેઓ પુરુષોત્તમરાયજીની વરિષ્ઠતાને સ્વીકારી તેમને સન્માની રહેલા હતા પોતાના ઘણી નવાબ સાહેબને નામે ખોટે ખોટે મિત્રો તથા માર્ગ કુટિલ બુધ્ધિના જ્યપુરુષો તથા રાજ્ય નમોથી પુરુષોત્તમરાયજી પોતાના નમિત થતા હતા હતા, તોપણ તેમનો એક પણ શબ્દ પોતાના સ્વામી વિરુદ્ધ કદાપ પણ કહિલ નથી ઉચ્ચારેલા

એ વાત, આજના વૈશ્યવૃત્તિવાળા જમાનામાં પણ ઇતર સંસ્થાનોના સ્વામીઓ સમજી ન શકેલા અગર તેનું રહસ્ય તેમના જાણવામાં આવી ન શકેલું એમ ન હતું. આવું તેમનું જીવન તથા વર્તન અન્ય રાજકર્તાઓ તથા રાજ્ય ભકતોને તેમની ભણી સન્માન દૃષ્ટિ રાખવાને પ્રેરે તેમાં નવાઇ ન હતી, અને તેથી, જૂનાગઢ રાજ્યની નોકરીમાંથી છૂટા થયા પછી તેમણે અન્ય કોઈ રાજ્યની નોકરી કરવાની દિશામાં પોતાના ચિત્તને ચળવા દીધેલું નહિ, જો કે તર્ક કરવામાં કુશળ ગણાતાં વર્તમાન પત્રો તેમને કોઇ વારે કચ્છના, તો કોઇવાર જામનગરના તો કોઇ પ્રસંગે મ્હોટા ઉદેપુર વગેરે રાજ્યોના દીવાન તરીકે નિયોજાયાના કે નિયોજાવાના ખબર છાપી બેસતાં પણ રહેલાં ! અર્થાત્ વસ્તુ સ્થિતિ એવી હતી કે, પુરૂષોત્તમરાયજીએ ધાર્યું હોત તો તેઓ કોઇ રાજ્યની નોકરીમાં પ્રવેશી શકત. પરંતુ તે પ્રમાણે ન કરવામાં તેમણે પોતાની સમયજ્ઞતાનો ઉપયોગ કરેલો હતો. બ્રિટિશ સરકારની હુંફે ઘણાખરા રાજકર્તાઓ અહંભાવી બનીને પોતાના મંત્રીઓથી ઉપદિષ્ટ થવામાં પોતાના ગૌરવની ક્ષતિ માનતા થતા ગયલા હતા અને રાજ્યના પોતે જાણે કે નિરંકુશ માલીક હોય એમ પણ કલ્પતા હતા. આવા સયોગોમાં એમના જે ખુશામતીઆ કે સ્વાર્થ સાધક કાર્યભારી ન હોય અને જેઓ સમયજ્ઞ તથા રાજાની સંસ્થાનો તેના મર્યાદિત રૂપમાં નિર્વાહ થઇ રહે એમાં પ્રજાહિત છે એમ સમજનારા હોય તેવા કાર્ય-ભારીઓને માટે આપણાં ઘણાંખરા દેશીય રાજ્યોમાં નોકરી કરવાનો અવકાશ લગભગ શૂન્યવત્ જ બની ગયલો હતો. પુરૂષોત્તમરાયજી આ વાત બરાબર સમજતા હતા અને એ પોતે એમ સમજતા હતા એ વાતને, આ ગ્રંથમાંના તેમના એક બે પત્રોથી પુષ્ટિ પણ મળે છે. આમ હોઇને એમણે બીજે કયાંય પણ નોકરી ન લેવાનો સંકલ્પ કરેલો હતો; એટલું જ નહિ, પરંતુ પોતાની કને જે કાંઇ મિલ્કત હોય તેથી સંતુષ્ટ રહીને પોતાના શેષજીવનને આધ્યાત્મિક માર્ગે વાળીને વ્યતીત કરવાની પણ તેમની દૃઢ ઇચ્છા હતી. એ છતા જો તેમણે બીજે કોઈ ઠેકાણે નોકરી લીધેલી હોત તો જો કે તેમને આર્થિક સંકટ ભોગવવું ન પડત, તથાપિ તેમ કર્યાથી એક જ સ્વામીની સેવા એવો જે તેમનો મહાસિધ્ધાંત હતો તે તૂટી જાત, નવાબ રસુલખાનજીને પાછળથી જે પશ્ચાતાપ થયલો તે ન થાત અને તે નવાબે બરકબેરીમાં જણાવી દીધેલું તેમ તેમને પોતાને ખુદા તરફથી માફી પણ ન મળત ! અર્થવાદમકત વિચારકને અમોએ કરેલ આ કથન હાસ્યાસ્પદ લાગશે ખરૂં; તોપણ એ અમારા કથનમાં જે ઉંડો અધ્યાત્મવાદ રહેલો છે તે એટલો ગહન છે કે તે સ્થૂળ મતિવાળાથી

એકદમ અનાયાસે સમજી શકાશે નહી એમ માનીએ છીએ કે, નવાબ રસુલખાનજીને તો તેમની શુધ્ધ ભાવનાને લીધે માફી મળેલી હશે જ પરંતુ તેમની અંગિતે રહી ગયેલ ભાવના વાસનાને પાછળથી કોઇએ તૃપ્ત કરેલ નથી તેનું અનિષ્ટ ફળ નથી આવેલ એમ મોઢથી કહી શકાશે ખરૂં ? મતલબ કે, પુરુષોત્તમરાયજીએ અર્વાચીન અર્થવાદાત્મક સંસ્કૃતીના રાજદ્વારીય સિધ્ધાંતો અને આપણી સ્વદેશજાત આર્ય રાજનીતિના જે સૂક્ષ્મ સિધ્ધાંત સ્વીકાર્યો હતો તેનું રહસ્ય રાજકર્તાઓ સમજી શકેલા હતા, એટલું જ નહિ, પરંતુ પુરુષોત્તમરાયજીએ સ્વાર્થની આહુતિ આપીને પણ રાજ્યકલ્યાણ કરેલ છે તે વાતથી તેઓ બધા જાણીતા પણ હતા, અને તેથી તેઓ તેમને તેમના સઘ કાળમા સન્માનવા તથા શક્ય તેટલું માહાત્મ્ય આપવામા પાછા પડેલા નથી પુરુષોત્તમરાયજીના મનની વિશાળતાએ તેમને માટે મુબઇના નાગરિક જીવનનું વિસ્તૃત ક્ષેત્ર અગાઉથી જ તૈયાર કરી રાખેલું હતું એટલે જેવા તેઓ જૂનાગઢના છીછરા અને સાંકડા કાવવાદના જલમા પડયા રહેવાના કામમાંથી છૂટેલા કે તરત જ તેઓ મુબઇના સમુદ્રમા તરવાના કામમા પડી શક્યા હતા તથાપિ જૂનાગઢ રાજ્યે જ્યારે એમા પણ વિઘ્નો નાખવા માંડેલાં અને તેને પરિણામે તેમને આર્થિક સંકોચ જણાવા લાગેલો, ત્યારે તેમણે રાજકોટ જઇ રહેવાનું પસંદ કરેલું પણ હતું પરંતુ જૂનાગઢમાંના તેમના વિદ્વેષીઓએ એમને રાજકોટમા પણ સુખેથી ન રહી શકાય એવા સૂક્ષ્મ સંયોગમા મૂકી દીધેલા હતા અને તેથી ઇ૰ સ૰ ૧૯૦૬મા તેમને રાજકોટ છોડી દઇને પુન મુબઇનો આશ્રય લેવો પડેલો હતો ! પરંતુ પરમાત્મા જે કાંઇ કરે કે કરાવે છે તે આપણા કલ્યાણ અર્થે જ હોય છે એ વાત પરત્વે આપણે શ્રધ્ધા ધરાવનાર હોશું, તો પુરુષોત્તમરાયજીને ફરી મુબઇમા નિવાસ કરવાનો જે યોગ આવેલો હતો તે તેમના શુભાર્થે જ ઉપસ્થિત થયેલો એમ આપણે કહી શકશું. ઈ સ. ૧૯૦૬મા જૂનાગઢ રાજ્યે કપટ પ્રપંચથી પુરુષોત્તમરાયજીને નાણા ઉચાપત કરનાર ઠરાવી દઇ તેને બહાને તેમનું સર્વસ્વ હરી લીધેલું હતું અને બની શકે તો રાજકોટમાંથી તેમને પકડી જૂનાગઢ લઇ જવાની તજવીજ પણ માંડેલી હતી અને એને પરિણામે એમને ત્યાંથી ખસી નીકળવાનો યોગ પ્રાપ્ત થયેલો હતો, એમ અમે કહીએ છીએ આમ સ્થળાંતર કર્યાથી પુરુષોત્તમરાયજીને જેમ અધિક આર્થિક મૂંઝામણ ભોગવવાનો વારો આવેલો તેમ બીજી દૃષ્ટિએ વિચારતા જણાય છે કે, એ સ્થળાંતર કર્યાને પરિણામે તેઓ પોતાના નાગરિક જીવન ખીલવી શકેલા. એટલું જ નહિ પરંતુ એઓ મુબઇ જેવા

શાહેબ્માની પોતાની હાજરીને લીધે ઘણા જ મ્હોટા પ્રમાણમા બીજા અનેક લાભો મેળવવાને સમર્થ પણ થયલા. અલબત એમનો આ મુંબઇ-નિવાસ આર્થિક દૃષ્ટિએ ઘણો જ અકારો તો થઇ પડેલો જ, પરંતુ પોતાના ધ્યેયને સિંધ કરી લેવા માટે જે બધી સંકડામણ ભોગવી લેવી જોઇએ તે ભોગવવાની શક્તિ તેમનામા હતી, અને એ એમણે હસતે મુખે અને સધૈર્ય ભોગવી લીધેલ છે, અને તેને પરિણામે તેઓ અંતે 'જીવતો નર ભદ્રા પામે' એ કહેવત પ્રમાણે નિષ્કલંક બની શકેલા પણ છે. જૂનાગઢ રાજ્યે તેમનું સર્વસ્વ હરી લીધેલું તે પછી આ આપણા કથાવીરે એક આત્મ બહિષ્કૃત પુરૂષની પેઠે પોતાના જીવનને મર્યાદિત કરી એક પ્રકારે ક્ષેત્ર સન્યાસ સ્વીકારી લીધેલો એમ કહી શકાય સ્વમાની હોય તે બીજુ શું કરી શકે? એવાને તો **देहं पातयामि वा अर्थं साधयामि** એ સૂત્રનો જ આશ્રય લેવો પડે મુબઇમા તેમજ અન્ય દેશ ભાગોના પોતાના મહામિત્ર મંડળના અભિપ્રાય પ્રમાણે તો પુરૂષોત્તમરાયજી નિર્દોષ જ હતા અને જ્યારે એમને પોતાને ખાત્રી થયલી કે, રાજામહારાજાઓ તરફથી પોતાને ઉપેક્ષિત કે અવગત થવાનો સંભવ નથી ત્યારે જ તેમણે પોતાના એમની સાથેના જૂના સબંધને આગળ લાવી તેમની મુલાકાતે જવાનુ અગર તો તેમની જોડે ફરીથી પત્ર વ્યવહાર માર્ગે પોતાનો સ્નેહ સબંધ જીવતો રાખવાનુ પગલુ ભરેલુ હતુ

પુરૂષોત્તમરાયજીએ રાજીનામુ આપેલ ત્યારે જ કેટલાક નાના મ્હોટા રાજવીઓ વિસ્મિત બની ગયલા હતા, અને ઘણાઓને તો એ રાજીનામાને લગતી બીના પ્રથમ સાચી લાગેલી પણ ન હતી, અને છતા તે વાતને સાચી ગણીને કેટલાક રાજકર્તાઓએ પોતપોતાના રાજ્યને 'આપતુ' સમજી લેવા માટે પુરૂષોત્તમરાયજીને લખી જણાવેલુ પણ ખરૂં આવા પ્રકારની લાગણી નાના મ્હોટા રજવીઓને થઇ આવેલી તેનુ કારણ એ હતુ કે, પુરૂષોત્તમરાયજીના વારામા જૂનાગઢ રાજ્યની નિર્ભય અને પ્રબળ અગ્રેસરતાએ રાષ્ટ્રીય રાજ્યોને બ્રિટિશ સરકારથી પથરાતી રહેલી જાળમાથી મુક્ત રાખવા રખાવવાના કામે ગહેરો ફાળો આપેલો હતો અને તેમા પણ જૂનાગઢ રાજ્યને બ્રિટિશ સરકારનું ભોગ થતુ અટકાવવા તથા તેની આંતર સ્વતંત્રતાને સુરક્ષિત રાખવાને માટે પુરૂષોત્તમરાયજીએ તન, મન, તથા ધનથી જે પ્રમાણિક રાજ્ય સેવા કરેલી હતી તેનુ તે સઘળાને પૂર્ણ ભાન હતુ આ નાને વાન ।। ૨ । આપેન થોડીક હકીકતથી, આમાત તરફથી ઉપર પ્રમાણે ન્યાયન ફેંસલાને રૂઢિ મળે તેમ છે

જ અનેક રાજકર્તાઓ સાથે આ અંગતનિરૂપ્યથી ચલાવાતો મ્હેલ પત્ર-વ્યવહાર ઘણો વિપુલ હતો, એમ નેઃ જેટલો ભાગ કોઈ ત્રીજી વ્યક્તિને માટે જ્ઞાતવ્ય તેમને લાગેલો નહિ તેટલાનો તેમણે ખુદે જ નાશ કરેલો છે, એટલે જે પત્રો શેષ રહેવા પામેલ છે તેમાથી પણ બહુજ થોડાનો ઉપયોગ અમે આ લેખમા કરવાનુ ઉચિત ધાર્યુ છે આ પ્રકારના તમામ પત્રોનુ સમગ્ર અવલોકન કરીને અમારે કહેવુ જોઈએ કે, નાનામહોટા અનેક રાજકર્તાઓએ પુરુષોત્તમરાયજીની ચારૂચર્યા તથા રાજદ્વારીય બુદ્ધિ શક્તિનો જે લાભ લીધેલો છે તેની ઉંડી છાપ સૌરાષ્ટ્રના એકેક રાજકારણ ઉપર નથી પડી એમ કોઈથી કહી શકાય તેમ નથી જ એક શાંતિ સમાધાન સાધક આતર રાષ્ટ્રીય મંત્રદાતા તરીકે પુરુષોત્તમરાયજીનુ સ્થાન ખરે કાઠિયાવાડના ઇતિહાસમા તો લગભગ અજોડ હોય એમ, અમારા તરફથી નિર્દિષ્ટ કરાયલ પત્રો કહી આપે છે પુરુષોત્તમરાયજી મંત્રદાતા થઈને, પોતાના સબધમા આવેલ રાજકર્તાઓને જે પ્રકારનુ મંત્રદાન કરેલુ છે તે તેમનાથી લખાયલ એક પત્રમાથી સ્પષ્ટ જણાઈ આવે તેમ છે આ તેમનો પત્ર અમે આ જ પ્રકરણના છેલ્લા ભાગમા **રાજકર્તાઓ તથા અમાત્યમડળોને વિનતિ** એવા શિરોલેખ નીચે પ્રગટ કરેલો છે આ તેમના મંત્રોપદેશના મહત્ત્વનુ મૂલ્ય સૌરાષ્ટ્રનો કોઈ પણ ઇતિહાસકાર ઓછુ આકી શકશે નહિ. એમ અમે બેધડક કહી શકીએ છીએ મતલબ કે, પુરુષોત્તમરાયજી જૂનાગઢના રાજમંત્રી હતા એ હકીકત ઉઘાડી છે, તોપણ તેઓ તે સમયે અને પછીથી પણ અનેક રાજવીઓ તથા રાજ્યકાર્યભારીઓના મંત્રી બની રહેલા હતા એ વાત પરત્વે શંકા લેવાય તેમ નથી જ, અને તેથી આ પરથી તેમને 'મંત્રીશ્વર'ની પદવીએ સ્થાપીએ તો તેનુ આપણુ કામ, કોઈ પણ દ્રષ્ટિએ અનુચિત ગણાશે નહિ. હવે અમે અમારા સમગ્ર કથનને પુષ્ટિ આપે તેવી કેટલીક હકીકત આ નીચે આપીશુ—

(૧) માંગરોળ અને જુનાગઢ રાજ્ય વચ્ચે વર્ષોથી પ્રખર કલહ ચાલતો રહેલો હતો જુનાગઢ રાજ્યની અધીશ્વરતા તળેથી નીકળી જવા માટે માંગરોળના રાજકર્તાઓના પ્રયાસો કાઠિયાવાડમા અજાણ્યા નથી એટલે એ દ્રષ્ટિએ જોતા જૂનાગઢના કાર્યભારી મડળ ભણી માંગરોળના રાજકુટુબની દ્રષ્ટિ ઘણી વક્ર હોય અને તે એવીહતી પણ ખરી તેમા વળી રાયજી મહેરબાના વડીલ બંધુ દીવાન ગોકુળજી ઝાલા તો વિશેષત માંગરોળના એક કટ્ટર વિરોધી ગણાતા પણ હતા, વળી રાજદ્વારીય દ્રષ્ટિએ પુરુષોત્તમરાયજી ખુદ પણ મંગરોળને સારા

કામે અણનમ-જ હતા. તે છતાં પુરૂષોત્તમરાયજીની રાજનીતિ કલહાંતક અને શાંતિલાભ સાધક હોઇને તેઓ હંમેશાં "બીલાડી બીલાડી લડે ત્યારે વાનર ન્યાય" થવા ન દેવાના હેતુથી 'ઘરમેળે સમાધાન' કરવાને ઉત્સુક હતા, અને તે તેમનો સિધ્ધાંત રાજ્યના પ્રતિપક્ષીઓના લક્ષ્ય બહાર-હતો નહી. એમ હોવાથી, પોતાના હિતખાતર જુનાગઢ રાજ્ય સામે લડનારાઓ પણ રાયજી સાહેબ ખુદની સમાધાનકારક નીતિની કદર સારી પેઠે કરી શકતા હતા. અને તેથી તેમની પ્રતિ તેઓ સન્માન દૃષ્ટિથી તથા સવિશ્વાસ જોતા પણ હતા. માંગરોળનું રાજકુટુંબ આ પ્રકારની ગુણજ્ઞતાના વિષયમાં અપવાદ રૂપ રહી શક્યું નહિં. રાયજી સાહેબ જુનાગઢ રાજ્યમાં નોકર હતા અને એ તેમની નોકરીના સમયમાં જો કે માંગરોળ અને જુનાગઢ વચ્ચે પ્રખર વિરોધ ચાલ્યાં જ કરતો હતો છતાં માંગરોળના શેખ સાહેબ હુસેનમીયાં તથા તેમના ભાઈ શેખ શ્રી જહાંગીરમીયાં કે જેઓ પાછળથી માંગરોળની ગાદીએ આવેલા તે ઉભયને આ ચરિતનિરુપ્ય બાણી એટલો તો સદ્ભાવ હતો કે, પરસ્પર વિરોધી બે પક્ષો વચ્ચે એવો સદ્ભાવ સંભવે નહિ જ. ઇ. સ. ૧૯૦૧ના સપ્ટેંબરની પાંચમી તારીખ ના. શેખ સાહેબ મહંમદ હુસેનમીયાં એઓશ્રીએ ખુદે રાયજી સાહેબ ઉપર સ્વ હસ્તે એક પત્ર લખેલ છે તે આપણા કથાનાયકના માનસ પરત્વે બીજાઓ શો અભિપ્રાય ધરાવતા હતા તે પરત્વે પ્રકાશ નાંખનારો હોઇ અમે આ નીચે ઉતારીએ છીએ –

"મુશફક મહેરબાન ન. રા. પુરૂષોત્તમરાયજી સાહેબ.

કેટલાક વખત પહેલા જુનાગઢ સ્ટેશને આપની સાથે મારે મુલાકાત થઈ ત્યારે આપે માંગરોળ તથા જુનાગઢ વચ્ચેની તકરારોનું અરસપરસની સમજુતીથી સમાધાન થઇ જાય તથા અહીં અને ત્યા વચ્ચે હમેશા સલાહસપ રહે તેમ કરવાનો નેક ઇરાદો બતાવેલ તે મુજબ આપ કેટલાક પ્રસંગોમા વર્ત્યા પણ છો. આપના ઉંચા દરજ્જા તથા માનને છાજે તેવી વર્તણુક આપે બતાવી આપી છે તેથી હું આપનો અંતઃકરણ પૂર્વક એહેશાન માનુ છું તથા હવે પછી પણ આપ આંહી સાથેના જુનાગઢના કામ પ્રસંગમાં એવા જ નેક તથા સીમરલ (ઉદારચિત્ત) ખ્યાલોથી વર્તશો એવી મને ખાત્રી છે + + +.'

વળી આ શેખ સાહેબ હુસેનમીયાંના રાજ્યકાળમાં રાજ્યને લગતું બધું કામકાજ તેમના ભાઇ શેખ શ્રી જહાંગીરમીયાં સાહેબ કરતા હતા, અને તેઓએ

બનતાં સુધી રાયજી સાહેબની સલાહ પ્રમાણે જ વર્તી રહેવામાં પોતાનું તેમજ રાજ્યનું શ્રેય માની લીધેલું હતું. પુરુષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યની નોકરી છોડી ત્યારે આ શેખથી જહાંગીરમીયાં સાહેબે જે એક પત્ર તા. ૨૨-૯-૦૩ને રોજ લખેલો છે તેમાં તેમણે આ પ્રમાણે જણાવેલું છે:–

"મારા મુ૦ ને મે૦ રા૦ રા૦ રાયજી સાહેબ,

આપનો છેવટનો કૃપાપત્ર પહોંચ્યાનામાં છે. ત્યાં તરફના કેટલાક અફરતફરના સમાચારમાં આપને લગતી અફવા માટે કુદરતી લાગણી થાય ને ફીકર રહે ને તે માટે જાતે ત્યાં આવવા મન ઉછળે; પરંતુ તેનો દેખાવ વળી કેવો થાય એવા અનેક વીચારથી છેવટે ભરોંસાપાત્ર માણસ મળી આવ્યાથી જ કાગળ લખી તસ્દી આપી છે. વીશેષ હકીકત રૂબરૂ મારા તરફથી જે સંદેશા રૂપે મોકલી છે તે કહેવામાં આવશે + + + **આપે મારામાં જે કાંઇ ગુણ કે અવગુણ જોઇ સ્નેહ બાંધ્યો હોય તેને અજમાવવા વખત મળે તો તે માટે જરા પણ આંચકો ન ખાતાં પુરતી રીતે મારી શકતી મુજબ જેટલું બની શકે તેટલું જેમ હું આપના માટે કરવા બંધાએલ છું તેવીજ રીતે આપ તે કરાવવા બંધાએલા છો, નહીં તો આપ તેટલે દરજ્જે મારી ઓછી કદર કરો છો એમ જાણીશ.**

'સ્ટેટોના મામલામાં માણસોને કેવા સંજોગો આવે છે ને તે વખતે કેટલી ધીરજ રાખવી જોઇએ તે વીશે આપને જે કાંઈ કહેવા આવે તેજ મુરખ છે, કારણ આપના જેનાં બીજાને તેવો અનુભવ હોવાનો સંભવ નથી, મારે કોઇ વીનતી કરવા જરૂર નથી + x + મારા જેવું જે કાંઇ કામકાજ હોય તે બાન જરૂર આપનો જાણી ફરમાવશો તો જ આપની ખરી મહેરબાનીની ખાત્રી થશે. એજ

લી૦ શેખમહમદ જહાંગીરના માનપુર્વક સલામ

બીજા એક પત્રમાં તા૦ ૬-૮-૦૪ને રોજ વળી એઓ સાહેબ આ પ્રમાણે પુરુષોત્તમરાયજીને લખી જણાવે છે: "+ + સ્વરસ્થાન જુનાગઢ તથા તેના માલીકો તરફ આપની જે વફાદારીની લાગણી છે ને જેને આપ હજુ વળગી રહેવાનો દઢ ઇરાદો રાખો છો તેનો બદલો ખુદા આપને આપતા રહેજો'

આવા અનેક પત્રો આ શેખશ્રીને હસ્તે લખાયલ છે અને તે પણ તેઓ ગાદી-પતિ થયા પછી લખયલા હોઇ આપણે તેમને અત્ર ભેનારી શકીએ. આ નામદાર શેખ સાહેબની મહેરબાનીના એક ચાલુ ચિહ્ન રૂપે એક વાતનો નિર્દેશ અમે અત્ર કરીએ છીએ, અને તે એ કે, તેઓશ્રીએ પોતાની હયાતી સુધીમાં રાયજી સાહેબને પ્રત્યેક વર્ષે માંગરોળની સુવિખ્યાત 'કેસર' (આમડી)' નામે ઓળખાતી કેરીઓ તથા બીજાં ફળોના કરંડીયા મોકલવાનું ચાલુ રાખી પોતાનો સદ્દભાવ આ ચરિતનિરુપ્ય બાબી બનાવ્યાં કરેલો હતો; એટલું જ નહિ, પરંતુ માંગરોળ આવવા માટે આમંત્રણ પણ અનેક વાર આપેલાં હતાં. પરંતુ ત્યાં જવાથી જૂનાગઢ રાજ્યને અવળો અર્થ કરવાની તક મળે એવું લાગવાથી પુરુષોત્તમરાયજીએ ત્યાં જવાનું ઉચિત ગણેલું નહિ. રાજદ્વારીય દ્રષ્ટિએ વિચારનું તો, જૂનાગઢ રાજ્યના એક હિતપાલક સમર્થ મુત્સદ્દી તરીકે પુરુષોત્તમરાયજીને માંગરોળના શેખ સાહેબ પોતાના એક પાકા વિરોધી ગણી શકે. એ છતાં એજ શેખસાહેબને આપણે જ્યારે પુરુષોત્તમરાયજીના એક ખરા તથા પ્રશંસક મિત્ર રૂપે, ઉપર પ્રમાણે પોતાની ફરજ બજાવતા દેખીએ છીએ ત્યારે પુરુષોત્તમરાયના ચારિત્રમાં રહેલ કોઈ વિચક્ષણ ગુણાઢ્યતાના અસ્તિત્વનો સ્વીકાર કર્યા વિના રહી શકતા નથી.

(૨) **જેતપુર-પીઠડીયાના** કાઠી દરબારશ્રી મૂળુવાળા સાહેબ, સી. આઇ. ઇ., પણ આપણા આ કથાવીરના એક સાચા પ્રશંસક તથા સહાયક મિત્ર બની રહેલા હતા. રાયજી સાહેબને જૂનાગઢમાંથી બને તેટલી પોતાની મિલ્કત ખસેડવાની જરૂર પડેલ ત્યારે આ ગુણપૂજક દરબારશ્રીએ, ઘડીને છડે ભાગે, જોઇએ તેટલા ગાડા વગેરે સાધનોની મગવડ મોકળે મને કરી આપીને **'राजद्वारे श्मशाने च य स्तिष्ठतिस बांधवः'** એ સુભાષિત વચનને સાર્થ કરી બતાવેલ, એટલું જ નહિ, પરંતુ ઇ. સ. ૧૯૧૭મા દિલ્હી સરકારે નિયુક્ત કરેલ મિં હેલાકવાળા તપાસપંચને પ્રસંગે જેટલા વખત સુધી રાયજી સાહેબને જૂનાગઢ રહેવું પડેલુ તેટલા વખત સુધી તેમને આ દરબારશ્રીએ પોતાના મોટર, ગાડી વગેરે વાહનો આપેલા અને તે ઉપરાંત તે કામને અંગે થયલ મહોટા ખર્ચને પહોંચી વળાય તેટલા સારૂ રાયજી સાહેબને રૂપીઆ બે હજાર રૂા૦ ૨૦૦૦)ની રોકડ રકમ પણ આર્થિક મદદ રૂપે આપેલી હતી. વળી તેઓ રાયજી સાહેબને જ્યારે ને ત્યારે પીઠડીએ આમંત્રી આમંત્રીને તેમની ઉત્તમ બરદાસ્ત પણ કરતા રહેતા હતા.

(૩) લાઠીના નામદાર ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી કે જેઓ આપણા વાઙ્મયમાં 'કલાપી' સંજ્ઞાથી સુખ્યાતિ પામેલ છે તેમની સાથે પણ આપણા આ ચરિતનિરૂપ્યને ઘણો સારો સ્નેહ સંબંધ હતો. નાયજી સાહેબે આ રાજવીનો સાહિત્યપ્રેમ જોઈને તેઓશ્રીને પોતાના તરફથી પ્રકટ કરાવાયેલ 'સુખીજીવન' મઝિન સેનેકાના નિબંધોના ગૂજરાતી ભાષાંતરનું પુસ્તક તથા 'માર્કસ ઓરીલીઅસ'ના ગૂજરાતી ભાષાંતરનું પુસ્તક ભેટ રૂપે મોકલેલાં ત્યારે તેની પહોંચ સ્વીકારતા આ ના૦ 'કલાપી' રાજવીએ તા૦ ૨૩-૯-૯૩ને રોજ જે એક પત્ર લખેલો છે તેમાં પુરૂષોત્તમરાયજીની તારીફ આ પ્રમાણે કરેલી છે –

'આપે મોકલેલ સેનેકા અને ઓરીલીયસના બે પુસ્તકો તથા પત્ર મળ્યા વ્યવસાય અને ઈતર આવરણોને લીધે વિદ્વદ્‌-સમુહનો લાભ લઈ શકાય નહી પણ તેને સમયે સારા પુસ્તકોનો અભ્યાસ તે ખામી પુરી કરે છે એટલું જ નહી પણ સત્ય જ્ઞાન અને આનંદમાં ઉમેરો કરે છે પરંતુ તેવા લાભ માટે જેમ જનસમુહમાં સત પુરૂષોની સંગતીની જરૂર તેમ પુસ્તકોમાં પણ ખાસ પસંદગી કરેલા પુસ્તકોના અધ્યયન રૂપી સંગની આવશ્યકતા છે જે પુસ્તકો આપે મને મોકલ્યા છે તે તેવા ઉંચા પ્રકારના પંસદ(?) છે તેથી જેમ આપની ઉંચી પસંદગી તરફ ખુશી થવાનું છે તેટલે જ ઈચ્છો એ પુસ્તકો મને મોકલવા માટેનો તમારો માહાર ઉપરનો સદ્‌ભાવ જોઇ વધારે ખુશી થવાનું મન કારણ છે "

* 'સેનેકાનું પુસ્તક મેં વાંચ્યું છે અને તે ખરેખર દરેક મનુષ્યે ગમે તેવી સ્થિતિમાં અહોનિશ અભ્યાસ કરવા યોગ્ય છે "

* ઓરીલીયસનું પુસ્તક મેં વાંચ્યું નથી પણ થોડા વખતમાં વાંચી શકશ. પરંતુ તે પુસ્તકની પસંદગી સેનેકાની સાથે થઈ છે અને તે જે સદ્‌ગૃહસ્થને માટે મેં ઘણું સારૂં સાંભળ્યું છે તેવા સદ્‌ગૃહસ્થ તરફથી મને મળે છે એટલે તે પુસ્તક પણ ઘણું ઉપયોગી હશે જ, એમ માનવા સબળ કારણ છે. "

---

* આ બે પુસ્તકોના અસલ અંગ્રેજી ગ્રંથો તથા તેના ગૂ૦ ભાષાંતરના પુસ્તકો અને નામોની યાદી પૃ૦ એ જનતામાં અને શિક્ષિત વિદ્યાર્થીઓમાં ફેલી

(૪) સાયલાના મહારાણાશ્રી વખતસિંહજીએ, જ્યારે આ કથાવીરે આપેલ રાજીનામાની વાત વર્તમાન પત્રોમાથી જાણેલી ત્યારે, તા. ૭-૧૦-•૩ને રોજ સ્વહસ્તે પત્ર લખીને તેમા નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢી પોતાનો આ અતિ નિરૂપ્ય પ્રતિનો પ્રેમ તથા અભિપ્રાય પ્રદર્શિત કરેલો હતો –

"તમે રાજીનામું આપ્યા સબંધી ખબર વાચી દીનગીરી કે તમારા જેવા અનુભવી જુના, રાજના હકો જાલવવાવાલાને રાજને અતાર સુધી આબાદ રાખવાવાલા બાહોસ હોસીઆર લાયક માણસનું રાજીનામું મંજુર કરૂં તે રાજા છે, પણ, એ ઠીક કરૂં નથી, 'જેનું પરણુમ (પરિણામ) આગલ જણુઅ (જણાઇ) આવસે. "

હવે આ સ્ટેટ તો નાતું છે તોપણ પોતીકું જાણી કામકાજ ચીજવસ્ત મગાવવી, કોઈ વાતનો અંદેસો ન રાખવો.

× × ×

તો કોઈ વાતે મુઝાસો નહ, કાઇપણ કામકાજ હોઅ તો સુખેથી લખતુ. આ સ્ટેટ તમારૂં જ છે. એમ સમઝવું. રાજના ઘણા અનુભવી તો તમને ઇશવર રોટલો આપસે પંતુ રાજને ઘણુ નુકશાન છે.'

આ નામદાર મહારાણાશ્રીએ પોતાની જૂની બુધ્ધિએ જૂનાગઢ રાજ્યનુ જે ભવિષ્ય કલ્પેલુ તે ખરૂ પડેલુ છે, એમ પુરૂષોત્તમરાયજીના એ રાજ્યમાથી ખસ્યા પછીથી આજસુધીનો ઇતિહાસ સ્પષ્ટ કહી આપે છે, એટલે અમે ઉપરના પત્રમાની ભવિષ્યવાણી પરત્વે ભાષ્ય કરવા ઇચ્છતા નથી તોપણ એક નાના રાજવીએ આ કથાવીરની રાજદ્વારી મહત્તાનુ મુખ્ય આંકીને તેમની તરફ ઊંડો સદ્ભાવ બતાવનારા જે થોડાક પણ અર્થગંભીર શબ્દો ભારપૂર્વક લખેલા છે તે આપણુ લક્ષ ખેચ્યા વિના રહી શકતા નથી પુરૂષોત્તમરાયજીના રાજદ્વારીય પતનને જૂનાગઢની નબળાઇના અસ્તના આરંભ રૂપે રાજદ્વારીય કુશલો ગણી રહેલા હોય અગર હવે પછીનો ઇતિહાસ ગણી રહે તો તેમા નવાઇ નથી

(૫) વળા (વલભીપુર) રાજ્ય સાથે પુરુષોત્તમરાયજી લાબો સબધ ધરાવી રહેલા હતા, અને એ રાજ્યના પ્રાચીન વસ્તુ સંગ્રહ સ્થાનમા રાખવા માટે ત્યાનો નાઠ ઠાકોર સાહેબ વખતસિંહજી ગોહેલ નામજી સાહેબ મારફત

કાર્ય । ક્રિયાઓ વગેરે મેળવતા પણ હતા આ સિવાય કેટલીક રાજ્યકારીય બાબતો પરત્વે પણ તેઓ સાહેબ આપશ્રી આ યતિનિરોધની સલાહ તથા મ૦ યથાપ્રસંગ લેતા રહેતા પણ હતા

(૬) પોરબંદરના નામદાર રાણા સાહેબ ભાવસિંહજીનો વિશ્વાસ પુરુષોત્તમરાયજી ઘણો સારો પ્રમાણમાં ધરાવતા હતા એટલે તેઓશ્રી પત્રો દ્વારા તેમજ ખાસ માણસો મોકલીને પુરુષોત્તમરાયજી કનેથી કરાવવા જેવા કામો કરાવી લેતા હતા રાયજી સાહેબ ભણી તેમની માનભાવના એટલી બધી તો પ્રબળ હતી કે ઇ. સ. ૧૯૦૫માં, રાયજી સાહેબ રાજ્યકાર્યભારમાંથી મુક્ત થઇ આશરે બે વર્ષ પછી કરાચીથી પાછા ફરી દરિયા રસ્તે પોરબંદર ઉતરેલા ત્યારે આ નામ૦ રાણા સાહેબે એમને બંદર ઉપર નૃપોચિત માન અપાવીને સત્કારેલા હતા આ નામ૦ રાણા સાહેબની ખુશી મહીવાળા અનેક પત્રો આજે પુરુષોત્તમરાયજીના પુત્રો પાસે મોજુદ પણ છે

(૭) લીંબડીના નામદાર મહારાણા સાહેબશ્રી દોલતસિંહજી કે જેઓ રાજ્યપર આવ્યા તે પહેલાં ઝાલા દાદભાના નામથી આખાય દેશમાં જાણીતા હતા તેમની સાથે પુરુષોત્તમરાયજીનો સ્નેહ સબંધ એક પૂર્ણ વિશ્વાસપાત્ર મિત્રમંત્રી રૂપે ઘણો જ જૂનો તથા ગાઢ હેઠ સુધી રહેલો છે આ ઝાલા દાદભા રાજા બન્યા તે પૂર્વે એક સારા લશ્કરી ગણાતા હતા અને તેમણે બ્રિટિશ સરકારની લશ્કરી પરીક્ષાઓ ઉત્તમ પ્રકારે ઉત્તીર્ણ પણ કરેલી હતી તેમ વળી જામનગર પોરબંદર વગેરે રાજ્યોમાં ઇમ્પીરીઅલ સેવર્સના મુખ્ય તરીકે તથા વડા પોલિસ અમલદાર રૂપે પણ સારું કામ કરી કીર્તિ પણ મેળવેલી હતી રાયજી સાહેબે આ ઝાલા દાદભા સાહેબને પૂર્વકાળમાં અનેક પ્રકારે મદદ કરેલી હતી અને તેથી તેઓશ્રીએ તા૦ ૧૫-૮-૦૯ના પત્રથી પુરુષોત્તમરાયજીને મદદગાર થવાય તે થવા સારુ બીજી હકીકત સાથે નીચે પ્રમાણે લખી પોતાનો એમની બાબતનો ઊંડો સદ્‌ભાવ દર્શાવેલો હતો –

' ત્યાંના (જૂનાગઢના) વીચીત્ર ખબર આવ્યા છે આ વાત ઈશ્વર ઇચ્છા પ્રમાણે બની હશે જ તેપણ એ પ્રસંગમાં મારો કાંઇ પણ આપને ઉપયોગ કરવો જણાય તો આ શરીરને તમે વેચાતુ લઇ લીધું છે અને તન, મન અને ધનથી સારી મદદ માટે હું તમારી સેવા કરી અને કૃતાર્થ થયો માનીશ '

નામદાર દૌલતસિંહજીના અનેક પત્રોમાંથી અમે ઉપર આપેલ એક જ ઉતારો અહીં તેઓશ્રીની રાયજી સાહેબ તરફની લાગણીનો પ્રકાર બતાવવા માટે આપેલ છે. આ ઝાલા દાદાભા પાછળથી લીંબડી નરેશ થયલા એટલે પણ તેઓશ્રીએ પુરૂષોત્તમરાયજીને પોતાના ખાસ ઘણા જ વિશ્વાસપાત્ર, વરિષ્ઠ મિત્રમંત્રી ગણીને સેંકડો પત્રો તેમના ઉપર અનેક બાબતો પરત્વે લખેલા છે જેમને અમે રાજદ્વારીય ગુપ્તતા વગેરેનું- પાલન કરી રાખવાના હેતુથી અત્ર ઉતારી શકતા નથી. એ છતાં એ પત્રોમાના કેટલાકના તાત્તમ્ય રૂપે અમે એટલું તો સૂચવી શકીએ છીએ કે, વઢવાણના રાજકુટુંબ વચ્ચે ના૦ દૌલતસિંહજીના રાજકાળમાં જે કલહ વર્તી રહેલો હતો તેને ઠારી દેવાને કામે આ લીંબડી-નરેશે રાયજી સાહેબનો ઘણો ઉપયોગ સફળતાપૂર્વક કરેલો હતો. રાયજી સાહેબની રાજનીતિ હંમેશાં કલહાંતક હતી, એ વાતનું પ્રતિપાદન આ એક દષ્ટાંતથી પણ થઇ શકે તેમ છે. આ નરેશે પુરૂષોત્તમરાયજીને કેટલીક રાજદ્વારીય મદદ પણ કરેલી હતી જેનો પ્રસ્ફોટ અત્ર કરી શકાય નહિ. વળી આ ગુણજ્ઞ નરેશે પોતાના આ મહા હિતેચ્છુ રાયજી સાહેબને, જૂનાગઢ રાજ્ય તરફથી અપાયલ ત્રાગને પરિણામે જે આર્થિક સંકડામણ ભોગવવી પડતી હતી તેને હળવી કરવાના હેતુથી **તેમને અમુક વખત સુધી માસિક રૂપીઆ, એકસો પચીશ એ કે રૂ. ૧૨૫)નું પૂજાવેતન બાંધી આપીને પોતાનું કર્તવ્ય કરી દેખાડેલું** પણ છે. પર રાજ્ય તરફથી આટલી પણ કદર થાય તે શું ઓછી અર્થબોધક છે? પોતાના ઉપર થયલ ઉપકારનો બદલો પ્રત્યુપકારથી આપવાનું ચૂકે નહિ એવા મરતમશુંગ પુરૂષો, ખરેખર, વિરલ જ હોય છે.

(૮) વઢવાણ રાજ્યના ના૦ ઠાકોર સાહેબ બાલસિંહજી પણ પુરૂષોત્તમરાયજીના એક ચુસ્ત ગુણજ્ઞ તથા પ્રશંસક મિત્ર હતા. આ નરેશે પોતાના આ મિત્રમંત્રીનું મૂલ્ય એટલું તો આંકેલું કે, ઇ૦ સ૦ ૧૯૦૮મા રાયજી-સાહેબના ત્રીજા પુત્ર રા૦ ચુનીલાલનું લગ્ન વઢવાણ મુકામે થયલું તે પ્રસંગે આ રાજવીએ પોતાના રાજ્ય તરફથી તમામ પ્રકારની મદદ પુરૂષોત્તમરાયજીને આપી રાજ્યને ખર્ચે મ્હોટા પાયા ઉપર જાનની બરદાસ્ત કરીને એ લગ્નસમા રંભને રાજકુળોચિત શોભાવાળો બનાવી દીધો હતો; એટલું જ નહિ, પરંતુ રૂપીઆ એક હજારનો ચાંદલો તથા પોશાક આપીને પુરૂષોત્તમરાયજીના ગૌરવને સાચવી લીધેલું પણ ખરૂં. કેટલાક અનિવાર્ય રાજદ્વારીય અંતરાયોને

લીધે પુરૂષોત્તમરાયજી ખુદ વડવાણ ગયલા નહિ એટલે તેમના પુત્રને કાંઇ ઓછું ન આવે એ બાબતને આ નરેશે પોતાના લક્ષ્યમા લીધેલી એ હકીકતને આપણે એક સાચા મિત્રધર્મના દૃષ્ટાન્ત રૂપ ગણવી પડે જ. આ નરેશના અવસાન પછી પણ રાયજી સાહેબનો સ્નેહસબંધ એ નરેશના વિધવા રાણીઓ તથા તેમના ઉત્તરાધિકારી થયલ ઠાકોરશ્રી જશવંતસિહજી સાથે સારા પ્રમાણમા નભી રહેલો હતો, એટલુ જ નહિ, પરંતુ એ નિઃસંતાન રાણી સાહેબા હીરાંજીબા મુખ્યત પુરૂષોત્તમરાયજીની સલાહ પ્રમાણે વર્તી રહેલા તેને પરિણામે રાજકુળમા ક્લેશનો સંચાર થતો અટકી પડેલો પણ હતો. જૂનાગઢ રાજ્યમા મધ્યસ્થ તરીકે કામ કરવાનુ જે પદ પુરૂષોત્તમરાયજીને ભાગ્યે લખાયલું હતુ તે પદ તેમનો દેહાંત થયો ત્યા સુધી પણ તેમનાથી અળગું પડેલુ નહિ એ વાતના અનેક ઉદાહરણો પૈકી પૂર્વોક્ત એક હકીકતને આપણે લક્ષ્યમા લેવી પડે તેમ છે

(૯) **મોરબી** રાજ્યના અતિ વિચક્ષણ ગણાતા નરેશ ના૦ મહારાજા સર વાઘજી પુરૂષોત્તમરાયજીના એક પરમ મિત્ર અને હિતેચ્છુ હતા, અને એ ઉભય વચ્ચે રાજકર્તા અને મંત્રી એ બે વચ્ચે જે પ્રકારનો ગૂઢ સબંધ હોય છે તે પ્રકારનો સંબધ દેર સુધી ટકી રહેલો પણ હતો. મહારાજા સર વાઘજીનું મુંબઇમા રહેવુ ઘણીવાર ઘણુ લાંબુ થતુ હતુ એટલે એ સમયે એ મહારાજા સાહેબ અને રાયજી સાહેબ એ ઉભયનુ મિલન લગભગ અવિચ્છિન્ન થયા કરતુ હતુ. આ મોરબી-નરેશના કેટલાક મહત્વવાળા કામો કરી આપવામા તેમજ કેટલીક બાબતો પરત્વે મંત્રણા કરવામા પણ રાયજી સાહેબ જેમ એ રાજ્યકર્તાને ઉપકારક થતા રહેલા તેમ એ ગુણપરીક્ષક મહારાજા સાહેબ પણ પુરૂષોત્તમરાયજીના હિતાર્થ પ્રયાસ કરવામા બીનકુલ પાછળ પડેલા નથી. રાયજી સાહેબ રાજકોટમા હોય અને કોઇ પ્રસંગે ગુપ્ત મંત્રણા કરવાની આવશ્યકતા જણાય તો આ નરેશ રાયજી સાહેબને મોરબી બોલાવતા નહિ, પરંતુ વાંકાનેર પાસે આવેલ ઘટેશ્વર મહાદેવને સ્થાનકે આવવાને આમંત્રણ આપતા હતા. કચ્છ ભુજ રાજ્ય અને મોરબી રાજ્ય વચ્ચે તકરાર ચાલ્યા કરતી હતી તેનો સમાધાનથી અંત લાવવાને માટે પુરૂષોત્તમરાયજીએ એ ઉભય નરેશો વચ્ચે રહીને ખાસ પ્રયાસ કરેલો પણ હતો. મતલબ કે, ના૦ મહારાજા સર વાઘજી જેવા નરેશ વ્યાઘ્ર રાયજી સાહેબ જેવા નર વ્યાઘ્રને પોતાના એક આપ્ત મંત્રી ગણી રહેલા હતા અને અમારે કહેવુ પણ જોઇએ કે, સર વાઘજી જેવા કુશળ અર્થશાસ્ત્રી મહારાજા મોટાપાયા પ્રકારનો આર્થિક વ્યવહાર

કરતાં પહેલાં સોવાર વિચાર કરે એવી પ્રકૃતિના હતા તે છતાં તેઓશ્રીએ આપણા આ કથાનાયક પુરૂષોત્તમરાયજીને અર્થસંકટ ભોગવતા દેખીને શક્ય તેટલા બહુ મ્હોટા પ્રમાણમાં અને તે પણ મોકળા મને આર્થિક મદદ આપેલી પણ છે અને એ હકીકત એવી છે કે, તે વિષયે આપણે એ નરેશની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી પણ ગણાશે. પરંતુ આ તો એક કેવળ અર્થ વિષયક હકીકત છે. બીજી હકીકત એવી છે કે, આ નામદાર મહારાજા સાહેબ પુરુષોત્તમરાયજીની પૌરૂષાત્મક રાજનીતિ તથા તે વડે તેમણે કરેલ જૂનાગઢની નવાબીની અને તે માર્ગે અખિલ સૌરાષ્ટ્રની સેવા જે પ્રકારની વફાદારી તથા સ્વાર્થત્યાગ બુદ્ધિનો અખંડિત નિર્વાહ કરીને કરેલી તે બધી વાતનું સાચુ-મૂલ્ય એટલું તો આંકી શકેલા કે, એક રાજવી તરીકે ભાગ્યે જ કોઇ રાજવી મેદાન પડીને રાજદ્વારીય બાબતે પુરુષોત્તમરાયજીને મદદ કરવાને ઉચિત થવાનું પસંદ કરે તેને ઠેકાણે આ મોરબી નરેશે ઉઘાડી રીતિએ પુરૂષોત્તમરાયજીને ન્યાય અપાવવાને શક્ય તેટલાં પગલાં ભરવાનું ઉચિત ગણેલું હતું. સર વાઘજી મહારાજા સાહેબે ખુદે તસ્દી લઇને પુરૂષોત્તમરાયજીનું બહેતર કરવાને માટે મુંબઇ ઇલાકાના હંગામી ગવર્નર સર ક્લૉડ હિલને તેમજ જૂનાગઢ રાજ્યના બ્રિટિશ વહીવટદાર મિ૦ રેડોલને મળીને પણ યોગ્ય ભલામણ કરેલી હતી. એટલે આપણે એ નામદાર મહારાજા સાહેબના પ્રયાસને એમના તરફથી રાયજી સાહેબને અપાયલ એક પ્રકારની સક્રિય સન્માનાંજલિ રૂપ જ ગણી શકીએ. જૂનાગઢ રાજ્ય તરફથી અપરાધી ઠરાવાયલ તેમજ એ સમયની કાઠિયાવાડ એજંસીથી માંડીને મુંબઇ સરકાર સુધી અણગમતા થઈ રહેલ પુરૂષોત્તમરાયજીનો આમ ઉઘાડો પક્ષ કરનાર આ નરેશના હૃદયબળને ધન્ય કોણ નહિ કહે ?

(૧૦) જામનગર રાજ્યના જામસાહેબ નામ૦ મહારાજા રણજિતસિંહજીનો પરિચય રાયજી સાહેબને પૂર્વકાળમાંથી જ હતો. તથાપિ ઇ૦ સ૦ ૧૯૨૦ની સાલ પછીથી એ પરિચય ધીમેધીમે અધિકાધિક પાકતો જતો રહીને અંતે પરસ્પર ગાઢ સ્નેહ સંબંધના રૂપમાં પરિણમેલો હતો અને તેને લીધે રાયજી સાહેબ એ ચતુર મહારાજા સાહેબના એક વિશ્વસનીય મિત્રમંત્રી જેવા બની ગયેલા પણ હતા. મહારાજા જામસાહેબ રણજિતસિંહજીના રાજદ્વારીય વિચારો પ્રથમ જે પ્રકારના હતા તેમા સંયોગવશાત્ રૂપાંતર થવા પામતાં પુરૂષોત્તમરાયજીના વિચારો તેઓશ્રીને અધિક વાસ્તવિક લાગેલા અને તેને

પરિણામે એ ઉભયના હૃદયો એક બીજાની પાસે સારા પ્રમાણમા આવી શકેલા હતા, અને તેથી તેઓ એક બીજાને વધારે ખરા રૂપમા ઓળખી શકેલા પણ હતા આમ થવામા સ્વ સર ચિમનલાલ સેતલવડ એક કડી રૂપ એ ઉભય વચ્ચે બનેલા એમ પણ કહી શકાય તેમ છે આ મહારાજા રણજિતસિંહને જૂનાગઢના નવાબી રાજકુળ સાથે ગાઢ સબધ હતો, રાયજી સાહેબના વારામા જૂનાગઢ રાજ્યના શાસન તત્રનુ અનુભવસિદ્ધ જ્ઞાન હતુ, અને રાયજી સાહેબના મરણ પછી નવાબીની સ્થિતિ પ્રતિદિન ભયાવહ બનતી ગયલી એ પણ તેઓ જાણતા હતા, એટલે પછી જ્યારે તેઓશ્રીને પુરુષોત્તમરાયજીની રાજ્યરક્ષક રાજનીતિ પરત્વે સપૂર્ણ આદર થઇ આવેલો ત્યારે તેઓશ્રીએ જૂનાગઢના નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજા સાથે આપણા આ કથાનાયકનુ સમાધાન કરાવી દેવાનો પ્રયાસ આરભી દીધેલો પણ ખરો, અને એ સમાધાન કરી નાખવા માટે એઓશ્રીએ પોતાના વિશ્વાસ પાત્ર દૂત તરીકે પોતાના કર્મચારી ગૃહસ્થ રેવાશકરને જૂનાગઢ મોકલીને ત્યાના તે વખતના દીવાન શેખ મહમદભાઇ સાથે વાતચીત પણ શરૂ કરી દીધેલી હતી પરતુ દૈવેચ્છા જ પુરુષોત્તમરાયજીનો પુનર્યોગ જૂનાગઢની નવાબી સાથે થવા દેવાની નહિ હોય એટલે ગમે તેવો પુરુષ પ્રયત્ન પણ નિષ્ફળ નીવડે એમા નવાઇ ન હતી આમ દૈવની પરાઙ્મુખતાને લીધે નામદાર જામસાહેબ જેવા પુરુષાર્થવાદી મહારાજાને પણ સયોગાધીન બની જઇને પોતાના કાર્યક્રમમા ફેરફાર કરવાની ફરજ પડી જાય તો તે પણ એક નવાઇ ન હતી અચાનક ઉપસ્થિત થઇ આવેલ સયોગોને આધીન થઇને આ મહારાજા સાહેબને ઇગ્લાડને પ્રવાસે જવાનુ બની આવેલુ, અને તેથી તેમણે ઇગ્લાડથી પાછા આવ્યા પછી પુરુષોત્તમરાયજીને લગતુ કામ ઉપાડવાનો સકલ્પ પણ કરી દીધેલો હતો પરતુ મનુષ્ય ધારે છે કાઇ અને થઇ બેસે છે અન્ય કાઇ નામ૦ મહારાજા સાહેબ ઇગ્લાડથી તો પાછા પધારેલા પરતુ તરત જ તેમને નરેદ્રમડળની બેઠકમા ભાગ લેવા માટે દિલ્હી જવુ પડેલુ હતુ અને ત્યાથી જ કોઈ સખ પ્રાણહર વ્યાધિથી ગ્રસ્ત બની જઇ જામનગર પહોચ્યા પછી એ શક્તિશાળી નરેદ્રે એકાએક કૈલાસવાસ કરી દીધેલો પણ હતો ! નરેદ્ર મડળની જે બેઠકમા નામ૦ જામસાહેબ રણજિતસિંહજીએ છેલ્લીવાર માટે હાજરી આપીને પોતાના જે વિચારો પ્રકટ કરેલા હતા તે તેઓશ્રીના પૂર્વકાળના વિચારોથી ભિન્નકોટીના હતા, અને તેને પરિણામે તે સમયના બ્રિટિશ સામ્રાજ્યવાદી ઉપરાજ લોર્ડ વિલિંગ્ડન અને નામ૦ મહારાજા સાહેબ રણજિતસિંહજી એ બે વચ્ચે વૈમનસ્ય થવા પામેલુ, અને એ ઘર્ષણે એ સમયે હિંદુસ્તાનમાના તથા

તથા ઇંગ્લાંડમાંનાં વર્તમાનપત્રોમાં બહુરંગી ચર્ચાને જન્મ પણ આપી દીધેલ ! મતલબ કે ના૦ જામસાહેબ એકાએક આ દુનિયા છોડી ગયલા તે હકીકતની સાથે જ પુરૂષોત્તમરાયજીની આશાઓ પણ બાષ્પ રૂપ ધરીને તેઓશ્રીને અનુસરી ગયલી ! રાયજી સાહેબને આવા આ માઠા બનાવને પરિણામે ઘણોજ આઘાત થયલો અને તેને પરિણામે ના૦ મહારાજા સાહેબ રણજિતસિંહજીની પાછળ તરતમાં જ પુરુષોત્તમરાયજીનો દેહાંત પણ થઈ ગયલો હતો. દૈવગતિ હમેશા અકલ્પ્ય છે છતાં આપણે સ્વસ્થ ચિત્તે વિચારી શકીએ તો તેની રાહ સાવ ન સમજી શકાય તેવી તો નથી જ. જૂનાગઢની નવાબીને હવે રાયજી સાહેબનો કે તેમના સંપ્રદાયના મુત્સદીઓનો લેશ પણ ખપ રહ્યો ન હતો. અને વળી રાયજી સાહેબ તે નવાબીને ખપના થઇ શકે તેવા રાજદ્વારીય વ્યતિકરો પણ ન હતા; અને તેથી જ તેઓ એકવાર જૂનાગઢ રાજ્યથી વિયુકત થયા પછી પાછા તેની સાથે સંયુક્ત થઈ ન શકે એવી એક પછી એક ઘટના થતી ગયલી હોય એમ આપણને દેખાઇ આવે છે. ના૦ જામસાહેબ રણજિતસિંહજી જેવા મહારાજાનો ખપ પણ હવે ન હતો. દેશકાળ પરત્વે મહાપરિવર્તન થવાનાં ચિહ્નો દેખાવા માંડેલાં હતાં. રાજ્યો પરત્વે કાળબળથી ઉપસ્થિત થવા પામે તેવા ફેરફારોને નથી ખાળી શકતા રાજકર્તાઓ કે તેમના કુશળ મંત્રીઓ, એ વાત ઇતિહાસસિદ્ધ છે. ના૦ મહારાજા સાહેબ રણજિતસિંહજી તથા પુરૂષોત્તમરાયજી રાજવિદ્યામાં ગમે તેટલા કુશળ હતા તોપણ તેઓ મહાકાળનદના ધૂઘવતા પાણીના અપરિહાર્ય પ્રવાહને ખાળવા અગર બીજે માર્ગે વાળવાને કામે અસમર્થ જ નીવડે એવી રાજદ્વારીય પરિસ્થિતિ સર્જાતી-વિકસિત-થતી જતી હતી અને તેથી જ તેઓ બન્ને લગભગ હાથાજોડી કરીને આ દુનિયાં છોડી ગયલા. એમ કહીએ તો ખોટું નથી, આપણું ભારત નવરૂપ પામવાને માટે કાળની એરણ ઉપર ટીપાઈ રહેલું હતું. અને વિધિકલ્પિત જે પ્રકારના નવરૂપને તે પામવાનું હતું તે પ્રકારના નવરૂપને સર્વથા કલ્યાણપ્રદ ન ગણનાર રાજકર્તાઓ તથા રાજમંત્રીઓનો ખપ હવે ન જ હતો, અને તેથી તેઓ એક પછી એક એમ તરતમાં જ ઈહલોક છોડી ગયલા એમ પણ દેખાઇ આવે છે. અમે માનીએ છીએ તેમ આ નામદાર મહારાજાસાહેબ રણજિતસિંહજીને, નરેંદ્રોએ પીઢ મુત્સદીઓની સલાહ અવગણીને નરેંદ્ર મંડળ સ્થાપવામાં કરેલ ભૂલનું ભાન થતાં તેઓશ્રી આ કથાનાયકની પ્રતિ વધારે આકર્ષાયલા હતા. પરંતુ જે બની ગયલું તે તો બની ગયલું જ વિધિની ક્રીડા જૂદી બાતની જ હતી. એજ પ્રમાણે જૂનાગઢ રાજ્યે પણ પુરૂષોત્તમરાયજીને રાજ્ય સેવામાંથી દૂર

કરીને ભૂલ કરેલી હતી અને તે ભૂલ સુધરાવી લેવાને આ વિચક્ષણ મહારાજા સાહેબ પ્રયાસ કરી રહેલા હતા પરંતુ એઓશ્રીનો પહેલો પ્રયાસ જેમ નિષ્ફળ થવાને નિર્માયો હતો તેમ તેઓશ્રીનો આ બીજો પ્રયાસ પણ નિષ્ફળ થવાની ઘટના વિધિએ નિશ્ચિત કરી રાખેલી હશે એમ એ ઉભયના લગભગ એક જ કાળે થયેલ દેહાંતને આધારે કહી શકાય તેમ છે આ ઉભય વ્યતિકરો વચ્ચે રહેલ સામ્ય અર્થબોધક નથી શું ? સમય પલટાતો જતો હતો અને તેથી એ સમયને પલટાતો અટકાવવાને પ્રયત્ન કરે એવા રાજકર્તાઓ તથા મુત્સદ્દી-ઓનું અસ્તિત્વ ન હોવું જોઈએ એવી વિધિની ઇચ્છા હશે જ આમ હોઇને હિંદુસ્તાનના રાજદ્વારીય ક્ષેત્રનું પુનર્વિધાન કોઇ નવરૂપમાં થાય તે પુર્વે આ ઉભય અને એવા બીજા, શ્રી સયાજીરાવ ગાયકવાડ, સર પ્રભાશંકર પટ્ટણી આદિ રાજકર્તાઓ તેમજ કાર્યમર્મજ્ઞ મંત્રીઓ આ દુનિયાંને છોડીને ચાલ્યા થઇ ગયેલા હોવા જોઇએ એવી વિધાતાની ઇચ્છા હશે એવી કલ્પના આપણે કરી શકીએ પણ ખરા।

આપણા આ ચરિતનિરૂપણની બાબતે નામદાર મહારાજા સાહેબ રણજિત-સિંહજીને અનુલક્ષીને અમારે કહેવું જ જોઇએ કે તેઓશ્રીએ પુરૂષોત્તમ-રાયજીનું મૂલ્ય આંકીને, એમનું જુનાગઢ રાજ્ય સાથે સમાધાન થઇ જાય તેટલા સુધીના વખતને માટે તેમને વાર્ષિક રૂપીઆ પાંચ હજાર અંકે રૂા૦ ૫૦૦૦નું પૂરા વેતન બાંધી આપીને એક તરફ જેમ પોતાના વડીલ તુલ્ય નવાબ સાહેબ જસાજીના અકૃતિત સંકલ્પને યથાશકિત સફળ કરી બતાવેલો છે તેમ બીજી તરફ તેઓ-શ્રીએ એક અગ્રગણ્ય રાજકર્તા તરીકે આગળ આવીને પુરૂષોત્તમરાયજી જેવા કાઠિયાવાડના સર્વોપરિ સૂક્ષ્મદર્શી મુત્સદ્દીની ખરી કદર કરી બતાવેલી પણ છે. યુદ્ધવીર દીવાન અમરજીનો વધ કપટપ્રબંધથી જુનાગઢ રાજ્યના નવાબે કરાવ્યા પછી એ દીવાનજીના કુટુંબને જામ નગરના જામે પોતાને ત્યાં જાગીર આદિ આપીને ઉદ્ધૃત કરી રાખેલું હતું એ વૃત્તાંત આપણે જ્યારે વિચારીએ છીએ ત્યારે આ જમાનાના દીવાન અમરજી રૂપે ઓળખાયેલા પુરૂષોત્તમરાયજી કે જેમને અત્ર જૂનાગઢના નવાબે કપટ પ્રબંધને લીધે જીવન્મૃત જેવા કરી દીધેલા

હતા તેમને ના૦ મહારાજા રણજીતસિંહજીએ આશ્રય-પૂજાવેતન-આપીને ઉદ્ધૃત કરી રાખવાનું જે કામ કરેલ છે તે એક પ્રકારે ઇતિહાસની પુનરાવૃતિ જ છે. રાયજી સાહેબ ખુદે સ્વહસ્ત લિખિત તા૦ ૬-૬-૩૧ શનિવારના એક પત્રમાં પોતાના મનોભાવને આલેખી પોતાના પુત્રોને જે સૂચના સવિશ્વાસ વાગ્મામાં આપેલ છે તેને ફલિત થવાનો વારો આવે કે ન આવે: તોપણ તે મનોભાવ ઇતિહાસપાત્ર હોઇને અમે આ નીચે ઉતારી બતાવીએ છીએ:-

× × × ×

"ઉપરની મતલબે થયલી વાત પ્રમાણે સમાધાન થતાં પહેલાં મારી હયાતી પુરી થઇ જાય તો મારો આ પત્ર નામદાર મહારાજાધિરાજ જામ સાહેબને વંચાવી તેઓ સાહેબને યોગ્ય લાગે તે મુજબ સમાધાન કરાવી દેવાની કૃપા કરવા અરજ કરવી.

મારી ખાત્રી છે કે, તેઓ સાહેબ તમો ત્રણે ભાઇઓ ઉપર કૃપાદષ્ટિ કરશે જ, કેમ કે તેમણે મારી ઉપર, મેં તેમની કાંઈ પણ સેવા ન કર્યા છતાં, પોતાની ઉત્તમ અને અસાધારણ પ્રકારની મહોટાઈ તથા ઉમરાવ દીલથી જે મહોટી મહેરબાની કરી છે તે માટે તેઓ સાહેબનું અહેશાન માનવા મારી પાસે શબ્દો નથી, જેટલું માનું તે થોડું જ છે. માટે હું તેમનાથીજ સારી આશા રાખી શકું. + + +"

આ વિષયની સમાપ્તિ કરતા પહેલા અમે હાલના સંયુકત સૌરાષ્ટ્ર રાજ્યના રાજ પ્રમુખ ના૦ મહારાજા જામ સાહેબને એટલી વિનતિ તો જરૂર કરી શકીએ કે, તેઓશ્રીએ પોતાના પિતાવત્ કૈલાસવાસી મહારાજા સાહેબ રણજિતસિંહજીની અતૃપ્ત રહી ગયલ ઇચ્છાને તૃપ્ત કરવાને નિમિત્તે પણ રણછોડરાયજીના પુત્રોનો હાથ ઝાલી તેમને તેમની તમામ મિલ્કત પાછી અપાવી દેવાને કામે શકય તેટલી મદદ આપવાની કૃપા કરવી જોઇએ, અને એ પ્રમાણે જો થશે તો તેઓશ્રીએ પિતૃઋણ અદા કર્યાનું ઇતિહાસને પાને નખાશે એ પણ નિઃસંદેહ છે.

(૧૧) કચ્છ-ભુજના કે૦ નામદાર મહારાવ શ્રી ખેંગારજી સાહેબે ઈ. સ. ૧૯૧૧ની સાલથી માંડીને છેક, મિ. હોલાડવાળા કાર્યશોધનવાળા કામનો અંત આવેલ ત્યાં સુધીના આઠ વર્ષો સુધી, માસિક રૂપીઆ બબ્બે એટલે રૂ. ૨૦૦) પૂજાવેતન રૂપે આપવાનું ચાલુ રાખી આપણા આ કથા

નાયકની અનન્ય રાજ્યભક્તિ, રાજ્ય સેવા, શુદ્ધ નિષ્ઠા તથા રાજનીતિજ્ઞતાની કદર કરેલી છે. અને તેમના પુત્ર રા. જયપ્રસાદ ઝાલાને માસિક ત્રીશ રૂપીઆનું વિદ્યાર્થીવેતન આપીને તેમને વિદ્યાભ્યાસ વધારવાની અનુકૂળતા પણ કરી આપેલી હતી આ મહારાવશ્રીના યુવરાજ સાહેબ મહારાજકુમાર શ્રી વિજયરાજજી બહાદુર એઓશ્રીએ પણ આપણા આ કથાવીર ઉપરની પોતાની પ્રીતિ હોવાને કારણે પ્રસંગોચિત આર્થિક સહાય આપવાનું ચાલુ રાખેલું હતું.

આ શ્રી કચ્છ-નરેશની ગુણજ્ઞતા દર્શાવનાર એક બે વાતોનો અત્ર ઉલ્લેખ કરશું એકવાર આ ના૦ નરેશ મુંબઇ પધારેલા તે વખતે તેઓશ્રીએ પુરુષોત્તમરાયજીને આ પ્રમાણે પૂછેલું - **રાયજી, મુંબઇનું ઘર તમને બહુ નાનું પડતું હશે, ખરું ને?** આ પ્રશ્નના જવાબમાં રાયજી સાહેબે તેમને આમ જણાવેલું -"**નાનું તો પડે જ, પણ ઉપાય શો ? હું મ્હોટું ઘર રાખી શકું એવી મારી આર્થિક સ્થિતિ નથી, હું તો ગરીબ છું.**" કચ્છ-નરેશે તરત જ કહી દીધેલું કે - "**મ્હોટું ઘર રાખો હું તમને પચાશ હજાર રૂપીઆ આપું છું.**" "**જેવી હજુરશ્રીની મ્હેરબાની:**" આ સિવાય બીજા શબ્દો રાયજી સાહેબ ઉચ્ચારી શકેલા નહિ આમ એક સ્વસેવિત રાજ્યથી લુટાઈ ઘરબાર વિનાના બની ગયેલ પુરુષોત્તમરાયજીને બીજા એક અસેવિત મ્હોટા રાજ્યના મહામનસ્ક તથા ગુણપૂજક રાજા તરફથી રૂપીઆ પચાશ હજાર મળેલા એટલે તે ખર્ચીને પુરુષોત્તમરાયજીએ મુંબઇના ખેતવાડી વિભાગના મુખ્ય માર્ગ ઉપર એક બંગલો વેચાતો લઇ તેને "ઝાલા ભવન" નામ આપેલું અને તેમાં તેઓ સ્થિર નિવાસ કરી રહેલા પણ ખરા. તથાપિ એમના ભાગ્યમાં સ્થિરતા હતી નહિ. એમના જ્યેષ્ઠ પુત્રને વેપારમાં મ્હોટી ખોટ આવતાં એ બંગલો વેચી નાખવાની ફરજ એમને પડી ગયેલી અને તેને પરિણામે તેઓ ફરીથી ઘર વિનાના થઇ બેઠેલા પણ હતા ! ઘણું કરીને આજે પણ એ બંગલો જો કે બીજાની માલીકીનો છે તોપણ "ઝાલા ભવન" નામથી ઓળખાતો જ્યાં ત્યાં દૃષ્ટિ ગોચર થાય છે, અને જો કે તેમાં ઝાલા કુટુંબનો વાસ નથી, તોપણ તે "ઝાલા ભવન" પુરુષોત્તમરાયજીના ઇતિહાસ પાત્ર જીવનનું એક સ્મારક ચિહ્ન થઇ રહેલું છે. ઇતિહાસમાં અમર થવાને સર્જાયલા મહાપુરુષોના સ્મારકો અપ્રીતિ પ્રકારે આપોઆપ જ તથા એમના દેહાંત પછી રચાતા જાય છે પુરુષોત્તમરાયજીનો જૂનાગઢમાં એક તથાપિ કોઇ પણ નામ ન પામેલો બાગ હતો આ

બાગ જૂનાગઢ રાજ્યે વિના કારણે પડાવી લીધેલો છે અને વર્ષો વીતી ગયા પછી જ્યારે નવાબ મોહોબતખાનજી ત્રીજા રાજ્ય ત્યાગ કરીને કરાંચીમાં જઈ બેઠેલા અને તેને પરિણામે ભારત સરકારે ઇ૦ સ૦ ૧૯૪૭-૪૮માં જૂનાગઢ રાજ્યને સંભાળી લીધેલું ત્યારે એ બાગને ઇ. સ. ૧૯૪૯માં એ રાજ્યના શાસનતંત્ર નિયામક (પુરૂષોત્તમરાયજીના પુત્રોએ મિલ્કત મેળવવા માટે પેશ કરેલ અરજ પરત્વે ઉંડી વિચારણા કર્યા સિવાય) પોરબંદરના શેઠશ્રી નાનજી કાળીદાસને વેચાતો આપી દીધેલો છે.-પરંતુ આ શેઠશ્રી નાનજીભાઈએ પુરૂષોત્તમરાયજીનું નામ જૂનાગઢમાં ચિરસ્થાયી થવાને પાત્ર હોઇને તે બાગને સુધારી વધારીને "શ્રી રાયજી બાગ" નામ આપીને ગુણપૂજા કરી બતાવેલી છે એ હકીકતની નોંધ પણ અમારે અત્ર લેવી એ અમારી ફરજ થઇ પડે છે. કયાં સૌરાષ્ટ્ર સરકાર સંચાલિત જૂનાગઢ રાજ્ય ? કયાં કચ્છ રાજ્ય ? કયાં નવાબી વિનાનો સોરઠ જિલ્લો ? ! કોના રાજ્ય સેવક કયા રાજ્યના ધણીથી તેમજ કયા રાજ્યના શ્રીમંત પ્રજાજનથી કયા રાજ્યમાં સન્માનિત થયલા અને શા કારણે એવા જે પુરૂષોત્તમરાયજી તેમની કથાનું રહસ્ય તો, ખરેખર, સમજવાની બુદ્ધિ શક્તિવાળાથી જ સમજી શકાશે. કચ્છ નરેશને લગતી બીજી એક વાત પણ અત્ર ઉલ્લેખવી પડશે. રાયજી સાહેબને ઘોર અન્યાય થયલો છે તે એક રાજ્ય કલંક છે એમ સમજીને કચ્છ નરેશે એમને ન્યાય અપાવવાને કામે જાતે તસ્દી લીધેલી હતી અને મોરબી નરેશને પગલે ચાલીને તેઓશ્રી જૂનાગઢ રાજ્યના બ્રિટિશ વાલી વહીવટદાર જેવા, પોતાનાથી ઊતરતા દરજ્જાના અમલદારને-મિ૦ રેંડાલને-રાયજી સાહેબ ખાતર ખાસ મળેલા અને રાયજી સાહેબને ન્યાયદાન કરી તેમની મિલ્કત તેમને પાછી સોંપવા માટે તેમણે ભલામણ પણ કરેલી હતી. પરંતુ પુરૂષોત્તમરાયજીને લગતી બાબતે મિ૦ રેંડાલનું દર્પાધ્માત માનસ ગમે તેવી ઉચ્ચ કક્ષાના પુરૂષનું કહેવું સાંભળવાને અશક્ત હતું એટલે આ કચ્છ નરેશનો પ્રયાસ પણ નિષ્ફળ નીવડેલો હતો. રાજાઓના રાજત્વને શમી જવાનો કાળ પાકતો આવતો હતો એટલે તે પાકે તે પહેલાં રાજ્યનિષ્ઠ રાજ્યસેવકોનો વર્ગ પણ લય થઇ જવા પામે એમાં નવાઈ નથી.

(૧૨) પાલનપુરના શ્રી દીવાન (નવાબ સાહેબ) મોહાખાનશ્રી સર શેર મહમદખાનજી સાહેબ, જી૦ સી૦ આઇ૦ ઇ૦ સાથે પુરૂષોત્તમરાયજીને ઘણો જૂનો તથા ગાઢ સ્નેહસંબંધ હતો, અને તે ઉભય વચ્ચે પત્રવ્યવહાર તથા

× × × × પરમેસવર તમારી મદદ કરસે. અને સતના બેલી છે તેમ રાજ ધરમીમાં થઉં છે તો જેકારના ડંકા છે.

એક મુસલમાન અને તે પણ કાઠિયાવાડના દૂષિત રાજદ્વારીય વાતાવરણથી લિપ્ત નહિ એવા પૂર્વોક્ત રાજકર્તા દૂર બેઠે બેઠે અન્ય રાજ્યના ગ્હરયો સમજે અને આપણા આ ચરિતનિરુપ્ય જેવાની રાજ્ય ભક્તિ તથા રાજ્યસેવાની ખરી કિંમત કરી તેમને પોતાના આપ્તજન ગણી લે તે તથા' આ દરબાર તમારો છે' વગેરે શબ્દો વારંવાર લખીને થોડામાં ઘણું સમજાવે એ વાત એ નરેશની ઓછી કદરદાની બતાવનારી નથી. પુરુષોત્તમરાયજીને 'રાજધરમીમા' લેખી તેમના 'જેકારના ડંકા' વગડતા સાંભળવાની શુભેચ્છા ધરાવનાર આ સાફ દિલના નવાબ સાહેબનો આશીર્વાદ આખરે ફળેલો છે, એમ આપણે કહી શકીએ છીએ. અંગ્રેજ સરકારની સર્વેશ્વરતાએ હિંદુસ્તાનના નાના મ્હોટા દેશીય રાજાઓને એવી તો વિકટ પરિસ્થિતિમા આણી મૂકેલા હતા કે, તેઓ પોતે ગમે તેટલા સારા હોય કે સારા થવાને ચાહતા હોય તોપણુ તેઓ તેવા દેખાઇ કે થઇ શકે નહિ. આવા સંયોગમા ઘણે ભાગે રાજકર્તાઓને નસીબે પોતાની પ્રજાથી તેમજ પોતાના રાજ્ય બહારની, વસ્તુસ્થિતિથી અજ્ઞ એવી બ્રિટિશ મુલકની પ્રજાથી નિંદાવાના પ્રસગો પણ આવેલા છે. આપણા દેશીય રાજ્યોના ઇતિહાસ લખનારે, એટલા માટે, પોતાની કલમ ચલાવતા પહેલાં, રાજકર્તાઓને વિકૃત રૂપમાં દેખાડનાર આવરણને ભેદી શકે એવી તલસ્પર્શી દૃષ્ટિથી એમના કર્મવિકર્મોની પરીક્ષા કરી લેવાની જરૂર રહે છે

(૧૩) વડોદરા રાજ્યના કૈ૦ પ્રાત સ્મરણીય શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી સાથેના આપણા આ કથાવીરના સબધ પરત્વે આ કથાના પૂર્વભાગમા આપણે વાંચી ગયા છીએ રાયજી સાહેબે એ સ્વદેશાભિમાની કૈલાસવાસી મહારાજા સાહેબને ગિરિજગલમા શિકારે પધારવા માટે જે આમત્રણ આપેલ તે રાજદ્વારીય રહસ્યપૂર્ણ હતું જૂનાગઢ રાજ્ય અને વડોદરા રાજ્ય વચ્ચે પરતુ સમસ્ત કાઠિયાવાડ ઉપર પોતાનું સાર્વભૌમત્વ સ્થપાયતુ જોવાની બાબતે એક પ્રકારની સ્પર્ધા ચાલી રહેલી હતી આ સ્પર્ધા બ્રિટિશ સરકારની મધ્યસ્થતાનો ઉદ્દવ થતા જો કે શમી ગયલી હતી, તોપણુ એ ઉભય રાજ્યોના પ્રદેશો એક બીજાને સ્પર્શતા હોવાને કારણે એ ઉભય વચ્ચે પ્રાસંગિક તકરારો ઉભી થયા કરતી હતી, અને એ તકરારોના

નિર્ણયો ઘણે ભાગે બ્રિટિશ સરકારે જૂનાગઢ રાજ્યના લાભમાં કરેલા તેથી એ બે રાજ્યો વચ્ચે રાજદ્વારીય વૈમનસ્ય થઇ રહેલું હતું. રાયજી સાહેબની અંદર રાજનીતિ કલહાંતક તથા દેશીય રાજ્યોને હરભૂલ બનાવનારી હતી એટલે એઓ બને ત્યાંસુધી ઘર્ષણે પ્રમાદ ન કરી શાંતિસુખ પ્રજાને તેમજ રાજ્યને મળી રહે એવું ઇચ્છનારા હતા આમ હોઇને પુરુષોત્તમરાયજીએ શ્રીમંત મહારાજા સાહેબના સંસર્ગમાં આવીને જૂનાગઢ રાજ્ય અને વડોદરા રાજ્ય એ બે વચ્ચે જે કાઇ વૈમનસ્ય જેવું હોય તેને ટાળી દેવા એ ગાયકવાડ સરકારને જૂનાગઢ રાજ્ય તરફથી થનાર સત્કાર સ્વીકારવાની વિનતિ, પોતે જાતે અમરેલી જઇને કરેલી હતી, અને એ એમનો પ્રયાસ સફળ પણ થયલો હતો. રાયજી સાહેબ, આ પ્રસંગ ઉદ્ભવ્યો તે પહેલાં કોઇવાર શ્રીમંત મહારાજા સાહેબના પરિચયને પામેલા નહિ એટલે આ મહા નરેશ રાયજી સાહેબને જૂના સંપ્રદાયના કાર્યભારી ગણી રહેલા હોય તેમાં નવાઇ પણ ન હતી પરંતુ આ શિકારના પ્રસંગે આ મહારાજા સાહેબને પુરુષોત્તમરાયજીનો જે અનુભવ થયેલો તેથી તે ઉભય 'મહાન' વ્યક્તિઓ વચ્ચે એક પ્રકારની મૈત્રીનો ઉદ્ભવ થઇ આવેલો હતો અને એ મૈત્રી અખંડિત રહેવા પામેલી પણ હતી. પુરુષોત્તમરાયજી જેવા 'જૂનીઢબના' કલ્પાયલા મુત્સદ્દીની આધુનિકતાવાળી ઢબઢબ તથા સિપાહીગીરીથી આ શ્રીમંત મહારાજા સાહેબ એટલા તો મુગ્ધ બની ગયલા કે, તેઓશ્રીએ વડોદરે પધાર્યા પછી રૂા૦ ૧૦૦૦) એક હજાર રૂપીઆની કિંમતની એક હીરાજડિત મુદ્રિકા તથા પોતાની સહીવાળું, વડોદરાનાં ફરપોનું એક સંગ્રહ પુસ્તક પણ સંભારણા તરીકે પુરુષોત્તમરાયજીને ભેટ મોકલી, તેને આપેલ પત્રદ્વારા પોતાનો સદ્ભાવ પ્રદર્શિત કરેલો પણ છે –

No 217 Baroda. Huzur Office
5th February 1900

My dear Sir.

His Highness the Maharaja Saheb has directed me to convey to you his sense of appreciation and gratification at the great pains you undertook to secure his comforts and conveience during his re cent tour through the Junagadh territory.

His Highness was much pleased with your arrangements for the Shikar. As a souvenir of His Highness' trip to Junagadh His Highness the Maharaja Saheb has asked me to request you to accept the accompanying Album of Baroda Views. This present will serve the perpose of reminding you of the trip of His Highness the Maharaja Saheb.

Yours sincerely,

Manubhai N.

Private Secretary to H. H. the Maharaja Saheb..

(ભાવાર્થ) મારા વહાલા સાહેબ,

જૂનાગઢ રાજ્યમાં થઇને નામદાર મહારાજા સાહેબે જે પ્રવાસ હમણાં જ કરેલો છે તે અંગે તેમના આરામ અને તેમની બધી અનુકૂળતાઓ તેઓશ્રીને મળી રહે તેટલા માટે તમે જે મહાપરિશ્રમ વેઠેલો છે તેની કદર તથા તેથી થયલ પ્રસન્નતાની ભાવના તમને જણાવવા માટે નામદાર મહારાજા સાહેબે મને આજ્ઞા કરેલી છે.'

શિકાર કરવા માટે આપે જે બધી વ્યવસ્થા કરેલી તેથી શ્રીમંત મહારાજા સાહેબ ખુબ ખુશ થયા છે. જૂનાગઢની લઘુયાત્રાએ શ્રીમંત મહારાજા સાહેબ પધારેલા તેના સ્મારક ચિહ્ન તરીકે, વડોદરાનાં દરયોનું એક સંગ્રહપુસ્તક આપને મોકલી તે આપ સ્વીકારશો એવી વિનતિ કરવાનું મને ફરમાવેલું છે તે આ સાથે મોકલું છું. નામદાર મહારાજા સાહેબ એઓશ્રીએ લીધેલી જૂનાગઢની મુલાકાતનું સ્મરણ આપને કરાવવા આ ભેટ નિમિત્ત કારણ બનશે.'

'અંતઃકરણથી આપનો'

'મનુભાઇ નં'

'શ્રીમંત મહારાજા સાહેબનો, ખાનગી કાર્યભારી.'

નિર્બળ બની ગયલા તેના કારણ રૂપે આપણે કદાપિ તેમના દોષો ગણાવી શકીએ ખરા; તથાપિ દુરથી રળીઆમણા દેખાતા ડુંગર જેવા બ્રિટિશ સરકાર પરત્વે મોહાંધ દેશીય રાજ્યોની પ્રજાએ વિવેક ભ્રષ્ટ થઇને પોતાના રાજાઓના રાજત્વને નિર્બળ બનાવવાનાં પગલાં નથી ભરેલાં એમ કોઇથી પણ કહી શકાશે નહિ. પુરૂષોત્તમરાયજીના વિરોધીઓએ અંગ્રેજ સરકારની હુંફે અગર તો તે સરકારના હાથા બનીને તેમને જમીનદોસ્ત કરવાને માટે જે કારસા રચેલા અને તેને પરિણામે જૂનાગઢ રાજ્યને જે હાનિ કરેલી હતી તે વાતથી પૂર્વોકત મહારાજા સાહેબ વાકેફ હતા એટલે એઓશ્રીની સહાનુભૂતિના ભોકતા પુરૂષોત્તમ-રાયજી બની રહે એ સાવ સ્વાભાવિક વાત હતી.

(૧૪) ઉદેપુર મહિલાના નામદાર મહારાણા સાહેબની ખાસ મુલાકાતે રાયજી સાહેબ બે વખત ઉદેપુર ગયલા હતા,' અને એવા એમના પ્રવાસે, એઓ એ રાજ્યના દીવાન નિયુક્ત થાય છે એવી કલ્પના કરવાને લોકોને તેમજ વર્તમાનપત્રોને તક આપેલી પણ હતી. કયા વિષયે મંત્રણા કરવાને આ મુલાકાતો ગોઠવાયલી તે પરત્વે જો કે સનિશ્ચય કાંઇ કહી શકાતું નથી, તોપણ તે મુલાકાતો, બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાના કોઇ કાર્યચતુર અમલદારની પ્રેરણાને પરિણામે રચાયલી એમ તો જાણી શકાયલું છે જ. આ મુલાકાતો અંગે થયલ મંત્રણાનું ફળ નથી આવેલું એમ પણ કહી શકાતું નથી. આ પ્રસંગે એ રાજપૂત કુળશિરોમણિ નામદાર મહારાણા સાહેબે પુરૂષોત્તમરાયજીને, અપવાદ રૂપે, પોતાની સમક્ષ ખાસ બેઠક આપીને સન્માનેલા હતા; એટલું જ નહિ. પરંતુ તેમની નીતિજ્ઞતાની કદર કરીને એ ના૦ મહારાણા સાહેબે "મહેકમે ખાસ" ફરમાન કરીને રૂપીઆ અઢીસો અંકે રૂ૦ ૨૫૦)નો પોશાક આપીને તેમને સન્માનેલા પણ હતા.

(૧૫) ભાવનગર રાજ્યે પણ, આપણા આ ચરિતનિરૂપ્યને પોતાની જંગમ મિલકતને જૂનાગઢમાંથી ફેરવવાનો પ્રસંગ આવેલો ત્યારે તે મિલકતને મુંબઇ મોકલી આપવાની બાબતે સારી મદદ આપેલી હતી, અને એક પ્રસંગે ત્યાંના નામદાર મહારાજા સાહેબ શ્રી ભાવસિંહજીએ રૂપીઆ પાંચસો અંકે રૂ. ૫૦૦) બક્ષીસ રૂપે આપીને આ કથાવીરને નવાજેલા પણ હતા. વળી, નવાબ સાહેબ રસુલખાનજી બહેસ્તનશીન થયલા તે અરસામાં આ કથાપુરૂષને થયલ ગેરઈન્સાફ દૂર કરી તેમને સંતોષવાનો જે હુકમ એ નવાબ સાહેબ કરી રહેલા

હતા તે ફલિત કરવાને કામે આ ભાવનગર નરેશે ભાગ લેવાનું કહેણ સ્વીકારીને પુરૂષોત્તમરાયજી ભણીનો પોતાનો પ્રેમ વ્યક્ત કરી બતાવેલો પણ હતો

(૧૬) આ ઉપરાંત વડીઆના દરબારશ્રી ના૦ બાવાવાળા સાહેબ તથા જેતપુરના (થાણાદેવળીના) દરબારશ્રી ના૦ લક્ષ્મણવાળાએ પણ પુરૂષોત્તમરાયજીને ન્યાય મેળવવાને કામે ઉપકારક થાય તેટલા સારૂ એક એક હજાર રૂપીઆની મદદ આપી હતી આ મદદને કોઇ કદાપિ કિંમતી ન ગણે પરંતુ એ મદદના ગર્ભમાં જે ભાવના રહેલી છે તે ભાવનાનું મૂલ્ય આંકયા વિના ચાલશે નહિ. ફુલ નહિ તો પછી ફુલની પાખડી વડે પણ પ્રભુની પૂજા થઇ શકે છે એ ઉક્તિનું રહસ્ય જુનાં જેવું નથી કાઠિયાવાડના રાજસ્થાનોમાં પુરુષોત્તમરાયજીનું માહાત્મ્ય કેવું અને કેટલું સમજાતું હતું એ વાતનું ભાન આવી આવી, નાની મ્હોટી હકીકતથી હરકોઇને આવ્યા વિના રહેશે નહિ

પૂર્વોક્ત રાજામહારાજાઓ તરફથી કરાયલ કદર તથા અપાયલ સન્માન ઉપરાંત ખંભાત રાજપીપળા, નાદોદ વાસદા, સચીન, લુણાવાડા વગેરે બીજા કેટલાક નાનામ્હોટા રાજસ્થાનોના રાજકર્તાઓ તથા રાજસબંધીઓ તેમજ બગસરા, હડાળા વગેરે કાઠિયાવાડના નાનામ્હોટા તાલુકદારો, મુળગરાસીઆઓ વગેરે તરફથી પણ આપણા આ કથાપુરુષને તેમના દેહાંત પર્યંત સર્વથા એક રાજદ્વારીય મંત્રોપદેશક રૂપે પૂજાતા રહેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયલું હતું. એટલું જ નહિ પરંતુ એ સર્વ તરફથી યથાપ્રસંગ તેઓ શકય તેટલા પ્રમાણમાં મદદ પણ મેળવી શક્તા હતા

સંક્ષેપમાં આ વિષય પરત્વે અમે એટલું જ કહેવા ચાહીએ છીએ કે પુરૂષોત્તમરાયજીનો જૂનાગઢ રાજ્યસાથેનો સંબંધ ગમે તે સંયોગે તૂટેલો તો ખરો અને એ સંબંધ તૂટયા પછી એમના પોતાના ખાનગી જીવન તથા રાજ્ય પરત્વે શોચનીય પરિણામો આવેલા પણ છે તથાપિ તાત્વિક બુધ્ધિએ આપણે જ્યારે વિચારીએ છીએ ત્યારે આપણને એમ સમજાય છે કે જો એ સંબંધ તૂટેલો ન હોત તો પુરૂષોત્તમરાયજીનું વાસ્તવિક સ્થાન રાજદ્વારીય ક્ષેત્રમાં કયાં, કેવા પ્રકારનું અને કેટલું મહત્વપૂર્ણ હતું તે તથા એમના પોતાના યથાર્થ સામર્થ્યનું મૂલ્ય કેટલા પ્રમાણમાં ઇતર રાજકર્તાઓ તથા રાજદ્વારીઓ આંકી રહેલા હતા એ બધી વાત અપ્રસંગમાં જ દીવાના પ્રકાશ એટલું જ

નહિ,પરંતુ, આપણા એ કથાપુરૂષ જૂનાગઢ રાજ્યના સામર્થ્યમુળ તથા તેના ગૌરવ-વર્ધક ન ગણાતાં કેવળ વઝીર બહાઉદીનભાઇના એક આશ્રિત રાજપુરૂષ તરીકે અગર તો બીજા સમર્થ મિત્ર રાજપુરૂષોના સાહાય્યથી સબળ જેવા દેખાયલા એક પરોપજીવી કાર્યભારી રૂપે કદાચિત ભવિષ્યમાં ગણાઇ જવા પામત પણ ખરા, એટલું જ નહિ, પરંતુ એમના વિદ્વેષીઓ કે જેઓ રાજવિદ્યા સમજી ન શકવાને કારણે, ક્ષુદ્ર જંતુઓની પેઠે, ખુણેખાંચરે ભરાઇભરાઇને ઝીણોઝીણો ગણગણાટ કરી તેમને ઊતારી પાડવાનો નીચ પ્રયત્ન કરી રહેલા હતા તેમને પોતાની જીભને હાલતી બંધ કરવાનો જે વારો આવેલ છે તે આવત જ નહિ. ખરેખર, મહાપુરૂષોના વિનિપાતનાં અગર તો તેમનાં સંકટોનાં વૃત્તાંતોથી જ માનવ વિભૂતિનો સાચો ઇતિહાસ રચાય છે.

## નરેંદ્રમંડળ અને તેની સ્થાપના.

આ પ્રકરણમાં આપણે રાયજી સાહેબનાં બીજાં કેટલાંક રાજદ્વારીય મંતવ્યોની સમીક્ષા કરી લેવી જોઇશે. હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસમાં "ચેમ્સફોર્ડ-મોંટેગ્યુ-સુધારણા" સંજ્ઞિત યોજનાને નામે રાજદ્વારીય ક્ષેત્રમાં જે નવાંકુરો ફૂટેલા હતા તે પૈકી એક "નરેંદ્ર-મંડળ"ની સ્થાપનાના રૂપમાં દષ્ટિગોચર થઇ રહેલો છે. દેશીય રાજાઓનું એક મંડળ અને બીજું બ્રિટિશ ખાલસા મુલ્કના લોક પ્રતિનિધિઓથી બનેલ મધ્યવર્તિ મંડળ; એ બે સંસ્થાઓને અસ્તિત્વમાં આણી અખંડ હિંદુસ્તાનને, એક બીજાથી તદન ભિન્ન રૂપના ભાગમાં વહેંચી નાંખવું એવી કોઈ ભેદાત્મક યોજના બ્રિટિશ સરકારે વિચારેલી. અને એ યોજના મુજબ નરેંદ્રમંડળ જેવી સંસ્થાને હયાતીમાં લાવવા માટે તેમણે પ્રયાસ કરેલો પણ હતો. હિંદુસ્તાનનું શાસનતંત્ર લોકમતાધીન હોવું જોઇએ, એ પ્રકારની લોકભાવનાનું પુર ચઢતું જતું હતું એટલે કુદરતી રીતે કેટલાક દેશીય રાજ્યકર્તાઓ કે જેઓ પોતાની સાંસ્કૃતિક જૂની પ્રણાલિકા વ્હીલીને બ્રિટિશ સરકારને આશ્રયે, પોતાનાં રાજ્યોમાંનાં મહાજનમંડળોની ઉપેક્ષા કરનારા બની ગયેલા હતા તેઓ પોતાના અખંડ પ્રભુત્વ પરત્વે સશંક તથા ભયત્રસ્ત થતા જતા પણ હતા. એટલામાં બ્રિટિશ સરકારે પૂર્વનિર્દિષ્ટ નરેંદ્ર-મંડળ જેવી સંસ્થા રચવાની વાત જાહેરમાં મૂકી, અને તે વાત એક પ્રકારે કેટલાક અદીર્ઘદષ્ટિ દેશીય રાજ્યકર્તાઓને રૂચતી થઈ પડેલી પણ હતી ! આવી કોઇ સંસ્થા હયાતીમાં આવી જાય તો તેઓ પોતે પોતાની બંધશક્તિને

ગયલાં પણ ખરા, અને કાઠિયાવાડનો એજન્ટ-ટુ-ધ ગવર્નર પણ એજન્ટ-ટુ-ધ-ગવર્નર જનરલ (એ૦ જી૦ જી૦)ના હુદ્દાનર પદને પામી ગયલો હતો ! અમને એમ પણ ભાસે છે કે ઈ૦ સ૦ ૧૯૧૭મા દિલ્હી સરકારના રાજદ્વારીખાતાના કર્મચારી (સર) આર૦ ઈ૦ હોલાંડને, મુબઈ સરકાર અને પહેલા વર્ગના દેશીય રાજ્યો વચ્ચે સામાન્યત રહેલા આવેલ રાજદ્વારીય વ્યવહાર પરત્વે જે કેટલુંક ઉપકારક જ્ઞાન રાયજી સાહેબવાળા કામમાંથી ઉપલબ્ધ થવા પામેલુ તેનો લાભ લઈને દિલ્હી સરકારે પહેલાં વર્ગના રાજ્યોને પોતાની સીધી દેખરેખ નીચે લઇ લેવાની યોજના કરેલી પણ હોય ! પુરૂષોત્તમગવજીવાળા આખાય કામથી જે કોઇ સંપૂર્ણ વાકેફ હશે તેને, અમારાથી વ્યક્ત કરાયલ પૂર્વોક્ત પ્રકારની સંભાવના અયોગ્ય નહિ લાગે એમ અમારું માનવુ છે મતલબ કે, કાર્યભારીઓ રાજ્યના ધણી નથી, પરંતુ તમે રાજકર્તાઓ જ રાજ્યના સ્વતંત્ર સર્વાધિકાર સંપન્ન માલીકો છો એટલે તમારે તમારા કાર્યભારીઓના ઉપદેશ પ્રમાણે વર્તવાની જરૂર નથી એવી જે મંત્રદીક્ષા બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું રાજકર્તાઓને ધારેધારે વર્ષોથી આપતું રહેતું હતું તેનું ફળ, પૂર્વોક્ત રાજવીઓની સભામાં થયલ ઉહાપોહ, નિર્ણય અને કચ્છ નરેશ અને કલ્યાણરાયજી વચ્ચે થયલ એકું * નાગ્યુધ્ધ એ અર્થના રૂપમાં ઉદિત થયલુ આપણે દેખી શકીએ છીએ રાજ્યરથારૂઢ રાજકર્તા અર્જુન જેવા વીરોને પણ કુશળ કાર્યભારી રૂપ કૃષ્ણ સારથિના મંત્રસાહાય્યની જરૂર રહેલી જ એ વાતનું રહસ્ય બરાબર સમજ્યા વિના કેવળ આત્મશક્તિમાં અતિવિશ્વાસ રાખનાર રાજકર્તાઓની પૂર્વોક્ત સભામાં જે નિર્ણયો થયલા તે નિર્ણયોએ રાજકર્તાઓને ભીત જ ભૂલાવેલી એમ કહી શકાય મતલબ કે, મુબઈવાળી આ પ્રાથમિક સભાએ કરેલ નિર્ણયને પરિણામે દેશીય રાજ્યોના ઇતિહાસક્ષેત્રમા નવાકુરો ફૂટેલા અને રાજદ્વારીય પરિવર્તન થવાનો આરંભ પણ થઇ ચૂકેલો એમ કહી શકાય. ધીમે ધીમે એ નરેંદ્રમડળ રૂપી વૃક્ષ ફાલવા માંડેલુ અને અંતે અમુક વર્ષોના વ્હાણા વાઇ ગયા પછી સ્વ૦ મહારાજા જામસાહેબ રણજિતસિંહજી જેવા રાજકર્તા પોતાને ઘેરી રહેલ મોહનિદ્રામાથી જાગીને, બ્રિટિશ સામ્રાજ્યવાદી સરકારેમ ઉપરાજ લોર્ડ વિલિંગડન સમક્ષ, નરેંદ્રમડળની બેઠકમા પોતાનો અભિપ્રાય દર્શાવવાને પ્રવૃત્ત થયલા ત્યારે એઓશ્રીને એ સરકારેમની

* સ્વ૦ બક્ષી કલ્યાણરાયજીએ આ ચરિતલેખક ઉપર, તે વખતે લખેલ પત્રને આધારે લખેલી છે.

અપ્રીતિ-જોહુકમી નીતિનો સ્વાદ ચાખવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ ગયલો પણ હતો ! આ પ્રમાણે જૂની ઢબની રાજવિદ્યાના ઉપાસકો જેવા ગણાયલા પુરૂષોત્તમરાયજી, કલ્યાણરાયજી આદિ રાજદ્વારીય પુરૂષોએ જે આગાહી કરેલી હતી તે અંતે ખરી પડેલી પણ હતી. લોર્ડ વિલિંગ્ડનના સમયમાં નરેંદ્રમંડળની જે બેઠકમાં કે. મહારાજા રણજિતસિંહજી સંબંધે જે ઘટના થયલી તે એટલી તો સર્વવિદિત છે કે તે પરત્વે અમે અધિક લખવાનું ઉચિત ધારતા નથી. તથાપિ તેના સારાંશ રૂપે એટલો તો નિર્દેશ કરવું જ કે, આ ઘટનાનો પડઘો છેક ઇંગ્લાંડમાં-પાર્લામેંટમાં પણ પડેલો હતો અને લોકમુખે તે એક અસામાન્ય ચર્ચાનો વિષય પણ બની ગયલી હતી. દેશીય રાજ્યોના કે રાજકર્તાઓના ગૌરવની, તેમના સાચા હિતાધિકારોની નેમજ રાજાની સંસ્થાના અસ્તિત્વને ઉપકારક માની તેની રક્ષા કરનારી તથાપિ વર્તમાન કાળની ભાવના પ્રમાણે જૂની ઢબની ગણાઇ અળખામણી બનેલ મુત્સદ્દીગીરીને કહેવાતાં લોકશાસિત રાજ્યતંત્રો સ્થાપવાના અભિલાષ સેવનાર આપણા આ જમાનામાં ગ્રાહ્ય રાખવામાં આવે કે ન આવે એ એક સિદ્ધાંતભેદસૂચક વાત છે; તથાપિ કહેવાતા લોકશાસિત તંત્રો તેમના ઘડતરમાં રહેલ અનિષ્ટોને લીધે જેમ સર્વથા અને સદાકાળ લોકહિતસાધક નહિ રહે એ વાતનો ઇનકાર થઇ શકે તેમ નથી તેમ પૂર્વોક્ત પ્રાચીન રાજવિદ્યાને આધારે થતા રહેલા આપણી જૂની સંસ્કૃતિથી પુષ્ટ બની રહેલી મુત્સદ્દીગીરીના પ્રયોગોને પણ આપણે સર્વથા અને સદાકાળને માટે વર્જ્ય ગણી બેસીએ તો તે વાત પણ ઉચિત ગણાશે નહિ. રાજવિદ્યા જ્યારે સર્વભોગ્યા વેશ્યાનું રૂપ ધારી બેસે છે ત્યારે તેમાં સદાચાર હોવાનું ભાગ્યે જ મળવે. રાજ્યાધિકાર મેળવવા અને મેળવ્યા પછી તેનો ન્યૂનાધિક લાભ લેવાની કે પોતાના પ્રિયજનોને આપવા અપાવવાની લાલસામાંથી કોઇ મુક્ત રહી શકેલું નથી જ. તેમ વળી તેવી લાલસાને તૃપ્ત કરવા માટે શક્ય તેટલા ઇષ્ટાનિષ્ટ પ્રયોગો, લોકમતાધીન શાસનતંત્રવાળાં રાજ્યોમાં, રાજ્યાધિકારના લોભીઓ પોતે લોકસેવકો હોવાનો દંભ કરીને, લોકમાનસને પોતાના તરફ મરડવાને અગર તો પ્રાપ્ત થયલ અધિકારને પકડી રાખવાને પ્રયોગો નથી કરતા એમ પણ કોઇથી કહી શકાશે નહિ. જો રાજશાસ્ત્ર એકંદરે લોકમાનસને દૂષિત થવાના પ્રસંગો વધારે સંખ્યામાં આપે તેને અમે તો, આ નવધર્મશાસ્ત્રની દૃષ્ટિએ સર્વથા ગર્હણીય ગણીએ છીએ. માનવ ગણ ભૌતિક વિષયે ગમે તેટલો જ્ઞાનસમૃદ્ધ બનેલો હશે અને બનશે; તોપણ એટલું તો નિઃસંદેહ છે કે, તે તેની પોતાની ભૌતિક ઉત્કૃષ્ટતાના ઢાંકણ હેઠળ એવોને

એવો એમ દરે વિકારયુક્ત રહેતો આવેલો છે અને રહેશે એમ કહી શકાય છે ધાતુ ઉપર ચઢાવાયલો ઢોળ ઘસાઇ જવાનો વારો આવતા ધાતુ તેના અસલ રૂપમા દેખાયા વિના રહેશે નહિ બધા મનુષ્યોને સર્વથા સમાન બુદ્ધિસામર્થ્ય વાળા કે સમાન સદાચાર સંપત્તિવાળા કલ્પી લેવા અને તેમના ઉપરછલા મનોની બહુતાને કે ઝુંધતાને સપ્રાણ ગણી તેને પ્રાધાન્ય આપનારી રાજનીતિમા સદાચાર તથા સ્થિરતા અને તે ઉભયને પરિણામે ચિરંજીવી શાંતિસુખની પ્રાપ્તિ થવાને અવકાશ રહેતો હોય એમ સંભવતુ નથી

ઉપર પ્રમાણે આપણા આ કથાપુરૂષની વિચારસરણી હોય એવુ તેમના જીવન ઉપરથી અમે અનુમાની શકેલા છીએ તથાપિ એવી એ વિચારસરણી ઉપરથી આપણે એમ સમજવાનુ નથી કે, રાયજી સાહેબ જમાનાને અનુકૂળ ફેરફાર જૂની ઢબના પણ રોગિત જણાતા શાસનતંત્રમા કરવાના વિષયે જડતા ધરાવનાર રાજપુરૂષ હતા એમની રાજનીતિ કેવળ યુરોપીય સંસ્થાઓનુ અનુકરણ કરનારી કે સાર્વભૌમ બ્રિટિશ સરકારની પ્રીતિ મેળવાવ-નારી ન હતી એ વાત જેમ સાચી છે તેમ તે પોતાથી સેવાતા રાજ્યમા પ્રવિષ્ટ થઇ બેઠેલા રોગને હરનારી તેમજ રાજ્યદેહને રોગગ્રસ્ત થવાનો વારો બનતા સુધી પાછો ન આવે એવે પ્રકારે તેને ઉન્નત કરાવનારી પણ હતી આમ હોઇને તેમણે આપણા પ્રાચીન નીતિશાસ્ત્રના મૂલાધાર રૂપ સિદ્ધાંતેનુ સુષ્યત અવલંબન કરીને ગજાની સંસ્થાને આબાદ રાખવા તથા તેને બને તેટલા પ્રમાણમા પ્રજારંજક નિયમનિષ્ઠાવાળી ઘડતા જવાના પ્રયાસો કરેલા હતા જનસમાજને પોતાને અનુકૂળ થાય એ માર્ગે તેને સ્વતંત્રતાપૂર્વક વિકસવા દેવો કે રાજ્યે તેને પોતાની નીતિને અનુસરતી ઢબે વિકસાવવો આ પ્રશ્ન એક કોયડા જેવો છે છતા એ પરત્વે એમ તો કહી શકાય કે રાજ્ય જ્યારે સમાજજીવનને ઘડવાનુ કામ પોતાના હાથમા લઈ બેસે છે ત્યારે તે લોકોની સ્વતંત્રતાનુ હારક નથી બનતુ એમ તો કહી શકાશે નહિ આમ હોઇને પુરુષોત્તમસિંહજીએ વેગી બનીને યુરોપીય નીતિશાસ્ત્રને અનુસરવાનુ સાહસ ન કરતા શાસનતંત્રમા સમયોચિત તથાપિ આવશ્યક ફેરફાર કરતા રહેવાની નીતિ અખત્યાર કરેલી હતી મુંબઇમા રાજકર્તાઓની પૂર્વોક્ત સભા મળી ગયા પછી એમણે પોતાને માટે 'એક અનુભવી ની મંત્રણા રાખીને પોતાના કેટલાક રાજદ્વારીય વિચારોને એક 'વિનતિ' રૂપે સંકલિત કરી એ પત્ર દ્વારા પોતાને ઠીક લાગ્યા પ્રમાણે રાજકર્તાઓ તથા અમાત્યોને લખી જણાવેલા હતા એ પત્ર નીચે મુજબ લખાયલા છે—

## "राजकर्ताओ तथा अमात्यमंडळने विनति."

---

'હાલના સમયનું પરિવર્તન, ભુતકાળને મુકાબલે, બહુજોર અને વેગથી દાયકાની મુસાફરી એક વર્ષમા કરે છે.'

મુખ્ય વાતમાં જૂના રીવાજ અને માન્યતાને બાજુએ મુકી રાહુરંક સર્વને ન્યાય સુખ તથા સગવડ સરખી રીતે મળે તેની જ ઉત્કટ અભિલાષા થઇ છે અને સમયની પસંદગી પ્રમાણે તેની સ્થાપના થવા માંડી છે.'

તેથી આધુનિક સર્વોપરિ રાજ્યને પણ લોકોના અવાજ સામે જોવું પડે છે અને તેમાં લોકો ધનિકોનું તો શું પણ વંશપરંપરાના બાદશાહ જેવી ઉંચી સ્થિતિની ધણી જોગવગ વ્યક્તિઓનું સ્થાનવટીક રહેવા દેતા નથી, એટલે સુધીના બનાવો નજરે જોવાય છે.

આ સમયને બધણેમતા થવામાં પાછળ રહેનારથી પૂર્વની તથા હાલની સ્થિતિ ટકાવી શકાશે નહિ એ વાત નાનામોટા સર્વે રાજાઓએ, તેના સત્તાધિકારીઓએ અને શ્રીમંતોએ પોતાની ચક્ષુઓનાં સઘળાં દશ્યોમાં અગ્રભાગે જોયાં કરવી જોઇએ, અંત:કરણમાં કોતરી રાખવી જોઇએ અને કોઈપણ વખત ખોયા વગર અમલમાં મુકે જવી જોઈએ.

સમયનો પ્રચંડ વેગ મનોવેગથી પણ વધુ ઝડપવાળો બળવાન છે, અને તે વધુમા વધુ સાધનશક્તિવાળા, બહુ લાંબા મુદ્દતના જામેલા ચક્રવર્તી (સામ્રાજ્ય ભોગવતા) માણસને પણ એક ક્ષણમાં, મખેદાશ્ચર્ય કરાવે તેવી રીતે પાછળ મુકી દે છે, પાડી દે છે એટલું જ નહીં, પણ ને હતો ન હતો દેખાડી દે છે.'

તેવીજ રીતે નાનામાં નાનો અને નબળામાં નબળા માણસને સશક્ત બનાવી પાડેલાની જગાએ આગળ મુકે છે એવી कर्तुंम् अकर्तुंम अने

अन्यथाकर्तुम् શક્તિવાળા સર્વશક્તિમાન પરમેશ્વરની ચિત્રવિચિત્ર ભાસવાળી માયારચનાને પરાણે અધીન થવાનો વખત આવવા દેવો તેના કરતાં તે પ્રથમથી સમજીને ખુશીથી અધીન થઈ જવું એ જ ઉત્તમોત્તમ અનુકરણ છે.

બહુ થોડા સમય ઉપરના ભૂતકાળમાં સત્તાસમૃદ્ધિથી ઘણા મોટા અને બળવાન ગણાતા હતા તે રશિયાના એમ્પરર ઝાર અને જર્મનીના એમ્પરર કેસરના દૃષ્ટાંત સર્વની દૃષ્ટિ આગળ તરી રહ્યા છે તેમાંના ઝારે વખતસર કરવું જોઈએ તે ન કર્યાથી અને કૈસરે સમયને અધીન થયાથી જે પરિણામ આવ્યું તે કોની જાણ બહાર છે? તે દાખલા હંમેશા બોધના ગ્રાહકને ઉપદેશ આપતા રહેશે જ.

અંધકાર, અન્યાય, જુલમ તથા મિથ્યાભિમાનની જગાએ પ્રકાશ, શુદ્ધ ન્યાય અને आत्मवत् सर्व भूतानिની દૃષ્ટિએ નિયમિત સર્વોત્તમ ચર્યા તથા કૃતિ પ્રત્યક્ષ રીતે દેખાએ જવા જોઈએ.

રાજસત્તા અને ધનસત્તાવાળાએ સમજવું જોઈએ કે,—સર્વને ન્યાય તથા સુખ આપવા માટે બનતું કરવા તેઓ બંધાએલ છે. તે જ તેનો ધર્મ છે, તે જ તેની ફરજ છે, અને તે જ તેની ઉત્તમ ચર્યા છે. તેમાં જ રાજ્યનું, પ્રજાનું, રાજાનું તથા રાજ્ય વહીવટ ચલાવનાર મંત્રીમંડળ વીગેરે સર્વનું હિત છે.'

મિથ્યાભિમાને તો તેના વ્યસનીઓનો નાશ જ કરાવ્યો છે અને એ ભૂલી જનારની જીંદગી પતંગીઆવત્ જ છે

સત્ય અને ન્યાયી વર્તનમાં સ્વાર્થની કે પ્રમાદની કાંઈ પણ ભુલથી વિલંબ કરવામાં જે અનિષ્ટ પરિણામ રહેલું છે તેનો ખ્યાલ અને વીચાર કરે જવો એ જ ડહાપણ છે અને એ જ બુદ્ધિચાતુર્ય છે

જે સુખ આપણને જોઈએ, અન્યાય અને અપમાનનું જે દુઃખ આપણને લાગે તે જ સામાને જોઈએ તથા લાગણી કરાવે ન્યાય અને સ્વભાવિક જરૂરીઆત માટે મર્દ માણસો સરખા જ હકદાર છે

આ વીચાર તથા આ લાગણી હરહંમેશ અંતરમાં તથા દષ્ટિ સમીપ રાખી તે પ્રમાણે કરી દેખાડનાર જ પૂજનીય અને મહાનમાં મહાન કહેવાય; બુધ્ધિમાન, ડાહ્યા, અનુભવી અને દીર્ઘદષ્ટિવાળા વજીરો તથા દીવાનોએ પણ આવું કરાવવામાં સાધનભૂત થવું જોઇએ.

કુશળ સુકાની અને ધીરવીર સેનાપતી પણ તે જ કહેવાય કે જે બચાવી શકે, ધારેલું કામ વખતસર કરી શકે, જિતી શકે અને જિતાડી શકે. આવા પુરુષો જ પુરૂષ છે.

રાજાસન શોભાવવા, રૈયતનું ખરું રક્ષણ કરવા, રાજ્યની ઉપજ આબાદી તથા જીંદગી વધારવા અને સાચી કીર્તિ તથા સર્વનો અંતઃ-કરણનો આશીર્વાદ મેળવવા માટે આ તત્વોની જ અનિવાર્ય અગત્ય છે.

કાળચક્ર આકાશ, પૃથ્વી અને પાતાળ એમ ત્રણે ભુવનમાં (ત્રણે લોકમાં) જ નહિ પણ અનંત કોટી બ્રહ્માંડોમાં એવા અકળ વેગથી ફરે છે કે તે સ્થિર જેવું દેખાય છતાં એકપળમાં અગણિત ફેરા ફરે જાય છે. કોઇને માટે તે અટક્યું નથી, અટકતું નથી અને અટકશે નહિ.

એવા અતી બળવાન કાળચક્રની સીનેમાં-ફીલ્મમાં એક જ દેખાવ જોનારના મન ઉપર સારામાં સારી અને કોઇ દીવસ ન ભુલાય તેવી અસર કરે છે, અને તે એ કે, એક તરફ માતાપિતા સ્ત્રી અને પુત્ર તથા બીજી તરફ પોતે જેના નોકર હોય તે અને ત્રીજી તરફ દુશ્મન સહિત સર્વને, પોતાનાં મન, વાણી તથા કર્મના એકીકરણે તથા સત્યાચરણે હિંમત તથા બહાદુરીથી ત્વરિત શુધ્ધ ન્યાયનો દાતા છે તેના સંખ્યાબંધ દાખલાઓથી સર્વના અંતકરણમાં ખાત્રી આપે જાય એવી દિવ્ય કોટીની શાખવાળું માણસ (પુરૂષ કે સ્ત્રી) જ દુનિયામાં અમર રહેલ છે રહેશે અને તેજ તેની યાદગીરીનો મહોટામાં મહોટો કીર્તિસ્તંભ છે.'

ઉપર બતાવાયલ પુરૂષોત્તમરાયજીના વિચારો તાત્વિક, અર્થઘન તથા સ્પષ્ટ અને ભારવાળી ભાષામા લખાયલ હોઇ અક્ષરશઃ મનનીય જ છે. જે

પોતાના કર્તવ્યની સિદ્ધિ દેખેની હતી અર્થાત ન્યાયકાર્યમા રાજકર્તા કે કાર્યભારીથી લેશ પણ અંતરાય નાખી ન શકાય, રાજકર્તા રાજ્યકોશનો નિરંકુશ સ્વેચ્છા મુજબ ઉપયોગ કરી ન શકે, રાજકર્તા તેને બાંધી આપાયલ આયભાગની મર્યાદામા રહીને પોતાનો ખાનગી વ્યવહાર ચલાવે તેમજ રૈયત માત્રને તેની સ્વાભાવિક જરૂરીઆતોને પહોચી વળવામા વિઘ્નકારક બને નહિ તેવા પ્રકારે શાસનકાર્યો થયા કરે એવા બધા પ્રકારનો પ્રબંધ પુરુષોત્તમરાયજીએ દૃઢતાપૂર્વક કરી તેનો અમલ પણ દૃઢતાપૂર્વક કરાવેલ છે આ બધી હકીકતનો આપણે જો આજની દૃષ્ટિએ વિચાર કરશુ તો એમના એ કૃત્યો એમને જેમ એક પ્રકારના ભવિષ્યજ્ઞાતાની પદવી અપાવી દે તેમ છે તેમ બીજી તરફ એમના એ બધા પગલા એ સમયની અને એ રાજ્યના સયોગોની તેમજ એમના ખુદના સ્વાર્થની દૃષ્ટિએ, એમના સાહસકર્મો રૂપ ગણવાને કોઇ પ્રેરાય એમ પણ બને પુરુષોત્તમરાયજીથી પ્રેરિત થતા રહેલ જૂનાગઢ રાજ્યના કાર્યભારી મડળને બ્રિટિશ સરકારના રાજદ્વારીય અધિકારીઓ તરફથી જે કેટલીક શાસન પ્રબંધ ઉત્કર્ષક સલાહ કે સૂચના મળતી રહેલી અને જેને પુરુષોત્તમરાયજીએ સમયદૃષ્ટિએ, રાજ્યહિતસાધક માની સફળ પણ કરેલી હતી તે જ સલાહ કે સૂચનાની સફળતાનો અવળો અર્થ કરી બતાવીને એજ બ્રિટિશ સરકારના રાજદ્વારીય અધિકારીઓએ રાજકુળને ભમાવેલુ અને પુરુષોત્તમરાયજી સામે ઉશ્કેરી મૂકેલુ એ હકીકત એટલી તો દ્વેષાત્મક અને ઘૃણાપાત્ર છે કે, તે બ્રિટિશ સરકારની રાજનીતિને ઇતિહાસને પાને કલકિત દેખાડયા વિના રહી શકે તેમ નથી એ છતા એટલુ પણ ખરૂ છે કે, પુરુષોત્તમરાયજીએ જૂનાગઢ રાજ્યના હિતાર્થે શાસન પ્રબંધ રચવાને અંગે જે પગલા ભરેલા હતા તે વાસ્તવિક તો હતા જ અને એ પરત્વે બ્રિટિશ સરકારે એમની પ્રશંસા પણ કરેલી છે પુરુષોત્તમરાયજીએ જે ઢબે જૂનાગઢ રાજ્યનુ શાસનતત્ર ઘડેલુ હતુ તે ઢબે તે જ સમયે આપણા કાઠિયાવાડના બીજા રાજ્યોએ એટલે કે રાજ-કર્તાઓ તથા કાર્યભારીઓએ હિંમત અને બહાદુરીથી પોતાના શાસનતત્રોને ઘડેલા હોત, તો આજે દેશીય રાજ્યોની રૈયતમા જે પ્રકારનો અસતોષ, સક્ષોભ અને વિપ્લવકારી ભાવ ઉપસ્થિત થઇ આવીને રાજાની સસ્થા તરફ કુદૃષ્ટિ કરાવી રહેલ છે તે થવાનો પ્રસગ કદાચિત જન્મ પામત પણ નહિ અને

## પ્રકરણ ૧૯ મું

### પુરુષોત્તમરાયજીનું મિત્રમંડલ તથા સ્વજનમંડળ.

---

૧

પુરુષોત્તમરાયજીના મિત્રમંડળનો વિસ્તાર માપવાનું કામ, આપણે ધારીએ તેટલું સહેલું અને ટુંકું નથી એમના એ મિત્રમંડળને આપણે ત્રણ વર્ગમા વિભક્ત કરવું પડશે. પહેલા વર્ગમાં એમના સમયના જૂનાગઢ રાજ્યના એટલે કે સોરઠમાંના મિત્રોનો સમાવેશ કરીએ તો બીજા વર્ગમાં તે સમયના બાકીના આખાય કાઠિયાવાડમાંના તેમના મિત્રોને સ્થાન આપી શકાશે, અને ત્રીજા વર્ગમાં કાઠિયાવાડ બહારના પ્રદેશોમાંના તેમના મિત્રોને આપણે ગોઠવી શકશું. આ પ્રકારના તેમના મિત્રમંડળના પરિધિમાં સમાવિષ્ટ થઈ રહેતા બહુસંખ્યક વિવિધ જાતિ જ્ઞાતિના હિંદુઓ, મુસલમાનો, પારસીઓ અને યુરોપીય ગૃહસ્થોની મ્હોટી મ્હોટી નામાવલિઓ અચૂક રચવી પડે બીજાને માટે બને તેટલુ સારૂં કરી છૂટવું એ તેમના જીવનનું પ્રધાન લક્ષણ હતું એટલે એમણે પોતાના રાજ્યાધિકારના કાળમાં અને તે પછી પણ પોતાના ઉત્તરજીવનમા તન, મન અને ધનથી શક્ય તેટલો પ્રયાસ કરીને બીજાઓને મદદ આપી ઉન્નત કરવાની પ્રવૃત્તિને લેશ માત્ર પણ શિથિલ થવા દીધેલ નહિ અને તેને પરિણામે તેમનો દેહાંત થયો ત્યા સુધીના દિવસ સુધી તેમનું ઘર નાના મ્હોટા ગૃહસ્થો તથા તેમની મદદ લેવાની ઇચ્છા રાખનારાઓની યાત્રાનું ધામ બની રહેલુ પણ હતુ રાજ્યાધિકારથી ઉતરેલા નાના-મ્હોટા અનેક ગૃહસ્થોના ઉત્તરજીવનો અમે જોયલાં છે આવા ગૃહસ્થોને ત્યા જનારાઓની સંખ્યા અલ્પતમ બની જાય છે ત્યારે તે પ્રકાર વિવિક્ત

થતું તેમનું જીવન તેમને કેટલા મહોટા પ્રમાણમાં નીરસ અને દુઃખકર થઈ પડે છે તે અગર તો તેમને પોતાના તેવા વિવિક્ત જીવનને થોડોક પણ ઉલ્લાસ પમાવવાને માટે જે વલખાં મારવાં પડે છે અને તેમ કરવાથી થતી પોતાના સ્વમાનની ક્ષતિનો જે કડવો ઘુંટડો ગળે ઉતારી પોતાના મળતાવડા-પણાનો દેખાવ કરવો પડે છે તે વગેરે અમારા અનુભવની બાબતો છે; અને તેથી અમે કહીએ છીએ કે, પુરુષોત્તમરાયજી જો કે રાજ્યાધિકારહીન બની ગયલા હતા, રાજ્યથી જો કે તેઓ અપરાધી પણ ઠરાવાઇ ચૂકેલા હતા અને પૈસે ટકે જો કે તેઓ ઘસાઇ ગયલા હતા, એ બધું હતું છતાં એમનું ઉત્તર-જીવન એમને જેટલા પ્રમાણમાં અરસિક તથા નિસ્તેજ બનાવનારું નીવડવું જોઇએ તેટલું નીવડેલું નહિ તેમ વિષાદની છાયા તેમની ઉત્ફુલ્લતાને હરી શકેલી પણ નહિ. પરિચય-સાધારણ ઓળખાણ-અને સ્નેહઃ એ બે વચ્ચે મહોટા ફરક રહેલો છે. સ્નેહની સંસક્ત તથા વિશ્વસનીયતા પરિચયમાં સંભવતી નથી. રાજ્યકાર્યભારીનું પદ ભોગવનાર પુરૂષ બહુસંખ્યક લોકોનો પરિચય ધરાવી શકેઃ પરંતુ એવો એ રાજ્યકાર્યભારી પોતાને પરિચિત હોય એવા બહુસંખ્યક લોકોમાંથી ગણ્યાગાંઠ્યા લોકોનેજ પોતાના સ્નેહી-આપ્તજન રૂપે ગણી શકશે. આમ થવાનું કારણ એવું બતાવી શકાય કે, પદપદવીને લીધે ઉદ્‌ભવતા સંબંધો ઘણે ભાગે સ્નેહાભાસાત્મક હોઇને પદપદવીના લોપ સાથે જ તે લુપ્ત અગર લુપ્ત જેવા બની ગયા વિના રહેતા નથી. આ એક લોક-સ્વભાવસિદ્ધ સત્ય છે. તેમાં વળી પુરુષોત્તમરાયજી તો સામાન્યત. એક જૂની ઢબના કલ્પાતા રાજ્યના અને જૂના સંપ્રદાયની રાજનીતિવાળા દૂરથી દેખાતા રહેલા; એટલું જ નહિ, પરંતુ બીજાઓ જે ઉમરે કાર્યભારીને પદે વિરાજવાને ભાગ્યશાળી બને છે તે ઉમરે તો તેમણે સત્તાવીશ વર્ષો સુધી કાર્ભાર કરીને તેનો ત્યાગ પણ કરી દીધેલો હતો અને તેમ કર્યા પછી પણ પોતાની ગુરૂતાને-પોતાની જાતને-લોકસમક્ષ તરતી રાખવાના લોભથી તેમણે બીજા કોઈ રાજ્યની સેવામાં પ્રવેશ કરવાનો અભિલાષ સરખો પણ રાખેલો નહિ. આવા સંયોગમાં તેઓ જો જનસમાજ રૂપી મહાસાગરના તળમાં, શુક્તિપુટમાંના મોતીની પેઠે, પડી રહી અદૃશ્ય-અલક્ષ્ય-જેવા બની ગયા હોત તો તે પ્રમાણે બનવાનું સંભવિત જ હતું. પરંતુ એમના સંબંધમાં જે બનેલું છે તે પૂર્વોક્ત હકીકતથી વિરુધ્ધ રૂપનું જ બનેલું છે. એઓ પોતે જૂનાગઢમા શ્રેષ્ઠ રાજ્યાધિકારી હતા તે સમયે તેમના મિત્રમંડળ પરત્વે જે કોઇએ જે કલ્પના કરેલી હશે તે કોઇએ, તેઓ કાર્યભારીપદેથી ઉતારીને કેવળ પદપ્રભાશૂન્ય નિવૃત્તિપરાયણ જીવન ગાળવાને

મંડી પડેલા હતા ત્યારે તેમના મિત્રમંડળના વિસ્તાર પરત્વે ખરો ખ્યાલ લેવાનો પ્રયાસ કર્યો હશે તો, તેવા પ્રયાસીને પોતાની પૂર્વકલ્પના અચૂક ખોટી કે નિરાધાર દેખાયા વિના રહી પણ નહિ હોય. વસ્તુતઃ પુરુષોત્તમરાયજી જૂનાગઢ રાજ્યની હદમાં જેટલી સંખ્યામાં મિત્રો ધરાવી રહેલા હશે તેના કરતાં અનેકગણિત સંખ્યા તેમના નિષ્કામ પરદેશીય મિત્રોની હતી, અને તેને પરિણામે તેઓ પોતાના કાર્યની સિદ્ધિ કરવાની બાબતે ઉપકારક થઇ પડે તેવી પરંતુ બીજાને અલભ્ય થઇ રહે તેવી પોતાના કામને લગતી બાબતોની માહિતી પણ અમેય સ્થાનોમાંથી મેળવી શકેલા હતા. મતલબ કે, પુરુષોત્તમરાયજીના હાથમાંથી રાજ્યાધિકાર સરી ગયલો હતો છતાં તેમનું જીવન શુષ્ક–નીરસ કે વિષાદમય–બની ગયલું નહિ તેનું કારણ ગોતી કાઢવાનું કામ અઘરું નથી. રાજ્યકાર્યભારી તરીકે તેમને જેટલું શુભ કરવાનું શક્ય હતું તેટલું નિષ્કામનાથી એટલે કે રાજ્યાધિકાર પોતાના હાથમાં કાયમ રહે એવા લોભથી કે રસથી રહિત બનીને કરેલું હતું. અને તેથી કરીને, રાજ્યાધિકાર ભ્રષ્ટ બનતા રાજપુરુષો કાર્યભારીઓ વગેરેમાં જે પ્રકારની મ્લાનતા–નિષ્પ્રભતા–નો ઉદ્દભવ થઇ આવે છે તે તેમનામાં ઉદ્દભવી શકેલ નહિ તેમ વળી કેટલાકને જેમ 'પગણે' સરલ બનીને પોતાની નષ્ટ થયલ મહત્તાને ઢાંકવી પડે છે તેમ તેમને કરવું પડેલ નહિ; એટલું જ નહિ, પરંતુ જૂનાગઢમાંના પોતાના સ્વજનો તથા સ્નેહીઓને છોડીને તેઓ મુંબઇ તેમજ રાજકોટમાં રહેતા બની ગયલા હતા તે છતાં તેમને પ્રકાશમાંથી અંધકારમાં જઈ પડયા જેવી લાગણી બીલકુલ ન થતાં, પોતે જાણે કે પોતાના ઘરના અલ્પપ્રકાશવાળા ખંડમાંથી નીકળી બહુ પ્રકાશમય પ્રાંગણમાં જઈ બેઠેલા હોય એવું પણ તેમને લાગી રહેલું હતું. આમ થવાનું કારણ એ હતું કે, તેમણે પોતાના પૂર્વજીવનમાં પરદેશ વિશે એક મહામિત્રમંડળ પ્રથમથી જ રચતા રહેવાનો કાર્યક્રમ પાળેલો હતો. આમ હોઇને જેવા તેઓ જૂનાગઢ છોડી મુંબઇમાં જઇ વસેલા કે તરત જ તેઓ ત્યાંના મહાનાગરિક જીવનમાં ઓતપ્રોત થઇ શકેલા હતા. આ વખતે મુંબઇના સિંહ અગર બીજા હાકેમની ઉપમાને પામી રહેલ સર ફીરોઝશાહ મહેતાના નેતૃત્વ નીચે ના૦ ગોપાલ કૃષ્ણ ગોખલે, સર ભાલચંદ્ર ભાટવડેકર, સર ચિમનલાલ સેતલવડ, સર દીનશાહ એદલજી વાચ્છા, શ્રીયુત દામોદર ગણેશ પાધ્યે, સર નારાયણ ચંદાવરકર, સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી, સર લલ્લુભાઈ સામળદાસ, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, સર ઇબ્રાહીમ રહેમતુલા, સર સ્ટેન્લી રીડ, પાકીસ્તાન સ્થાપનાર બેરિસ્ટર ઝીણા, ચ. દયારામ હજારી વગેરે અનેક મહાજનો દેશોદ્ધારક પ્રવૃત્તિ કરવામાં લીન થઈ

રહેના હતા એટલે સ્વાભાવિક રીતે પુરુષોત્તમરાયજી પણુ ધીરેધીરે, પોતાના આવા બધા મિત્રોને સંગે વિવિધતાવાળા વિશાળ જીવનનો લ્હવો લેવામા વિના તકલીફે પ્રવૃત્ત થઈ શકેલા હતા સમાનશીલતા વિના સાચી મૈત્રી સંભવતી નથી એ સુત્રને આધારે આપણે એમ કહી શકીએ કે પૂર્વોકત મહાજનો અને પુરુષોતમરાયજી એ બે વચ્ચે રાજદ્વારીય ભાવનાનું જે સામ્ય હતુ તેને લીધે તેઓ એ નર શ્રેષ્ઠોના હૃદયમા સરલતાથી સ્થાન મેળવી શકેલા હતા વળી અનેક શેઠીઆ શાહુકારો તથા ઉદ્યોગપતિઓ તેમજ મુંબઈના અનેક વર્ગો તથા વૃત્તિના નાનામહોટા બીજા બહુસંખ્ય ગૃહસ્થો સાથે પણ પુરુષોત્તમરાયજીએ એવો તો સંબંધ પ્રથમથી જ કેળવી રાખેલો કે, પૂર્વોકત મહાજનોના સંગથી તેમને સાર્વજનિક જીવન ગાળવાની બાબતે જેમ મહોટી અનુકૂળતા મળી આવેલી હતી તેમ કેવળ ગ્રહસ્થજીવન ગાળવાની બાબતે પણ તેમને આવશ્યક અનુકૂળતા સુસાધ્ય બની ગયલી હતી,

વિ૦ સં૦ ૧૯૦૪ના અંત ભાગે અમે પોતે અમારી વિદ્યાર્થી અવસ્થામા મુંબઇ જઇ તેમને ત્યા ઉતરેલા હતા એટલે તેમની સાથેના અમારા એક માસ સુધીના પહેલા પરિચયને પરિણામે અમને તેમના જીવનનો જે અનુભવ મળેલો તેને આધારે અમે કહી શકીએ છીએ કે, દરરોજ પુરુષોત્તમરાયજીની મુલાકાતે આવનાર વિવિધ કોટીના ગૃહસ્થોની સંખ્યા એટલી તો મહોટી રહેતી હતી કે, એમની સાથે નિરાંતે બેસી વાર્તાલાપ કરવાનો અવકાશ અમને બહુ જ થોડો મળતો હતો મુંબઇના મહાજનોને ત્યા ઉજવાતા ભવ્ય લગ્નાદિ શુભ પ્રસંગોએ આમંત્રિત થતા નાયજી સાહેબ તેમને ત્યા જતા ત્યારે અમે પણ તેમની ભેળા જતા હતા અને તે પ્રસંગે એમને જે અપૂર્વ સન્માન અપાતુ હતુ તે અમે પ્રત્યક્ષ અનુભવેલુ પણ છે એવા પ્રસંગોએ અમે એમને 'જૂનાગઢનો નવાબ' એવી ઉપમાથી ઓળખાવાતા પણ જોયલા છે ! સ્વદેશમા પ્રાપ્ત થયલ ઉચ્ચ રાજ્યાધિકારવાળા સમયમા જે તે પુરુષ પૂજાય તેમા નવાઇ નથી પરંતુ એવો પુરુષ એવા પદથી ભ્રષ્ટ થયા પછી પરદેશમા પૂજાતો બની જાય ત્યારે તેનામા કોઇ અસાધારણ વિભૂતિ રહેલી છે એમ સૌ કોઇએ કબૂલ કરવું પડે જ વળી નાના મહોટા રાજકર્તાઓ રાજ્યકાર્યભારીઓ, દરબારો તેમજ દેશીય વિદેશીય મહાજનો મુંબઇની મુલાકાતે આવતા રહેતા હતા એટલે પણ એમની સાથેના જુના સંબંધો તાજા કરવાની અને પ્રસંગવશાત્ નવા સંબંધો બાધવાની તક પુરુષોતમરાયજીને મળ્યા જ કરતી હતી તેમા વળી જૂનાગઢ

રાજ્યમાંના તેમના વિદ્વેષીઓનાં કારસ્તાનોથી તેમના ઉપર જે પ્રહારો થતા ગયલા હતા તેને લીધે વર્તમાનપત્રોમાં જે લેખો આવતા અને જે ચર્ચા જાગતી તેને પરિણામે, આ પ્રહૃત થતા કાર્યભારીને ઓળખવા માટે પણ ઘણાઓને કુતૂહલ થઇ આવતાં તેવાઓ કોઇપણ મિષે તેમને મળવાને દોડી જતા હતા, અને તેનું ફળ એ આવેલું કે, એમને જે પ્રકારની મદદની જરૂર પડતી હતી તે તેઓને સુલભ થઈ પડેલી હતી. પરંતુ આ પ્રકારે મુંબઈ તેમને જેમ ઉપકારક થયલું હતું તેમ બીજે પ્રકારે એમને એમનો મુંબઇ–નિવાસ કેટલાક પ્રમાણમાં હાનિકર નીવડેલો પણ હતો એમ કહી શકાય. આર્થિક દૃષ્ટિએ મુંબઈ નિવાસ તેમને મોંઘો પડેલો કારણ કે તેમની આવકનાં મૂળો જુનાગઢ રાજ્યે કબ્જે કરી લીધેલાં હતાં. પરંતુ સમયાનુરૂપ જીવનપ્રણાલી ઘડવામાં પુરુષોતમ-રાયજીને પોતાની મહોટાઇ આડી આવતી નહી એટલે બે ઘોડાની ગાડી પછી એક ઘોડાની ગાડી અને તે પછી ટ્રામ અને પ્રસંગ પ્રમાણે પગનો ઉપયોગ કરવાની હદે તેઓ પહોંચી ગયલા છતાં એ દશાંતરને લીધે એમને ઝાંખા પાડી દીધેલા નહી એ હકીકતને આપણે તેમના સ્વભાવની અવિશેષક ગણી શકીએ. મુંબઇ–નીવાસે તેમને જે બીજી હાનિ (જો તેને હાનિ ગણીએ તો) કરેલી તે એ કે, તેઓ પોતાના મિત્રો અને સંબંધીઓ કે જેઓ હિંદીરાષ્ટ્રીય મહાસભા (નેશનલ કોંગ્રેસ)ના અગ્રેસરો તથા સભ્યો હતા તેમની સાથે બેસતા ઉઠતા હતા અને વળી મુંબઇમાં તેમજ અન્ય સ્થળે ભરાતી રાજદ્વારીય સભામાં હાજરી પણ આપતા એ કારણે એમની પ્રવૃતિ બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાને અણગમતી થઇ પડેલી પણ ખરી. પુરૂષોતમરાયજીની પ્રવૃતિનો ઝોંક રાષ્ટ્રીયતા તરફ હતો એમ આપણે વિના સંકોચે કહી શકીએ છીએ. એમના રાષ્ટ્રવાદે જ એમને જુનાગઢ' રાજ્યની સ્વતંત્રતાને માટે બ્રિટિશ સરકાર સામે રાજદ્વારીય યુધ્ધો લડવાને પ્રેરેલા હતા એટલું જ નહિ પરંતુ બદરદીન તૈયબજી, અબ્દુલ્લા મેહેરઅલી, ફીરોઝશાહ મહેતા વગેરે મહાસભાવાદીઓને જુનાગઢ રાજ્ય સાથે સંબંધ રાખવાને પણ તેઓ પ્રવૃત થયલા હતા, આમ હોઇને મુંબઇની બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું પુરુષોતમરાયજીને સરકાર વિરુધ્ધ પક્ષના ગણી લે તેમાં નવાઈ ન હતી. તેમાં વળી જુનાગઢ રાજ્યને બ્રિટિશ વાલી વહીવટ હેઠળ મુકાવાનો વારો આવેલ હતો એટલે પછી ત્યાંનો બ્રિટિશ વાલી વહીવટદાર તેમજ કાઠિયાવાડ એજન્સી કોઇ પણ માર્ગે પુરૂષોતમરાયજીને જુનાગઢ રાજ્યનાં સબંધમાં આવવા ન દેવાના કારસા રચી રહેલ અને તે એટલે સુધી કે, એ વખતે સંભળાતું હતું તે પ્રમાણે, પુરુષોતમરાયજીને મુંબઇ સરકારમાં "કાઠિયાવાડના તિલક" ગણાવી દેવાનો પ્રયાસ

પણ તેમણે કરેલો હતો. આ વાત સાચી હો કે ન હો. પરંતુ ઇન્સાફ મેળવવાના પ્રયાસમાં પુરૂષોત્તમરાયજીને નિષ્ફળ કરવા અને તેમ કરીને તેમને જૂનાગઢથી અલગ રાખવા માટે જે બહુવિધ અંતરાયો જૂનાગઢના બ્રિટિશ વાલી-વહીવટદારે, કાઠિયાવાડ એજન્સીએ તથા મુંબઇ સરકારે ઉપસ્થિત કરેલા હતા તે જોતાં એમને ગમે તેવા કાળા આલેખવાનો પ્રયાસ ન થયલો હોય એમ કલ્પી શકાતું નથી: એટલું જ નહિ, પરંતુ જો બ્રિટિશ રાજદ્વારીય અમલદારોએ એમને, ખરેખર, 'તિલક'જ ગણાવેલા હોય તો, આપણે કહેવું જોઇએ કે, એમને એવા ગણાવ્યાથી એ પ્રબળ સરકારના અમલદારોએ પુરૂષોત્તમરાયજીને વસ્તુતઃ અધિક ઉજ્જ્વળા બનાવેલા પણ છે; કારણ કે તિલક મહાશયની લડત જેમ હિંદુસ્તાનને સ્વાધીનતાવાળું સ્વરાજ ભોગવતું કરવાની બાબતે હતી તેમ પુરૂષોત્તમરાયજી પણ પોતાથી સેવાયલા જૂનાગઢ રાજ્યની આંતર સ્વતંત્રતાને સુરક્ષિત રાખવાને માટે, એક અધૃષ્ય રાજદ્વારીય યોધની પેઠે જ બ્રિટિશ સરકારને નીતિક્ષેત્રમાં હંફાવી રહેલા હતા, એ વાત એમની જીવનકથા આપણને સ્પષ્ટ કહી આપ્યા વિના રહેતી નથી. બ્રિટિશ ખાલસા મુલકમાં રહીને એ પ્રબળ બ્રિટિશ સરકાર સામે રાજદ્વારીય યુધ્ધ ખેલનારને જે કેટલાક પ્રકારની મોકળાશ, સાધન સામગ્રી તથા અન્ય બુધ્ધિશાળી અને સમર્થ પુરૂષોની મદદ મળતી રહેતી હતી તે પ્રકારની મોકળાશ, સાધન સામગ્રી તથા મદદ દેશીય રાજ્યના કાર્યભારીને બ્રિટિશ સરકાર સામે યુધ્ધ ખેલવામાં મળી ન શકે એવી પરિસ્થિતિ જે સમયે દેશીય રાજ્યોને આવરી રહેલ હતી તે સમયે પુરૂષોત્તમરાયજી જેવા કાર્યભારી એકલે હાથે પોતાથી સેવાતા રહેલ રાજ્યને શકય તેટલા પ્રમાણમા સ્વતંત્ર તથા સમર્થ બનાવી દેવા તથા રાખવાને ઉધુકત રહીને, એક તરફ પોતાના સેવ્ય રાજ્યમાં ઘર કરી બેઠેલા રોગને નષ્ટ કરવા અને બીજી તરફ બ્રિટિશ સરકારની આક્રમકતાને ખાળવા એમ બે દિશામાં લડી રહેલા હતા એ જોતાં એમને આપણે 'તિલક' કહીએ તો તેખોટું ગણાશે નહિ.

એમના ઉપર ઓઢાડાયલ બનાવટી તહોમતનો પ્રપોટ મુંબઇ આદિ સ્થળોનાં અગ્રગણ્ય તમામ વર્તમાન પત્રોએ લેખમાળા પ્રકટ કરી કરીને ફોડી નાંખેલો એ એમના મુંબઈ નિવાસથી ઉદ્ભવેલ અનુકૂળ પરિસ્થિતિનું ફળ હતું, અને વળી તેમના ઉપર જે સીતમ ગુજરવામાં આવેલ તેણે સામાન્ય જનતાને તેમની બાજુ વધારે સહાનુભૂતિવાળી બનાવી દીધેલ એમ પણ કહી શકાય. કેટલીકવાર ભવાડો વરઘોડો થઇ બેસે છે એ વાતનું ભાન તેવા ભવાડાના

પ્રયોજકોને જડ્યું નથી એ વાતનો દાખલો આપણને આપણા આ કથાપુરુષ ભણી એમના શત્રુઓએ ચલાવેલ વર્તનથી મળી આવે છે. મતલબ કે, પુરુષોત્તમરાયજીની જે મહત્તા મનાયેલી હતી તેને તોડી પાડી તેમની પ્રતિષ્ઠાને નષ્ટ કરવાના દુષ્ટ ઇરાદાથી એમના શત્રુમંડળે જૂનાગઢના દરબાર મારફતે જે ભવાઈ ભજવેલી તેણે તો ઉલટા એ પુરુષોત્તમરાયજીને અધિક "મહાન" બનાવી દીધેલા એ વાત નિઃશંક છે. જૂનાગઢનો ત્યાગ કર્યા પછી પુરુષોત્તમરાયજીએ મુંબઈમાં રહેઠાણ કરી ન હોત તો, તેમના ઉપર આવી પડેલ વિપત્તિને પ્રસંગે જે અનુકૂળ સંયોગો ઉપલબ્ધ થવા પામેલા તે થાત નહિ અને થાત તોપણ તેમ થવામાં વાર પણ ઘણી લાગત. વ્યસનકાળમાં મૈત્રીને કસોટીએ ચઢવું પડે છે એટલે પુરુષોત્તમરાયજીના મિત્રો હોવાનો દાવો ધરાવનારાઓને એમના ઉપરની આફતે કસાવાનો પ્રસંગ આણી દીધેલો હતો. પૂર્વનિર્દિષ્ટ મહાજનો ઉપરાંત બીજા અનેક ગૃહસ્થો એમની મદદે આવી ઊભેલા હતા. આવા ગૃહસ્થોની પૂર્ણ નામાવલિ તો અત્ર રચી શકાય નહિ, પરંતુ એમનાં કેટલાક નામો અત્ર આપણે ગણાવી શકીએ. સોલિસિટર ભાઈશંકર નાનાભાઈએ પોતાની નિષ્ણાત બુદ્ધિનો લાભ ખાસ કરીને, પુરુષોત્તમરાયજીને આપીને તેમના ઉપર મૂકાયેલા તહોમતની કૃત્રિમતા ઉઘાડી પાડી આપેલી અને પંડિત શ્યામજી કૃષ્ણવર્મા કે જે પુરુષોત્તમરાયજીના કટ્ટર શત્રુ હતા તેમના સાળા બેરિસ્ટર કરમનદાસ છબીલદાસ કે જેઓ મુંબઈના એક પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ હતા તેમણે પણ આગ પ્રમાણમાં મદદ કરેલી હતી. આ ઉપરાંત અધ્યાપક જહાંગીર કુંવરજી કેયાજી, સોલિસિટર હરિ સીતારામ દીક્ષીત, બેરિસ્ટર વિશ્વનાથ પ્રભુરામ, ડૉ. ભાન્ડેકર, ડૉ. પોપટ પ્રભુરામ, રા૦ બાલાશંકર બાવાભાઈ રાજવૈદ્ય, સુજ્ઞ મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મુંબઈના પોલિસખાતાવાળા મિ૦ સ્ટોન, મિ૦ સ્મિથ અને અને મિ૦ પેન્ગીગરા, રા૦ બ૦ ચુનીલાલ હરિલાલ સેતલવડ, મુંબઈના એકવારના નગરપાલ શેઠ ધરમશી મોરારજી ગોકુલદાસ, શેઠ દ્વારકાદાસ ધરમશી, શેઠ દામોદર મુળજી, રા૦ બ૦ શેઠ વસનજી ખીમજી, શેઠ વીરચંદ દીપચંદ, મુંબઈ સરકારના એકવારના પ્રધાનામાત્ય શ્રીયુત ચોબલ, શેઠ ઉમર જમાલ, નવાબજાદા (મચ્છીનવાળા) નસરુલ્લાખાનજી, મુંબઈની વરિષ્ઠ ન્યાયાધીશીના રજિસ્ટ્રાર મિ૦ ગેડ્ડીસ, ખા૦ બ૦ જમશેદજી અરદેશર દલાલ, મગનલાલ ... આશારામ, શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ, રા૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, શેખ યાકુબ વઝીર મહમદ, મુંબઈ સરકારના એસોસિએટેડ ડાયરેક્ટર, મિ૦ દે નિમેન, મેસર્સ બેંકવાળા સર પોચખાનાવાળા વગેરે અનેક મહાપુરુષોની મિત્રતાનો લાભ અનેક માર્ગે

પુરુષોત્તમરાયજીને મળી શકેલ તે તેમના મુંબઇ નિવાસને લીધે જ. મુંબઇની પર્ચાળ રહેણીકરણી તથા પોતાની વિરૂદ્ધ જુનાગઢ રાજ્યે ઊપાડેલ ઝુંબેશનો પ્રતિકાર કરવામાં થયલ મ્હોટા ધનવ્યયને પરિણામે જ્યારે આપણા આ ચરિતનિરૂપ્યને અર્થસંકોચ ભોગવવાનો વારો આવી ગયલ ત્યારે મુંબઇ વાસી તેમજ મુંબઇ બહારનાં સુરત, ભરૂચ, વડોદરા અમદાવાદ રાજકોટ જુનાગઢ વેગવળ વગેરે સ્થળોના હિંદુ, મુસલમાન અને પારસી મિત્રો યથાશકિત આર્થિક સાહાય આપી આપીને પુરૂષોત્તમરાયજીના નિરપરાધી ઠરાવાના પ્રયાસોને પોષેલા હતા; એટલું જ નહિ, પરંતુ જે એકસો ત્રેપન ચલણુ ચિઠીઓ ઉચાપત કરી ગયાનું આળ તેમના ઉપર ગોઠવાયલું હતું એ ચલણુ ચિઠીઓનો ઉપયોગ કરીને વઝીર બહાઉદીનભાઇએ કરેલ વ્યવહારો ગોતી કાઢવાને કામે પણ તેઓ સોત્સાહ ઉપકારક થયલા હતા. પુરુષોત્તમરાયજી એવા એ મિત્રોથી કરાયલ ઉપકાર ભૂલેલા નહિ. ઈ૦ સ૦ ૧૯૧૭માં મિ૦ હોલાડ–વાળા કાર્યશોધનને પરિણામે દિલ્હી સરકારે તેમને નિર્દોષ ઠરાવી દીધા પછી પણ જુનાગઢના બ્રિટિશવાલી વહીવટદારે તેમને તેમની બધી ખાલસા થયલ મિલ્કત ન સોપતા તે બદલ અને તે પણ થોડીક મિલ્કત બદલ થોડુંક વળતર રોકડ નાણાના રૂપમા આપેલું ત્યારે પુરૂષોત્તમરાયજીએ પોતાના પ્રિયંકર મિત્રોએ આપેલ મદદનાં નાણા તેમને પ્રથમ પાછા આપી દીધેલાં પણ છે. અહી અમારે ઉમેરવું જોઇશે કે, જે અનેક ગૃહસ્થોએ પુરૂષોત્તમરાયજીને મદદગાર થવાના ઉચ્ચાશયથી નાણાની નાના મ્હોટી રકમો ભેટ રુપે કે ઉઠીની આપેલી હતી તે તમામ પૈકી જે રકમો પાછી દેવાઇ ગયલી છે અને જે રકમો દેવાયલી નથી તે તમામની જુદીજુદી યાદીઓ કરીને તેઓ પોતાના પુત્રોને સોપી ગયલા છે, એટલુ જ નહિ પરતુ અનુકૂળ સયોગો આવે ત્યારે જે રકમો અણઅપાયલ છે તે બધી તેમના દેનારા ન માગતા હોય તોપણ બને ત્યાં સુધી જેને તેને પાછી આપવા માટે સૂચન પણ કરી ગયલા છે પરધન પન્વે રાયજી સાહેબની દાનત કેટલી શુધ્ધ હતી તે આ ,હકીકતથી સ્પષ્ટ સમજાઇ આવશે. અમદાવાદમાથી પણ સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટ તરફથી સારી આર્થિક મદદ મળેલી હતી અને વળી ત્યાના બીજા અનેક મિત્રો જેવા કે, શેઠ લાલભાઇ દલપતભાઇ, વડોદરાના માજી સરન્યાયાધીશ અબાલાલ સાકરલાલ દેશાઇ, દીવાન ચુનીલાલ સારાભાઇ હઝરત, ડૉ૦ જૂનાગઢવાળા હીરાલાલ કેશવલાલ નાણાવટી, સુરતના ગુલબદામ લાલદામ નાણાવટી, ભરૂચના ખા. બ. શેઠ અરદેશર કામદીન, વગેરે નાના મહોટા અનેક ગ્રહસ્થો પણ એક યા બીજે

પ્રકારે પુરૂષોત્તમરાયજીને મદદગાર થઇ રહેલા હતા. વડોદરા રાજ્યના માજી અમાત્ય દી૦ બ૦ વાસુદેવ મ૦ સમર્થ; દીવાન સર મનુભાઇ નંદશંકર મહેતા, રા૦ ખાસેરાવ જાદવ, રા૦ બ૦ ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, નડિયાદ વાસી સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠી, સુરતના રા૦ કૃષ્ણમુખરામ મહેતા, રા૦ માર્કંડ નંદશંકર મહેતા, સુવિખ્યાત રસાયન શાસ્ત્રી અધ્યાપક ત્રિભુવનદાસ ગજ્જર, બનારસવાળા રાજા મુનસી માધવલાલજી, કલકત્તાના ઝવેરી રાયબહાદુરીદાસજી વગેરે સ્થળ સ્થળના અને વિવિધ કોટીના એમના અનેક મિત્રોએ પ્રસંગાનુરૂપ સહાનુભૂતિપૂર્વક સાહાય્ય આપી પુરૂષોત્તમરાયજીના મન ઉપરના ભારને હળવો કરવામાં કચાશ રાખેલી નહિ. કાઠિયાવાડમાંથી ભાવનગરના વતની તથાપી એક કાળે જૂનાગઢ રાજ્યના નાયબ દીવાનનું પદ ભોગવી રહેલ રા૦ બાપાલાલ માણેકલાલ, રા૦ શંકરપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ, ભાવનગરના માજી દીવાનો વીઠલદાસ સામળદાસ તથા વીજયશંકર ગૌરીશંકર ઓઝા વગેરેએ પણ પ્રસંગોચિત સાહાય આપેલ અને વળી દીવાન સર પ્રભાશંકરે પટણીએ તો પુરૂષોતમરાયજીના દેહાંત પર્યંત એક પરમ વિશ્વસનીય બંધુ રૂપ બની રહીને અપ્રતિમ સાહાય આપવાનું ચાલુ રાખીને શક્ય ટેટલા પ્રમાણમાં અને શક્ય તેટલા માર્ગે આ કથાનાયકનું કલ્યાણ સાધવાનો સતત પ્રયાસ કરેલો પણ હતો.

આ ઉપરાંત બ્રિટિશ એજંસીના રાજકોટમાંના દફતરદારો રા૦ બ૦ ચમનરાય હરરાય, રા૦ બ૦ વિઠલરાવ હેમતરામ દવે, રા૦ બ૦ લાધારામ હરજી, મોરબી તથા ધ્રાંગ્રના માજી દીવાન કલ્યાણરાય જોહાભાઇ બક્ષી, રાજકોટના સુવિખ્યાત વકીલ અમૃતલાલ કાળીદાસ બક્ષી, રા૦ માધવરાય બક્ષી, રા૦ સુલાભરાય વ્રજેશંકર છાયા, સ્વ૦ બેરિસ્ટર સીતારામ હરિ પંડિત, રાજકોટ રાજ્યના દીવાન હરજીવન કોટક, બેરિસ્ટર મિ૦ જોષી વગેરે અનેક નાના મહોટા ગ્રહસ્થોએ પણ. ખડે પગે, રાવજી સાહેબની મદદે ઘણોજ શ્રમ ઉઠાવવાનું ચાલુ રાખેલું હતું. ઇ૦ સ૦ ૧૯૧૨ની સાલથી પુરૂષોતમરાયજીએ પોતાના ઉપર ઇ૦ સ૦ ૧૯૦૬માં મુકાયલ તહોમતમાંથી મુક્ત થવા માટે જે પ્રયાસો આરંભેલા હતા તે પ્રયાસો પરત્વે સ્વ૦ સર ચિમનલાલ હરિલાલ સેતલવડ જેવા નામાંકિત ધારાશાસ્ત્રીએ તન, મન અને ધનથી આપણા આ કથાવીરને પક્ષે રહીને એક અનુપમ અને અનુકરણીય મિત્રધર્મ તરીકે, લેશમાત્ર પણ મહેનતાણું લીધા વિના પોતાનું જે કર્તવ્ય નિષ્કામ બુદ્ધિથી કરી બતાવેલું છે તે એવા પ્રકારનું છે કે ભવિષ્યની પ્રજા એ સર ચિમનલાલજીના આચરણને

એક આદર્શ રૂપે ગણી રહેશે જ. આ સર ચિમનલાલજીએ રાયજી સાહેબના એક રહસ્યજ્ઞ પક્ષમંત્રી તરીકે જે અનેક લખાણો તૈયાર કરી આપેલા છે તેના મહેનતાણાની રકમ જ હજારો રૂપીઆ થાય તે તો તેમણે લીધેલી નથી એટલું જ નહિ, પરંતુ અનેક મહત્વપૂર્ણ પ્રસંગોએ પુરુષોત્તમરાયજીના દૂત-પ્રતિનિધિ-તરીકે કેટલુંક કામ કરી આપ્યા ઉપરાંત વર્ષો પર્યંત પ્રતિમાસ રૂપીઆ ત્રણસો અર્થે રૂ૦ ૩૦૦ની આર્થિક મદદ આપવાનું ચાલુ રાખી, મિત્રધર્મ ન સમજનાર ધનિકોને એક બહુમૂલ્યબોધપાઠ શીખવેલો પણ છે. મિત્ર કહેવાવું એ સહેલું છે, મિત્ર બની રહેવું એ ઘણું જ મુશ્કેલ છે અને મિત્ર ખાતર ફના થઇ જવું એ અતિમાનુષ કર્મ છે. પુરુષોત્તમરાયજી આજે હયાત નથી છતાં સર ચિમનલાલજીએ પોતાના એ સ્વર્ગસ્થ મિત્રની પ્રજાના કલ્યાણાર્થે બને તેટલો પ્રયાસ કરવાના કામ તરફ પોતાની હયાતી સુધીમાં કદિ પણ ઉદાસીનતા બતાવેલી નથી * એ હકીકત એમના ઉદાત્ત ચારિત્ર્યને અધિક

---

* સ્વ. સર ચીમનલાલ સેતલવાડ તેના 'Recollections and Reflection' નામના સંસ્મરણમાં ૪૯૯ પાને રાયજી સાહેબ સંબંધી નીચે પ્રમાણે લખે છે :-

"x x x When I went to Junagadh with Pherozshah I came into contact with the late Purshottamrai Zala who was the Naib Dewan and my association with him lasted till his death somewhere in 1933-34

x x x

Mr Rendall, the Administrator tendered pardon to Purshottamrai and sent him a cheque for Rs. 1 25,000 which was much less than the real value of the properties confiscated and mesne profits therefrom from 1903 to 1918. Purshottamrai during his life time and his sons after his death from time to time petitioned the state but without success

ઉદાત્ત દર્શાવનારી તેમજ બીજાઓએ ઘરો વેઠવા જેવી ગણાશે જ. મતલબ કે અમાત્યવર્ગના ગણાય તેવા અનેક મુત્સદીઓનાં જીવનવૃત્તોનું જે જ્ઞાન અમે અમારા પોતાના અનુભવ તથા અવલોકનથી મેળવી શકેલા છીએ તેને આધારે અમે ધૃષ્ટતા કર્યા વિના કહી શકીએ છીએ કે, મિત્રમંડળની વિસ્તૃતતા તેમજ અદ્ભુત મહોટી ગણાય તેવી મિત્રમેનાથી ગેરાતા રહેવાના વિષયમાં પુરુષોત્તમરાયજીને તોલે બીજો કોઇ અર્વાચીન સમયનો મુત્સદી આવેલ હોય એમ અમે જોયલું નથી. આમ હોઇને અમે કહીએ છીએ કે, રાયજી સાહેબે પોતાના રાજ્યાધિકારકાળમાં જો કોઇ ખરી કમાણી કરેલી હોય તો તે મિત્રધનની જ હતી અને એ મીત્રધનની વિપુલતાએ જ તેમને તેમનાં પોતાનાં કષ્ટો સહી લેવાનું બળ આપેલું હતું; એટલું જ નહિ, પરંતુ એવા એ ધનને તુંબડે જ તેઓ પોતાના ઉત્તરજીવનના ક્ષુબ્ધ સમુદ્રને તરી શકેલા પણ હતા. આપણે એમ પણ કહી શકીએ કે, પુરુષોત્તમરાયજીને જે પ્રકારની રાજદ્વારીય વિપત્તિને અધીન થવાનો વારો આવેલો તે જો આવેલો ન હોત તો,, તેમને પોતાને પોતાના મિત્રોમાંથી ખરાખોટા કોણકોણ તે જાણવાનો વખત ઓછો મળત બદકે મળત પણ નહિ; એટલું જ નહિ, પરંતુ એમનું પોતાનું મિત્રમંડળ જે તેની વિપુલતાની બાબતમાં લગભગ અતર્ક્ય અસાધારણતાવાળું હતું તે ખરેખર તેવું જ હતું એ વાતની પ્રતીતિ સામાન્ય જનતાને અને વિશેષત: તેમના વિરોધીઓને થવાનો વારો આવત જ નહિ.

પૂર્વોક્ત સંક્ષિપ્ત હકીકતે આપણે પુરુષોત્તમરાયજીના પરદેશીય મિત્રોનો પરિચય કરી શકેલા છીએ હવે આપણે એમના સ્વદેશીય એટલે કે સોરઠમાંના મિત્રો પરત્વે થોડુંક પણ જાણી લેશું. "પુરુષોત્તમરાય જૂનાગઢ રાજ્યમાં લોકપ્રિય ન હતા" એવા શબ્દો એક પ્રસંગે જૂનાગઢ રાજ્યના વાલી-વહીવટદાર મિ૦ રેડોક્ષે રા. દુર્ગાપ્રસાદ લક્ષ્મીદાસ બારોટ સમક્ષ ઉચ્ચારેલા હતા ત્યારે એ દુર્ગાપ્રસાદે, "સોરઠની ચાર લાખ માણસની વસતિના મત આ વિષય પરત્વે લેવામાં આવશે તો સાચી વાત તરી આવ્યા વિના નહિ રહે" એવો જે પડકાર ભર્યો જવાબ વિનીત ભાવે તથાપિ નિર્ભયતાથી એ સાહેબને આપી દઇને તેમની જીભને વધારે બોલતા અટકાવી દીધેલ હતી, એ હકીકત એક અવિવાદ્ય સત્યની વસ્ફોટક રૂપે જ છે. પોતાના રાજાની જે મનુષ્ય તરફ પૂર્ણ ઇતરાજી થયલ દેખાતી હોય તે મનુષ્ય ભણી તે રાજાની પ્રજા ઉઘાડો પ્રેમ બતાવી તેની મદદે જાવા જેટલી સત્વશીનતા ધરાવી શકે નહિ એ વાત, માનવ પ્રકૃતિમાં રહેલ

સ્વાર્થનાશક દુર્બલતાની દૃષ્ટિએ કબૂલ રખાય તેવી તો છે જ. તોપણ આપણે અત્રે કહેવું જોઈએ કે, જૂનાગઢ રાજ્યના ઘણાય મુસલમાન અમીર ઉમરાવો જેવા કે જમાદાર સુલેમાન ઉમર, આરબ જમાદાર અને જુનાગઢના એક માજી દીવાન ખા૦ બ૦ માતેદલિદીના પુત્ર જમાદાર અબા સાલમ, નવાબ રસુલખાનજીના જ નાનાભાઈ એદલખાનજી આદિ અનેક ગ્રહસ્થોએ તેમજ હિંદુ પ્રજામાના અનેક વર્ણના તથા જ્ઞાતિના નાનામોટા દરજ્જાના ગૃહસ્થોએ પોતપોતાની શક્તિ મુજબ, જે તે પ્રસંગે તન, મન કે ધનથી, છાને ઉઘાડે માર્ગે આપણા આ ચરિતનિરૂપ્યને છેવટ સુધી મદદ આપવાનું ચાલુ રાખેલુ હતું એ વાત નિર્વિવાદ છે. ઇ સ ૧૯૧૭મા મિ૦ હોવાર્ડવાળા તપાસપંચે આરંભેલા કામના દિવસથી તે છેક પુરુષોત્તમરાયજીનો દેહાત થયો ત્યાસુધીના સતર વર્ષોમા જ્યારે જ્યારે આપણા આ કથાનાયક જૂનાગઢ ગયેલા છે ત્યારે ત્યારે ત્યાની પ્રજાના કેટલા લોકોનો પ્રવાહ તેમના દર્શનાર્થે તેમના મુકામ ભણી રહેતો હતો તેનો અંદાજ કોઈએ જો કાઢી રાખેલ હશે તો તેને આધારે એમની લોકપ્રિયતાનુ મૂલ્ય હરકોઈથી આકી પણ શકાશે. પુરુષોત્તમરાયજીનો કારભાર બંધ પડ્યાની વાત લગભગ પચાશ વર્ષ જેટલી જૂની થઈ ગયેલી છે, છતા આજે પણ પ્રસંગે પ્રસંગે સોરઠી પ્રજાની તેમજ જૂનાગઢ રાજ્યને સ્પર્શતા પરરાજ્યોની પ્રજાની જૂની પેઢીને મુખેથી વહેતી રહેલ આ કથાવીરના યશસ્વી કારભારને લગતી વાતો આપણે સાભળી શકીએ છીએ અને એ હકીકત જ એમની સફળ રાજનીતિ, રાજ્યસેવા, લોકપ્રિયતા તથા ઇતિહાસ પાન ચયલી અમરતાની પ્રતિપાદક ગણાશે

હવે આપણે પુરુષોત્તમરાયજીના જૂનાગઢ વાસી સ્નેહ સબંધીઓ પૈકી જે કેટલાક સ્વાર્થપરાયણતા તથા ભીરુતાનો ત્યાગ કરીને **राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धव** એ સૂત્રને અનુસરી તેમની સેવા કરેલી તેનું દિગ્દર્શન થોડા શબ્દોમા કરી લેશુ

રાયજી સાહેબને ગુપ્તમાર્ગે મદદ આપનારાઓ તો જૂનાગઢમા ઘણાય હતા અને અમે બેધડક કહીએ છીએ કે, એવી મદદ આપનારાઓ જો ન હોત તો રાયજી સાહેબને પોતાનુ ધ્યેય સિધ્ધ કરવાની બાબતે અધિક શ્રમ પણ પડત રાયજી સાહેબ ઉપર રાજરોષ ઉતરેલો હતો એટલે ખુલ્લી રીતે એમના પક્ષમા ઉભા રહેવુ એ જોખમ ભરેલી વાત હતી, કારણ કે રાજરોષ એવો હતો કે, રાયજી સાહેબના નામનો ઉચ્ચાર કરનારને કે તેમની ગેરહાજરીમા

તેમના કુટુંબની ભાળ લેવાને તેમને રોગ જેના ને કષ્ટગ્રસ્ત થવું પડે જ, એવું વાતાવરણ જૂનાગઢમા ઉપસ્થિત થઇ આવેલું હતું આમ હોઇને નિર્ભયતાપૂર્વક તેમનો ઉઘાડો પક્ષ લેનારાની સંખ્યા આંગળીને ટેરવે ગણાય તેવી હોય એમા નવાઇ નથી. આવા હાનિકારક સમયે તો, જે કોઈ સ્નેહીસંબંધી અગર ન્યાયપ્રેમી એમની સાથે ફાંસીએ લટકાઇ જવા જેટલી હદે સાહસ કરી શકે તે જ તેનો પક્ષ પ્રકટ રીતિએ લઈ શકે તેમ હતું પુરુષોત્તમરાયજીના કેટલાક સ્નેહીસંબંધીઓએ, આ વિષયે, ભયાવહ સંયોગોની ઉપેક્ષા કરીને પણ પ્રશાંત ચિત્તે નિર્ભયતાનું પાલન કરી તેમની જે પ્રકારે નિષ્કામ સેવા કરી બતાવેલી છે તે અમે અમારા પોતાના અનુભવથી કહીએ છીએ કે, એક અનુસરણીય આદર્શ રૂપ ગણાય તેવી છે અધિક આશ્ચર્યકારક હકીકત તો એ છે કે, પુરુષોત્તમરાયજીના અધિકારકાળમા એમના સગાસંબંધીઓને તથા ખાસ સ્નેહીઓને રાજ્યના બીજા નોકરોના કરતા એક ફૂટી બદામ જેટલો પણ અધિક લાભ મળેલો નહિ તે જ્યા અને તેમને વળી નોકરીમાથી મુક્ત થઇ જવાનો વારો આવી ગયેલો હતો તોપણ, તેઓ ખરેખર સદ્ભાવથી તેમની સેવા કરવાને કટિબદ્ધ થઇ રહેલા હતા, અને એ વખતે તેવાઓએ પોતાની વિષમ આર્થિક સ્થિતિને એ બાબતે આડી આવેલી પણ નહિ આવા સેવાપરાયણ સગાઓના તથા સ્નેહીઓમા આપણે મુખ્યત દુર્ગાપ્રસાદ લક્ષ્મીદાસ ખારોડ, રવિશંકર મયાશંકર ઘોડા, ભુવનરાય ત્રિકમજી વૈષ્ણવ, જાદવરાય હરિશંકર વસાવડા, ગણપતિરાય મયાશંકર ઘોડા અને બહેચરભાઇ મણિશંકર વૈદ્ય વગેરેના નામો ગણાવી શકીએ આ ગૃહસ્થોએ છડેચોક અનેક પ્રકારના કષ્ટો સહીને પણ તન, મન ધનથી પુરુષોત્તમરાયજીની જિંદગી પર્યંત સેવા કરેલી છે રા૦ દુર્ગાપ્રસાદને તો અમે આ કથાના પૂર્વભાગમા પુરુષોત્તમરાયજીના હનુમાનની ઉપમા આપેલી છે અને તે યથાર્થ પણ છે અમે ખાતરીથી કહીએ છીએ કે કોઇ આધુનિક શસ્ત્રવૈદ્યે દુર્ગાપ્રસાદનુ હૃદય ચીરી તેને કેઇ અદ્ભુત ઉપકરણની મદદથી તપાસી જોયલ હોત તો, એ હૃદયમા એ પુરુષોત્તમરાયજીની મૂર્તિનુ દર્શન કરી શકત જ રાયજી, સાહેબની તબીયત અસ્વસ્થ તથા ચિંતાજનક થવા માંડેલી તે દિવસથી આ દુર્ગાપ્રસાદજી પોતાનો ખેતી વ્યવસાય છોડીને રાજકોટ પોતાના સૈન્યની પાસે જઇ રહેલા હતા અને તેમના કાર્યમાં ખનીને તેમણે પોતાના આરાધ્ય દેવ જેવા પુરુષોત્તમરાયજીને તેમના પોતાના જીવનનાટકના છેલ્લા અંકના છેલ્લા પ્રવેશમા જે બધા કાર્યો કરી લેવાના હતા તે બધા કરી લેવામા સંપૂર્ણ સાહાય્ય આપીને પોતાના કર્તવ્યની સિદ્ધિ કરી લીધેલી હતી, એટલું જ નહિ પણ

અર્પણ આ કથાવીર રાજકોટમાંના પોતાના વ્હાલસોયા સ્નેહી જનોને છેલ્લા નમસ્કાર કરીને મુંબઇમાં પોતાનો દેહ પાડવાને ગયલા ત્યારે પણ આ દુર્ગાપ્રસાદજી તેમની સાથે મુંબઇ જઇ વસેલા હતા. મુંબઇમાં ન્હીને દુર્ગાપ્રસાદજીએ પુરૂષોત્તમરાયજીની જે પ્રમરે સેવા કરેલી છે તે, ખરેખર કોઇ જ્ઞાનીવિનાનીને આશ્ચર્યમૂઢ કરે તેવી છે. એ સેવાનો એક પ્રકાર અમે અત્ર આલેખીએ છીએ. પુરૂષોતમરાયજીનો મંદવાડ જેમ જેમ ઘેરો બનતો ગયલો તેમ તેમ તેમના મુંબઈ-વાસી વૈદ્ય ડાક્તરો આવી આવીને ઔષધો આપી જવા મંડેલા હતા. પરંતુ પુરૂષોત્તમરાયજી પોતાનો અંતકાળ પાસે આવેલો છે જ એવું પોતાના મનથી સમજતા હતા એટલે તેઓ ઔષધોનો ઉપયોગ કરવાને ખુશી ન હતા. તોપણ તેઓ પોતાના સ્નેહી વૈદ્ય ડાક્તરોને સંતોષી તેમને પ્રસન્ન રાખવાના હેતુથી તેવાઓથી અપાતાં ઔષધોનો અસ્વીકાર કરતા ન હતા. આમ જો તેઓ ઔષધો ન લેવાનો નિશ્ચય કરી બેઠેલા હતા તો પછી તેઓ તે ઔષધોને ફેંકાવી દેવા માટે સ્વીકારતા હતા શું ? એવો પ્રશ્ન કદાપિ કોઇ કરે; તો તેના જવાબમાં અમે કહીએ છીએ કે, એ ઔષધો એમણે ફેંકાવી દીધેલા નહિ, પરંતુ એ ઔષધોનો ઉપયોગ તેમણે પોતાના દ્વિતીય દેહ પાસે કરાવેલો હતો એ તેમનો દ્વિતીય દેહ તે દુર્ગાપ્રસાદ. પુરૂષોતમરાયજી ખુદ ટીખળી રમુજી સ્વભાવના હતા. એટલે એમણે એ ઔષધોને ઠેકાણે પાડવાનો માર્ગ ગોતી કાઢેલો હતો. દરરોજ એટલે કે તેમના દેહાંત પહેલાના થોડાક દિવસથી તેમણે જ્યારે ઔષધો લેવાનું બંધ કરેલું ત્યારે ઔષધ લેવાનું ટાણું થતું એટલે તેઓ પોતાના આ પરમ ભક્ત બંધુ દુર્ગાપ્રસાદને આ પ્રમાણે સંબોધતા 'દુર્ગાપ્રસાદ, દવાનો વખત થયો છે' આ પ્રમાણે ટાણે ટાણે પુરૂષોત્તમરાયજી દુર્ગાપ્રસાદને કહેતા એટલે તેઓ તરત પોતાના રામની વતી ઔષધ લઇને તેમને નામે પોતાના પેટમા નાખતા ન્હેલા. અને એમ કરીને એ ઔષધો જાણે કે પોતાના સેવ્ય બંધુ પુરૂષોત્તમરાયજીએ લીધેલું છે એમ શ્રધ્ધાપૂર્વક સમજી પ્રસન્ન પણ રહેતા હતા ! દુર્ગાપ્રસાદજીનો સ્વભાવ પણ થોડોક રમુજી હતો, એટલે આ બે રમુજી પ્રકૃતિના બંધુઓથી રમાતું નાટક તેના જોનારને અદ્દભુત જ ભાસતુ હતુ. આ વિધિ છેક પુરૂષોત્તમરાયજીના દેહાત સુધી ચાલુ રહેલો હતો. ભક્તિનું પ્રદર્શન આગર તેની પ્રતીતિ આથી અધિક રૂપમા કયે માર્ગે થઇ શકે ? એ વિવિધ ઔષધોએ દુર્ગાપ્રસાદજીને હાનિ કરેલી હોય એવુ પાછળથી જણાયલું પણ નથી શ્રધ્ધાળુને બધું સુખકર જ હોય છે.

---

કરવાનું હતું, અને એ પ્રમાણે બે હાથે બે દિશામાં કામ કરવું એ ભયાવહ પણ હતું. જૂને ચીલે ચાલતા રહેવાનું બહુ ભાગે પસંદ કરનાર દરબારને–રાજકુળ તથા વઝીરોને—સમજાવી સમજાવીને નવા ચીલા ઉપર ચાલતા કરવા, બ્રિટિશ સરકારના અમલદારોને સંતુષ્ટ રાખવા, રાજ્યના હક–અધિકારોને અખંડિત રાખવા તેમજ સમયાનુકૂળ નવતાને પ્રાપ્ત કરાવતા જતા આખા ય શાસનતંત્રને નીરોગી તથા નિયમાનુવર્તી બનાવી દેવું: એ સર્વ પ્રકારના કામનો બોજો, રાજ્યના કુળક્રમાગત રાજપુરુષ તરીકે, નાની ઉંમરે પણ, પુરુષોત્તમ-રાયજીએ ઊપાડવો જ પડે અને એ કામે, રાજ્યથી અપરિચિત હોય એવા પરદેશીય દીવાનથી ઉપકારક ન થવાય એ વાત ઊઘાડી હતી. પુરુષોત્તમરાયજીની મધ્યસ્થતાને લીધે જ જૂનાગઢ રાજ્યનું શાસનતંત્ર ધીમેધીમે દૃઢતાને પામતું જાય છે એ વાત દીવાનો તેમજ બ્રિટિશ અંગ્રેજ અધિકારીઓ બરાબર સમજતા હતા. તથાપિ જ્યાંસુધી પુરુષોત્તમરાયજી શાસનસૂત્રધારક હશે ત્યાં સુધી બ્રિટિશ સરકાર પોતાને મનગમતા લાભો મેળવી નહિ શકે એવું પણ એ અંગ્રેજ અધિકારીઓ જાણતા હતા, અને તેથી તેઓ તેટલા પુરતા અસંતુષ્ટ રહેતા પણ હતા. નવાબ સાહેબ ખુદ પુરુષોત્તમરાયજીને રાજ્યસેવાથી દૂર કરે એ વાત લગભગ અસંભવિત હતી. એટલે પછી પુરુષોત્તમરાયજી પોતે પોતાની મેળે રાજ્યસેવાનો ત્યાગ કરી દે એવો કોઈ કારસો રચવાની તક પ્રાપ્ત થાય ત્યા સુધીને માટે બ્રિટિશ અમલદારો કડે પેટે જેટલું સાધી શકાય તેટલું સાધી લેતા રહેલા હતા. આખરે એ પ્રકારની તક, એ ભાગ્યશાળી બ્રિટિશ સરકારને, પુરુષોત્તમરાયજીએ, શાહજાદા શેરજુમાખાનજીના અદીર્ઘ દૃષ્ટિવાળા વર્તનથી ઉદ્‌ભવેલ પરિસ્થિતિને કારણે જે રાજીનામું આપી દીધેલ તેથી મળી આવેલી હતી. આ બધી વાત આપણે આ ગ્રંથના પૂર્વભાગમાં વાંચી ગયા છીએ. બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાની પ્રેરણા મુજબ ન્યાયલ ખટપટને કારણેજ પુરુષોત્તમરાયજીને રાજ્યસેવા મુક્ત થવું પડેલું હતું. પરંતુ પુરુષ સામર્થ્ય પારખી ન શકે એવા અંગ્રેજ સરકાર ન હતા. જૂનાગઢ રાજ્ય સાથે પુરુષોત્તમરાયજીનો સંબંધ ન રહે એટલું જ તેમને જોઈતું હતું. પુરુષોત્તમરાયજીની કાર્યશક્તિ, તેમણે બજાવેલી કિંમતી નોકરી, તેમની રાજ્યભક્તિ અને તેમની ઉદારતાઈ: એ બધાનું મૂલ્ય બ્રિટિશ સરકાર આંકી શકેલા હતા. પુરુષોત્તમરાયજીને ઇનામ આપવા અર્થે હિન્દી સરકારે નિયુક્ત કરેલ રાયશેખર મિ૦ દેસાઈ તેમજ પુરુષોત્તમરાયજીના કટ્ટર વિરોધી થઈ બેઠેલ મિ૦ રેડીંગે પણ પુરુષોત્તમરાયજીના પૂર્વોક્ત ગુણોની પ્રશંસા કરેલી છે, આમ છતાંય આપણે એટલું નોંધી જઈએ કે.

રાજદ્વારી દૃષ્ટિએ પુરૂષોત્તમરાયજી પરત્વે ગમે તેવો પ્રયોગ કરાયલો હોય તો તેને તેમના વ્યક્તિગત ગુણો સાથે કશો સંબંધ હોઇ શકે નહિ જ. પુરૂષોત્તમરાયજીના સંસર્ગમાં અનેક અંગ્રેજ રાજદ્વારીય પુરૂષો તેમજ અન્ય કોઈના અંગ્રેજ ગ્રહસ્થો આવેલા છે, અને તેમણે પુરૂષોત્તમરાયજી સંબંધે ઉચ્ચ અભિપ્રાયો દર્શાવેલા પણ છે. આમ હોઇને આપણે આ નીચે એવા કેટલાક અભિપ્રાયો ઉતારી બતાવીએ તો તે અસ્થાને ગણાશે નહિ–

(૧) કર્નલ હાઇડ કેઇટસ કે જે મુંબઇ સરકારના રાજદ્વારીયખાતામાં હતો તેમને ઇ૦ સ૦ ૧૮૯૩માં નવાબ સાહેબ રસુલખાનજીના સહચર તરીકે રાજ્યે રાખેલા હતા, અને એમણે આ નવાબ સાહેબ સાથે હિન્દુસ્તાનમાં મુસાફરી કરેલી પણ હતી. આ મુસાફરી પૈકી એકમાં પુરૂષોત્તમરાયજી એમની સાથે હતા, એટલે એમને આ કથાવીરનો સારો પરિચય થયેલો હતો, અને તેને પરિણામે તે સાહેબે તા. ૨૦-૨-૯૩ને રોજ પુરૂષોત્તમરાયજી સંબંધે આ પ્રમાણે લખેલું પણ છે –

"I have now seen a good deal of Mr. Purushottamrai, and I find him a very nice agreeable companion, and what is a great thing especially on these occasions a thorough gentleman (ભાવાર્થ રા.

પુરૂષોત્તમરાયને હવે હુ સારી પેઠે ઓળખી શકયો છું અને એઓ મને એક ઘણા ચારુચરિત પ્રિય સહચર જણાયા છે, અને ખાસ કરીને આવા પ્રસંગોમા જે એક મ્હોટી વાત ગણાય તે એ કે, તેઓ એક સંપૂર્ણ સજ્જન છે

(૨) મિ૦ જે. ડબલ્યુ. વૅાટસન, આઇ૦ સી૦ એસ૦ કે જેઓ ઇ સ. ૧૮૯૫માં કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટના ન્યાયખાતાના મદદનીશ હતા તેઓ પણ આ રાવજી સાહેબ સંબંધે સારો અભિપ્રાય ધરાવતા હતા, અને લાંબા વખત સુધી આ અંગ્રેજ ગ્રહસ્થ અને પુરૂષોત્તમરાયજી વચ્ચે કેટલાક પ્રકારનો ઉપકારક તથા પરસ્પર વિશ્વાસ દાખવનારો પત્રવ્યવહાર પણ ચાલુ રહેલો હતો. પુરૂષોત્તમરાયજીએ આ અંગ્રેજ ગ્રહસ્થને ગુજરાતી ભાષા શીખવાના કામમાં શબ્દાવલિઓ પુરી પાડીને ઘણી અનુકૂળતા કરી આપેલી પણ હતી.

અને એ ગ્રહસ્થે તેનો બદલો વાળવાને અનેક માર્ગે પ્રયાસ કરેલો પણ હતો. જે પ્રકારની વાતો એ ગૃહસ્થ બીજા પાસે કરી ન શકે તેવી વાતો તેઓ પુરૂષોત્તમરાયજીને પત્રો દ્વારા જણાવીને પોતાના મનને શાંતિ આપતા પણ હતા. રાયજી સાહેબ સામે પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ જે મ્હોટી ખટપટ ઉપાડેલી હતી તે પરત્વે આ ગુણજ્ઞ અંગ્રેજ ગૃહસ્થે એક મિત્ર તરીકે પુરૂષોત્તમરાયજીને કિંમતી મદદ આપી હતી શ્યામજી કૃષ્ણવર્માના ખીમા કાગળોથી ફાડુ ફાડું થઈ રહેતા હતા એવું જે ચિત્ર પંડિત જવાહીરલાલ નહેરૂએ પોતાની જીવનકથામાં આલેખેલું છે તેવું જ ચિત્ર આ મિ૦ વેયરે પણ એ પંડિતજી શ્યામજીભાઈનું ઈ૦ સ૦ ૧૮૯૫–૯૬મા આલેખેલું છે, અને તે પ્રકારનું આલેખન આપણે, તે સાહેબે રાયજી સાહેબ ઉપર લખેલ એક પત્રથી જોઈ શકીએ છીએ

(૩) **મિ૦ ઈ૦ એમ૦ પ્રાટ** જેઓ બ્રિટિશ ન્યાયખાતામાં હતા તેઓ પણ પુરૂષોત્તમરાયજીના એક મિત્ર હતા, અને તે ઉભય વચ્ચે પત્રવ્યવહારનો સબંધ પણ હતો પ્રભાસપાટણના હિંદુ અને મુસલમાન વચ્ચે સમાધાન કરાવ્યા બદલ આ મિ પ્રાટે સ્વલિખિત તા૦ ૧૦–૪–૮૬ના પત્રથી 'x x you are to be much congratulated on bringing about so happy a result x x'' (આવું સુખદ પરિણામ લાવવા માટે તમને અધિક અભિનંદન આપું છું) એવા શબ્દોથી આપણા આ કથાવીરના પૂર્વોક્ત કાર્યની પ્રશંસા પણ કરેલી છે

(૪) **કર્નલ જે૦ એમ૦ હટ૨**, સી૦ એસ૦ આઈ૦, કાઠિયાવાડનો એક ઘણો જ લાંબો અનુભવ ધરાવનાર અમલદાર તેમજ પાછળથી 'પોલિટિકલ એજંટ' પણ હતા, અને તેમને ખાસ કરીને જૂનાગઢ રાજ્યની અંદર અંતર બાબતોનું ઊંડું જ્ઞાન પણ હતું જૂનાગઢ રાજ્યમાં પુરૂષોત્તમરાયજી સમયોચિત સંસ્થાઓ દાખલ કરવાને હંમેશા તૈયાર જ રહેતા હતા એ વાતથી આ અંગ્રેજ અમલદાર સુજ્ઞાત હતા અને તેમણે રાજ્યના શાસનતંત્રને આધુનિક ઢબનાણું બનાવવાના કામમાં પુરૂષોત્તમરાયજીને મોટા પ્રમાણમાં સાહાય્ય પણ આપેલું હતું પુરૂષોત્તમરાયજીની 'કાર્યશક્તિ', 'બુદ્ધિમત્તા', 'વિદગ્ધતા', રાજ્યની આંતર સ્વતંત્રતાની રક્ષા કરવામાં ઉપયોગી થાય તેવી તેમની વિરોધશક્તિ નિર્મળ રાજ્યભક્તિ વગેરે કારણે આ અનુભવસિદ્ધ રાજદ્વારીય અધિકારીને તેમની ભણી બહુ માન હતું પુરૂષોત્તમરાયજીએ રાજીનામું આપ્યું છે એવા

સમાચાર જ્યારે આ નિષ્ઠાવાન ગાળના 'પોલિટિકલ એજન્ટ'ને ઈંગ્લાંડમાં મળ્યા ત્યારે તેમણે તા ૧૮-૧૦-૦૩ના એક પત્રમાં આ પ્રમાણે લખી જણાવેલું હતું — "x x x I am afraid that there are bad times in store, for Junagadh seems to pass from one political storm to another x x x" (ખરાબ દિવસો આવનાર છે એમ મને બીતિ રહે છે, કારણ કે એક રાજદ્વારીય તોફાનમાંથી બીજા રાજદ્વારીય તોફાનમાં જૂનાગઢ સરકીત થતું જતું હોય એમ દેખાય છે x x x) આ રાજ્ય રહસ્ય સમજનાર અંગ્રેજ અમલદારની બીતિ ખરી પડેલી છે એમ પણ આપણે હવે જોઈ શકીએ છીએ બીજા એક તા ૨૫-૧૦-૦૩ના પત્રથી એજ ગ્રહસ્થે આ પ્રમાણે જણાવેલું છે —x x x) I was surprized to hear by last mail that Purushottamrai had resigned and that the Nawab had accepted his resignation x x x If this is true, I do not know who is to carry on the work of the Administration. Chaos will soon reign x x x (છેલ્લી ટપાલથી મને આશ્ચર્યપુર્વક જાણવામાં મળ્યું કે પુરૂષોત્તમરાયે રાજીનામું આપેલ છે અને નવાબે એ રાજીનામું સ્વીકારેલું છે + + + આ વાત ખરી હોય, તો શાસનતંત્રનું કામ કોણ ચલાવે તેમ છે તે હું સમજી શકતો નથી + + + અરાજકતા તરત ઉપસ્થિતિ થઇ આવશે. x x."

પુરૂષોત્તમરાયજીની ઉમરની પહેલી પચીશીમાંથી જ આ કર્નલ હંટર એમના બુધ્ધિવૈભવનું તથા હૃદયબળનું માપ કાઢી શકેલા હતા અનેતે પછીપણ જેમ જેમ આ બ્રિટિશ અધિકારીને પ્રસંગો મળતા ગયા તેમ તેમ તેઓ પુરૂષોત્તમરાયજીના માનસને વધારે ને વધારે સમજી શકેલા પણ હતા એ સાહેબે જે અનેક પત્રો લખેલ છે તે ઉપરથી અમે કહી શકીએ છીએ કે પુરૂષોત્તમરાયજી તરફથી આ અંગ્રેજ અમલદારે વિવિધ શબ્દોમાં જે ઉંડો સદ્ભાવ બતાવેલ છે તેમજ તેમના ચારિત્ર્યની પ્રશંસા કરી તેમને ધૈર્યથી વિપત્તિમાત્ર સહી રહેવા તથા નવાબ સાહેબ સામે બ્રિટિશ સરકારમાં ફર્યાદ ન નોંધાવવા માટે જે અમૂલ્ય સલાહ આપેલ છે તે આપણા આ ચરિતનિરૂપણને ઘણાજ પ્રમાણમાં આશ્વાસક તેમજ ઉપકારક નીવડયા વિના રહી શકેલ નથી ઈ૦ સ૦ ૧૯૦૬માં રાયજી સાહેબ ઉપર જે બનાવટી તહોમત મૂકવામાં આવેલ તે પરત્વે તેજ સમયે આ કર્નલ હંટરે સ્પષ્ટ શબ્દોમાં આ મુજબ લખી મોકલેલું હતું —

" xxx You may console yourself that none of your friends accept the finding of the commission. These misfortunes happen to almost all prominent Darbaris as you know from the history of Kathiawar and especially of Junagadh; VIDE Amarji Diwan and others. They are inseparable from Native State administrations of intrigue; and yet there are those who wish to subvert the British administration and substitute native rule for it This non-intervention policy is born of ignorance of the condition of Native States x x x There should be no hard and fast rule either of interference in everything or non-interference in anything but each case should be considered on its merits xxx" (તમારો કોઈપણ મિત્ર તપાસપંચે કરેલ નિર્ણય સ્વીકારતો નથી એ વાત તમને આશ્વાસક થવી જોઇએ. કાઠિયાવાડના અને ખાસ કરીને દીવાન અમરજી અને બીજાઓને લગતા જૂનાગઢના ઇતિહાસ ઉપરથી, તમે જાણો છો તે પ્રમાણે લગભગ બધા અગ્રગણ્ય દરબારીઓ ઉપર આવી આફતો આવી પડે છે. દેશીય રાજ્યના ખટપટ ભર્યા વહીવટથી એ (આફતો) અવિયોજ્ય હોય છે, અને તે છતાં બ્રિટિશ વહીવટને ઉથલાવી પાડી તેને ઠેકાણે દેશી વહીવટ સ્થાપવાની ઇચ્છા રાખનારા પણ છે. આ હસ્તક્ષેપ ન કરવાની રાજ નીતિ દેશી રાજ્યના સંયોગોના અજ્ઞાનમાંથી ઉદ્‌ભવેલી છે × × ×, દરેક બાબતમા હસ્તક્ષેપ કરવો. અગર તો કોઇ એક પણ બાબતમા ન કરવો એવો દૃઢ નિયમ ન હોવો જોઇએ, પરંતુ દરેક કામના ગુણદોષો વિચારાવા જોઇએ × ).

આ કર્નલ હંટર જે સમયે કાઠિયાવાડમા 'પોલિટિકલ એજંટ'ને પદે હતા ત્યારે તેમણે, કુમાર્ગે ચઢી ગયલ પાટવીકુંવર શેરજુમાખાનજીનું આયુષ્ય ટુંકું થવાનો સભવ હોવા સંબધે નવાબ સાહેબને ચેતવેલા પણ હતા. અને જ્યારે એ શાહજાદાનું અવશાન થયાના સમાચાર તેમને મળેલા ત્યારે તેમણે લખેલું છે તે પ્રમાણે "× × × The late shahzada had so undermined his constitution by youthful dissipation that his early death is not surprising (મરહુમ શાહજાદાએ પોતાની જુવાનીમાં ક્ષયકારક ભોગવિલાસોથી પોતાના શરીરને એટલું તો નષ્ટપ્રાય

કરી દીધેલું હતું કે, તેમના થયલ વહેલા અવસાને આશ્ચર્ય ઉત્પન કરેલું નથી.) વળી જે કેટલીક મહત્વપૂર્ણ બાબતોની નોંધ આપણને પુરૂષોત્તમરાયજીના દફતરમાંથી ઉપલબ્ધ થઇ શકતી નથી તેવી બાબતો ઉપર પણ આ કર્નલ હંટરનાં પત્રો આક્ષેપાત્મક પ્રકાશ નાંખે પણ છે. નવાબ સાહેબ રસુલખાનજીનું અચિંતિત અવસાન થયલું તે સંબંધે કોઇએ આ કર્નલ હંટરને બાતમી લખી મોકલેલી હતી અને વળી એ નવાબ સાહેબના અવસાન પછી તેમના રફેદફે થઇ ગયલ ખજાના સંબંધે ગોત કરવાને માટે પુરૂષોત્તમરાયજીની મદદ બ્રિટિશ વાલી વહીવટદાર મિ. રેંડોલે માગેલી તે તેમણે આપેલી નથી એમ પણ એ કર્નલ હંટરને કોઇ માર્ગે જણાયલું હતું એટલે એ સંબંધે પણ તેમણે પુરૂષોત્તમરાયજીને લખેલું છે; પરંતુ પુરૂષોત્તમરાયજીએ એ સંબંધમાં કોઈપણ પ્રકારનો જવાબ દીધેલો નથી. પરંતુ બીજી એક હકીકતથી મિ૦ રેંડોલને સ્પર્શતી ખજાનાની ગોતને લગતી પૂર્વોક્ત હકીકત થોડાઘણા પ્રમાણમાં સાચી હશે એમ માનવાનું કારણ આપણને મળી આવે છે. પુરૂષોત્તમરાયજીના હિતેચ્છુ એક મહોટા રાજ્યના રાજકર્તાએ પુરૂષોત્તમરાયજીને ન્યાય અપાવવા સારૂં મિ૦ રેંડોલને મળીને ભલામણ કરેલી હતી ત્યારે આ મિ૦ રેંડોલે, જૂનાગઢ રાજ્યના રફેદફે થયલ મનાયલા ખજાનાની ગોત વગેરે કરવાને કામે મદદગાર થવામાં પુરૂષોત્તમરાયજીએ ઉદાસીનતા બતાવેલી છે એટલે એ વાત એમને ન્યાય આપવામાં બાધક છે એવી મતલબનો જવાબ એ રાજકર્તાને આપી દીધેલો હતો. આમ હોઇને આપણે કહી શકીએ કે, રાજ્યરહસ્યો ઉઘાડા ન પાડવાની બાબતે તેમજ બીજાઓને રાજ્યનાં ગુમ થયલ મનાયલાં નાણાં પરત્વે જવાબદાર ઠરાવવાની બાબતે પુરુષોત્તમરાયજી બ્રિટિશ વાલી–વહીવટદારને ઉપકારક થયલા નહિ એ વાતને એમના એક મહાદોષ રૂપે ગણીને તેમને ઈનસાફ ન આપવાનો દુરાગ્રહ એ મિ૦ રેંડોલે પકડી રાખેલો હોવો જોઇએ. અર્થાત્ કર્નલ હંટર જૂનાગઢ રાજ્ય પરત્વે એટલો બધો રસ લઇ રહેલા હતા કે, તેમણે પોતાના દેહાંત પર્યંત એ રાજ્યને અંગે બધી નવાજૂની જાણવાને પ્રયાસ તથા પત્ર–વ્યવહાર પોતાના જૂના મિત્રો સાથે ચાલુ રાખેલો હતો એમ આપણે કહી શકીએ છીએ.

(૫) **કર્નલ સી૦ ડબલ્યુ૦ એચ સીલી** નામના બીજા એક અંગ્રેજ અમલદાર કે જેઓ મહીકાંઠામાં તથા કોલ્હાપુરમાં 'પોલિટિકલ એજંટ' હતા તેઓ જૂનાગઢ રાજ્યની નોકરીમાં થોડાંક વર્ષો રહેલા હતા. તેમણે જૂનાગઢ

રાજ્યના 'બહારપક્ષા નિર્ણાયક ખાતાના' અધિકારી તરીકે તેમજ શાહજાદા શેરજમાખાનજીના સહચર તથા ઉસ્તાદ તરીકે કામ કરેલુ હતુ, અને તેથી તેમને રાજ્યદરબારના લગભગ બધાય અંગોનો ઊંડો પરિચય હતો શાહજાદા શેરજમાખાનજી ભલા અને ભોળા હતા અને તેમની બુદ્ધિ હજી કાચી હતી એટલે તેમના એવા સ્વભાવનો લાભ લઈને પોતનુ ધાર્યું કરી લેવાને ઉત્સુક રહેનાર હજુરીઆ વગેરે તેમને અવળે માર્ગે દોરી રહેતા હતા અને તેને પરિણામે તેમનુ પોતાનુ આયુષ્ય તથા રાજ્યનુ ભવિષ્ય જોખમાતુ હતુ એ બધી વાતો પણ આ બ્રિટિશ અમલદારની નજર બહાર ન હતી અર્થાત્ શાહજાદા શેરજમાખાનજીનુ ખરૂ હિત ચાહનાર રાજ્યમા વસ્તુત પુરુષોત્તમ-રાયજી એક્લા જ છે અને એઓ એ યુવરાજને સર્વથા ઠેકાણે લેવા અર્થે બધા પ્રયાસ કરી રહેલ છે એ વાત આ અંગ્રેજ અધિકારી બરાબર સમજતા હતા પરતુ રાજ્યનુ ભાવિએ શાહજાદા સાહેબને જીત ભૂલાવી રહેલુ હતુ, એટલે પુરુષોત્તમરાયજીથી કરાઇ રહેલ પ્રયાસોનો અવળો અર્થ એ શાહજાદા કરી રહેતા અને રાયજી સાહેબ ઉપર તેમનો રોષ વધતો ગયેલો હતો આ વાતથી મન્નત સીની વાકેફ હતા એટલે જ્યારે તેમણે ઇગ્લાડમા, પુરુષોત્તમ-રાયજીએ આપેલ રાજીનામાને લગતી હકીકત પોતાના એક મિત્રના પત્રથી જાણેલી ત્યારે તેમને મહોટો આઘાત થઇ આવેલો હતો, એટલુ જ નહિ પરતુ રાજ્યના ભવિષ્ય માટે પણ તેમને ભારે ચિંતા થઈ આવેલી હતી તા૦ ૪-૧૦-૦૭ને રોજ દીવાન સુનિલાલજી ઉપર લખેલ એક પત્રમા આ ગુણજ્ઞ અંગ્રેજ ગૃહસ્થે આ વિષય પરત્વે પોતાના ઉદ્ગારો આ પ્રમાણે દર્શાવેલા હતા – 'xxx It seems to me a great evil that the State should lose the services of one (Mr P) who has done so much for it xxx The Naib Diwan has always had a difficult position to fill, and has been the butt of calumnies and evil attacks

I can not think he deserved such a treatment or that such a close to his services can redound to the honour of the State xxx

xx I feel sure that the rupture will not make

him abate one iota in his fidelity and devotion to the State in the affairs of which he has hitherts played such a great part. It is said that no man is indispensable, but a Junagadh without Mr. Purushottamrai in the councils thereof seems to me inexplicable.

x x x

I can write no more. The news has so utterly changed the aspect of Junagadh affairs that I at this distance cannot believe it nor appreciate the altered state of affairs properly. I trust the Nawab Saheb will be able to avoid any cliqueship, and that he will yet be able to arrange matters satisfactorily x x x' Where will he find one to replace his old servant ? x x x'' (જેણે રાજ્યને અર્થે આટલું બધું કર્યું છે તેની નોકરી રાજ્ય ગુમાવે એ મને એક મ્હોટું અનિષ્ટ લાગે છે. નાયબ દીવાનની સ્થિતિ હંમેશાં મુશ્કેલીભરેલી રહેતી આવેલી છે અને તેમને પરિવાદો તથા અનિષ્ટ હુમલાઓનું લક્ષ્ય પણ હંમેશાં બની રહેવું પડેલ છે.

એઓ, એમની પોતાની તરફ રખાયલ વર્તનને પાત્ર હોય એમ હું માની શકતો નથી અગર તો એમનાથી કરાયલ સેવાઓનો આવો છેડો આવે એ વાત રાજ્યને માટે પ્રતિષ્ઠાપ્રદ થાય એમ હું ધારતો નથી. ! ! !

x x x મને ખાત્રી છે કે, જે ભંગાણ પડ્યું છે તેને લીધે, **જે રાજ્યના કાર્યોમાં તેમણે આટલો બધો મહોટો ભાગ લીધેલો છે તે રાજ્ય તરફ તેમની જે વફાદારી તથા ભક્તિ છે તેમાં એક અણુ પણ કમી થશે નહિ.** કોઇ એક માણસ ન હોય તો ન ચાલે એમ જો કે કહી શકાતું નથી, તોપણ પુરૂષોત્તમરાય વિનાની **મંત્રસભાઓવાળું જુનાગઢ મને તો અવ્યાખ્યેય લાગે છે.**

હું વધારે લખી શકતો નથી. આ સમાચારે જૂનાગઢ રાજ્યને લગતી

બાબતોનું રૂપાંતર એટલા બધા પ્રમાણમા કરી દીધેલું દેખાય છે કે, આટલે દૂર વસીને હુ તેને માની શકુ તેમ નથી અગર તો બહારની ગયલ સ્થિતિનું યોગ્ય મૂલ્ય આંકી શકું તેમ નથી. મને વિશ્વાસ છે કે નવાબ સાહેબ શક-વ્યુહથી મુક્ત રહી શકશે, અને હજુ પણ તેઓ, જે હકીકત બની ગઇ છે તેનો મ તોષકારક નીવેડો લાવી શકશે. + + + તેઓ પોતાના (આવા) જુના નોકરનું ઠેકાણું સંભાળી શકે એવો બીજો માણસ ક્યાંથી ગોતી કાઢશે ? + + + )

કર્નલ સીલીએ લખેલા અનેક પત્રોમાથી અમે પૂર્વનિર્દિષ્ટ એક જ પત્ર અત્ર વાનગી રુપે ઉતારેલ છે. એમના બધાય પત્રો અત્ર ઉતારવા એ એક નાનો સરખો ગ્રંથ લખવા બરાબર થઇ જાય તેમ છે. છતા અમે એ સર્વ પત્રોના સાર રુપે એટલુ તો કહી દેશું જ કે, આ કર્નલ સીલી રાજ્યમા ઉદ્દભવેલ અનેક પ્રકારે રાજકુટુબને હાનિકર નીવડે એવી વસ્તુસ્થિતિના સંપૂર્ણ જાણકાર હતા એટલે જ તેમને રાજ્યના ભવિષ્યને માટે ઘણી જ ચિંતા થઇ આવેલી હતી, એટલું જ નહિ, પરંતુ વફાદારી તથા રાજ્ય ભક્તિને વિષયે તેઓ પુરુષોત્તમરાયજીને અજોડ પણ માની રહેલા હતા નવાબ સાહેબ રસુલ-ખાનજીની બીજી રાણીથી એમને પ્રાપ્ત થયેલ બીજા શાહજાદાના લાભાર્થે પહેલી રાણીને પેટે જન્મેલ યુવરાજ શેરઝમાખાનજીને હાનિકર નીવડે એવી જાળ પથરાતી હોય એવો જે વ્હેમ-વહેમ-કર્નલ હંટરને આવેલો, તેમના એક પત્ર ઉપરથી જણાય છે તેમ કર્નલ સીલીને પણ, એમના પોતાના રાજ્ય-સેવાકાળથી એવો જ વહેમ થઈ આવેલો હોય તો તે હકીકતથી, પુરુષોત્તમરાયજીની રાજ્યમાંથી ગેરહાજરીને પરિણામે, કેવી અનિષ્ટ સ્થિતિનો જન્મ થઇ આવે એ પ્રશ્ને કર્નલ સીલીને ફીકરમંદ કરી દીધેલ હોય તો તેમાં નવાઈ જેવું નથી. જુનાગઢ રાજ્યની તેમજ રાજકુળની રક્ષા કરી રહેવામાં સદા જાગ્રત રહીને પુરુષોત્તમરાયજીએ પોતાના સ્વાર્થ તથા સુખનું જે બલિદાન આપેલું હતું તેનું યથાર્થ અનુભવજ્ઞાન આ કર્નલ સીલીને હતું અને તે કારણે જ તેમને, પુરુષોત્તમરાયજીની, રાજ્યને હાથે થતા પામેલ અવદશાથી ઘણુ લાગી આવેલું હતુ. કર્નલ સીલી, કર્નલ હંટરની પેઠે જ ખરી વસ્તુસ્થિતિના જાણકાર તેમજ રાજ્યના ખરા મિત્ર હોઇને પુરુષોત્તમરાયજીએ આપેલ રાજીનામાની વાતથી કંપી ઉઠે એ સ્વાભાવિક જ હતુ.

(૬) **મિ૰ એ૰ એફ૰ મેકોનોકી** આઇ૰ સી૰ એસ૰ એઓ પણ એકવાર જૂનાગઢ રાજ્યની નોકરીમાં હતા અને તેઓ એ સમયે પંડિત શ્યામજી કૃષ્ણવર્માના મિત્ર પણ હતા તે છતાં જ્યારે એ પંડિત શ્યામજી અને પુરુષોત્તમરાય વચ્ચે રાજદ્વારીય કનડ ઉત્પન્ન થયો ત્યારે આ મિ. મેકોનોકી પુરુષોતમરાયજીની સત્યનિષ્ઠા જોઇને તેમને પક્ષે રહેતા હતા, અને તે દિનથી આ અંગ્રેજ અમલદારને પુરુષોતમરાયજી સાથે સારો મેળ રહેવા લાગેલો હતો, અને જૂનાગઢ રાજ્યની નોકરી છોડયા પછી પણ આ સાહેબે પુરુષોતમરાયજી સાથે સારો સબંધ નભાવી રાખીને તેમને શક્ય તેટલી મદદ પણ આપેલી હતી

(૭) **મિ૰ માર્ટિન કોર્ટિન** નામના એક યુરોપીય ગૃહસ્થ કે જેઓ અમેરિકામાં જઇ 'ઓઇલ સિટિ (તૈલ-નગર)' માં જઇ વસેલા હતા તેમણે ઇ૰ સ૰ ૧૯૦૮માં જ્યારે પુરુષોતમરાયજી ઉપર આવી પડેલ આફતના ખબર જાણ્યા ત્યારે તેમને ઘણી લાગણી થઇ આવેલી હતી અને તેથી, તેમણે પોતે લંડન ગયા પછી કોઈ ઉત્તમ ધારાશાસ્ત્રી આગળ પુરુષોત્તમરાયજીનુ કામ મૂકી તેનો અભિપ્રાય મેળવી આપવાનુ પોતાને માથે લીધેલુ પણ હતુ.

ઉપર પ્રમાણે અમે, આ કથાપુરુષના પરિચયમાં આવેલા બ્રિટિશ ગૃહસ્થોના કેટલાક બહુજ થોડા અને પ્રકટ કરી શકાય એવા અભિપ્રાયો નોંધી બતાવેલા છે પરંતુ એટલા જ ગૃહસ્થોના નામોનો ઉલ્લેખ કરાયલો હોવાથી, પુરુષોતમરાયજીના યુરોપીય મિત્રોની સંખ્યા પૂર્ણ થતી નથી એ અમારા આ લેખના પાઠકે ખાસ લક્ષમાં રાખવાની છે સર સ્ટેન્લી રીડ મિ૰ સી૰ હોપ્કિન્સ, મિ૰ ઇ૰ મેરીઅટ, મિ૰ એમ૰ એમ૰ ફ્રેઝર, મિ૰ જે૰ નેલમન ફ્રેઝર, ડૉ ઇવેંસ, મિસીઝ એની બીસાંટ મિ૰ જે વ્હાઇટિંગ, મિ૰ માર્સ હેસ્કેથ મિ૰ જેમ્સ સ્મૉટ, મિ૰ એડમંડ રસેલ મિ જે૰ વોટસન, કર્નલ ડબલ્યુ૰ એમ૰ પી૰ વુડ મેજર સ્ટ્રોંગ, સર ક્લોડ હિલ, લેડી જેનકિન્સ સર ફ્રેંક બીમન, મિ૰ એફ૰ વુડ-હાઉસ મિ આર૰ એસ૰ પોટિંજર, મેજર એચ૰ ઇ૰ માર્નેંગી, ડૉ૰ જોશિયાહ ઓલ્ડફીલ્ડ, કર્નલ કેનેડી મિ૰ ફિટ્ઝજેરોલ્ડ, સર હીટન વગેરે અનેક અંગ્રેજ અમલદારો તથા ગૃહસ્થો સાથે પુરુષોત્તમરાયજીનો સંબંધ ઘણો સારો હતો, અને તેમાંના ઘણાએ સરકારી નાતે રખાતે સંબંધ બાદ રાખીને બોલીએ તો, તેમના ભણી હમેશા સહાનુભૂતિ ધરાવવાનુ ચાલુ રાખેલુ પણ હતુ પુરુષોત્તમરાયજી બ્રિટિશ અંગ્રેજ અમલદારોથી ભડકતા રહી તેમનાથી વેગળા રહેનાર છે એવુ તેમના અસૂયાળુ જે જૂઠાણુ ફેલાવતા હતા એ કેટલુ અર્થહીન હતુ એ બતાવવા સારુ જ અમે પૂર્વનિર્દિષ્ટ નામાવલિ અત્ર રચી

બનાવેની છે. મતલબ કે પુરુષોત્તમરાયજીનું યુરોપીય સ્નેહીમંડળ પણ મોટું હતું. અને એ બધા સ્નેહીઓ પોતાનો વ્યકિતગત સદ્ભાવ એમના તરફ ગમે તેટલો ધરાવી રહેલા હતા તોપણ જ્યાં રાજદ્વારીય બાબતો વચમાં આવી ઉભતી હતી ત્યાં તેઓ નિરૂપાય બની એમને સહાય આપવામાં લગભગ અશક્ત બની જતા હતા. એ પણ નિઃસંદેહ છે. સ્નેહસંબંધની અસ્તિતાને અવિચ્છિન્ન ધારાએ વહેતી અટકાવનાર રાજદ્વારીય સત્તા સચાને નવગજના નમસ્કાર છે !

વળી બ્રિટિશ સરકારમાં પણ પુરુષોત્તમરાયજીની પ્રતિષ્ઠા, એક ખરેખરા રાજનીતિજ્ઞ મહાપુરુષ રૂપે જેટલી તેની ન હતી. તેનામાં જે ઉત્તમ ગુણો હતા તેમની કદર તે બ્રિટિશ રાજદ્વારીય ખાતું ન કરી શકે એવું વિવેક શૂન્ય પણ ન હતું, અને તેથી જ બ્રિટિશ અમલદારો પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાંથી મુક્ત થઈ ગયેલા હતા તે પછી પણ તેમના બાણી આદરદષ્ટિ ન રાખવા જેટલી હલકાઈ બતાવવાને પ્રેરાયેલા નહિ. રાજકોટ એજન્સી તરફથી ભરાતા દરબારોમાં તથા ઈતર પ્રકારે સ્થાતા રહેલા મેળાવડાઓમાં પુરુષોત્તમરાયજીને આમંત્રવામાં આવતા હતા. અને યથાપ્રસંગ ‘એજન્ટસ ટુ ધ ગવર્નર’ વગેરે અમલદારો પણ ખાસ કામે તેમને બોલાવી મળવાનું ચૂકતા નહિ. મુંબઈના ગવર્નર સાહેબો તેમજ હિંદુસ્તાનના વાઈસરૉયો અને મહારાણીઓથી સ્થાતા ભિન્ન અવસરો (લેવી) માં તેઓ જઈ શકતા હતા. અને બ્રિટિશ સરકાર તરફથી ભરાતા દરબારોમાં તથા યોજાતા વનભોજનાદિમાં પણ તેમને અચૂક આમંત્રણો મળતાં રહેતાં હતાં. આમ અંગ્રેજ સરકાર પણ આપણા આ સ્થાવીરની મહત્તાનું મૂલ્ય આંકી રહેલ એ વાત પણ ત્વે શંકા નથી જ. તથાપિ એટલું પણ ખરું છે જ કે, ન્યાય જ્યારે પુરુષોત્તમરાયજીને પક્ષે રહેતા હતો ત્યારે સરકાર તો વિપક્ષે જ રહેતું હતું ! સૂર્ય અસ્તાચળે જઈ રહેલ હોય તેપણ તે સૂર્ય જ છે અને તે જે પ્રકારે ઉદયાચળે આવી રાગપૂર્ણ દેખાઈ પૂજાય છે તેમ તે સાયંકાળે પણ એવો જ રાગપૂર્ણ બની રહીને પૂજાયા વિના રહી શકતો નથી. ખરેખર, મહાપુરુષોની મહત્તાનું દર્શન તેમની પ્રભાત-જનિત શોભથી જ થઈ આવે છે. અસાધારણ અને અસદૃશ દેખાતા વ્યતિકરોના વાણાતાણાથી જ મહાજનોની જીવનકથાઓના પટો રચતા હોય છે. મહાપુરુષોના જીવનચરિત્રોને લગતી અનેક ગૂઢ બાબતો એમની સાથે જ અવસાન પામે છે એટલે માનવ ઇતિહાસ એટલા પુરતો કંપનાનું સંતાન બની અયથાર્થ જ રહે એ એક સ્વાભાવિક ઘટના ગણાય જ.

# પ્રકરણ ૨૧ મું.

## પુરુષોત્તમરાયજીની ધર્મનિષ્ઠા; તેમના પ્રવાસો અને તેમની તીર્થયાત્રા



પુરૂષોત્તમરાયજીને ધર્મનિષ્ઠા પોતાના પૂર્વજો તરફથી વારસામાં જ પ્રાપ્ત થયલી હતી. એટલે તેમના ગ્રહજીવનમાં ધર્મપાલન રૂઢિપૂર્વક યથાર્થ પ્રકારે થઇ રહેલું હતું. આ સંબંધમાં આપણે પૂર્વે આ કથામાં થોડુંઘણું વાંચી લીધેલું છે. તથાપિ પોતાના દૈનિક ધર્મપરાયણ જીવન આચારધર્મ ઉપરાંત પુરૂષોત્તમરાયજીને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન મેળવવાની બાબતે જે પ્રકારની ઉત્કંઠા રહેતી હતી તેનો થોડોઘણો ખ્યાલ આપણે લેવો પડશે. જૂનાગઢમાં તેમજ રાજકોટમાં જ્યારે તેઓ રહેતા હતા ત્યારે ત્યાં તીર્થયાત્રાએ આવતા અનેક સાધુસંન્યાસીઓનો સમાગમ સાધવા તથા તેમનો શકય તેટલો સત્કાર કરવાને પુરૂષોત્તમરાયજી હમેશા તત્પર રહેતા હતા. સ્વામી આત્માનંદ, સ્વામી ભુમાનંદ, સ્વામી કૃષ્ણાનંદ, શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી શ્રી માધવતીર્થ, શુધ્ધ શારદાપીઠાધીશ્વર (પ્રભાસપાટણવાળા) શ્રી ત્રિવિક્રમતીર્થ તથા શ્રી ભારતીકૃષ્ણ-તીર્થ આદિનાં પ્રવચનો સાંભળવા તથા તેમની સાથે જ્ઞાનગોષ્ઠી કરવામાં તેમને ઘણો આનંદ પડતો હતો. જૂનાગઢમાં માર્તંડ પંડિત ગટુલાલજીના ઉપદેશા-મૃતનું પાન કરવાને પણ તેઓ વારંવાર પ્રવૃત્ત થતા રહેલા હતા, અને રાજકોટ ગયા ત્યારથી ત્યાંના પંચનાથ મહાદેવના સ્થાનમાં થતા રહેતા ધર્મવિષયક વ્યાખ્યાનોમાં તેઓ હાજરી આપવાનું બનતાં સુધી ચૂકતા પણ નહિ.

ઇ૦ સ૦ ૧૯૦૫માંથી પુરૂષોત્તમરાયજીએ પોતાના ચિત્તને વિશેષતઃ જ્ઞાનગ્રંથોનું અધ્યયન કરવા તરફ વાળ્યું હોય એમ તેમણે સંવત ૧૯૬૨ ભાદ્ર વદી ૯ શુક્રવારે રાજકોટથી મનઃસુખરામભાઇ ઉપર લખેલ પત્રમાંથી

જણાઇ આવે છે. આ વર્ષમાં એમણે શ્રીમદ ભગવદ્ગીતાનું અધ્યયન કરેલું અને બીજાં અસ્તોદય આદિ બોધક પુસ્તકો પણ ઘણાં વાંચી નાખેલા હતા. પુરૂષોત્તમરાયજીના મનનું વલણ આયશ તત્વવિધાની દિશામાં હતું, અને એ વાતની પ્રતીતિ આપણને એમણે ખુદ પોતાના રાજદ્વારીય જીવનમાળમાં મનસુખરામભાઇ આદિસ્નેહીઓ ઉપર લખેલ પત્રોમાંથી થઇ આવે તેમ છે આ કથાલેખક કનેથી પણ રાયજી નોટીસ યથાવકાશ ધર્મ તથા તત્વજ્ઞાનને લગતા પુસ્તકો મંગાવતા રહેતા.

પુરૂષોત્તમરાયજીથી લખાયલ અનેક પત્રો વાચતાં સ્પષ્ટ સમજાઇ આવે છે કે, તેઓ પુરૂષાર્થવાદી હતા, તથાપિ અંતે તો તેઓ પોતાના કાર્યોની સિદ્ધિનો આધાર તો પ્રભુ કૃપા ઉપર જ રાખનારા હતા. અર્થાત્ પુરૂષોત્તમરાયજીમાં ભક્તિરસનું પ્રાધાન્ય હતું અને તે ભક્તિરસ જ્ઞાનયુક્ત હતો. આમ હોઇને આપણે પુરૂષોત્તમરાયજીને કર્મકાંડ પરત્વે બહુજ ઓછા પ્રમાણમાં રસ લેતા દેખી શકીએ છીએ પુરૂષોત્તમરાયજીને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નહિવત્ જ હતું એટલે ધર્મશાસ્ત્રો તથા તાત્વિકગ્રંથો વાંચવા વિચારવાને પ્રસંગે તેમને એવા ગ્રંથોના ગુજરાતી અનુવાદોની મદદ લેવી પડતી હતી અને એવા અનુવાદ મેળવવાને તેઓ તજવીજ પણ કર્યા કરતા હતા અર્થાત પુરૂષોત્તમરાયજીનું જીવન, મમમ દૃષ્ટિએ વિચારતાં, તત્વજ્ઞાનના રંગે રંગાયલ ધર્મનિષ્ઠાવાળું હતું, અને એ જ પ્રેરક બળને પરિણામે તેમણે મ્હોટો ધનવ્યય કરીને તીર્થયાત્રાઓ કરેલી અને પોતાના પત્નીપુત્રાદિ સ્વજનો તેમજ પોતાના અન્ય નાગરસ્નેહીઓને યાત્રા લાભ અપાવેલો હતો.

પુરૂષોત્તમરાયજીના જીવનનો મ્હોટો ભાગ પ્રવાસમાં જ વ્યતીત થવાને નિર્માયેલો હોય એમ જણાય છે તેઓ ઠેઠ અગીઆર વર્ષની ઉંમરના હતા ત્યારથી તેમને દેશાટન કરવાનો યોગ પ્રાપ્ત થઈ ગયેલ હતો. ઇ૦ સ૦ ૧૮૭૩માં હિન્દુસ્તાનના યુવરાજ પ્રિન્સ ઓફ વેલ્સ મુંબઈ પધારેલા ત્યારે મુંબઈ ઇલાકાના દેશી રાજાઓને મુંબઈ સરકાર તરફથી મુંબઇ આવવા માટે આમંત્રણ થયેલા હતા, એટલે એ પ્રસંગે જુનાગઢના નવાબ સાહેબ મોહોબતખાનજી બીજા પણ પોતાના સર્વઆરીમંડળ સાથે મુંબઇ પધારેલા હતા. આ સર્વઆરી મંડળમાં દીવાન શ્રી ગોકુળજી ઝાલા આદિ દિવાન પુરૂષોત્તમરાયજીના પિતા -હરરાજ ઝાલા નવાબ સાહેબના ખાનગી સર્વઆરી રૂપે સમાવિષ્ટ થયા. હોઇ

તેઓ પોતાના જ્યેષ્ઠ પુત્ર–આ કથાવીર–ને પણ પોતાની સાથે મુંબઇ લઇ ગયલા હતા. મુંબઇમાં પધારેલ નામદાર ઉપરાજના સન્માનાર્થે જે બધા ઉત્સવો રચાયલા તે બધા અવલોકવાનો તથા તેની મજા ભોગવવાનો લાભ પુરૂષોત્તમરાયજીને આ પ્રમાણે થયલો હતો; પરંતુ એ લાભ કરતાં પણ અધિક કોટીનો ગણાય તેવો જે લાભ તેમને મળેલો તે એ કે, તેઓ પોતે પોતાની આટલી કોમળ ઉમ્મરે મહાજન સમાગમ જનિત સંસ્કારો ઝીલવાને ભાગ્યશાળી થયલા હતા **सत्संगतिः कथय किं न करोति पुंसाम्**। એ વચન આ કથાવીરના સંબંધમાં સફળ થવા પામેલું એમ આપણે તેમના જીવન ઉપરથી કહી શકીએ છીએ. અલ્પકાળ માટે પણ પ્રાપ્ત થતો મહાજન સમાગમ, કેટલીકવાર કોઇ એક સદ્ગ્રંથના પઠનથી પ્રાપ્ત થતા બોધ કરતાં પણ અધિક ઉપકારક–ઉત્કર્ષક–થઇ પડે છે, એ ન્યાયે પુરૂષોત્તમરાયજીને આ પ્રસંગે મ્હોટો લાભ થઇ આવેલો હતો. નવાબ સાહેબ મુંબઈથી પાછા જુનાગઢ પધારેલા ત્યારે સુરા ગોકુલજીભાઈ, ભાવનગરવાળા એમના મહામિત્ર અને સુપ્રસિધ્ધ શ્યામળદાસજી, સુરત નિવાસી વિદ્યારામજી, મનઃસુખભાઇ તેમજ સુંદરજી ઝાલા વગેરે નાસિક ત્ર્યંબકની યાત્રાએ જતાં પુરૂષોત્તમરાયજી પણ તેમની સાથે ત્યાં ગયલા હતા. આ પ્રસંગે હરિદાસ ત્ર્યંબક બુવા નામના એક સુવિખ્યાત કથાકારને મુખેથી શ્રી રામાયણ તથા શ્રી મહાભારતના કેટલાક વિષયોની કથાનું શ્રવણ કરવાનો યોગ આ કથાપુરૂષને પ્રાપ્ત થઇ આવેલો હતો. અમને લાગે છે કે, પુરૂષોત્તમરાયજીને પોતાના રાજ્યદ્વારીય જીવનમાં પણ કથાશ્રવણ તેમજ ભજનાદિ સાંભળવાને માટે જે ઉત્કટ અભિલાષ રહેલો તેનું મૂળ આ તેમણે કરેલ પ્રથમ પ્રવાસમાં રહેલું આપણે જોઇ શકીએ. હજારો સદ્બોધક ગ્રંથોનો સંગ્રહ જે લાભ તેના સંગ્રાહકને આપી શકે તેના કરતાં કોઇવાર કોઇ વિરલ મહાજનના થોડાક શબ્દોની જે અસર મન ઉપર થવા પામે છે તે એટલી તો પ્રબળ હોય છે કે, તેને પરિણામે તેવી અસર પામનાર મનુષ્યના જીવનનો રંગ બદલાઇ ગયા વિના રહેતો પણ નથી. મનુષ્ય પોતાની બાળ અવસ્થામાં જેટલું જ્ઞાન જેટલી ત્વરાથી મેળવી શકે છે તેટલું જ્ઞાન તેટલી ત્વરાથી તે પોતાની મ્હોટી ઉંમરે મેળવી શકતો નથી, એ એક મનોધર્મ વિષયક સિદ્ધાંત છે; એટલે આપણે કહી શકીએ કે, પુરૂષોત્તમરાયજીને આવા દુર્લભ પ્રસંગોથી જે લાભ મળેલો રહેલો હતો તે તેમના ભાવિ ઉન્નત જીવનની આગાહી કરનાર જ હતો. આ પછી બીજો એક એથી પણ મ્હોટો ગણાય તેવો પ્રસંગ ઇ૦ સ૦ ૧૮૭૭માં, લાંબો પ્રવાસ કરવાને માટે પુરૂષોત્તમરાયજીને મળી આવેલો હતો. આ વર્ષે

દિલ્હીમા પહેલી જાનેવારીને દિને એક સાર્વભૌમ રાજ્યદર્શક દરબાર ભરીને મહારાની (વિકટોરિયા) ને હિંદુસ્તાનની "રાજરાજેશ્વરી, અધીશ્વરી કે ચક્રવર્તિની"નું પદ ધારણ કરાવવાનું હતુ, અને તેથી ત્યા અખિલ ભારતખંડના રાજામહારાજાઓ તથા બ્રિટિશ રાજ્યના મુખ્ય અધિકારીઓ એકત્ર થયના પણ હતા આ પ્રસંગે પણ, આપણે પૂર્વે વાચી ગયા છીએ તેમ, પુરૂષોત્તમરાયજી દિલ્હી ગયલા હતા દિલ્હી દરબારનો આ પ્રસંગ હિંદુસ્તાનના ઇતિહાસમા અજોડ હતો. અને પુરુષોતમરાયજીને અનુલક્ષીને બોલીએ તો, તેમના ભાગ્યનો ઉદય કરનાર પ્રસંગ પણ એ જ હતો દિલ્હી દરબાર સમાપ્ત થયા પછી પુરૂષોતમરાયજી પોતાના વડીલ બંધુ ગોકુલજીભાઇ સાથે રહીને અધિક દેશાટન યાત્રાનો લાભ મેળવી શક્ત પરંતુ એમના પિતાશ્રીના ગંભીર મંદવાડના ખબર જૂનાગઢથી આવતા એમને તાબડતોબ જૂનાગઢ જવાની ફરજ પડી ગયલી હતી એ છતા ગોકુલજીભાઇની ધર્મનિષ્ઠા તેમને કાશી સુધી મોકલ્યા વિના રહી શકેલી નહિ, અને તેથી પુરૂષોત્તમરાયજી પહેલીવાર કાશી જઇ ગંગાસ્નાન કરીને જ જૂનાગઢ જઈ શકેલા હતા એ પછી ઈ૦ સ૦ ૧૮૯૨મા, નવાબ સાહેબ રસુલખાનજી તખ્તનશીન થયા પછી તેમને હિંદુસ્તાનને પ્રવાસે મોકલવાનું ઠરતા રાયજી સાહેબને પણ તેઓશ્રી સાથે, એક સ્થાનિક દેશીય જવાબદાર વજીરૂપ તરીકે પ્રવાસે જવાનો વારો આવેલો હતો આ પ્રસંગે મુંબઇ, જબલપુર, અલાહાબાદ, કલકત્તા, લખનૌ, કાનપુર, આગ્રા, દિલ્હી અને અમદાવાદ વગેરે નગરોની મુલાકાત આપણા આ કથાનાયકે નવાબ સાહેબ સાથે લીધેલી હતી આ મુસાફરીનો લાભ લઇને પુરુષોત્તમરાયજીએ બીજીવાર કાશી જઇને ગંગાસ્નાન કરી કાશી-વિશ્વેશ્વરના પૂજાર્ચન કરીને પોતાની ધર્મભાવનાને તૃપ્ત કરેલી, અને અલાહાબાદ-પ્રયાગ-મા સંગમસ્નાન પણ કરેલું હતુ. ફરીને ઇ૦ સ૦ ૧૯૦૩મા દિલ્હીમા રાજ્યારોહણ-દરબાર ઉપરાજ લોર્ડ કર્ઝનના વારામા ભરાયો ત્યારે પણ પુરૂષોત્તમરાયજીએ દિલ્હી સુધી પ્રવાસ કરેલો હતો. અને ત્યાથી તેઓ પોતાના ભાઈઓ તથા પોતાની કચેરીના નોકરોને સાથે લઇને ત્રીજીવાર કાશીની યાત્રાએ જઇ આવેલા પણ હતા આ સિવાય જ્યારે તેઓ રાજ્યસેવામા હતા ત્યારે તેમણે રાજ્યકાર્યાર્થે કલકત્તા, મસુરી, દાર્જીલિંગ, રાવલપીંડી, મહાબળેશ્વર માથેરાન વગેરે અનેક સ્થળે મુસાફરીઓ કરીને પોતાની સ્વભાવસિદ્ધ જિજ્ઞાસા તથા કુતૂહલતાને તુષ્ટ કરેલી પણ ખરી પ્રવાસ એ પુરુષોત્તમરાયજીનો પ્રિય વ્યવસાય હતો તેથી તથા બીજા અનેક સંયોગોને લીધે પણ તેમને પોતાની છેલ્લી ઉંમરે પણ ગ્રામમા જ ગાળવાનો વારો આવેલો હતો સહિષ્ણુતાનો

આખોય પ્રદેશ તેમણે ફરીફરીને જોયલો. ગુજરાતમાં પણ ભરૂચ, સુરત, અમદાવાદ, વડોદરા, ડાકોર, નડીઆદ, ચાંદોદ, કરનાળી, પાવાગઢ, કાલોલ, પાલનપુર, વડનગર, સિદ્ધપુર, આબુ વગેરે તમામ જાણીતાં શહેરો તેમણે એક કરતાં વધારે વાર જઇ જઈને જોયલાં હતાં, અને વળી કરાંચી, કચ્છ-ભૂજ વગેરે સ્થળોએ પણ તેમણે પ્રવાસો કરીકરીને તે પ્રદેશોને લગતી ઘણી માહિતી મેળવી લીધેલી પણ હતી, અને ત્યાં નવાનવા મિત્રો પણ કરેલા હતા.

પુરૂષોતમરાયજીને સમુદ્રમાર્ગે પ્રવાસ કરવાનું ખુબ જ ગમતું હતું એમણે પોતે ઇંગ્લાંડને પ્રવાસે જવા માટે બે ત્રણ વાર તૈયારી પણ કરેલી હતી; પરંતુ એમને ઘેરતા રહેતા કેટલાક અનિવાર્ય સંયોગોને લીધે તેઓ પોતાની એ મુરાદને પાર ઉતારી શકેલા નહિ. ઇ૦ સ૦ ૧૯૦૯માં પુરુષોતમરાયજી પોતાના કુટુંબ સહિત, ચોથીવાર કાશીમાં જઇ રહેલા હતા, કારણ કે એ વખતે એમને હવાફેર કરવાની જરૂર પડેલી હતી. કાશીપૂરી પુરૂષોતમરાયજીને આકર્ષી રહેલ એ હકીકત આપણું ધ્યાન ખેંચે તેવી છે. એકવાર તો પુરૂષોતમરાયજીએ કાયમ નિવાસ કરવાના સ્થળ તરીકે કાશીની પસંદગી કરી તે સંબંધમાં ત્યાંના હિતેચ્છુ મિત્ર રાજા મુનસી માધવલાલજી મારફત આવશ્યક માહિતી પણ મેળવેલી હતી. પરંતુ એ વિચાર પાછળથી તેમણે સંયોગવશાત્ છોડી દીધેલો હતો.

પૂર્વોક્ત બધા પ્રવાસોને લગતી સવિસ્તર હકીકત આપણને પુરૂષોતમરાયજીના દફતરમાથી ઉપલબ્ધ થતી નથી એટલે એ પ્રવાસોને લગતી હકીકત અમે સંક્ષેપમાં આપેલી છે. પરતુ પુરૂષોત્તમરાયજીએ ઇ૦ સ૦ ૧૯૦૮ના એપ્રિલ માસમા પોતાના આખાય કુટુબ પરિવાર ઉપરાંત પોતાના ભાઈ નરસિંહપ્રસાદ, બનેવી ગુલાબશંકર ફુલશંકર વસાવડા. ફોઇઆઇ ભાઇ સદાશંકર મયાશંકર ધોડા, બીજા ફોઇઆઇ ભાઈ દુર્ગાપ્રસાદ ખારોડ, જૂનાગઢના નાગર પાડોશી દિલસુખરાય સમર્થરાય વૈષ્ણવ, કારકુન કહાનદાસ ધનજી, રસોઇ કરનાર એક નાગર બ્રાહ્મણ તથા બે નોકરો સાથે કુલ વીશ માણસોનો સંઘ રચીને દક્ષિણ હિંદુસ્તાનનો યાત્રા પ્રવાસ કરેલો હતો તેની નોંધ તેમણે સ્વહસ્તે કરી રાખેલ છે તે આપણને તેમના આ પ્રવાસનું વર્ણન કરવામાં ઉપકારક થઇ પડે તેવી છે. આ પ્રવાસમાં તેઓ છેક કન્યાકુમારી ભૂશીર્ષ સુધી એટલે કે રામેશ્વર સુધી ગયલા હતા. આ યાત્રાનો કાર્યક્રમ, મુંબઇના એ

સમયના નગરપાલ (મેયર) શેઠ ધર્મસિંહ મોરારજી ગોકળદાસે મિત્રભાવે રચી આપેલ તે પ્રમાણે તા૦ ૬-૪-૦૮ને રોજ પુરૂષોત્તમરાયજીએ રાત્રિના સાડા નવ વાગે મુંબઈથી ઉપડીને તા૦ ૮-૪-૦૮ને દિને શિવ કાંચી તથા શ્રી વિષ્ણુ કાંચીના દર્શનાર્થે કાનજીવરમ મુકામ કરેલો, અને ત્યાંથી તા૦ ૯-૪-૦૮ને રોજ નીકળીને ત્રિચિનાપલ્લી પહોંચી શ્રીરંગજી તથા શ્રી માતૃભૂતેશ્વરના દર્શન કરેલાં હતાં વળી એ દિવસે રામનવમીનો માંગલિક તહેવાર હતો એટલે તે દિવસ તેમણે ત્યાં જ ગાળેલો અને ત્યાંની એક ટેકરી ઉપર ખડકમાંથી કોતરી કાઢેલ મંદિર છે ત્યાં જઈને મહાદેવજીના લિંગનું દર્શન પણ કરેલું હતું. તા૦ ૧૧-૪-૦૮ને રોજ ત્રિચિનાપલ્લીથી ઉપડી બીજે દિવસે આખોય સંઘ મદુરા પહોંચી ગયો હતો અને ત્યાં શ્રી મીનાક્ષી માતાજીના તથા સુંદરેશ્વર મહાદેવજીના દર્શનનો લાભ લઈ તા૦ ૧૩-૪-૦૮ને રોજ સવારે ચાલી આજે શ્રી રામેશ્વર બધા પહોંચેલા હતા શ્રી રામેશ્વરમાં રહીને તા૦ ૧૫-૪-૦૮, ચૈત્ર શુદિ ૧૪નો દિવસ નાગર બ્રાહ્મણ જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વરના પાટોત્સવનો હોવાથી તે નિમિત્તે શ્રી રામેશ્વરનું મોટું પૂજન કરાવીને પુરૂષોત્તમરાયજીએ પોતાની ધર્મભાવનાને સંતુષ્ટ કરેલી હતી તા૦ ૧૭-૪-૦૮ સુધી ત્યાં રહ્યા પછી આખુંય મંડળ મદ્રાસ ગયું અને ત્યાંના સુપ્રસિદ્ધ ઝવેરી રોકર તરફથી ઘણું સ્વાગત પામીને આખરે પાછું મુંબઈ પહોંચી ગયું હતું

એ પછી ઈ૦ સ૦ ૧૯૧૯ના વર્ષમાં પુરૂષોત્તમરાયજીએ પોતાના કુટુંબ પરિવાર સાથે ઉત્તર હિંદુસ્તાનમાંના તીર્થધામોની યાત્રા કરેલી હતી મુંબઈથી નીકળીને પ્રથમ સીધા તેઓ કલકત્તા ગયા હતા અને ત્યાં મુંબઈવાળા શેઠ મૂળજી જેઠાની પેઢીમાં મુકામ રાખેલો હતો કલકત્તામાં કચ્છ કાઠિયાવાડના નાગર ગૃહસ્થો તથા ઇતર જ્ઞાતિઓના વેપારીઓ ઘણા હતા એટલે એ સર્વેએ એમની સગવડ પ્રમાણમાં બંદોબસ્ત કરેલી પણ હતી કલકત્તામાં ઝવેરી રાય બદરીદાસ બહાદુરનું જૈન મંદિર તથા બાબુ રાજેન્દ્ર મલીકે બનાવરાવેલ આરસપહાણનું મહાલય પણ એમણે જોયલ, અને 'ઇડન ગાર્ડન, તથા હોગ માર્કેટ, પણ તેમને બધાને બતાવેલ તા૦ ૪-૧-૧૯ને રોજ આગબોટમાં બેસી 'બોટાનિકલ ગાર્ડન, વિક્ટોરિયા મેમોરિયલ હોલ' વગેરે જૂનાગઢના નાગર ગૃહસ્થ ઠાકરપ્રસાદ રેવાશંકર ઢેબર, બી૦ એસ૦ સી૦ કે જેઓ કલકત્તામાં એક પ્રતિષ્ઠિત સ્થાપત્યશાસ્ત્રી તરીકે નોકરી કરી રહેલા હતા તેમની સાથે ફરીને પુરૂષોત્તમરાયજીએ જોઈ લીધેલાં અને બીજે દિવસે કલકત્તામાં વસતા કચ્છ કાઠિયાવાડ તથા

ગુજરાતના તમામ નાગર બંધુઓને પોતાને ત્યા આમંત્રીને એ સર્વને ભોજન આપી રાત્રિએ બધાને 'મહાભારત'નું નાટક પણ દેખાડેલું હતું. કલકત્તામાં, માગરોળ, વંથળી વગેરે ગામોના વતનીઓ વેપારીઓ તરીકે રહેતા હતા તેમણે બધાએ પણ પોતપોતાને ઘેર પુરૂષોતમરાયજીને આમંત્રીને તેમનો યથાયોગ્ય સત્કાર કરેલો હતો. સર ડૉકટર રાધાકૃષ્ણ સર્વાધિકારી તથા અધ્યાપક જહાંગીર કુંવરજી કોયાજીની મુલાકાત પણ આ જ નગરમાં થયલી હતી. તા. ૮-૧૧-૧૯ની રાત્રિએ પુરૂષોતમરાયજીએ પોતાના કુટુંબ સહિત જગન્નાથપુરી પહોંચવા સારૂં પ્રયાણ કરેલું અને રવિવાર તા. ૯-૧૧-૧૯ના સવારમાં તેઓ પુરી પહોંચેલા પણ હતા. પુરીમા શેઠ ધનજી મૂળજીની ધર્મશાળામાં ઉતારો રાખી સાંજે શ્રી જગન્નાથજીને દર્શને ગયલા અને બીજે દિવસ સવારે ફરીથી શ્રી જગન્નાથજીને દર્શને જઇ બજાર જોયેલી, અને સાંજે શ્રી શંકરાચાર્યને મઠે તેમને દર્શને જઈ ત્યાથી સમુદ્ર તટે ફરવા માટે નીસરી પડેલા હતા. તેઓ પોતે લખી ગયા છે તેમ, ત્યા શાંત અને સ્વચ્છ પાણીવાળા મહાસાગરને કાંઠે રેતી ઉપર બેસી પરમેશ્વરની અદ્ભુત અને અમાપ શક્તિનું સહજ ચિંતન કરીને પુરૂષોત્તમરાયજી પોતાના સર્વમંડળ સાથે શ્રી શંકરાચાર્ય મહારાજને મઠે ગયલા અને ત્યા શ્રી આદ્ય શંકરાચાર્યની મૂર્તિનું તથા તે સમયના શ્રી શંકરાચાર્ય મહારાજ મધુસુદન તીર્થજીનું દર્શન કરીને તેઓ સર્વેએ એ જગદ્ગુરૂનો આશીર્વાદ મેળવેલો હતો. તા. ૧૧-૧૧-૧૯ને રોજ શ્રી જગન્નાથજીના નિજમંદિરમા દાખલ થઇને તેમણે શ્રી જગન્નાથજી શ્રી બલદેવજી અને તેમના બ્હેન શ્રી સુભદ્રાજી એ મૂર્તિત્રયનુ દર્શન કરી ચરણસ્પર્શ કરવાનો લાભ લીધેલો હતો તા૦ ૧૨-૧૧-૧૯ને રોજ આખાય કુટુંબે કલકત્તા તરફ પાછુ પ્રયાણ કરેલુ હતુ કલકત્તામા લેફટેનંટ ગવર્નરનુ 'ગવર્નમેંટ હાઉસ' તથા 'હેસ્ટિંગ્સ હાઉસ' એ બે સ્થળો જોઇને પુરૂષોત્તમરાયજીએ ફરીથી તત્ત્વનિ ડૉ. સર રાધાકૃષ્ણ સર્વાધિકારીની મુલાકાત લીધેલી હતી અને તે પછી પોતાના તે વખતે હયાત પુત્ર ચુનીલાલના મામાસસરા કે જેઓ રામપુરવાળી કોયલાની ખાણુના વહીવટદાર હતા તેમના તરફથી આગ્રહપૂર્વક થયલ આમંત્રણથી પુરૂષોત્તમરાયજીનુ આખુંય કુટુંબ જેરામપુર અગ્નિક્ષેત્ર (કોલિયરી) જોવાને ઉપડી ગયલું હતુ. તા૦ ૧૫-૧૧-૧૯ને રોજ સવારે સવા આઠ બજે ધનબાદ સ્ટેશને ઉતરી ત્યાથી જેરીઆ અંગાક્ષેત્ર તરફ જતી ગાડીએ ચઢીને પા કલાકની અંદર બધા જેરીઆ સ્ટેશને ઉતરી ત્યાથી ઘોડાગાડીમા જેરામપુર અગ્નિક્ષેત્રે પહોંચી ગયના હતા. આ નાગર ગૃહસ્થ

ગ૦ ઝવેરીલાલે તથા તેમના પિતાએ બહુ ભાવભર્યું સ્વાગત કરીને કોયલાની ખાણો દેખાડેલી પણ હતી. પુરુષોત્તમરાયજી સ્વભાવથી કુતૂહલવાળા તો હતા જ, એટલે તેમને આ ખાણો પરત્વે કરાવાતું સર્વ પ્રકારનું કામ જોવા સમજવામાં બહુ રસ પડેલો. પુરુષોત્તમરાયજીએ આ બાબતે આ પ્રમાણે લખેલું છે – "જેરીઆ, જેનમપુર અને લોદના વગેરેની ખાણો, સીમાડામાં ગામો પ્રમાણે મધાએલી છે અને ત્યાં કામ કરનારાઓથી જુદાં જુદાં ગામો જેવી સ્થિતિ જણાય છે. જેરીઆ તો પ્રથમથી જ મુખ્ય ગામ તરીકે છે. આંહીની કોલસાની ખાણો નજરે જોયા વગર તેનો ખરો ખ્યાલ આવે નહીં. ખરેખર જોવા લાયક તથા જેની નજર પડે તથા જેની પાસે પચાસ હજાર જેટલી રકમ હોય તેણે તેનું બીઝનેસ (ધંધો) કરવા જેવું છે. હવે ઇંગ્રેજો બધી ખાણો એક હાથ કરી લેવા ઇચ્છે છે ( અને તેમણે ઘણો ભાગ મેળવી લીધો છે.) ખાણમાં પીવાનું પાણી સારું મળે છે બાઈ-પ્રોડક્ટ ( ઉપ-પદાર્થો ) સાધારણ કોલસામાંથી, લોઢાને ગાળી નાખે તેવો કઠણ કોલસો ( હાર્ડ કોક ) તે કરે છે, તેના ધૂમાડામાંથી ડામર અને નવસાર કરે છે અને તે જ ધૂમાડાથી બોઇલરમાં સ્ટીમ ( વરાળ ) ઉત્પન્ન કરે છે તેથી તેમાંથી વીજળી ઉત્પન્ન કરી આખું કારખાનું ચલાવે છે. આ કારખાનું ઇંગ્રેજોનું છે. આજ સવારે ( તા. ૧૭-૧૧-૧૯ ) જેરીઆ ગયા હતા અને ત્યાં કચ્છના નાગર ગૃહસ્થ મૂળશંકર મકનજી છાયા તથા મગનલાલ જગજીવન અંતાણીને મકાને ચાહ અને ફ્રુટ ( મેવા ) થી અમારી મેમાનગીરી કરી હતી, અને શેઠ ખોડા રામજી જે કચ્છના રહીશ છે તથા જેરીઆમાં પ્રથમ આવનાર હોઈને હાલ દશ ખાણોની માલીકીવાળા શ્રીમંત થયેલા છે તેના પુત્ર કરમશીએ પોતાને મકાને આમંત્રીને કેશરીયું દૂધ પાયું હતું તથા પોતાની એક ખાણ મકાનની પાસે જ હતી તે બતાવી હતી. જે ખાણમાંથી નીકળતું સ્વચ્છ પાણી આખા જેરીઆને પુરું પડે છે." પ્રત્યેક બાબતને કેટલી સૂક્ષ્મદૃષ્ટિથી જોઈ જાણી લેવાનો સ્વભાવ પુરુષોત્તમરાયજી ધરાવતા હતા એ વાતની પ્રતીતિ આપણને પૂર્વોક્ત સવિસ્તર વર્ણનથી થઈ આવે તેમ છે. પુરુષોત્તમરાયજી ધર્મબુદ્ધિથી તીર્થયાત્રાએ નીકળેલા હતા એ વાત ખરી, તથાપી તેઓ એકમાર્ગી યાત્રિક ન હતા અને તેમની પ્રકૃતિ જ્યાં ત્યાંથી જ્ઞાન લાભ મેળવવાની હતી એટલે તેઓ જે કાંઈ જોતા જાણવા જેવું હોય તે જોઈ જાણી લેતા તેમજ જ્યાં મળવા જેવા મહાપુરુષો હોય ત્યાં તેમને મળીને જેટલા પ્રમાણમાં અધિક જ્ઞાન મેળવી શકાય તેટલું મેળવી લેવાને હમેશા ઉત્સુક રહેતા હતા પણ ખરા. તા. ૧૮-૧૧-૧૯ ને

(બપોરના) એમણે જેરામપૂર (જયરામપુર) છોડી પાચમીવારે કાશી તરફ પ્રયાણ કરેલુ અને તા૦ ૧૯-૧૧-૧૯ના (બપોરના) સાડાબાર વાગે તેઓ 'બનારસ કેન્ટોન્મેંટ સ્ટેશને' પહોચી ગયા હતા. ત્યા તેમને આવકાર આપવા સારૂ રાજા મુનસી માધવલાલજીના કુમાર નંદલાલજી તથા રાઓશ્રી ગોપાલદાસ હરિદાસ શાહપુરી હાજર રહેલા હતા, ઉતારો રાઓશ્રી ગોપાલદાસજીને મકાને ગોઠવાયો હતો. તેજ દિવસ સાજે શ્રી કાશીવિશ્વનાથજીને તથા અન્નપૂર્ણા માતાજીને દર્શને જઇને "રાજા સાહેબ મુનશી માધવલાલને મળવા માટે ભુલનપોર ગયા હતા અને ત્યાથી રાત્રીના આઠ બજે પાછા ઉતારે" આવેલા. તા૦ ૨૦-૧૧-૧૯ના સવારમા શ્રી મણિકર્ણિકા કુંડમા તથા શ્રી ગંગાજીમા સ્નાન કરી શ્રી વિશ્વનાથજીના દર્શનપૂજન કરેલ અને સાજે શહેરમા ફરીને તે જોયલુ અને પછી રેવાબાઈ ધર્મશાળાએ જઇ ત્યા મુબઇના શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસના ધર્મપત્ની શેઠાણી રતન તથા તેના ભાભી લેડી જગમોહનદાસ વગેરેને તેઓ મળેલા પણ હતા. બીજે દિવસે સાજે ચોખબામા રાજા સાહેબ મુનસીજી માધવલાલજીની કોઠીએ ગયેલ અને ત્યાં ડૉ૦ સર રાધાકૃષ્ણ સર્વાધિકારી આવેલા હતા એટલે તેમનો મેળાપ પણ પુન ત્યા થવા પામેલો હતો. તે જ દિવસ રાત્રિએ પુરૂષોત્તમરાયજીએ પોતાના કુટુબ સહિત જઇને 'મધુર્ગ નર્જ'નું નાટક પણ જોયુ હતુ તા૦ ૨૩-૧૧-૧૯ને રોજ, રૂ.બેતા મુજબ શ્રી ગંગાજીમા સ્નાન કરી શ્રી વિશ્વનાથજી તથા અન્નપૂર્ણાજીના દર્શન કરેલ અને રાત્રિએ પોતાને ત્યા જ્ઞાતિભોજન સમારભ ઉકેલેલો હતો. તા૦ ૨૪ મીએ સવારે શ્રી ગગાજીમા સ્નાન કરી શ્રી વિશ્વનાથજી આદિના દર્શને ગયલા અને સાજે રાજા સહેબ મુનસી માધવલાલભાઇએ સર્વને ભુલનપોરમા પોતાના મહાલયે આમત્રીને ભોજન કરાવેલ તથા કથક અને રામજણી પાસે ગાયન કરાવીને 'રાતના સાડા દસ બજ્યા સુધી આનદ પણ કરાવેલો હતો. તા૦ ૨૫-૧૧-૧૯ને દિવસે પુરૂષોત્તમરાયજીએ શ્રી વિશ્વનાથજીના દર્શન કરેલ અને સાજે રાઓશ્રી ગોપાલદાસજીને બગીચે જઇને આ કથાપુરૂષના આબાથ ખડકે આનારતાની બન્દાસ્ત સ્વીકારેલી પણ હતી આ રાઓશ્રી ગોપાળદાસજી શાહપુરી પુરુષોત્તમરાયજીની પૌત્રી તેમના પુત્રને અપાયલ હોવાથી તેમના વહેવાઈ થતા હોઇને તેમની બીજી કોઇ પ્રકારની બરદાસ્ત પુરૂષોત્તમરાયજી સ્વીકારી શકે તેમ ન હતા એટલે અહી સમજી લેવાનુ છે દીકરીના ઘરનુ પાણી પણ ન પીવાય એવો નાગરોમા જૂનો રિવાજ છે આ રાઓશ્રીના એક પૂર્વજે હિદુસ્તાનના પહેલા બ્રિટિશ સર હેડેમ (ગવર્નર જનરલ) વોરન હેસ્ટિંગ્ઝને પોતાના

ઘરમાં આશ્રય આપી તેમનો જીવ બચાવેલો હતો તેના બદલામાં અંગ્રેજ સરકારે આ નાગર કુટુંબને 'રાજા' (રાવ રાજા)નો ખેતાબ આપી સન્માનિત કરેલ છે, એટલું અમે અત્ર કથાપ્રસંગનો લાભ લઈને નોંધીએ છીએ. તા૦ ૨૬મીએ શ્રી વિશ્વનાથજીને દર્શને જઈ પુરુષોત્તમરાયજીના આમંત્રણ મુજબ, રાજા સાહેબ મુનસી માધવલાલજીની કોઠીએ જઈને તેમના ભાઈ બળદેવદાસજી સાથે ભોજન લીધેલું હતું અને સાંજે રામનગરના દીવાન સાહેબ વિશ્વેશ્વરીપ્રસાદની મુલાકાત લઈને ના૦ મહારાજા સાહેબનું મહાલય જોયેલ અને ત્યારબાદ ઉતારે પહોંચેલ હતા. તા૦ ૨૭મીએ શ્રી વિશ્વનાથજીને દર્શને જઈ ત્યાંથી શ્રી બુદ્ધદેવની જૂની મૂર્તિઓ તથા તે સમયની પ્રાચીન વસ્તુઓ કે જેમને લોર્ડ કર્ઝને એક ભવ્ય મકાનમાં સંગૃહિત કરાવેલ છે તે તથા ત્યાં આવેલ ખંડિયેરો જોવાને સારનાથ ગયા હતા અને એમની નિરીક્ષા કર્યા પછી આ જ્ઞાનરસિક કથાપુરુષે કાશીની વિદ્યાપીઠ (બનારસ હિંદુ યુનિવર્સિટી)નું મકાન તથા સરસ્વતીભવનની મુલાકાત પણ લીધેલી હતી. સાંજે રાજા મુનસી માધવલાલજીને ભુવનપોર મળવા જતાં બાબુ મોતીચંદનો બંગલો તથા બગીચો પણ પુરુષોત્તમરાયજીએ જોઈ લીધેલ. તા૦ ૨૮મીએ, નિયમ પ્રમાણે સવારમાં શ્રી વિશ્વનાથજીનું દર્શન કરી રાયજી સાહેબ શ્રીયુત જગન્નાથપ્રસાદને મળવા માટે શિવપુર ગયા હતા અને સાંજે સ્વામીશ્રી જ્ઞાનાનંદજીને મળવા અર્થે 'ભારત ધર્મ-મહામંડળ'ની કોઠીએ થઈને રાજા સાહેબ ગોપાલલાલજીને બંગલે પધારેલા ત્યાં વિશ્રાંતિ લીધેલી હતી. તા૦ ૨૯ તથા ૩૦મીએ પણ શ્રી કાશીવિશ્વનાથજીનાં દર્શનપૂજન કરીને કાશીયાત્રાની સમાપ્તિ તેમણે કરેલી, અને તા૦ ૧-૧૨-૧૯ને રોજ સવારના ૭ વાગે પુરુષોત્તમરાયજી પોતાના કુટુંબ સહિત અલાહાબાદ તરફ ઊપડી ગયેલા હતા. કાશીપુરીના અનેક નાગર ગૃહસ્થો એમને વિદાયમાન આપવાને આવેલા પૈકી રાજાઓશ્રી ગોપાલલાલજી અલાહાબાદ સુધી તેમની સાથે ગયેલા. અલાહાબાદમાં ગોકુલદાસ તેજપાળની ધર્મશાળામાં મુકામ કર્યા પછી હોડીમાં બેસી ગંગાયમુનાને સંગમે પધારેલા ત્યાં સ્નાન કરેલું અને ત્યાંથી પાછા ફરતા શ્રી સરસ્વતીના ગુપ્ત પ્રવાહનું અવલોકન પણ તેમણે તથા તેમના કુટુંબે લીધેલું હતું. તા૦ ૩-૧૨-૧૯ને દિવસ સવારે અખિલ મંડળે પ્રયાગરાજને દર્શને જઈ પછી શહેરનો કેટલોક ભાગ જોઈ લીધો હતો. સાંજે પુરુષોત્તમરાયજી જોવા 'અલાહાબાદ યુનિવર્સિટીનો સેનેટ હૉલ' જોવા ગયેલા. અને વળતાં 'લીડર' નામક અંગ્રેજી વર્તમાનપત્રના અધિપતિ તંત્રી શ્રીયુત સી૦ વાય૦ ચિંતામણિને મળવા ગયેલા હતા અને તે પ્રસંગે ત્યાં ૮ મા નેશનલ લિબરલ

સપુ તથા શ્રીયુત મદનમોહન માલવીયાજીના પુત્ર પંડિત રમાકાન્તને પણ મળી લેવાનો સુયોગ પુરુષોત્તમરાયજીને પ્રાપ્ત થઇ આવેલો હતો એજ રાત્રિએ અયોધ્યા જવા માટે અલાહાબાદ છોડેલું અને ગંગોત્રી ગોપાલદાસજી વગેરે મંડળી ત્યાંથી પાછા કાશી તરફ ઉપડી ગયલ તા૦ ૪-૧૨-૧૯ના સવારમાં ફૈઝાબાદ સ્ટેશને ઉતરી ઘોડાગાડીમાં અયોધ્યા પહોંચી ત્યાં શ્રી સરયુઘાટ ઉપર આવેલ અયોધ્યાના મહારાણી સાહેબની કોઠીમાં ઉતારો કરીને સાંજે સરયુ નદીમાં સ્નાન કરેલું, અને બીજે દિવસે હનુમાન ગઢીએ જઇ હનુમાનજીની મૂર્તિનું તેમજ શ્રી રામચંદ્રજીની જન્મભૂમિ તથા શ્રી સીતાજીની પાકશાળા જોઇ શ્રી રામચંદ્રજી આદિ ચારે ભાઇઓની તેમજ તેમના માતાપિતાશ્રીની મૂર્તિઓના દર્શન કરેલા હતા અને તે પછી તેમણે લખનૌ જવા માટે અયોધ્યા છોડેલું હતું લખનૌમાં સ્વતંત્ર ઉતારો ગોઠવેલો ન હતો એટલે સ્ટેશને ‘વેઇટિંગ રૂમ’માં જ મુકામ રાખી પુરુષોત્તમરાયજીએ પોતાના સંઘમાંના પુરુષમંડળને સાથે રાખી લખનૌ શહેર તથા તેમાંના પ્રસિદ્ધ સ્થળો જોઇ લીધેલા હતા એ પછી ડેહ્‌રાદૂન જતી ગાડીમાં હરદ્વાર જવાને માટે લખનૌથી રાયજી સાહેબનું આખુંય કુટુંબ ઉપડી ગયેલું અને તે તા૦ ૭-૧૨-૧૯ને રોજ સવારે હરદ્વાર જઇ પહોંચેલું હતું માર્ગમાં સહરાનપુરથી ખાસ લસ્કર’ સ્ટેશને આવીને માંગરોળના નાગર ગૃહસ્થ શાંતિલાલ શંકરલાલે તથા જામનગર વાળા દુગારાકર મોહનલાલે સરભરા કરીને પુરુષોત્તમરાયજીના મંડળને સંભાળેલું પણ ખરું બનારસવાળા રાજા મુનશી માધવલાલજીના જમાઇ શ્રીયુત બળદેવદાસજીએ બે દિવસ પહેલા હરદ્વાર પહોંચી પોતાના મિત્ર નામદાર લલિતા પ્રસાદના પીલીભીત હાઉસ નામના નવા અને સુંદર તથા સગવડવાળા મકાનમાં આવશ્યક બંદોબસ્ત કરી રાખેલો હતો એટલે પુરુષોત્તમરાયજીએ પોતાના મંડળ સહિત તેમાં જ મુકામ કરેલો હતો તા૦ ૮-૧૨-૧૯ના સવારમાં બ્રહ્મકુંડના જળનું આચમન લઇ પાસેના દેવાલયોમાં દર્શન કરેલા અને સાંજે કનખળ જઈને શ્રી ગંગાજીના જળનું આચમનાદિ કર્યા પછી દેવદર્શન ઉકેલી વિશ્રાંતિ લીધેલી હતી કારણ કે તેમને બીજેજ દિવસે ઘોડાગાડીની મદદથી હૃષીકેશ જવાનું હતું કલકત્તાવાળા ઝવેરી રાય બદ્રીદાસજીએ કરેલ વ્યવસ્થાથી હૃષીકેશમાં લાલા ચંદુલાલના નવા મકાનમાં ઉતારો કર્યા પછી ત્યાંના ‘કાલી કામળીવાળા’નું સ્થાન જોતા તથા ત્યાંના બાવાજી રામનાથજીને મળવા ગયલા, અને પછી આવતા ગંગાઘાટે જઇ પુરુષોત્તમરાયજીએ શ્રી ગંગાજીના જળનું આચમન લઇ તેમને વંદન કરી મનોરથ પૂર્ણ કરેલા હતા આપણા આ સ્થાનોરે

નોંધેલું છે તે પ્રમાણે, હૃષીકેશવાળા પ્રદેશમાં જાણે કે એક ગામ વસી ગયલું છે, અને તે સ્થળ ચોતરફ ડુંગરો વચ્ચે આવેલ હોઇ ઘણું રમણીય પણ બનેલું છે, અને હરદ્વાર કરતાં વધારે ઠંડી ત્યાં જણાતી પણ નથી બીજે દિવસ સવારે પુરુષોત્તમરાયજી પોતાની સાથે શ્રીયુત બળદેવપ્રસાદ તથા પોતાના જ્યેષ્ઠ પુત્ર ઝવેરીલાલને લઇને, પગે ચાલી ત્રણ માઇલ દુર આવેલ 'લક્ષ્મણ ઝૂલા' એ ગયલા, આ સ્થાન હિમાલય પર્વતની તળાટી 'તલાટવી'માં તેમજ ગંગાતટ ઉપર આવેલું છે. માર્ગમાં કાળી કામળીવાળા બાવાજીના બીજા શિષ્ય નામે આત્મપ્રકાશજીએ રચેલ સ્થાન, જમણા હાથ ઉપર પણ ગંગાજીને સામે કાંઠે આવેલ હોઇ પુરુષોત્તમરાયજી વગેરે હોડીમાં બેસીને ત્યાં પણ ગયેલા હતા. આ આત્મપ્રકાશજીના સ્થાનકનો વહીવટ એ વખતે પૂર્વાશ્રમમાં લીંબડીના વતની હતા તે બ્રહ્મચારી શિવસ્તના હાથમાં હતો. ત્યારપછી ત્યાંથી લક્ષ્મણ ઝૂલાએ જઈ પહોચીને શ્રી ગંગાજીના જળનું આચમન લઇ, શ્રી લક્ષ્મણજી, શ્રી રામચંદ્રજી તથા શ્રી સીતાજીની મૂર્તિનાં દર્શન કરી, ઝૂલતો પુલ જોઇ લીધા પછી એ ત્રણે યાત્રિકો પુનઃ હૃષીકેશ પહોચી ગયલા હતા. બીજે દિવસ સવારે એટલે તા૦ ૧૧-૧૨-૧૯ને રોજ પુરુષોત્તમરાયજીએ શ્રીયુત બળદેવદાસજી તથા પોતાના પુત્ર ઝવેરીલાલને પોતાની સાથે રાખીને આગગાડીને માર્ગે ડેહરાદુનમાં વકીલ પંડિત આનંદ નારાયણને ઘેર તેમણે ઉતારો કરેલો અને પછી મોટરમાં બેસીને આખું ગામ જોઈ લીધેલું હતું ખાસ કરીને સરકાર હાકેમ, ગવર્નર જનરલને રહેવાનુ મકાન તથા ફરતો બગીચો, ત્યાંથી દેખાતો મસુરીનો પહાડ વગેરે જોઇને બોટાનિકલ ગાર્ડન, નિરંજનપુર આનો બગીચો તથા કારખાનુ વગેરેની મુલાકાત લીધા બાદ રાયજી સાહેબ બાબુ જ્યોતિસ્વરુપ વકીલને બંગલે તેમને મળવા માટે ગયલા અને ત્યા તેમને, પંજાબના મહારાજા રણજિતસિંહના પ્રધાનામાત્યના પુત્ર રાજકુમાર તેગ બહાદુર તથા તેમના કુમાર કેપ્ટન સમશેર બહાદુર સાથે ઓળખાણ કરવાનો સુયોગ મળી આવેલો પણ હતો. ડેહરાદુનના શ્રીમંત ગૃહસ્થ બળી-સિંહજીએ પોતાની મોટર રાયજી સાહેબને સોંપી દઇને અનુકૂળતા કરી આપેલી. ડેહરાદુનથી પુન હરદ્વાર આવીને પુરુષોત્તમરાયજી પોતાના યાત્રિકમંડળ સહિત મથુરા જવાને તા. ૧૩મીએ ઉપડેલા હતા અને ત્યાં પહોચીને શેઠ રામની દામજીની ધર્મશાળામાં મુકામ કરેલ હતો. તા૦ ૧૪ એ થી જમુનાજીમાં સ્નાન કરી ત્યાંના શ્રી યમુનાજીની આરતિ કરેલી અને ... ન કરીને પાસે આવેલ દ્વારિકાધિશને મંદિર જઈ દર્શન કરેલાં. મથુરા ... આ પછી પુરુષોત્તમરાયજીના સંઘની નામ બાર વ્યક્તિઓને ... નોાર્ય

મંદવાડ જણાવા લાગેલો; પરંતુ મહેમાણાવાળા ગણપતિ મંદિરના સ્વામી ઉમેશ્વરાનંદ ભેળા થઇ આવતાં તેમની દવાથી બિમારોની સંભાળસારી લેવાણી હતી. પરંતુ હવે અધિક પ્રવાસ કરી જોખમ વેઠવું એ ઠીક ન લાગ્યાથી પુરુષોત્તમરાયજીએ પુનઃ રાજકોટ તરફ તા૦ ૧૭-૧૨-૧૯ને રોજ પ્રયાણ કરી પોતાની આ તીર્થયાત્રાની સાથે પોતાથી કરાતી રહેલ જ્ઞાનવિહારયાત્રાને સમાપ્ત કરી દીધેલી હતી. માર્ગમાં તેઓ અજમેર ઉતરેલા હતા અને ત્યાં જૂનાગઢના તથા પેટલાદના નાગર ગ્રહસ્થો હતા તેમણે તેમનું સારૂ આતિથ્ય કરેલું તેમજ બહાઉદ્દીન કોલેજના માજી અધ્યાપકો રા૦ સાહે તથા સૈયદ ગફાર હુસેન કે જેઓ બંને મિયાં રાજકુમાર કોલેજમાં અધ્યાપકો હતા તેઓ પણ પુરુષોત્તમરાયજીને દર્શને, તેમને ઉતારે જઈ મળતાં તેમનો જૂનો સંબંધ તાજો થવા પામેલો હતો. આ રા૦ સૈયદ ગફાર હુસેન ગુણજ્ઞ હતા એટલે, એઓ પાછળથી પુનઃ જૂનાગઢ રાજ્યની નોકરીમાં આવેલા ત્યારે, પુરુષોત્તમરાયજી જો કે હયાત ન હતા તોપણ તેમણે એમના પુત્રોને રાજ્ય તરફથી ઇનસાફ અપાવવા માટે શકય તેટલી તજવીજ કરીને પોતાના ઉપરનું ઋણ ફીટાડવાનો પ્રયાસ કરેલો. એ વાત અમારે, એ પુરૂષની કિંમત અંકાવનારી હોઈ તેની નોંધ અહીં લેવી જોઇએ જ. અજમેરથી રાજકોટ જતાં માર્ગમાં મહેમાણા સ્ટેશને ત્યાંના પ્રાંતન્યાયાધીશ રૂપશંકર ઓઝારજી ધોળકીઆ, રાજરત્ન, પ્રાંત-બાંધકામ અધિકારી સવાઈલાલ ગોવિંદરાય વૈષ્ણવ, રા૦ મોહનલાલ ફુલશંકર ઝાલા તથા તેમના પુત્ર પાછળથી વડોદરાના વરિષ્ઠ ન્યાયાધીશ થયેલ તે રાજરત્ન મણિલાલ ઝાલા, ખેંગર રાયચંદ, સ્વામી ઉમેશ્વરાનંદ વગેરે અનેક ગ્રહસ્થોએ તેમનું તથા તેમના સંઘનું શકય સ્વાગત કરી બતાવેલ પણ ખરૂં.

અહીં અમારે ઉમેરવું જોઇએ કે, ઈ૦ સ૦ ૧૯૧૧માં પુરુષોત્તમરાયજી કોઇ કારણે વડોદરે જઈ ત્યાંના અમાત્ય દી૦ બ૦ વાસુદેવ સમર્થ સાહેબના પરોણા થયલા હતા અને તે વખતે એ સમર્થ સાહેબે એમનું નૃપોચિત ભવ્ય સ્વાગત કરેલું પણ હતું આ પ્રવાસમાં પુરુષોત્તમરાયજીના રાજ્યસેવાકાળના વરિષ્ઠ અધિકારીઓ પૈકી સુરત નિવાસી ગુલાબદાસ લાલદાસ નાણાવટી, ભરૂચ નિવાસી ખાન બહાદુર અરદેશરજી તથા રા૦ ભૂપતરાય વિક્રમજી વૈષ્ણવ વગેરે પણ એમની સાથે વડોદરે ગયલા હતા. વળી ઇ૦ સ૦ ૧૯૧૪માં સ્વ. શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ત્રીજાની અશ્વારૂઢ પ્રતિમાની અનાવરણક્રિયા નામદાર ઈડર નરેશને શુભ હસ્તે થયલી તે પ્રસંગે પણ પુરુષોત્તમ-

ઇ૦ સ૦ ૧૯૨૧માં "શ્રી ભારતધર્મ મહામંડળે" તેના સભાપતિ નામદાર મહારાજાધિકાર મિથિલેશ શ્રી રમેશ્વર બહાદુર, જી, સી. આઇ. ઇ. કે૦ સી૦ બી૦ ની સહીથી પુરૂષોતમરાયજીને धर्म्ममानपत्रम् આપેલું હતું; એટલું જ નહિ, પરંતુ તેમને राजधर्म्मविभूषण સંજ્ઞિત ધર્મોપાધિ રૂપ અલંકારથી યુકત કરેલા પણ હતા. શ્રી ભારતધર્મ મહામંડળે પસંદ કરેલ શબ્દોવાળી પદવી ઈશ્વરેચ્છાએ સર્વથા યોગ્ય જ છે એટલું અમે અત્ર જણાવી દઇએ છીએ.

પુરૂષોત્તમરાયજીએ કરેલ યાત્રાઓને લગતી પૂર્વોકત સંક્ષિપ્ત હકીકત આપણને અનેક દૃષ્ટિએ વિચારણીય થઈ રહે તેવી છે. એ એમની યાત્રાઓ કોઇને ધર્મશ્રદ્ધાથી પ્રેરાયલી લાગશે, તો બીજા કોઇને વિહારાર્થે કરાયલ પર્યટનો જેવી ભાસશે પણ ખરી. પરંતુ વસ્તુતઃ એ બધી યાત્રાઓમાં આપણે પુરૂષોત્તમરાયજીને પૂર્વનિર્દિષ્ટ બંને પ્રકારનાં વલણોવાળા દેખી શકીએ છીએ, અને એ બે પ્રકારનાં વલણો જો કે પરસ્પર વિરુદ્ધ કોટીનાં કોઇને દેખાશે, તોપણ તે બે વચ્ચે જે અવિરોધતા રહેલી છે તે એવી તો સૂક્ષ્મ છે કે, એ બે પ્રકારનાં વલણોમાંથી કોઈ એકને પ્રધાનતા અને બીજાને ગૌણતા આપવા જેટલો અવકાશ આપણને મળી આવતો નથી.

---

# પ્રકરણ ૨૨ મું.

## पुरुषोत्तमरायजीनु अवसान; अने उपसंहार.



પુરુષોતમરાયજીની શરીરસંપત્તિ તેમના રાજ્યાધિકારકાળમાં અને તે પછી પણ ઘણાં વર્ષો પર્યંત લગભગ તેમનો દેહાંત થયો તે પહેલાના થોડાક માસ

સુધીમાં બાહ્ય દૃષ્ટિએ બીજાને ઇર્ષ્યા ઉપજાવે એવી દેખાતી રહેલી હતી તેઓ ગૌર વર્ણના, દીર્ઘકાયાવાળા, પ્રફુલ્લ અને તેજસ્વી નેત્રોવાળા, પ્રસન્ન મુખ મુદ્રાયુક્ત, લોહીવાળા તથા માંસલ, ઝડપથી ચાલવાવાળા, શક્તિસંપન્ન, ઉદ્યમી, અવિરત શ્રમ ઉઠાવી શકનાર, સ્ફુર્તિવાળા, સદા જાગરૂક અને એકંદર નીરોગી જેવા દેખાતા પણ હતા. પરંતુ બાળપણમાંથી જ તેમને બંધકોષ્ઠ (કબ્જીઅત)નો વ્યાધિ હતો, અને તેમાં વળી તેમને રાજ્યકાર્યો પરત્વે ચિંતાગ્રસ્ત થવું પડતું હતું એટલે તે રોગે જોર પણ કરી દીધેલું હતું તથાપિ એક યા બીજા પ્રકારના વ્યાયામના તેઓ ઉપાસક હતા અને સ્વભાવથી તેઓ ટીખળી રમુજી હતા એટલે આ રોગ તેમને તેમની યુવાવસ્થામાં અધિક ઉપદ્રવકારક અગર તો તેમના પ્રવૃત્તિમય જીવનને ખાસ બાધક થઇ પડેલો નહિ.

એમને કોઇ કોઇવાર લોહીના દબાણને વશ થઇ જવું પડતું હતું અને તેવે પ્રસંગે તેમની સ્થિતિ ચિંતાજનક પણ થઇ પડતી હતી. મતલબ કે, રાજ્યકાર્યો પરત્વે જેમ જેમ ચિંતાભાર વધતો ગયલો તેમ તેમ શ્વાનનિદ્રાવાળા પુરુષોત્તમરાયજીનું શરીર કથળવા માંડેલું હતું, અને તે કારણે જ તેમણે, એક કરતાં વધારે વાર રાજ્યસેવામાંથી મુક્ત થવાને પ્રયાસ કરેલા હતા. પરંતુ એમને જે આરામ જોઇતો હતો તે મળી શકેલો નહિ, અને છેવટે જ્યારે તેઓ રાજ્ય સેવામાંથી મુક્ત થયલા અને પોતાને નિવૃત્તિમય જીવન ગાળવાની તક મળશે એવી કલ્પના કરી રહેલા, ત્યારે તેમની ચિંતા ઘટવાને બદલે પ્રતિદિન વધતી જાય અને શરીરને પણ વધારે ને વધારે શ્રમ પડતો રહે એવો યોગ ઉપસ્થિત થઇ આવેલો હતો, પુરૂષોત્તમરાયજી રાજ્યસેવામાંથી મુક્ત થઇ મુંબઇમાં રહેવાને ગયલા ત્યારે જે કોઇએ તેમને જોયલા હશે તે વિના સંકોચે કહી શકશે કે, ...મનો જે આશય, રાજ્યસેવામાંથી મુક્ત થઇને નિવૃત્તિમય જીવનથી પ્રાપ્ત થતા ...ખ ભોગવવાનો હતો તે તેઓ અચૂક સફળ કરી શકત જ, એમ તેમની ...સન્ન મુખમુદ્રાથી સ્પષ્ટ સૂચિત થઇ આવતું હતું. પરંતુ એમના વિદ્વેષીઓ ...મની પાછળ એવા પડેલા કે, એમને એ પ્રકારનું સુખ તેમણે ભોગવવા ...ધેતું નહિ, અને તેને પરિણામે તેમને અધિક આધિ ઉપાધિઓથી ગ્રસ્ત બની ...વાનો વારો આવી ગયલો હતો. પરિણામ એ આવેલું કે, જે બંધકોષ્ટનો ...ાધિ તેમને વરી બેઠેલો હતો તે અધિકાધિક જોર કરતો ગયલો, અને તેનાથી ...ક્ત રહેવાને તેઓ જેમ જેમ કૃત્રિમ ઉપાયો કરતા ગયલા તેમ તેમ તે ...ાધિનું જોર વધતું ગયલું હતું અને અને તેણે આખરે ક્ષીણતાનું રૂપ ધારણ

કરી લીધેલું પણ હતું આમ આંતરડાં નબળાં પડતાં ગયલાં એટલે પછી, આપણે આગલા પ્રકરણમાં વાચી ગયા છીએ તેમ એ વ્યાધિશત્રુએ ઇ. સ. ૧૯૨૧માં આંત્ર જ્વર (ટાઇફોઇડ ફીવર)નું ગંભીર રૂપ પકડેલું હતું. પરંતુ પ્રભુકૃપાથી એ વ્યાધિમાથી તેઓ ઉગરી ગયલા તથાપિ તેને પરિણામે તેમના શરીરને ઘણી હાનિ પહોચેલી હતી. તેમાં વળી પોતાના કુટુંબમાં અનેક મરણો થઇ ગયલાં તેનો ખેદ પણ તેમને આવરી રહેતો હતો અને વળી વિધાતાની વક્રતાનો અંત પણ દેખાતો ન હતો એટલે નિરાશાની અસર તેમના મનો-બળનો ધીમે ધીમે હ્રાસ કરતી ગયલી હોય તો તેમાં નવાઇ જેવું ન હતું આ ઉપરાત કાળ પોતાનું કામ તો કર્યે જ જતો હતો, એટલે એમને સબળ રાખી શકે એવી જે પરિસ્થિતિ હતી તેમાં પણ વિપરીત રૂપાંતર થવા માડેલું હતુ. ખરેખરા હિતૈષી અને સમર્થ મિત્રો પૈકી ઘણાય તેમને આ દુનિયામા છોડી પરલોકવાસી થઈ ગયલા, અને તેથી મનુષ્યના દુઃખોને સહ્ય બનાવનાર જે મિત્ર સમાગમનું સુખ તેનાથી તેઓ વંચિત થતા ગયલા; આમ કુટુ મક્ષય તથા સ્નેહીઓ અને મિત્રમંડળનો ક્ષય આ બે બાબતોએ પુરૂષોતમરાયજીના ભવ્ય મનોમંદિરને એવું તો જર્જર કરી નાખેલું કે, તેમને ઠેકાણે બીજો કોઈ પુરૂષ હોય તો તે કેવળ હતાશ બની મૂઢ જ બની બેસે. છેવટે મુબઇમા એક વાર એમના કુટુંબવૈદ્ય તરીકે મિત્ર ભાવે કામ કરી રહેલ ડૉ૦ પોપટ પ્રભુરામે તેમને બરાબર તપાસેલા અને તેમણે, તેમના આયુષ્યનો અવધિ છ માસથી વધારે નથી લાગતો એમ જણાવી દીધેલું પણ હતું. આમ થયલું ત્યારે તેમણે મુબઇથી રાજકોટ જઈ, પોતાના દેહાત પછી પોતાના પુત્રોએ જે બધું કરવું જોઇએ તે બધા સંબધે યોગ્ય અને આવશ્યક વ્યવસ્થા કરવાનું ઉચિત ધારેલું અને બને તો રાજકોટમા જ દેહ પાડવાનો સંકલ્પ પણ કરી દીધેલો હતો. પરતુ ત્યા પણ વિધાતાનો વિરોધ દેખાયા વિના રહેલો નહિ. સ્વ૦ નામદાર મહારાજા જામસાહેબ રણજિતસિંહજી કે જેઓશ્રીએ આપણા આ કથાપુરૂષને વાર્ષિક રૂપીઆ પાચહજારનું વર્ષાશન બાધી આપેલ તેમજ જૂનાગઢ સાથે એમનું સમાધાન કરાવી નાખવાને આવશ્યક પગલાં પણ ભરેલા તેઓશ્રી એકાએક ગભીર અસાધ્ય મદવાડને વશ થઇ આ દુનિયા છોડી ચાલતા થઇ ગયલા ! આ બનાવે ગયજી સાહેબને અધિક દુખમા નાખી દીધેલા; નામદાર રણજિતસિંહ મહારાજા સાહેબ જેવા સમર્થ રાજકર્તા હિતૈષી રુપી સબળ પાખું આમ અણુચિતવ્યુ તૂટી પડે ત્યારે પુરૂષોતમરાયજી જેવાનો આશાચદ્ર દુર્ભાગ્ય રાહુથી ગ્રસિત થઈ જાય તેમાં નવાઇ નહિ. સર્વ દિશાએથી પ્રહાર

ઉપર પ્રહાર ભોગવવાના આવે ત્યારે ગમે તેવું સબળ હૃદય પણ વિશીર્ણ થયા વિના ન રહે, તો પછી ઘણા લાંબા સમયથી વિશીર્ણ થતું રહેલ હૃદય કેટલું ટકી શકે? પુરુષોત્તમરાયજીની છેલ્લી આશા આમ ચપળાની પેઠે થોડીકવાર ચમકી અને પાછી વાદળમાં અદૃશ્ય થઇ બેઠેલી! રાજકોટ પણ હવે તેમને કરડવા લાગેલું! ત્યાં તેમને પડખે ઉભી મદદ કરનારાઓ તથા સલાહસાહચર્યનો લાભ આપનારાઓ જે બધા હતા તેઓ પણ, કાળપ્રવાહને બળે, આ પૃથ્વી-મર્યાદાને ઉલ્લંઘી ગયલા હતા! આવી પરિસ્થિતિમાં તેમણે પોતાના અંતકાળને સમીપસ્થ જોઇ લીધેલો, અને તેથી તેમણે પોતાના મહાવિશ્વસનીય ફોઇઆઇ ભાઇ દુર્ગાપ્રસાદ ખારોડને જુનાગઢથી પોતાની પાસે રાજકોટમાં બોલાવી રાખી લીધેલા, અને તેમ કરીને તેમણે પોતાના ઐહિક જીવનને આટોપી લેવાનું કામ શરૂ કરી દીધેલું પણ હતું. ગૃહવ્યવસ્થા જે પ્રકારે કરી લેવી જોઇએ તે પ્રકારે કરી લીધા પછી તેમણે, પોતાના શરીરનો અંત આવે ત્યારે જે વિધિએ જે ક્રિયાઓ થવી જોઇએ તે સબંધે એક લેખ તયાર કરેલો. અને તેમાં તેમણે પોતાના પુત્રોને આવશ્યક સૂચનાઓ આપી દીધેલી પણ હતી આ લેખ અમે અત્ર શબ્દશઃ ઉતારી અમારા પાઠકને, આ આપણા ચરિત નિરૂપ્યના દીર્ઘદૃષ્ટિવાળા તથા તત્વજ્ઞતાવાળા માનસનો ખ્યાલ પણ આપી દેશું. એ પછી પોતાના રાજકોટવાસી નાના મહોટા સ્નેહી જનોને છેલ્લા નમસ્કાર કરીને પુરુષોત્તમરાયજીએ દુર્ગાપ્રસાદજીને પોતાની સાથે રાખીને મુંબઇ તરફ પ્રયાણ કરેલું હતું, અને ત્યાં થોડા સમય પછી તેમનો દેહાંત પણ થયલો. એમના મંદવાડને લગતી વાત ચારે બાજુ ફેલાઇ ગયલી હતી, એટલે એમના સ્વામન્ય મિત્રો પ્રશંસકો અને કુટુંબજનો વગેરે તેમના પરત્વે ચિંતાગ્રસ્ત રહેવા લાગેલા પણ ખરા. આ મંદવાડ છેલ્લો છે અને તેને પરિણામે પોતાનો દેહ પડવાનો જ છે એવું ભાવિજ્ઞાન એમને થઇ આવેલું હતું જ, એટલે તેમણે સર પ્રભાશંકર પટણી જેવા જે મિત્રો ઇંગ્લાંડ આદિ પરદેશ જવાના હતા તેમને છેલ્લા નમસ્કાર યથાપ્રેમ શબ્દોમાં કરી દીધેલા પણ ખરા, અને એવા મિત્રોએ અશ્રુપૂર્ણ આંખે તથા ગદ્ગદ કંઠે શક્ય તેટલા આશ્વાસક બોલો તેમને સંભળાવી શાંતિ પણ આપેલી હતી, મુંબઇમાંના એમના સ્નેહી ડાક્ટરો તથા વૈદો જેવા કે, ડૉ॰ બાજેકર, ડૉ॰ દેસે, ડૉ॰ પ્રાણજીવનદાસ, ડૉ॰ પોપટ, વૈદરાજ બાબાશંકર બાવાભાઇ, શ્રીયુત શિવજીભાઇ વગેરે તેમને જોવાને આવતા અને મિત્રભાવે ઔષધિ મોકલતા રહેતા પણ ખરા,- પરંતુ પુરુષોત્તમરાયજીને હવે ઔષધ લેવાની વાત અણગમતી થઇ પડેલી

હતી; તોપણ પોતાના સ્નેહી ઉપચારકોના માન ખાતર કવચિત્ કવચિત્ તેઓ ઔષધો લેતા રહેલા. પરંતુ એ ઔષધો ઉપકારક નીવડતાં ન હતાં. આમ થોડાક વખત સુધી ઔષધો લેવાનું ચાલુ રાખી આખરે તે ન લેવાનો પણ સંકલ્પ એમણે પાછળથી કરી નાંખેલો હતો. પુરૂષોતમરાયજી પ્રત્યેક વિષયમાં નિશ્ચિત સંકલ્પવાળા હતા તેનાં અનેક ઉદાહરણો તેમની જીવનકથામાંથી આપી શકાય તેમ છે. પરંતુ એવા અનેક દાખલાઓ અમે અત્રે આપવા ઈચ્છતા નથી, એટલે અમે એક જ દષ્ટાંત આ વિષય પરત્વે આપીએ છીએ. મુંબઈમાં 'વલ્લભ ભુવન' નામક ભાડાના મકાનમાં તેઓશ્રીએ ઘણાં વર્ષો ગાળેલાં હતાં. એ મકાનના અમુક એકજ ઓરડામાં અને તેના અમુક ખુણામાં એમણે પોતાનો ખાટલો ગોઠવાવેલો હતો અને તેમાં જ તેમણે પોતાના દેહાંત પર્યંત સુવાનો ઠરાવ કરી સ્વજનોને જણાવી દીધેલો પણ હતો. * તેમનો દેહાંત થયલ તે પહેલાના આઠેક દિવસથી તો તેમણે દવા લેવાની બાબતમાં અનિયમિતતા દાખલ કરી દીધેલી અને છેલ્લા ચાર દિવસમાં તો તેમણે દવા નામ માત્ર પણ લીધેલ નહિ. છતાં દવા લેવાનો સમય થતો હતો ત્યારે તેઓ પોતાનો મૂળ રમુજી સ્વભાવ પ્રકટ કર્યા વિના રહેતા નહિ. રા૦ દુર્ગાપ્રસાદ તો તેમની પાસે હાજર જ રહેતા હતા અને જે દવા પુરૂષોતમરાયજીએ લેવાની હોય તે તેઓ પોતે, તેમના વતી, પોતાના ગળામાં ઉતારી દેતા હતા. આ ભક્તિ પ્રયોગ ખરેખર અસાધારણ હતો. ક્યાં સુધીની કેટલી ભક્તિ ! આ મંદવાડમાં પુરૂષોતમ-રાયજીનાં ગૃહજનો ઉપરાંત રા૦ મુકુંદરાય પ્રતાપરાય, કરુણાલાલ છાયા, રામ–પ્રસાદ વસાવડા વગેરે મુંબઈવાસી નાગરબંધુઓએ પણ સારી સેવા કરેલી હતી. તેમનો દેહાંત થયો તે પહેલાં છ એક દિવસથી તેમણે બોલવાનું લગભગ બંધ જેવું જ કરેલું હતું અને બને ત્યાંસુધી ડોકું હલાવી પૂછનારને, હા, ના, કહેતા હતા. છેલ્લા ચાર દિવસ તો સાવ મૂંગા જ રહેલા અને પાણી પીવા કવચિત્ મુખ ઉઘાડતા ત્યારે તેમાં થોડુંક પાણી સિંચાતું હતું. અર્થાત્ કોઈ એક તપસ્વી યોગી સમાધિસ્થતા જેવી સ્થિતિને પ્રાપ્ત થઈ બ્રહ્મચિંતન કરતો પોતાના દેહનો ત્યાગ કરે તે પ્રમાણે આપણા આ કથાપુરૂષ પણ પોતાના અવસાનકાળની પ્રતીક્ષા કરી રહેલા હતા; આત્મસંયમી આથી વધારે ચેષ્ટા શી કરી શકે ? દેહાંત પહેલાં બે દિવસથી તેમના શ્વાસની ગતિ બદલવા માંડેલી

* સર પ્રભાશંકર પટણીએ તેમના મંદવાડ વખતે તેમને રહેવા માટે વાલકેશ્વરના બંગલાની સગવડ કરી આપવા કહેલ હતા પણ ત્યાં તે (પુ.) ગયા ન હતા.

હતી, અને તેથી ઘરનાં તમામ માણસો, પાસે આવતા જતા તેમના અવસાન કાળને માટે સાવધાન પણ બની ગયલાં. અંતે આ સ્વેચ્છાપૂર્વક અવાક્ બની રહેલ મહાપુરુષનો જીવાત્મા ક્રમશઃ પરમ શાંતિમાં ગળતો ગળતો તા૦ ૮-૫-૩૭ સોમવાર, **નૃસિંહ ચૌદશને દિવસે**, સાંજના પાંચ વાગ્યાને સમયે પરમાત્મભાવને પામી ગયલો. અને એ પ્રકારે, કવિ નાનાલાલે 'મેંગી તવારીખના પૃષ્ઠ'માં એમના સંબંધે કહેલું છે તેમ, આ "આથમતો ય સૂર્ય" આખરે આથમી જતાં ગુજરાત કાઠિયાવાડનાં દેશીય રાજ્યોના રાજદ્વારીય જીવનમાં ન પૂરાય તેવી ખોટ પડી ગયલી પણ ખરી. પુરુષોત્તમરાયજીનો દેહાંત એટલે 'ટેક ખાતર ભેખ' લેનાર સત્વશીલ રાજદ્વારીય જીવનનું અવસાન ! રાયજી સાહેબનો દેહાંત એટલે જૂની ઢબની રાજ્યભક્તિ તથા રાજ્યરક્ષક મુત્સદ્દીગીરીનો દેહોત્સર્ગ ! પુરુષોત્તમરાયજીનો દેહાંત એટલે ગુજરાત કાઠિયાવાડના રાજ્યોમાંથી અનાક્રમણીય રાજવિદ્યા તથા રાજ્ય ધુરંધરતાનો અંત ! ગમે તે ઉપાયે રાજ્યસેવાને વળગી રહીને લૌકિક અનિત્ય સુખનો ઉપભોગ કરી રહેવાની લોલુપતામાંથી મુક્ત રહેનાર રાજપુરુષો વિરલ જ હોય છે, અને એવા એ વિરલ મહાનુભાવો પૈકી એક એ આપણા કથાપુરુષ છે એ નિ:સંદેહ.

હવે આપણે, પુરુષોત્તમરાયજીએ પોતાનો દેહાંત થાય ત્યારે શું શું અને તે પણ કયા કયા રૂપમાં તેમના સ્વજનોએ કરવું એ સંબંધે જે ઇચ્છા-લેખ લખી ગયેલો છે તે વાંચી આ મહાવિભૂતિની સ્વભાવસિદ્ધ સમયજ્ઞતા તથા દીર્ઘદર્શિતાનું અવલોકન કરી લઇએ તો તે અસ્થાને ગણાશે નહિ.

## ★ ઇચ્છા-લેખ ★

મારા શરીરની સમાપ્તી સંબંધીનો તથા મારી ઉત્તરક્રીયા સંબંધીનો આ લેખ હું વધુ સારા કાગળમાં સારૂ લખી ન શકું તો આને જ અમલ લેખ સમજવો.

મારા શરીરમાંથી જેનો ચૈતન્ય જીવાત્મા શરીર છોડી જાય તે વખતે અને તે પછી કરવાની સૂચના નીચે પ્રમાણે લખાવું છું.-

૧ મારી ભૂતકાળની સ્થીતી કાયમ રહી હોત તો તેને અનુસરતું કરવા જણાવત.

૨ ગયા પણ દાયકાથી પરમેશ્વરની અકૃપામાં ઉમેરો જ થતો રહેતો છે. એટલે મારા કુટુંબને કોઇ વાત વધુ પડતી કે મુશ્કેલીવાળી ન થાય તે ધ્યાનમા રાખી આધુનિક સ્થીતી, સમય પ્રમાણે સૂચના કરી છે.

૩ મારા વંશમાથી જે ગુણગ્રાહિએ મારા મારેનું નિષ્પક્ષ જ્ઞાન મેળવી મારામા શું સારું હતું તે જાણશે અને તેનું અનુકરણ કરશે તથા કુટુંબમાં કરાવશે તેણે મારા માટે સધળું કર્યાનો મારા અમર આત્માને સંતોષ થશે

૪ સુખદુઃખનાં કારણોમા ઇચ્છિત અને અનિચ્છિતની પ્રાપ્તિઅપ્રાપ્તિ મુખ્ય તથા સ્વાભાવિક છે.

૫ સર્વશક્તિમાન પરમેશ્વરે કોઇપણ નીમીત્તે અને વખતે નિર્મેલું જન્મ–મરણ તેના અચળ અફર નીયમે દેવકોટી સહિત સર્વને માટે થયેજ જાય છે અનિવાર્ય છે અને તેને અટકાવવા કોઇ સમર્થ જ નથી.

૬ આ નીયમે મારા શરીરનો ચૈતન્ય જીવાત્મા પણ નક્કી થયેલી પળે શરીર છોડી જશે.

૭ આ બનાવથી કુટુંબમા અને મને જાણનારા ખરા શુભેચ્છકોમાં પ્રસંગે પ્રસંગે સ્મરણ અને લાગણી થયે જશે તે જેમ સ્વાભાવિક છે તેમજ વખત જતા બધુ ભુલાઈ જશે તે પણ અસ્વાભાવિક નથી.

૮ ચૈતન્ય જીવાત્મા અમર છે, અને શરીરનું મરણ એ વાસ્તવિક રીતે પાણીના પરપોટાના દૃષ્ટાંત પ્રમાણે રૂપાંતર જ છે.

૯ જ્યાં શરીર પડે ત્યા પાસેના કુટુંબીને દેહાતસમયે જોઇતી વસ્તુઓ મેં એક નેતરની પેટીમા, ઘણા વખતથી તૈયાર રાખી છે તે બધીનો શરીર ઉપર ઉપયોગ કરી નાખવો.

૧૦ શરીરને ગંગાજળથી સ્નાન કરાવી વિભુતિ, ચંદન, કંકુનો ચાંદલો કરી સુગંધી તાજા ફુલ ચડાવવા, અત્તર ચોપડવું તથા અગર સુખડ વગેરેના ધૂપ કરવા.

૧૧ કુટુંબમાં જે હાજર હોય તેણે ધર્માદયા અને અગ્નિ સંસ્કાર કરવો

૧૨ જ્યાં શરીર પડ્યું હોય ત્યાંથી સોનાપુર લઈ જતાં સુધીમાં રૂા. ૧ના એક આના લઈ દરેક ગરીબને હાથોહાથ દીધે જવા.

૧૩ રાજકોટમાં ઘેર આગળ શરીર પડે તો:-

૧ રૂપીઆ નવના એક આના ઉપરાંત રૂા. ૨૫)ના દાણા, રૂા. ૨૫)નાં કપડાં અને રૂા. ૨૫) રોકડા પૈસા અવાચક ગરીબને તથા સાધુ-સંતોની યોગ્ય જગામાં તેરમા સુધી વહેંચી દેવાં. ધર્માદો કરવાને રાજકોટ અનાથાશ્રમ પણ એક યોગ્ય સ્થાન છે.

૨ ઉઠામણા સુધીમાં ઘરનાં કુટુંબીઓએ શ્રી શંકરાચાર્યનાં વેદાંતસ્તોત્રો કે પાગડેપગ અને સ્વલ્પ-ઉપદેશની અષ્ટાવક્રગીતા કે શ્રી કૃષ્ણચંદ્રની ગીતાના જ્ઞાન ભાગનું વિદ્વાન બ્રાહ્મણ પાસે શ્રવણ કરવું અને તે બદલ સીધાં, કપડાં તથા દક્ષિણા સહિત કુલ રૂ૦ ૨૫) દઈ દેવા. બીજું કાંઈ દેવું નહીં તેમજ બીજા શ્રવણ કરવા આવનાર પાસેથી અપાવવું નહીં; ન દેવા પ્રથમથી જ કહી દેવું

૩ દશમાં, અગીઆરમાં અને બારમાની શ્રાદ્ધની ધર્મક્રિયા ગોરદ્વારા પંચનાથના મંદિરમાં કરવી. પૂજાસામાન ઘરમાંથી આપવો.

૪ શ્રાદ્ધનો બધો સામાન, ઉપસ્કર લાવવા ગોરને જ કહેવું અને તે બદલ જ્ઞાતિમાં ગૃહસ્થો તરફથી રૂા. ૨૦) દેવાય છે તેથી પાંચ વધુ એટલે પચીશ દેવા, ઉપરાંત રાતા કે લીલા રંગનું એક રેશમી અબોટીયું, પીતાંબર, પિંડને ઓઢાડવા માટે રૂ૦ ૧૦)નું જુદું આપવું એટલે કુલ રૂા. ૩૫) અપાશે.

૫ ગોદાન કે બારમાનું શય્યાદાન મેં આપેલ છે માટે દેવા નહીં.

૬ અગીઆરમું અને બારમું કોઈને કરવા દેવાં નહીં તેમજ ઘેરથી પણ કરવાં નહીં

૭ રાજકોટના નાગર બ્રાહ્મણ ગૃહકુટુંબને આખી મૂંડીના લાડુ પુરી,

બે શાક, એક રાયતું, તુરદાળ, ચોખા, અને કઢેલ દુધથી જમાડી દેવા તથા રૂ. ૦ાા પ્રમાણે, જનોઇએ કે નામાદીક, રાજકોટના રીવાજ મુજબ દક્ષિણા દેવી. શેરકળી કઢોળને સ્થાને ગણવી.

૮ શાક, આમાન પ્રત્યક્ષ રાજકોટની બ્રાહ્મણ જ્ઞાતિના ધોરણે દઇ દેવાં.

૧૪ ઉપાડનારાઓને અબોટીયાં પહેરાવવાં.

૧૫ ગોર કે તેના પ્રતિનિધિને જુનાગઢથી રાજકોટ બોલાવી તેને તથા તેની મદદમાં તે લાવેલા હોય તેને જવા આવવાના થર્ડ ક્લાસના રેલભાડા ઉપરાંત શાક, આમાન રાજકોટના ધોરણે અને દક્ષિણા ગોરના ઘરના માણસ દીઠ ગણીને દેવી.

૧૬ શોકના દેખાવમાં માત્ર તેરમા સુધીની ધર્મક્રિયા કરનાર એક પુત્રે જ ધોળું બાંધવું તે સિવાય કાંઇપણ કરવું કે કરવા દેવું નહીં. ચૌદમે દિવસે ધોળું ઉતારી નાંખવું.

૧૭ શરીર પડયાના ખબર ભાઇઓમાં તારથી તેમજ બીજાઓમાં જેને તારથી જણાવવાં જોઇએ તેને તારથી જણાવવા. ખરખરા માટે ફેરો ન કરવા જેને જણાવવાનું યોગ્ય લાગે તેને તુરત જ પત્તાથી જણાવી દેવું.

૧૮ શરીર રાજકોટને બદલે બીજે પડયું હોય તો –

૧ ઉઠમણા સુધીનો કથાશ્રવણનો વ્યવસાય કરવો નહી.

૨ દશામાં, અગીયારમાં અને બારમાના શ્રાદ્ધની ધર્મક્રિયા મારા મોટા પુત્રે તે જ્યાં હોય ત્યાં શ્રી શંકર મહાદેવના મંદિરમાં કરવી. તે ત્યાંના વિદ્વાન બ્રાહ્મણ દ્વારા કરાવતા તેને ઉપસ્કર તે લાવે તે બદલ રૂ. ૧૦) તથા ક્રિયા કરાવ્યા બદલની દક્ષિણા રૂ. ૧૦) એમ કુલ રૂ. ૨૦) આપવા.

૩ તેર બ્રાહ્મણોને ત્યાં ઠીક ગણાતા મિષ્ટાન્ને જમાડી દેવા.

૧૯ આમ કર્યા છતાં પણ આપણા ગોરને સરામણા નીમીત્તના રૂ ૨૦ની

દક્ષિણા દેવી, પણ તેને જૂનાગઢથી બોલાવી રેલભાડાનું ખર્ચ કરવું નહી, તેમજ રૂા ૨૦) સિવાય બીજું કાઇ દેવુ નહી.

૨૦ છમાસી, વરસી, સંવત્સરી, ભાદરવાનું શ્રાધ્ધ અને ગયા શ્રાધ કરવાની જરૂર સમજવી નહી. પોતાને ખાવા માટે ખુશીસપત્તિ પ્રમાણે કરવુ માત્ર તિથિએ, સવત્સરીએ દરેક ભાઇએ ખગ ગરીબને રુપીઆ અરધા પ્રમાણેનું ખાવાનુ મગાવી રુબરુ ખવડાવી દેવું.

૨૧ રાજકોટમા ઉત્તરક્રિયા કરવા માટે આખા કુટુબે ભેળા થવા જરૂર સમજવી નહિ હાલના પ્રતિકૂળ સમયમા રેલભાડા વીગેરેના નકામા ખરચ ન જ કરવા જરુર પુરતુ જ કરવુ જોઇએ વળી નોકરી ને તબીઅત સભાળવાની પણ પહેલી અગત્ય સમજવી

૨૨ રાજકોટના નાગર બ્રાહ્મણોને મેં મારા નીમીતે જમાડી દીધા છે એટલે બહાર શરીર પડયું હોય તો પછી તેને તેરમાનું ફરી જમાડવા માટે જ રાજકોટનો ફેરો કરવા જરૂર ન માનવી જ્યારે બધી અનુકૂળતાએ રાજકોટ આવવુ થાય ત્યારે ફરીથી સગવડ પ્રમાણે જમાડવા તે ખુશીની વાત છે

૨૩ મારા ઉત્તરકાર્યના આમા લખેના બધા ખર્ચ માટે રૂ૦ ૫૫૦) પાચસો પચાસ સાડાપાચસોની મૂદલ રકમ મે ચિ ચુનીલાલ મારફત સેટ્રલ બેંકમા રખાવી છે તેમાથી આ ખર્ચ કરવુ. આ રકમનુ વ્યાજ આવે તેટલો તેમા વધારો થયો માનવો અને તે પણ ખરચવો

૨૪ રાજકોટના ઘર જોવા તથા સરસામાન ગોઠવવા માટે ત્રણે ભાઈઓ સહકુટુબ રજા અને તગીયતની અનુકૂળતાએ રાજકોટ જઇ આવવુ

૨૫ કાજીજીની કૂતરીની ગૈયતમાં આખા ગામે ભાગ લીધો હતો અને કાજીની ગૈયતમાં ઉપાડનારની સંખ્યા પણ ઓછી થઇ હતી. આ કહેવત દુનિયાનું ખરૂ ભાન કરાવનારી છે, માટે સમયાનુસાર જે બને તેનો હર્ષ કે શોક ન કરવો એજ બુદ્ધિ, જ્ઞાન અને અનુભવનું સાર્થક્ય છે.



પુરૂષોતમરાયજીએ જે વિધિએ દેહોત્સર્ગ કરેલ છે તે પૂર્વનિર્દિષ્ટ ઇચ્છા લેખમાં જે ભાવના ગર્ભિત થઇ રહેલી છે તે તથા મન સુખરામભાઇ ઉપરના જે થોડાંક પત્રોનો આપણે પૂર્વે ઉપયોગ કરેલો છે તે પત્રોમાંના તેમના જે ઉદ્‌ગારો આપણા જાણવામાં આવેલ છે તેઃ એ સર્વનો મેળ કરીને આપણે જ્યારે વિચારીએ છીએ ત્યારે આપણા આ ધીરધીર ચરિતનિરૂપ્યમાં જે પ્રકારની જન્મસિધ્ધ ધર્મનિષ્ઠા તથા તત્તજ્ઞતા હતી તેની તેમના પોતાના બધાય પ્રકારના પ્રયાસોમાં પુરૂષાર્થ સાથે પ્રારબ્ધતાનો જે સમવાય સંબંધ તેઓ સમજી રહેલા હતા તેની આપણને સ્પષ્ટ પ્રતીતિ થઇ આવ્યા વિના રહેતી નથી. ગજદ્વારે ગળાતા સેવાજીવનકાળના પ્રિય અપ્રિય રંગોના પૂર્ણ અનુભવી રાજ-પુરૂષમાં જે એક પ્રકારની વિલક્ષણ વિરક્તિનો ઉદ્‌ભવ વસ્તુતઃ થઈ રહેવો જોઇએ તે પ્રકારની વિરક્તિ ગયજી સાહેબમાં સ્વભાવસિધ્ધ થઇ રહેલી એ વાત પરત્વે શંકા નથી જ. 'સત્યનો અંતે જય' એ ત્રિકાલાબાધિત સિધ્ધાંતમાં તેમની શ્રધ્ધા અચળ હોવાથી તેઓ એટલા તો ઉર્જસ્વી આશાવાદી બની રહેલા હતા કે તેમને પોતાના દેહાંતકાળ સુધી પણ નિરાશાની ઉંડી, અંધારી અને અવિતરણીય એવી ગર્તામાં છેક દટાઇ જવાનો વારો આવેલો નહિ; એટલું જ નહિ પરંતુ નિરાશાને ભારે તેઓ મંદોત્સાહ બની બેસીને પુરૂષાર્થ સિધ્ધિ કરવાની બાબતે અટકેલા પણ નહિ. તેમણે પોતાના આત્મજત્રયને ઉદ્દેશીને જે એક પત્ર તા૦ ૬-૬-૩૧ને રોજ લખીને આપી રાખેલ છે અને જે અમે અઢારમા પ્રકરણમાં ઉતારેલ પણ છે તે પત્ર વાંચવાથી અમારા આ કથનને પુષ્ટિ મળી રહે છે જ. છતાં પડેલા મહાપુરુષના મહિમાને ત્વરાથી પરિવર્તન થતા રહેલા કાળચક્રને લીધે ભૂલી જનારી આ દુનિયાં કેવી અપાંગ દ્રષ્ટિથી ઉપેક્ષિત કરી રહે છે એ વાત આપણા આ ચરિતનિરૂપ્યની જાણ બહાર ન હતી, એટલે એમણે પોતાની તિતિક્ષા તથા જ્ઞાનદ્રષ્ટિને બળે પોતાના પૂર્વનિર્દિષ્ટ ઇચ્છાલેખને અંતે 'કાજીની કુતરીની મૈયત'નાં પ્રસંગનો દ્રષ્ટાંત આપીને આ ભૂલકણા ભૂલોકની અનાત્મકતાને હસી કાઢી પોતાની પ્રજાને આશ્વાસન આપવાનું ઉચિત ધારેલું પણ હતું તત્વવેત્તા રાજનીતિજ્ઞ સિવાય આવા ઉદ્‌ગારો કોણ કાઢી શકે ? દુનિયાંની દ્રષ્ટિએ એકવાર બહુજ મહોટા મનાઇ પૂજાતા રહેલ ઘણાય પુરૂષોને જ્યારે તેમને મહોટાઇ અપાવનાર સંયોગોથી વંચિત થવાનો વારો આવે ત્યારે તેઓ કેટલા નિસ્તેજ, કેટલા નિર્બળ તથા આત્મઘાતી થવાને પ્રેરે એવા ક્ષુદ્ર માનસવાળા બની બેસે છે એ વાત જે કોઈ નિરીક્ષક--પરીક્ષક--જાણી શક્યે હશે તે તો અવશ્ય આપણા

આ સ્થાવીરે પોતાના અસ્તકાળમા દાખવેલા ઉદ્યગમ રાગને ની ખીને તેમને એક અસાધારણ કોટીની પુરૂષાર્થમૂર્તિ ગણી અભિવંદ્યા વિના રહી શકશે નહિજ

આમ ગુજરાત–કાઠિયાવાડ તથા આપણા સમસ્ત દેશના અન્ય ભાગોમા પણ એક મહાન અને અનુપમ મુત્સદી તરીકે પ્રતિષ્ઠિત થયેલ અસાધારણ ગણાય તેવા વિશાળ મિત્રમડળથી વિરાજિત અને બહુજનપૂજ્ય તેમજ વિશેષત સોરઠી પ્રજાથી અદ્યાપિ પર્યન્ત સભારાતા રહેલ એવા રાયજી સાહેબ બહોતેર વર્ષની પક્વ જેવી મનાય તેવી ઉમરે આ ફાની દુનિયાને ભમાવી રહેલ અસ્તોદયના ચક્રને વીધીને સ્વધામ પહોચી ગયેલા અને તે તેમનુ પ્રસ્થાન રાકયુ રહેલ પણ નહિ 'કાજીજીની મયતમા ઉપાડનારાઓની સખ્યા" ઓછી હતી એમ કદાચિત રાયજી સાહેબની સ્મશાન યાત્રાએ બનેલ હશે તથાપિ ઇ૰ સ૰ ૧૮૭૭ના મે માસની નવમી તારીખના સવારમા તો મુબઇના વર્તમાન પત્રોની પાખે ચઢીને આ વીરધીર પુરૂષના અવસાનને લગતી વાત ચારે દિશામા ફેલાઇ જતા તેમને નિવાપાજલિઓ અપાવાનો આરભ થઇ ચૂકેલ હતો પરદેશમા પણ તાર ટપાલ તથા વર્તમાનપત્રોદ્વારા આ શોકજનક વૃત્તાત સર્વવિદિત થઇ ગયેલ, અને સ્નેહીઓ પ્રશંસકો તથા ગુણજ્ઞ સજ્જનો તરફથી તેમના પુત્રો ઉપર આશ્વાસક સદેશો ભાતભાતના શબ્દોમા સ્વર્ગસ્થના પ્રતિગાન કરતા આવી પડવા લાગ્યા હતા એ સર્વ અત્ર આલેખી શકાય નહિ 'तुण्डे तुण्डे मति र्भिन्ना 'એ ન્યાયે કાઇએ તેમને 'મિહ'ની ઉપમા આપી તો કોઇએ તેમને 'રાજનીતિજ્ઞમડળના હીરા ગણ્યા કોઇએ તેમને મહાન' કહીને એક જ શબ્દમા તેમના સર્વ ગુણોનો સમાવેશ કરી દીધેલો તો બીજા કોઇએ તેમને રાજ્યભક્તિની મૂર્તિ રૂપ આલેખી દીધેલ મુબઇ ઇલાકાના લગભગ તમામ અગ્રેજી તથા ગુજરાતી–વર્તમાનપત્રોએ તેમના જીવનચરિત પરત્વે લાબા ટુકા લેખો પ્રકટ કરી તેમનો મહિમા ગાઇ તેને તાજો કરી બતાવેલો હતો આશ્ચર્યપમાડે એવી અસાધારણ વાત તો એ છે કે આ પુરૂષોત્તમરાયજી કે જેમનુ રાજદ્વારીય જીવન ત્રીશત્રીશ વર્ષોના કઠિન ચરો નીચે દબાઇ જઈ લગભગ ચીમરાઇ ગયા જેવુ બની ગયલુ હતુ જેમને જૂનાગઢ રાજ્યે એક મહેટા ચ ત્રિયતીન તહોમતદાર તરીકે ઓળખાવવાનો રોલ ધારેલો હતો જેમને એ રાજ્યે અન્યાય કરી સાધન સપત્તિહીન બનાવી દઇ એક નિર્ધન જેવા અદ્રશ્ય રૂપે પોતાનો જીવનનિર્વાહ કરવાની સ્થિતિમા ધારેલી દીઠેલ હતા અને તે છતા જેમને મુબઇ જેવા મહાનગરમા

ભાડાના એક નાનકડા મકાનમાં રહીને પણ, અનેક પ્રકારે યાતના ભોગવતાં ભોગવતાં સ્વમાન તથા ટેકની રક્ષા કરી બ્રિટિશ સલ્તનતનાં બારણાં ઠોકી ઠોકીને 'ન્યાય આપો, ન્યાય આપો', એવો પુકાર નિરંતર પાડયા જ કરેલો હતો એમને એવા અભગ્નપૃષ્ઠ પુરુષને દુનિયાં વસ્તુતઃ ભૂલી શકેલી નહિ જ, અને તેથી જ તેમનો દેહાંત થયાનું જાહેર થયલું કે તરત જ તેમના વિસ્મૃત જેવા બની રહેલ જીવનને ફરીથી ખણી કઢાઇને પ્રકાશમાં મેલાવાનું બની આવેલું હતું. લોકમુખ જેવા ગણાતાં આપણાં વર્તમાનપત્રોએ, પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાં હતા ત્યારે તેમનાં રાજ્યકાર્યોની પ્રશંસા યથાપ્રસંગ સારા પ્રમાણમાં કરેલી; તેમણે રાજીનામું આપેલ ત્યારે પણ વર્તમાનપત્રોએ તેમના રાજ્યકાર્યભારકાળનો મહિમા ગાઇ બતાવેલો હતો; તેમના ઉપર જૂનાગઢ રાજ્યે ખોટું આળ ચઢાવી તેમનું સર્વસ્વ હરી લીધેલું તે પ્રસંગે પણ એ જ વર્તમાનપત્રોએ તેમને પક્ષે રહી જૂનાગઢ રાજ્યે ભરેલ પગલાને નિંદી કાઢેલું હતું. આમ હોઇને આ તેમના દેહાંતના છેલ્લા પ્રસંગે એ વર્તમાનપત્ર સૃષ્ટિ તેમના સમગ્ર જીવનની સમાલોચના કરી તેમને છેવટની નિવાપાંજલિ ન અર્પે એ વાત અસંભવિત જ હતી. ત્રીશત્રીશ વર્ષો પહેલ ઇજે બની રહેલ તે વિસ્મૃતિની ધૂલિ નીચે ઢંકાઈ રહે એ કેવળ એક સાધારણ ઘટના છે, પરંતુ ત્રીશ વર્ષ પછી પણ એ ધૂલિને ઉડી જવાનો વારો આવે તો એ શું એક અસાધારણ ઘટના નથી, અગર તે શું અક્ષર કીર્તિ કે અમરતાની નિશાની નહિ ગણાય? એ ઘટનાને આપણે, તેના ગર્ભમાં રહેલ સત્યના ઐશ્વર્યની પ્રતિપાદક નહિ ગણીએ શું ? 'સત્યનો અંતે જય' એ કહેવત જો ખરી જ હોય તો પછી, પુરુષોત્તમરાયજીની સત્યનિષ્ઠા જે રૂપમાં વિજયી થયલી દેખાઇ છે તેના કરતાં અધિક વધી જાય એવા બીજા કયા રૂપમાં તે પ્રકટ વિજયી થઇ શકવાની હતી? પુરુષોત્તમરાયજીએ તા૦ ૮-૫-૩૩ સોમવારને દિને સાંજે પાંચ વાગે દેહત્યાગ કરી જે સંધ્યારાગ પ્રકટાવેલો તેનું યથાર્થદર્શન તો અનુભવી નિર્મલ ચક્ષુથી જ થઈ શકે.

હવે આપણે, એમના એ અવસાન પ્રસંગે વર્તમાન પત્રોમાંનાં કેટલાંક પત્રોમાં એમના સંબંધે લખાયલ લેખોના ફકરા અત્ર આપી એમને અપાયલ શબ્દ પુષ્પાંજલિઓનો સુવાસ આજે પણ ઝીલી લેશું:-

(૧) 'શ્રી-પ્રેસ' નામક અંગ્રેજી દૈનિક પત્રે પોતાના તા૦ ૧૦-૫-૩૩ના

અંકમાં Purushottamrai S. Jhala Dead (પુરૂષોત્તમરાયજી સું૦ ઝાલાનું અવસાન) એ મથાળા નીચે એક લાંબો લેખ પ્રકટ કરી તેમને નીચે મુજબ નિવાપાંજલિ આપેલી હતી:–

× × ×

×××"He was a progressive politician and introduced budget-system in the State. Under it the royal civil list was fixed at about Rs. 4 lacs, and Rs. 8 lacs were allocated for the nation-building department. ××× The successive administrations which followed did not reach the high standard which Mr. Purushottamrai had set up. ×× His physical form is gone from our midst. and *the loss is irrepairable. But in the excellence* of his personal character he leaves us a rich legacy for fresh inspiration. guidance and consolation (ભાવાર્થ–એઓ એક પ્રગતિકારક રાજનીતિનિપુણ ગૃહસ્થ હતા અને તેમણે રાજ્યમાં આયવ્યયદર્શક પત્રક (અંદાજ પત્રક) ઘડવાની પદ્ધતિ દાખલ કરેલી હતી. એ પધ્ધતિને અનુસરીને રાજકુટુંબનું ખાનગી ખર્ચ આશરે રૂપીઆ ચાર લાખ સુધીનું નિશ્ચિત કરાયલું હતું અને આઠ લાખ રૂપીઆ પ્રજાકલ્યાણ ખાતાંઓ માટે ફાળવાયલા હતા. × + એમના રાજ્યવહીવટ પછી જે જે રાજ્યવહીવટો થયલા છે તે બધા, રા૦ પુરૂષોત્તમરાયે હયાતીમાં આણેલ ઉચ્ચ કક્ષાએ પહોંચી શકેલા નહિ. × × શરીરધારી રૂપે તેઓ આપણી વચ્ચેથી ગયા છે અને (તેથી) જે ખોટ પડી તે પુરાય એમ પણ નથી. તથાપિ નવપ્રેરણા આપે, માર્ગદર્શન કરાવે તથા આશ્વાસન આપે એવો એક બહુમૂલ્ય વારસો તેઓ પોતાના ઉત્કૃષ્ટ ચારિત્ર્યના રૂપમાં મૂકી ગયા તો છે જ.)"

(૨) 'સાંજ વર્તમાન'માં પણ તા. ૯-૫-૩૩ને રોજ 'જુનાગઢ રાજ્યના એક વખતના પ્રખ્યાત નર શ્રી. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા (ગયજી આવિગ)નું દીવાનગીરી ભરેલું મરણ. મરનારે જોયલા ચડતીપડતીના કારમા દિવસો. જૂનાગઢમાં મેળવેલી ભારે ખ્યાતી':- એ મથાળે નીચે એક મોટો લેખ આવેલો અને તેમાં તેમના [illegible] જીવનનો વૃત્તાંત આપી તે પછી તેમના

ચારિત્રને **નમુનેદાર અને નકલ કરવા જોગ** બતાવી એમના મરણથી હિંદ કોમે એક બાહોશ 'સ્ટેટ્સમેન' (રાજનીતિજ્ઞ) ગુમાવ્યો છે એવા શબ્દોમાં શોકોદ્‌ગાર કાઢી બતાવેલ હતા.

(૩) **'નવભારત'** પત્રે તા. ૧૦-૫-૩૩ને રોજ રાયજી સાહેબનું ખેદજનક અવસાન પ્રકટ કરીને બીજી કેટલીક હકીકત એમના જીવન સંબંધે લખી તે સાથે નીચે પ્રમાણે નીવાપાંજલિ આપેલી હતીઃ–

'××દીવાનની પદવી લેવા તેઓ ઇંતજાર નહોતા. દીવાનો તથા ખુદ નવાબો પણ તેનાથી ડરતા એટલું તેઓનું બુધ્ધિબળ અને મુત્સદીપણું હતું. બ્રિટિશ કમિશ્નરે પણ સ્વ. રાયજી સાહેબને થયલા ગેરઇનસાફનો શેરો વડી સરકાર ઉપર લખી મોકલ્યો હતો.'

(૪) **'મુંબઈ સમાચાર'** દૈનિક પત્રના તા૦ ૧૦-૫ ૩૩ના અંકમાં રાયજી સાહેબને 'કાઠીયાવાડના એક મહાન મુત્સદી અને દુરઅંદેશ રાજદ્વારી' તરીકે વર્ણવવામાં આવેલા. બીજી કેટલીક હકીકત લખીને આ પત્રે, પુરુષોત્તમ-રાયજી ઉપર જૂનાગઢ રાજ્યે મૂકેલ ખોટા તહોમત પરત્વે ટીકા કરી જણાવેલું પણ ખરું કે.–

"×××બ્રિટિશ સરકારના અમલદારે તપાસ ચલાવી એવો અભીપ્રાય ઉચ્ચાર્યો હતો કે રાયજી સાહેબ જોડે ગેરવ્યાજબી વર્તન ચલાવવામાં આવ્યું છે અને તેમને ઘણી મુશ્કેલી વેઠવી પડી છે. તેમની મિલ્કત જપ્ત કરી તેમને ભારે સજા કરવામાં આવી છે જે જબાની નોંધવામા આવી છે તેને આધારે તેમને ગુનેહગાર ઠરાવવાનું ખોટું છે. તેમના મરણથી કાઠિયાવાડે એક મહાન મુત્સદી ગુમાવ્યો છે.'

**'કેસરે હિંદ'** નામક સાપ્તાહિક પત્રે પણ તા૦ ૧૪-૫-૩૩ના અંકમાં આ પુરષોત્તમરાયજીના અવસાનની નોંધ આ પ્રમાણે લીધેલીઃ-

## " સૌરાષ્ટ્રનો સીંહ ગયો !

મી૦ પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાના સ્વર્ગવાસથી આખાય કાઠીયાવાડમાં

જેની એકવાર નણુદાયકા પહેના હાસ્લ હતી તેવો સીલ ગયો જણાય છે ×××તેમના મકાનો ગામો જૂનાગઢ રાજ્યે જપ્ત કરેલા તેના બદનામા (બ્રિટિશ) સરકારે જૂનાગઢ રાજ્ય પાસેથી સવાલાખ રૂપીઆ ઘણા વર્ષો પહેના અપાવેલ પણ તે પછી વધુ ઇસાફ મળે તે પહેના આ એકનારનો સીલ વૃદ્ધાવસ્થાને લઇ મોતની મીઠી ગોદમા જઈ સુતો આશા છે કે જુનાગઢ દરબાર એમના દીકરાઓને રાયજી સાહેબની જપ્ત કરેની મિલ્કત ઇન્સાફને ખાતર પાછી સોંપશે રાયજી સાહેબની જોડી મળવી મુશ્કેલ છે જો સોરઠે સીલ ખોયો છે તો વડનગરા નાગરોએ એક વીર ખોયો છે

(૬) 'હિંદુસ્તાન" દૈનિક વર્તમાનપત્રે પોતાના તા૦ ૧૧ ૫ ૩૩ના અંકમા આ કથાવીરના ખેદજનક અવસાન પરત્વે વિસ્તાર પૂર્વક લખીને કાઠીયાવાડના અગ્રગણ્ય મહાન મુત્સદી નર તરીકે રાયજી સાહેબને વર્ણવી તેમની રાજ્યસેવાઓની કદર કરેની હતી રાજ્યને બહારવટીઆના ત્રાસથી તેમજ પ્રભાસપાટણના કોમી હુલ્લડ પ્રસંગે અને સ્ટેટના એબીએનેશન સેટલમેંટ તથા બીજા આવી ઘુંચીને અનડચવડીઆ રાજ્યદ્વારી પ્રસંગોમા તેમણે સીપાહી રાજદ્વારી તરીકે રાજ્યની ઉત્તમ સેવા કરી હતી, અને સર ફીરોજશાહ મહેતા અને બદરૂદીન તૈયબજી જેવી હિંદ ભરમા પંકાયલી વ્યક્તીઓની પ્રશંસાને પાત્ર થયા હતા × + ×"

"ચડતી પડતીના જમાનામા પસાર થયલા છતા પણ હીંમત અને વફાદારીના નમુના રૂપે તેમનો દૃષ્ટાન્ત પ્રજાને નમુના રૂપે કાયમને માટે આપણી સમક્ષ રહે છે. તેમની ઉજ્વળ કારકીર્દી અને પાછળના પડતીના દીવસોમા પણ તેમની વફાદારી, કાર્યદક્ષતા બુધ્ધિમત્તા વીગેરેના પ્રભાવના કારણે સ્વર્ગના હાલના નામદાર મહારાવ (મહોટા) ઉદેપુરના મરહુમ મહારાણા જામનગરના મરહુમ જામ રણજીત તથા મોરબીના સ્વ૦ સર વાઘજી અને અન્ય રાજકર્તાઓના વીશ્વાસ અને પ્રીતી સંપાદન કરી શક્યા હતા

'મરનારે જૂનાગઢ રાજ્યની બહુ વફાદારી ભરી સેવાઓ કરી હતી અને એક બાહોશ સ્ટેટ્સમેન તરીકે ઘણા પ્રખ્યાત હતા

સર ચીમનલાલ સેતલવડ સર લલ્લુભાઇ શામળદાસ, સર નમાલાલ

પરણી જેવા પ્રખ્યાતી પામેલાની મોટી મીત્રતા અને મોહોબ્બત ધરાવતા હતા. મરનારનું ચારિત્ર નમુનેદાર અને નકલ કરવા જેવું હતું જેમના મરણથી કાઠીયાવાડ સમસ્તને એક અજોડ રાજ્યદ્વારી અને રાજનીતિજ્ઞ પુરૂષની પુરી ખોટ પડે છે. ××"

(૭) "માતૃભુમિ" (અમદાવાદ) એ પોતાના તા. ૧૨–૫–૩૩ ના અંકમાં આ સદગત મહાપુરૂષને "કાઠીયાવાડના એક મહાન્ મુત્સદી" તરીકે ઓળખાવી તેમના જીવનની રૂપરેખા આપતાં તેમને "રાજા અને પ્રજા બન્નેને સંતોષ" આપનાર તરીકે વર્ણવીને "તેમના મરણથી કાઠિયાવાડે એક મહાન મુત્સદી ગુમાવ્યો છે" વગેરે શોકોદ્‌ગાર કાઢેલા છે.

(૮) "ધી ટાઈમ્સ ઓફ ઇંડિયા" જેવા અગ્રગણ્ય અંગ્રેજી દૈનિક પત્રે તો પોતાના તા. ૧૫–૫–૩૩ના અંકમાં આપણા આ ચરિતનિરૂપ્યની પ્રતિભાશાળી છબી સાથે એક મહોટો લેખ પ્રકટ કરીને તેમની જીવનચર્યાઓનું અવિસ્તર વર્ણન કરી તેમનું સ્મરણ દુનિયાને કરાવેલું હતું, પુરૂષોત્તમરાયજીના રાજદ્વારીય પૂર્વજીવનને લગતી હકીકતનો નિર્દેશ કરીને તે પત્રે લખેલું કેઃ-

"x x x On the retirement of Dewan Haridas greater responsibilities fell upon Purushottamrai and he successfully dis-charged them to the entire satisfaction of the ruler and the ruled. He carried out the great task of alienation-settlement. In the year 1897 he introduced the budget-system in the State. The civil list was fixed about four lakhs of rupees, and a much larger sum was allotted to education, sanitation and other departments of public utility."

"As often happens in Indian States those whose personal interests were affected by the stern administration of Purushottamrai began to intrigue against him. x x x On his leaving Junagadh the intrigues

against him thickened and charges were trumped up against him and he was tried in his absence and convicted and his property in the State was confiscated '

"For many years Purushottamrai struggled to obtain justice and ultimately the Government of India appointed Sir Robert Holland as commissioner to inquire into the case It is sufficient to quote from the Report of Sir Robert Holland the following passage:–

xxx

"On the other hand Purushottamrai Zala has undoubtedly been treated unjustly and suffered great hardships It was wrong to try him in the manner in which he was tried in 1906 It was wrong to condemn him on the evidences recorded and it was wrong to reject his petition for review in the circumstances in which it was rejected in 1913 He has been heavily penalized by the confiscation of his property and has lived for many years under the shadow of wrongful conviction The Darbar will doubtless welcome this opportunity for expunging what must be regarded as a dark blot in the judicial record of the State "(the words are underlined by us.)

xxx

"The Nawab who has parted with him was convinced of the loyalty and blameless conduct of Purushottamrai and invited him when in Bombay to see him xxx'

"By his long experience and natural capacity Purushottamrai was regarded as a politician and statesman of the first rank in Kathiwar. In private life, by his affability and sincerity he made life-long friends. He leaves behind a large circle of personal friends like Sir Prabhashanker Pattani, Sir Lallubhai Samaldas and Sir Chimanlal H Setalvad who keenly regret the loss. (ભાવાર્થ –"x x x દીવાન હરિદાસ નિવૃત્ત થયા પછી પુરૂષોત્તમરાયને માથે વધારે મ્હોટી જવાબદારીઓ આવી પડેલી હતી, અને તે બધી તેમણે રાજકર્તાને તથા પ્રજાને સંપૂર્ણ સંતોષ આપીને ફતેહમંદીથી અદા કરેલી પણ હતી તેમણે બહારવટાં સુનિશ્ચિત કરવાનું મ્હેટું કામ પાર ઉતારેલું, અને ઇ સ. ૧૮૯૭માં રાજ્યમાં (ઉપજ ખર્ચના આંકડાવાળું) અંદાજપત્રક (પ્રતિવર્ષ તૈયાર કરવાની) પદ્ધતિ દાખલ કરેલી હતી. (નવાબ સાહેબના) ખાનગી ખર્ચ માટે આશરે ચાર લાખ રૂપીઆની રકમ ઠરાવેલી અને ઘણી વધારે ગણાય તેટલી રકમ કેળવણી આરોગ્ય અને એવાં બીજાં પ્રજોપયોગી કાર્યો કરવા માટે વિન્યસ્ત (અલગ નિશ્ચિત) કરવામા આવેલ."

"હિંદુસ્તાનમાં દેશીય રાજ્યોમાં ઘણીવાર બની આવે છે તેમ પુરૂષોત્તમરાયજીની દૃઢ–અનુલ્લંઘનાય–શાસનવ્યવસ્થાને પરિણામે જે લોકોના સ્વાર્થોને અમર પહોંચેલી તે લોકોએ તેમની સામે કાવતરાં રચવા માડેલાં હતાં+++ તેમણે જૂનાગઢ છોડી દીધું તે પછી તેમની સામે ખટપટ ઘેરી બનતી ગયલી અને તેમના ઉપર બનાવટી તહોમતો મૂકવામા આવેલ હતાં, તેમની ગેરહાજરીમા તેમની વિરૂધ્ધ કામ ચલાવવામા આવેલું, તેમને દોષિત ઠરાવવામા આવેલા અને રાજ્યસત્તી તેમની મિલ્કતને ખાલસા કરવામા આવી હતી."

"ઘણા વર્ષો પર્યન્ત પુરૂષોત્તમરાયે ન્યાય મેળવવા માટે પ્રયાસો કરેલા અને છેવટ હિંદુસ્તાનની સરકારે મર રોબર્ટ હોલાંડને કાર્યશોધક (કમિશન) તરીકે નિયુક્ત કરીને એ કામનું પરિશોધન કરાવેલું હતું. સર રોબર્ટ હોલાંડે જે નિવેદનપત્ર તૈયાર કરેલો છે તેમાથી નીચે, આપેલ ફકરો ઉતાર્યાથી આપણું કામ સરે તેવુ છે–"

"બીજી બાજુએ, પુરુષોત્તમરાય તરફ પણ અન્યાય ભરેલું વર્તન રાખવામા આવ્યું છે અને તેમણે મહેરકુ કષ્ટ વેઠેલુ છે ઈ૦ સ૦ ૧૯૦૬ની સાલમાં જે વિધિએ તેમની સામે કામ ચલાવવામાં આવેલ તે વિધિ અન્યાય્ય હતો (એ વખતે) જે પુરાવાને આધારે એમને દોષિત ઠરાવવામા આવેલ તે પણ અન્યાય્ય હતો અને ઈ૦ સ૦ ૧૯૧૩મા જે પરિસ્થિતિ હતી તે પરિસ્થિતિમા તેમની ફરી તપાસ મ ટેની અરજી કાઢી નાખવામા આવેલ તે પણ અન્યાય [પગલું] હતુ એમની મિલ્કત ખાલસા કરીને તેમને ભારે દંડ દેવાયનો છે અને દુષિત તહોમતની કાલિમા તેમને ઘણા વર્ષો સુધી ભોગવવી પડી છે. રાજ્યના ન્યાયખાતાના દફતર ઉપર એક કાળા ડાઘ રૂપ જે **બાબત ગણાવી જ જોઈએ તેને ભુંસી નાંખવાની જે આ તક દરબારને પ્રાપ્ત થયલ છે તે તકનો લાભ તેમણે નિ શંક લેવો પડશે જ.**

'તેમના લાંબા અનુભવ તથા તેમની નૈસર્ગિક શક્તિને લીધે પુરુષોત્તમ-રાય કાઠિયાવાડમા પહેલી પંક્તિના રાજ્યકાર્યકુશળ તથા રાજનીતિજ્ઞ પુરુષ મનાયલા હતા તેમનુ ખાનગી જીવન સૌજન્યવાળુ તથા નિષ્કપટ હોવાથી તેઓ જીંદગીભર ટકે તેવા મિત્રો મેળવી શકેલા હતા. એમના જવાથી જે ખોટ પડી છે તેને માટે તીવ્ર શોક કરતા સર પ્રભાશંકર પટ્ટણી, સર લલ્લુભાઈ સામળદાસ અને મગ ચિમનલાલ હ સેતલવાડ જેવા મિત્રોનુ એક મહામંડળ તેઓ પોતાની પાછળ મૂકી ગયા છે)"

પૂર્વનિર્દિષ્ટ અગ્રગણ્ય પૈકી કેટલાંક વર્તમાન પત્રો ઉપરાંત 'બોમ્બે-ક્રોનિકલ,' 'ધ ગુજરાતી,' 'શ્રી સયાજી વિજય,' 'ગુજરાતી પંચ,' 'સૌરાષ્ટ્ર,' આદિ અનેક દૈનિક તેમજ સાપ્તાહિક અને માસિક પત્રોએ પણ આપણા આ કથાનાયકને, વર્ષોના ગાળા પછી પણ સભારી સભારીને, તેમના યશોજ્વલ જીવનના અંતપ્રસંગ નિમિત્તે, તેમના પૂર્વજીવનના કૃત્યોની પ્રશસ્તિઓ રુપે નિવાપાંજલિઓ અર્પણ કરેલી છે એ સર્વના ઉતારા અત્ર આપવાનું અમે સ્થળ સંકોચને કારણે ઉચિત ધારતા નથી તથાપિ એ સર્વના અધિક સ્ફુટ સાર રૂપ ગણાય તેવા 'ફુલછાબ' સાપ્તાહિક પત્રના તા ૨૦-૫-૩૩ના અંકમાના લેખના કેટલાક ખંડો અમે અત્ર ઉતારીને અમારા વાચકગણને, આ ચરિત્ર નિરૂપ્યના ગૌરવભર્યા જીવનની ઝાંખી કરાવી અમારુ કર્તવ્ય, આ વિષય પરત્વે પરિપૂર્ણ કર્યાનો સંતોષ લેશું 'ફુલછાબ'માના છુટા ફુલ' આ પ્રમાણે છે

'ગીરનાર અને ગીરના જંગલમાં એકવાર કેસરીઓ ત્રાડતા. જૂનાગઢનાં દિવાન મંઝીલોમાં પણ એકવાર નરકેસરીઓના નિવાસ હતા, અને એ જંગલમાંથી કેસરીઓ નાશ પામ્યા છે અને એ મંઝીલોમાંથી નરકેસરીઓની ઓલાદનો છેલ્લો તણખો પણ બુઝાઈ ગયો છે. જૂનાગઢના નામાંકિત મુત્સદી દીવાનો માંહેના છેલ્લા એવા પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા ઉર્ફે રાયજી સાહેબ ગયે અઠવાડીયે અવસાન પામ્યા છે.'

+ + + 'જુનાગઢનો એકેય દિવાન આબરૂભેર નીકળ્યાનો દાખલો ઇતિહાસે નથી નોંધાયો'

'+ + + પુરૂષોત્તમરાય ઝાલા પણ એવી જ અવદશાને પાત્ર થયા. જૂનાગઢના દીવાનો નરકેસરી જેમ જીવતા ને બુરે હાલે મરતા પુરૂષોત્તમ-રાય ઝાલાના હાલહવાલ કરવામાં નવાબે મણા નહોતી રાખી'

'પંદર વર્ષની ઉમરે રાજ્યની નોકરીમાં જોડાયા. પોતે નાયબ દીવાન તે હતા, પરંતુ રાજ્યનો તમામ કારભાર એ જ ચલાવતા. બાહુજ બાહોશ અમલદાર હતા. દૂરઅંદેશ પણ હતા. અનેકવાર નવાબની માગણી છતા, નવાબની ઇચ્છા છતાં, મિત્રોના આગ્રહ છતાં એમણે કોઇવાર દીવાન તરીકે નીમણુંક સ્વીકારી નહોતી. **એ દીવાન તો ન હતા, પરંતુ દીવાનોને બનાવનારા હતા.** આંતરિક ખટપટને લઇને ઇ. સ. ૧૯૦૪ માં એમને પહેરેલે કપડે જૂનાગઢ છોડવું પડ્યું.

'રાયજી સાહેબની અમલદારીના કાળની કંઇ કંઇ કથાઓ પ્રચલિત છે. એ કથાઓ એ મુત્સદીની દ્રષ્ટિ બરાબર બતાવી દે છે. એ **કથાઓ બતાવે છે કે એની દ્રષ્ટિમાં પ્રજાજનોનું નાગરિકત્વ નવાબની નવાબીથી જરા પણ ઉતરતું નહોતું.** 'નવાબ સાહેબ, એક વાત ભૂલશો નહિં' રાયજી સાહેબે નવાબ રસુલખાનજીને સ્પષ્ટ શબ્દોમાં કહેલું: 'હું રસુલખાનજીનો નોકર નથી; હું જૂનાગઢ રાજ્યનો નોકર છું' મુત્સદીની જે જાતી ઓલાદ આજે સાવ લોપ પામી છે એની પારેખ આ એકજ વાક્યથી બરાબર થઇ શકે એમ છે.'

'રાજારજવાડાઓમાં સૌથી પહેલું 'સીવીલ લિસ્ટ' આમ નક્કી થયું એ રાયજી સાહેબે કર્યું'

'આખાય રાજ્યમાં પગદંડો જમાવી બેઠેલી રુશ્વતખોરી એણે નાબુદ કરી એ પછી પ્રભાસ પાટણમાં ઈ૦ સ૦ ૧૯૮૩માં થયેલ હિંદુ–મુસલમાન હુલ્લડને લગતી હકીકત લખ્યા પછી આ સાપ્તાહિક પત્ર આ પ્રમાણે લખે છે–

'આખા રાજ્યમાં હિંદુ મુસલમાનો પરસ્પર બેદિલ બની ગયા. ક્યારે શું થશે એ કહી ન શકાય, કલ્પી ન શકાય એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ ત્રાસ, રોષ, કોમી પક્ષપાત અને ધર્માંધતાની આંધીમાં એક માણસ પોતાનું મગજ સમતોલ રાખી શક્યો. એ માણસ રાયજી સાહેબ હતા: 'પાટણનું હુલ્લડ એ ખેદકારક પ્રસંગ છે હુલ્લડ તો થઈ ગયું પરંતુ ભવિષ્યમાં પાટણમાં તો શું પણ જુનાગઢ રાજ્યમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે કોમી હુલ્લડ ન થાય એવી જ તજવીજ થવી જોઈએ કાયદાની ફરજ થયેલા હુલ્લડ પરત્વે છે રાજ્યની ફરજ ભવિષ્યમાં હુલ્લડોને અસંભવિત બનાવવા પરત્વે છે'

'અને આ મનુષ્યે–રાજસત્તાની સર્વોપરિતાના આ અડગ ઉપાસકે–પાટણ હુલ્લડની તપાસને માટે એક ખાસ તપાસપંચ નીમ્યું એ તપાસપંચના સરનશીન તરીકે ન હિંદુ ન મુસલમાન ન જૂનાગઢ રાજ્યના વતની એવા સર ફીરોઝશાહ મહેતાને સ્થાપ્યા ફીરોઝશાહ મહેતા મુંબઈના કોમી હુલ્લડથી વ્યગ્ર થઈ સિંહનાદ ગજવી રહ્યા હતા પરંતુ જ્યારે એ જુનાગઢમાં આવ્યા, રાજસત્તાને પક્ષપાત વગર ન્યાય કરવાનું તે બળવાને એમણે બરાબર તૈયાર જોઈ અને જ્યારે રાયજી સાહેબે વિના સંકોચે રાજ્યનું આખું દફતરખાનું, પોલીસ ખાતું અને ઇન્સાફ ખાતું એમના સ્વતંત્ર હાથમાં મૂકી દીધું ત્યારે એ પારસી નરસિંહ તાજુબ થઈ ગયો

'બીજું કામ પાટણના ધર્મસ્થાનોની સ્થાપના, હયાતી બરતરફી વગેરે તમામની ચોખવટ કરવા તપાસપંચ નીમ્યું મુખ્ય મંડળ અમલદાર [કર્નલ હંટર]ની એ તપાસપંચના સરનશીન તરીકે નિમણૂંક કરી કોઈ મુત્સદ્દી મિત્રે આ બે તપાસપંચોની નિમણૂંકમાં રાજ્યની નાનરી

વાંચી. રાયજી સાહેબે જવાબ દીધો:- 'રાજ્ય પોતાની સત્તાનો ઉપયોગ ન કરે એમાં બહુ નથી ખોટું. અંદરઅંદરના ઝગડા ન શમાવી શકે ત્યારે જ એમની આબરૂ ખુવે છે.'

**'એકવીસ વર્ષની નાની ઉમરે: જુનાગઢ રાજ્યનું સુકાન આ નાવિકના હાથમાં આવ્યું. એકવીસ વર્ષ સુધી એ જુનાગઢનો રાજ્ય સુકાની રહ્યો.'**

'×× એણે સતત લડત કરી ઠેઠ ૧૯૧૭માં હિંદી સરકાર પાસેથી ન્યાય મેળવ્યો. એક તપાસપંચ નીમાયું. એમાં રાયજી સાહેબે ઉચાપત કરેલી કહેવાતી નોટો નવાબના સાળા [મામા પણ] બહાવદીનભાઇ વજીરના ઘરમાંથીજ નીકળ્યાના પુરાવા નીકળ્યા. રાયજી સાહેબ નિર્દોષ ઠર્યા. એમની મિલ્કત એમને પાછી સુપ્રત કરવાનો હિંદી સરકારે જૂનાગઢ રાજ્યને હુકમ કર્યો. + + + જૂનાગઢ રાજ્ય સામે ઇન્સાફ મેળવી શક્યા હોય તો એક માત્ર રાયજી સાહેબ.'

'××એક ભવ્ય ઇમારત જમીનદોસ્ત થઈ ગઇ હોય એમ પોતાની પુરાતન જાહોજલાલીના ખંડિયેર સમા આ બુઝર્ગ મુત્સદીના છેલ્લા દિવસો જેમણે જોયા હશે એમને સાથેસાથ વિષાદ અને દરબારી ચાકરી ઉપર નફરત પેદા થયાં હશે જ. કાઠિયાવાડની જૂની મુત્સદીગીરીની દૂબહુ પ્રતિમાના છેલ્લા એકાન્ત, ઉજ્જડ અને ગમગીન દિવસો હરકોઇને પણ રાજ્યની નોકરી પ્રત્યે કેવળ તિરસ્કાર ઉપજાવે છે.'

અર્વાચીન રાજવિદ્યા, આપણી પ્રાચીન રાજવિદ્યામાં સ્થાન પામેલ લોકપ્રવાદને ઠેકાણે વર્તમાનપત્રોને લોકમુખ ગણે છે, અને આ કાળના પ્રત્યેક પ્રગતિશીલ અને સંસ્કૃત ગણાતા રાજ્યના શાસનતંત્રના એક મહત્વપૂર્ણ અંગ રૂપે એ પ્રકારના લોકમુખનો સ્વીકાર પણ થયલો છે. આ વ્યવસ્થા સર્વથા માન્ય રાખવા જેવી હોય કે ન હોય, તોપણ એ પ્રકારની વ્યવસ્થાને લોકમુખ તરીકે સ્વીકારવામાં આવેલ છે એટલે તેને આપણે ગ્રાહ્ય ગણી લેવી પડે જ. આમ હોઇને આપણે કહી શકીએ કે, આપણા આ કથાપુરૂષના સંબંધમાં તો એ લોકમુખમાંથી ઝરેલી વાણી પ્રમાણે જ વસ્તુસ્થિતિ હતી, અને જો કોઇ

આ આખાય ગ્રંથનું સર્વગ્રાહી તથા સારગ્રાહી બુદ્ધિથી અધ્યયન કરી તે પરત્વે મનન પણ કરશે તેને આ ચરિતનિરૂપણના સમગ્ર જીવન પરત્વે દર્શાવાયલ અભિપ્રાયો યથાયોગ્ય જણાયા વિના રહેશે પણ નહિ. જૂની ઢબની અને નવી ઢબની એમ મુત્સદ્દીગીરીના બે પ્રકારો બતાવવામા આવે છે તે, કેવળ કલ્પના જનિત હોય એમ અમને ભાસે છે. મુત્સદ્દીગીરી માત્ર એકજ રંગની સંભવી શકે. શાસન વ્યવસ્થા જૂદાજૂદા રૂપની હોઇ શકે અને હોય પણ છે અને તે સમયાનુસારિણી હોઇ રુપાન્તરને પાત્ર પણ ગણાય છે. છતા પણ રાયજી સાહેબને એક દૃષ્ટિએ, જૂની ઢબની રાજનીતિવાળા ગણી લઇએ તો એટલું તો નિઃશંક છે જ કે, આપણી સ્વદેશજાત પ્રાચીન આર્ય રાજવિદ્યા તથા સંસ્કૃતિના દર્શક અને પોષક સિધ્ધાન્તોને ગ્રહણ રાખી તેમને આધારે તેમણે ક્રમશઃ અર્વાચિન કાળમા ઇષ્ટ ગણાતી શાસનવ્યવસ્થાને અનુસરતું ઘડતર જૂનાગઢ રાજ્યના શાસનતંત્રનું કરી એ રાજ્યને ઇતર દેશી રાજ્યો કરતા વધેલું અને કેટલીક બાબતોમા તેમના કરતા તથા બ્રિટિશ શાસનવ્યવસ્થા કરતા પણ આગળ વધેલું કરી બતાવેલું છે એ વાતને લક્ષ્યમા લેવા જેટલી ઉદારતા આપણે જો દેખાડી શકશું તો, આ ચરિત નિરૂપણથી કરાયલ જૂની અને નવી ઢબની શાસનવ્યવસ્થાના સમાયોગને કારણે આપણે તેમને, એક તદ્દન નૂતન ઢબની નહિ તો પછી દેશકાળને અનુસરતી શાસનવ્યવસ્થાના ઉત્પાદક તો ગણવા પડશે જ.

પુરુષોત્તમરાયજી રાજ્યસેવામાથી મુક્ત થયા પછી જો કે સર શીદ્દી અબ્બાસ અલી બેગ જેવા મ્હોટા બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાના અમલદાર મુસલમાન દીવાન થવા પામેલા હતા, તોપણ તે સમયના નવાબ સાહેબ રસુલખાનજી પોતાના પૂર્વજોને પગલે ચાલનારા હતા એટલે આ બેગ સાહેબ જૂનાગઢ રાજ્યને મુસલમાની રંગ ચઢાવી શકેલા નહિ. પરંતુ આ નવાબ સાહેબના અચિંતિત દેહાત પછી જે બ્રિટિશ વાલી વહીવટદારો એક પછી એક નિયુક્ત થઇને આવેલ તેમણે સગીર નવાબ મોહોબતખાનજી ત્રીજાને એટલા તો 'સુરક્ષિત' કરી રાખેલ હતા કે, તેઓ પોતાના વયોવૃદ્ધ કુટુંબીઓ, અમીર ઉમરાવો કે પ્રજાજનોનો સંસર્ગ સાધી શકેલ નહિ. આ વાતનું પરિણામ એ આવેલું કે, તેઓ પોતાના પૂર્વજોની સાચી નીતિરીતિથી અજ્ઞાત જ રહેલા એટલું જ નહિ પરંતુ તેમના અનન્ય હિતૈષિ જેવા થઇ બેઠેલ બ્રિટિશ વાલી વહીવટદારો તેમજ બીજા બ્રિટિશ રાજદ્વારીય અમલદારો

તેમને જે ઉપદેશ આપતા રહેલા તે ઉપદેશને ઉપકારક માની લે એવી મનોદશા તેમને પ્રાપ્ત થઇ ગયેલી પણ ખરી. આનું પરિણામ એ આવેલું કે, આ મોહોબતખાનજી સ્વતંત્ર રાજકર્તા બનેલા ત્યારથી તેઓ એવા તો પરાધીન બની ગયેલા કે, બ્રિટિશ સરકારનું રાજદ્વારીય ખાતું અંગ્રેજો તથા મુસલમાનોને એક પછી એક એમ દીવાનને પદે અગર તો અન્ય મુખ્ય અધિકારીને પદે ગોઠવાવવાને કામે ફતેહમંદ થયેલું હતું, અને છેવટે એ સર્વોપરિ સરકાર કે જેણે આજથી પચાસ વર્ષ પહેલાં સિંધના મુસલમાનને દીવાનને પદે નિયુક્ત કરાવવા માટે રાજ્યને સૂચવેલું હતું તે સરકાર સિંધના જ મુસલમાન ગૃહસ્થો ખા. બ. અબ્દુલ કાદર અને તેમના પછી સર શાહનવાઝ ભુટ્ટો એ બેને એક પછી એકને ક્રમે, દીવાનગીરી સોંપાવી શકેલા હતા. આ પ્રમાણે આ નવાબ મોહોબતખાનજી ત્રીજાના રાજકાળમાં જૂનાગઢ રાજ્યને ધીમેધીમે ચઢાવાતો ગયેલ મુસલમાની રંગ આખરે આ છેલ્લા બે સિંધી મુસલમાનની દીવાન-ગીરીના કાળમાં પાકો થઇ જતાં પામતા રાજ્યની હિંદુ પ્રજાને અનેક પ્રકારે ભયભીત બની જવાનો વારો આવી ગયેલો પણ ખરો. એટલામાં બ્રિટિશ સાર્વભૌમત્વનો અંત આવ્યો અને હિંદુસ્તાનના બે ભાગ પડી પાકિસ્તાન હયાતીમાં પણ આવી ચૂકેલું. આમ થયું એટલે જૂનાગઢ રાજ્યને પાકિસ્તાન સાથે જોડવાનો કારસો આ સિંધી મુસલમાન દીવાને બીજા કેટલાક સ્થાનિક મુસલમાનોને સાધીને રચ્યો અને અંતે જૂનાગઢ રાજ્યને પાકિસ્તાન સાથે જોડી દેવામાં આવેલું પણ ખરું પરંતુ જૂનાગઢ રાજ્યની હિંદુ પ્રજા એટલી તો કંપી ઉઠેલી કે તેણે પોતાના ઘરબારનો ત્યાગ કરી દેશાંતર કરવાની પ્રવૃત્તિ માંડી દીધેલી આ પ્રવૃત્તિ એક પ્રકારનો બેરો બળવો હતા, અને તે બળવાને પરિણામે હિંદુ પ્રજાએ હથિયાર ઉપાડી રાજ્ય સામે લડાઇ જેવું કરી બતાવેલું પણ હતું અંતે આ નવમા નવાબ મોહોબતખાનજીએ ગમે તો સ્વેચ્છાએ અગર તો પોતાના કારભારીમંડળની સલાહથી પોતાનું રાજનગર છોડી દીધું અને આજે તેઓ પાકિસ્તાનમાં જઇ વસતા પણ છે હવે પછી જે બને તે ખરું.

અર્થાત્ જૂનાગઢ રાજ્યને સર્વાંશે મુસલમાની રંગવાળું બનાવી જે યોજના બ્રિટિશ સરકારે આજથી પચાસ વર્ષ પહેલાં પુરુષોત્તમરાયજીના વારામાં કરેલી હતી તેને જો કે આપણા આ કથાવીરે સફળ થવા દીધેલી નહિ, તથાપિ અંગ્રેજ સરકાર એ પોતાની અસલ યોજનાને આ નવાબ સાહેબ મોહોબતખાનજી ત્રીજાના રાજકાળમાં સફળ કરી શકેલા હતા પરંતુ, 'આદર્યું'

અધુરૂ રહે હર કરે સો હોય,' એ લોકોક્તિ પ્રમાણે છેવટે તો એ પણ યોજના ફલિત રહી શકેલી નથી, એટલું જ નહિ, પરંતુ, પુરૂષોત્તમરાયજીએ રાજીનામું આપેલ તે વખતે 'નવમે નવાબે નવાબીનો અસ્ત છે' એવી જે લોકવાણી સંભળાઈ રહેલી હતી તે ખરી પડે એવી પરિસ્થિતિનો ઉદ્ભવ થઈ આવેલો પણ છે આ લોકવાણી સાચી પડવાનું નિર્માણ વિધાતાથી થયેલું હશે એટલે જ, નવાબ રસુલખાનજીની ઉત્કટ ઇચ્છા હતી તે છતાં પુરૂષોત્તમરાયજી ફરીથી રાજ્યસંબંધ થઇ શકેલા નહિ, એટલું જ નહિ, પરંતુ રાજ્યમંદિરના મુખ્ય સ્તંભરૂપ આ કથાનાયક કોઈપણ માર્ગે ફરીથી રાજકુળના સંસર્ગમાં આવી ન શકે એટલા માટે, એમને ઇનમાફ આપ્યાનો દેખાવ કરીને પણ બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાએ જૂનાગઢ રાજ્યના વાલી વહીવટદાર મારફત, એમને જૂનાગઢ બહાર જ રહેવું પડે એવો નિવારક ઠરાવ કરાવી નાખેલો હતો: અને વળી એ ઠરાવ વિરૂદ્ધ પુરૂષોત્તમરાયજી વિવાદ કરી ન શકે અને કરે તો તેમાં તે ફાવી શકે નહિ એવી પરિસ્થિતિ તેમણે ઉભી કરી દીધેલી પણ છે રાવજી સાહેબ આજે હયાત નથી પરંતુ અતુષ્ટ રહેલ ન્યાયદેવતા તો અમર જ છે એ ન્યાયદેવતા ભવિષ્યમાં પોતાનું સામર્થ્ય બતાવે કે ન બતાવે એ વાતને આપણે બાજુ ઉપર રાખી દઇએ, તોપણ એટલું તો ઇતિહાસ માર્ગે એ ન્યાયદેવતા દુનિયાને જણાવી દેશે જ કે, જે ઘડીએ પુરૂષોત્તમરાયજીએ આપેલ રાજીનામું મંજૂર રખાયેલું હતું તે ઘડીએ જ વસ્તુતઃ સાચી નવાબીનો અંત આવી ગયેલો હતો કોઈ કોઇવાર ઇતિહાસમાં આશ્ચર્યકારક ઘટના પુનરાવૃત્તિને પામે છે અને તે કોઈ નસીબના દૈવિક સંકેતરૂપ આપણને ભાસે પણ છે અસ્થિર અધિકારવાળી સ્થિતિમાંથી સ્થિર અધિકારવાળી સ્થિતિને જેમ આપી જૂનાગઢમાં બાબી મુસલમાન રાજવંશની સ્થાપના કરવાને ગમે પહેલા નવાબ શેરખાન ઉર્ફે બહાદુરખાનજી પહેલાને અમદાવાદના નાગર બ્રાહ્મણ ગૃહસ્થ દલપતિરામ મુખ્ય દીવાન તરીકે તેમજ જગન્નાથ ઝાલા નામક બીજા એક નાગર ગૃહસ્થ કે જે આ કથાપુરૂષના પૂર્વજ છે તે નાયબ દીવાન તરીકે ઉપકારક થયેલા હતા એ એક હકીકત છે આ જ બહાદુરખાનજી પહેલા નવાબના વંશજ આઠમા નવાબ રસુલખાનજીના રાજ્યકાળમાં જૂનાગઢના એ જ રાજવંશના અધિકારને સ્થિર સ્થિતિમાંથી અસ્થિર સ્થિતિવાળો બનવાનો સમય આવી પહોંચેલો હશે એને એવા સમયનો આરંભ થતે પૂર્વે એ જ અમદાવાદના નાગર બ્રાહ્મણ ગૃહસ્થ ચુનીલાલ બેરેટ બ્રિટિશ જે મુખ્ય દીવાન હતા તે તેમજ એ જ જગન્નાથ ઝાલાના વંશજ

પુરુષોત્તમરાય ઝાલા કે જેઓ નાયબ દીવાન હતા તે ઉભયના પગ જૂનાગઢ રાજ્યમાંથી ખસી જાય એ એમને માટે યશસ્કર હતું એ બીજી હકીકત છે. આ બંને હકીકતોને સંકલિત કરીએ તો એથી કોઈ દૈવિક સંકેતનું દર્શન આપણને થઈ આવતું નથી શું ? પહેલા નવાબ શેરખાનજી ઉર્ફે બહાદુરખાનજી પહેલાને પૂર્વનિર્દિષ્ટ બે સમર્થ કાર્યભારીઓની સંયુક્ત મદદ મળી તે પહેલાં એ નવાબનો અમલ નામનો જ બની રહેલો હતો; આઠમા નવાબ રસુલખાનજીને મળી રહેલ પૂર્વોક્ત બે સમર્થ કાર્યભારીઓની મદદ મળતી બંધ પડી કે તરત જ તેમનો અમલ પણ મોળો પડી ગયલો, અને અંતે જે સ્થિતિમાંથી બાબી રાજ્યનો ઉદ્ભવ થઈ આવેલો તે સ્થિતિને તે પુનઃ પ્રાપ્ત થઈ ગયું! ઇતિહાસ પુનરાવૃત્તિને નથી પામતો એમ કોણ કહી શકે ?

ઉપર પ્રમાણે વર્તમાન પત્રોએ આપણા આ કથાપુરુષના રાજ્યદ્વારીય અધઃપાત પછી વીતેલા ત્રીશત્રીશ વર્ષોને અંતે પણ એમના અવસાન પ્રસંગે એમના અસ્મિતાશીલ વીરકરુણરસાત્મક જીવન પરત્વે શોકગીતો લલકારેલાં છે અને ઘણા સ્ત્રી પુરુષોએ ભાવભર્યા શોક પ્રદર્શક પત્રો લખી મોકલીને એમના પુત્રાદિના મનને સાંત્વના પણ આપેલી છે. અમે એ બધાં પત્રોના ઉતારા અત્ર આપવાનું યોગ્ય ધારતા નથી, એટલે એ પત્રોના નમૂના તરીકે અમે એકજ તટસ્થ ગણાય તેવા પ્રમાણભૂત પુરુષનું આવું પત્ર અત્ર ઉતારીને સંતુષ્ટ રહીએ છીએ. એ પત્ર કેવળ એક તટસ્થ, નિઃસ્વાર્થ અને યથાર્થ સ્પષ્ટવક્તા રૂપે પંકાયલા સ્વ૦ સર દીનશાહ એદલજી વાચ્છા જેવા પારસી અને મુંબઈ ઇલાકામાં અર્થશાસ્ત્ર તેમજ ચારિત્ર્યસંપત્તિના વિષયોમાં શ્રેષ્ઠ ગણાયલા ગૃહસ્થ તરફથી તા૦ ૯-૫-૩૩ને રોજ લખાઈ પુરુષોત્તમરાયજીના પુત્રોને ટપાલથી મોકલાયલ છે. એ પત્રનો મજકૂર નીચે મુજબ છે –

"It is with deep regret that I have learnt the sad news of your dear father who was one of my oldest and valued friends. The death of a parent is, indeed an irreparable loss I can, therefore, well understand how great is the loss to you and to your good brother at Gwalior as well as to all the other members of your highly respected family.

Having known the late Mr Purushottamrai for many a long year I could say that he was a fine type of a sagacious amiable and patient Diwan in whom all the people had the greatest confidence. As Diwan, I believe he is still remembered and I am sure they will cherish his memory now that he has gathered to the majority He often used to see me and to take friendly counsel, and I was uniformly glad to express my humble opinion In short he was every way a worthy man of the highest integrity and character As such I greatly esteem and regard him Allow me, please, to offer my sincere condolence and sympathy to you and all the members of your family and may by the grace of Providence you may all have the strength to bear in silent resignation the great sorrow that has overtaken you (ભાવાર્થ—તમારા પ્રિય પિતા કે જે મારા એક જૂનામાજૂના અને કિંમતી મિત્ર હતા તેમને લગતા એ જનક સમાચાર મને મળતાં હું ઘણી ઊંડી દિલગીરી અનુભવી રહ્યો છું ખરેખર માનવ પર કોઈ એવું મરણ થાય ત્યારે તેનો ખાડો પુરાઈ શકતો નથી આમ હોઈને તમને તથા તમારાં જે બના બાઈ ગમગીનીમાં છે તેમને અને તમારા અત્યંત સન્માનિત કુટુંબના માણસોને કેવી મહેંગી ખોટ જણાતી હશે તે હું સમજી શકું છું મરહુમ રા૦ પુરુષોત્તમરાયને ઘણાં વર્ષોથી હું ઓળખતો હોઈ કહી શકું છું કે, તેઓ એક પ્રાજ્ઞ, સુપ્રિય અને ધૈર્યવાન દીવાનના શોભન આદર્શ મૂર્તિરૂપ હતા. હું માનું છું કે દીવાન તરીકે હજુ તેઓ સંભારાઈ રહેલા છે, અને મને ખાત્રી છે કે હવે તેઓ ગુજરી ગયેલા છે એટલે તો લોક તેમને સંભાર્યા કરશે તેઓ મને વારંવાર મળવા આવતા અને મારી સાથે મિત્ર તરીકે મંત્રણા કરતા અને હું હમેશાં મારો વિનીત અભિપ્રાય તેમને ખુશીથી આપતો ટૂંકો અર્થાત્ ઉત્તમોત્તમ સત્યનિષ્ઠાવાળા તથા ચારિત્ર્યવાળા તેઓ એક સર્વાંશે માનપાત્ર પુરુષ હતા તેઓ

એવા હતા તેથી હું તેમના ભણી ઘણો આદર અને ભાવ રાખી રહેલો છું તમને તથા તમારા કુટુંબજનોને હું મારી શોકભાવના તથા સહાનુભૂતિ જણાવું છું તે સ્વીકારશો, અને તમોને જે મહાશોક ઘેરી રહેલો છે તે તમો અવાક્ રહી તિતિક્ષાપૂર્વક વેઠી લેવા જેટલું બળ પ્રભુકૃપાથી પ્રાપ્ત કરો.)'

એ પછી, વર્તમાનપત્રો રુપી દૂતો દેશાવરમાં ફરી વળતાં આ દુઃખદ અવસાન નિમિત્તે ગોંડળ, રાજકોટ, ભાવનગર, જુનાગઢ, જામનગર, મુંબઈ આદિ અનેક સ્થળોએ નાગરોની તેમજ પ્રશંસકોની સભાઓ ભરાયલી અને તેમાં શોક પ્રદર્શક તથા આ સદ્ગત મહાપુરૂષના કુટુંબને આશ્વાસન આપનારા ઠરાવો થયલા હતા. અને તા૦ ૨૧-૫-૩૩ને દિને મુબઈમાં વસતા જૂનાગઢ રાજ્યના પ્રજાજનો તથા પુરૂષોત્તમરાયજીના સ્નેહીઓ અને પ્રશંસકોની એક જાહેર સભા, સી૦ પી૦ ટેંક ઉપર આવેલ હીરાબાગમાં ભરાયલી પણ હતી આ સભામાં પ્રમુખ તરીકે સાક્ષરવર્ય દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી બિરાજેલા હતા અને તેઓશ્રીએ સભાકાર્યનો આરંભ કરતાં જે ભાષણ કરેલું તેનો સાર નીચે પ્રમાણે હતો.–

"xxx હું બે શબ્દો કહીશ. સને ૧૮૯૦ની સાલથી હું સ્વર્ગસ્થ રાયજી સાહેબના પરિચયમાં આવ્યો હતો. મરહુમ ૧૫ (પંદર) વરસની ઉંમરે રાજ્યની નોકરીમાં જોડાયા હતા, અને મારો મેળાપ થયો ત્યારે તેઓ મોટા હોદા ઉપર પહોંચી ગયા હતા. તે વખતે તેમની મુલાકાતથી મારા ઉપર બે ત્રણ છાપ પડી હતી એક તેમનામાં વિવેક હતો, વળી એનામાં કારભાર બહું સરસ રીતે ચલાવવાની કુશળતા હતી તેમના જીવનના બે ભાગ પાડી શકાય: ૨૭ વરસ નોકરી કરી છૂટા થયા અને તે પછીનું જીવન. ઉપર જણાવ્યું તેમ તેમની મુલાકાત થયા પછી હું તેમના ગાઢ પરિચયમાં આવતો ગયો. રાયજી સાહેબ જેવા નોકરીમાં હતા ત્યારે હસમુખા, વ્યવહારકુશળ હતા તેવા જ પાછલા જીવનમાં પણ હતા. એવી જાતના ચારિત્રની આપ કદર કરી શકશો. જુનાગઢ રાજ્યની નોકરી છોડયા છતાં પણ વફાદારીમાં કાંઇ ફેરફાર થયો ન હતો. તેમણે કોઇની જોડે કટુ ભાષા વાપરી નથી અને તેમનાથી બની શક્યું તેટલું તેમણે દરેકને સાહાય આપેલ છે વગેરે."

આ પ્રમાણે સભાપતિથી સભાકાર્યનો આરંભ થયા પછી અન્ય સભાજનોએ પ્રસંગોચિત ભાષણો કરી સદ્દગતને નિવાપાંજલિ આપેલી હતી અને નીચે પ્રમાણે શોકદર્શક ઠરાવો વગેરે કાર્યો પણ કરાયલા હતા –

રા. સારાભાઇ (મુકુંદરાય) પ્રતાપરાયે નીચે પ્રમાણે પહેલો ઠરાવ સભા સમક્ષ રજુ કરેલો હતો –

'મુંબઈમા વસતા જૂનાગઢ રાજ્યના પ્રજાજનો, શ્રી મુંબઇ વડનગરા નાગરમંડળ અને સમસ્ત નાગર જ્ઞાતિ તથા અન્ય સ્નેહીસંબંધીઓ તરફથી બોલાવાયલી આ જાહેર સભા સ્વ શ્રી પુરૂષોત્તમરાય ઉર્ફે રાયજી સાહેબના અવસાન નિમિત્તે પોતાનો શોક પ્રદર્શિત કરે છે શ્રી પુરૂષોતમરાય સુંદરજી ઝાલા ઉર્ફે રાયજી સાહેબના નામથી કચ્છ કાઠિયાવાડનો કોઇપણ જણ ભાગ્યે જ અજ્ઞાત હશે તેઓ જૂનાગઢ રાજ્યમા દફતરી દફતરના અધિકારી તરીકે એક જોખમદાર અને ભરોસાપાત્ર હોદ્દાથી શરૂઆત કરી પોતાની કાબેલીયત અને કુનેહથી નાયબ દિવાનના પદ સુધી વધી તે દરજ્જે રાજા તથા પ્રજાનો સંતોષ મેળવી ૨૭ વર્ષની લાબી મુ ! સુધી રાજ્યની અમૂલ્ય સેવા કર્યા બાદ ફારેક થયા હતા અને મુબઇ રાજકોટમા શાન્તિમય જીવન ગાળતા હતા અને લાબી અને યશસ્વી 'કારકીર્દિ' પછી જે શાંત અને એકમાર્ગી જીવન તેઓએ ગાળેલુ હતુ એ પણ તેમની રાજ્યના અધિકારી તરીકેની નોકરી જેવુ જ નમુનારૂપ હતુ આવા પ્રભાવશાળી સદ્દગૃહસ્થના અવસાનથી સામાન્ય જનસમાજને અનિવાર્ય ખોટ પડી છે સ્વ રાયજી સાહેબના અવસાનથી થયલા શોકની તથા પડેલી ખોટની આ સભા ખેદ સહીત નોંધ લે છે અને તેમના આત્માની સદ્દગતી માટે પ્રાર્થના કરે છે'

ઉપર પ્રમાણે સભા સમક્ષ ઠરાવ મૂકીને તેની પુષ્ટિમાં પૂર્વોક્ત સારાભાઇએ પુરૂષોત્તમરાયજીથી કરાયલા અનેક રાજ્યકાર્યોનુ વિસ્તૃત વર્ણન આપી જૂનાગઢ રાજ્યમા રાયજી પછી બીજો મુત્સદી પાક્યો નથી એવુ પોતાનુ મંતવ્ય જણાવીને પોતાના વક્તવ્યની સમાપ્તિ કરેલી હતી અને શેઠ જમનાદાસ હરિદાસ રા० દલપતરામ દોલતરામ અંજારીઆ તેમજ રા० પ્રદ્યુમ્ન હરિલાલ વસાવડા, એલ એલ, એમ એડવોકેટ એમ ત્રણ ગ્રહસ્થોએ વિવિધ દૃષ્ટિએ મરહુમના જીવનની બોધક સમાલોચના કરી પૂર્વનિર્દિષ્ટ

ઠરાવને ટેકો આપેલો, અને તે પછી સર્વેએ ઉભા થઇને શાંતિમાં એ ઠરાવ પસાર કરેલો હતો.

બીજો ઠરાવ સુરતનિવાસી શ્રીયુત રાજેન્દ્ર સોમનારાયણ દલાલ, બી.એ. જે. પી. એમણે નીચે મુજબ રજુ કરતાં તેને મુંબઇ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ, એમ. એ. એ પુષ્ટિ આપેલી હતી –

'ઉપરના ઠરાવ પોતાની સહીથી મે. પ્રમુખ મહાશય સ્વ. રાયજી સાહેબના પુત્ર પર મોકલી આપે એવી આ સભા પ્રમુખ મહાશયને વિનંતી કરે છે.'

રા. રાજેન્દ્ર દલાલે ઠરાવ મુકતાં જણાવેલું કેઃ– જૂનાગઢમાં રાયજી સાહેબે કરેલ કામ તેમના સ્મારક તરીકે મોજુદ છે; તેમને જૂનાગઢ રાજ્ય તરફથી ઘણો અન્યાય થયો છે. મરહૂમના અવસાનથી હિંદુ કોમે મહાન નર ગુમાવ્યો છે વગેરે. આ પ્રમાણે સભાકાર્ય સમાપ્ત થતાં પ્રમુખશ્રીએ, રાયજી સાહેબના ચારિત્ર્યની કુંચી તેમની નૈસર્ગિક બુદ્ધિ હતી વગેરે શબ્દોમાં સદ્ગતને અંતિમ પુષ્પાંજલિ આપીને સભાનું કામ પુરૂં કરેલું હતું. અને સ્ટવના અકસ્માતમાંથી બચવાના શિક્ષણ માટે એક ગ્રહસ્થે એકસો રૂપીઆ મ-હુમ પુરૂષોત્તમરાય ઝાલા ફસ્ટ એઇડ નામક નિધિ રૂપે આપેલા છે એવું જાહેર કરી સભાને વિસર્જિત કરેલી હતી.

## ☆ રાયજી સાહેબ-સ્મારક સદન ☆

રાયજી સાહેબે કરેલ કામો તથા તે અંગે તેમનું નામ સોરઠના ઇતિહાસમાં તો શું પરંતુ અત્યુક્તિનો દોષ કર્યા વિના કહીએ તો, ગૂજરાત કાઠિયાવાડના રાજદ્વારીય ઇતિહાસમાં એટલા તો ઉંડા પ્રમાણમા અક્ષરાંકિત થઇ રહેલ છે કે, તેમના સ્મરણાર્થે કોઇ સ્થૂળ, જડ અને નશ્ય કીર્તિમંદિર રચવાની આવશ્યકતાનો સ્વીકાર અમે પોતે તો કરતા નથીજ. સર્જાતી અને સંહારાતી જતી સૃષ્ટિ અજર, અમર આત્માની પ્રતિમા નથી. પરંતુ તેની તે વ્યંજક વિકૃતિ માત્ર છે. છતાં મનુષ્યની અજ્ઞાનતા એટલીબધી છે કે, તે

પોતે મર્ત્ય છે તોપણ તે પોતે કોઇપણ રૂપમા અમરતા પ્રાપ્ત કરવાની ઇચ્છા કે આશાના પાશમાથી છૂટી શકતો નથી અને એ માનવ મનનો એક સાધારણ ધર્મ પણ છે પરતુ મનુષ્ય એવી કેવળ ઇચ્છા કે આશા રાખીને જ અટકતો હોય તો તેમા બહુ ખોટુ તે કરતો નથી, પરતુ એ જ્યારે પોતાની ઇચ્છા કે આશાને પોતાની હયાતીમા પોતાને અમરતા અપાવશે એવી એના પોતાના પ્રશસકો તરફથી કરાતી પ્રવૃત્તિઓને ખાળી દેવા જેટલી મહામનસ્વતા બતાવતો નથી ત્યારે આપણને તેના મનુષ્યને વરી બેઠેલ દેહાત્મવાદનો તેમજ તેના અતર્ગત અભિમાનનો પરોક્ષ અનુભવ થયા વિના રહેતો પણ નથી ખરેખરો નિષ્કામ પુરૂષ પોતાની હયાતીમા પોતાને કહેવાતી અમરતા અપાવે એવા પ્રકારના કીર્તિચિન્હનો પોતે તો રચતો નથી એટલુ જ નહિ, પરતુ તે પોતાના મર્મીઓને હાથે રચાવા દેતો પણ નથી, એમ અમે તો માનીએ છીએ દુનિયામા જૂના ઇતિહાસમા જે મહાપુરૂષોના નામ અમર થયલા છે અને જેમના યશોગાન આપણે આજસુધી પણ કરી રહેલા છીએ તેમના સ્મારકો તેમની હયાતીમા તેમણે જોયના હોય એવુ ઘણે ભાગે તો દેખાતુ નથી જ.

મહાપુરૂષની હયાતી પછી તેમનુ મૂલ્ય આકનાર માનવ સમાજ પોતાની મેળે પ્રયત્નશીલ થાય તો, એ પ્રમાણે કરાતી વિભૂતિપૂજાને માનવ જાતિની ગુણજ્ઞતા દર્શાવનારી તથા ઉત્કર્ષક સંસ્થા તરીકે અમે તેને આવકારવાને તૈયાર પણ છીએ આપણા આ ચરિતનિરૂપણના સબધમા આપણે કહી શકીએ કે, એમણે જો પોતાના અબાધ રાજ્યાધિકારના સમયમા પોતાનુ કોઇપણ તરેહનુ સ્મારક રચાવવાનો લેશ પણ અભિલાષ રાખેલો હોત, તો તેઓ પોતે ગમે અથવા જેવી રીતે પોતાના અભિલાષને તૃપ્ત કરી શકત એ વાત અવિરોધ છે પરતુ એમણે એ પ્રમાણે કર્યું નથી તેમ બીજાઓને કરવા દીધેલ નથી એ હકીકત જ એમની નિષ્કામતાની પ્રતિપાદક છે આ દૃષ્ટિએ નિહાળતા એમના સ્મારક સબધે એમની હયાતી પછી જે કેંઇક પણ થયુ છે તે ઠીક થયુ છે એમ અમે કહીએ છીએ ગુણજ્ઞ મનુષ્યો પોતાના મનોભાવને જાગ્રત કરી બતાવે છે ત્યારે જ તેમને સતોષાનદની પ્રાપ્તિ થાય છે એટલે એ સૂત્ર પ્રમાણે ઠાકોર સાહેબની હયાતી બાદ એમના સ્મરણાર્થે કાઇક પણ કરવા માટે મુબઇમા તેમજ જૂનાગઢમા વિચારણા થયલી હતી. ઘણાને વિચાર એ સ્મારકને વિશાળ રૂપ આપવાનો હતો પરતુ એ પ્રકારની યોજનાને સાર્વજનિક રૂપ આપવામા જે પ્રકારનો પ્રથમિક ટેકો જેમના તરફથી મળવો

જોઇએ તેમના તરફથી, ગમે તે કારણે મળી શકેલ નહિ એટલે સઘળાયલ વિશાળ યોજના સફળ થઈ શકેલી નહિ. જો આ સુચના યોગ્ય ગૃહસ્થોએ ઝીલી લીધેલી હોત, તો અમે ખાત્રીથી કહીએ છીએ કે, રાયજી સાહેબ એટલા બધા મ્હોટા પ્રમાણમાં સર્વજ્ઞાતિજાતિના લોકોને ઉપકારક થયલા છે કે, એમનું સ્મારક રચવામાં આપણા મુંબઈ ઇલાકાના કોઇપણ ભાગના નાના મ્હોટા બહુસંખ્ય હિંદુઓ, મુસલમાનો, પારસીઓ, અંગ્રેજો તેમજ નાના મ્હોટા રાજકર્તાઓ યથાશક્તિ નાણાં તરફે ભર્યા વિના રહેત જ નહિ, અને તેને પરિણામે તેમનું કોઇ એક ઘણું સારૂં સાર્વજનિક સ્મારક રચાઈ પણ જાત. પરંતુ જે નિષ્કામ સેવા કરનાર હોય છે તેની હયાતી બાદ પણ બીજાઓનાં મનની પ્રેરક બને છે એ પ્રકારની વિચારસરણિ પ્રમાણે આપણા આ કથાપુરૂષનું સ્મારક રચવાને સંકુચિત રૂપની યોજના છેવટે કલ્પલી છે અને તેનો અમલ પણ થઇ ચૂકેલો છે. જૂનાગઢના કેટલાક કૃતજ્ઞ નાગરોએ રૂપીઆ ચાર હજાર જેટલી રકમ એકઠી કરીને, જૂનાગઢના નાગરવાડામાંના હેઠાણ ફળિયાંમાંના સ્વામિનારાયણના મંદિર પાસે એક "રાયજી-સ્મારક-સદન" મંજિત મકાલય બંધાવીને તેમના નામને ચિરસ્થાયી કરેલું છે, અને એ કામ એમને શોભાપ્રદ પણ ગણાશે. રાયજી સાહેબે નાગર જ્ઞાતિને ઉદ્ધૃત રાખવા માટે જે બહુવિધ પ્રયાસ કરેલ છે તે, ખરેખર, આ જમાનની દૃષ્ટિએ, અદ્વિતીય છે અને ભવિષ્યમાં પણ તે કદાચિત્ અદ્વિતીયતા ધરાવી પણ રહેશે. જૂનાગઢના નાગરોએ આટલી પણ કૃતજ્ઞતા બતાવેલી છે તે બદલ તેમને ધન્ય પણ કહી શકાય.

પૂર્વોક્ત 'રાયજી-સ્મારક સદન'ની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૨૧-૫-૪૦ને રોજ જૂનાગઢના નાગર મહામાર્ગ ઉપર આવેલ હેઠાણ ફળિયાના વિશાળ પ્રાગણમાં રચાયલ એક ખાસ મંડપમાં ભરાયલ સભા સમક્ષ, અમદાવાદવાળા સુવિખ્યાત ડૉક્ટર શ્રીયુત હીરાલાલ કેશવલાલ નાણાવટીને શુભ હસ્તે થઇ હતી અને કેટલાક વક્તાઓ તરફથી એ પ્રસંગે સદ્‌ગતના ગુણોનું સ્મરણ કરાવનાર ભાષણો થયલાં પણ હતા. સભાપતિ શ્રીયુત હીરાલાલજીએ પ્રસંગોચિત ભાષણ કરીને પુરૂષોત્તમરાયજીથી પ્રયોજિત 'નાગર નિરાશ્રિત ફંડ્યનિધ'ને રૂપીઆ એક હજાર એ વખતે આપેલા હતા. આ શ્રીયુત હીરાલાલજીનું ભાષણ, રાયજી સાહેબે તન-મન-ધનથી કરેલ સ્વ જ્ઞાતિસેવા તથા રાજ્યસેવાનો પણ ખ્યાલ આપે તેવું તો છે જ. તથાપિ સ્થળસંકોચને લીધે અમે તે આખુંય ભાષણ અત્ર ઉતારી શકીએ તેમ નથી, એટલે અમે, આ નીચે, એ ભાષણનો ઉપસંહાર

કરતા પોકાક બોલો નોંધીને સંતોષ ધરીએ છીએ. શ્રીયુત હીરાલાલજીએ જે શબ્દોમાં પોતાના વક્તવ્યની સમાપ્તિ કરેલી છે તે એટલા તો અર્થપૂર્ણ છે કે, એથી અધિક કોઇ કાંઈ કહી શકે નહિ, અને તેમણે જે કહેલું છે તે યથાયોગ્ય પણ છે. આ શબ્દો આ પ્રમાણે છે:-

"Raiji Saheb's straitforward statesmanship was a model for imitation by an amateur politician and it secured for him high respect of his competitors. His physical form is no more with us, but in the excellence of his noblesse oblige and high thought and invariable hospitality he leaves with us a rich legacy for fresh inspiration and guidance for solving many intricate problems of the affairs of the world."

"Great he was amongst the statesmen of his days. and greater he was in his domestic virtues-affabilities and sincerity of purpose, but at his greatest he was in his fortitude, forbearance and patience."

"We may for ever offer up our hearty prayer to the Almighty that in His Grace may his soul rest in eternal peace" (ભાવાર્થ:-રાયજી સાહેબની સરલ રાજનીતિ કોઈ પણ અસિદ્ધ રાજદ્વારીય પુરૂષથી અનુસરાવા પાત્ર એક આદર્શ રૂપ હતી. અને તેમના પ્રતિસ્પર્ધીઓ તરફથી તે મહોટો આદર પામેલી હતી. તેમનો દેહ હયાત નથી. પરંતુ તેમની ઉદાત્ત પરોપકારકતા, ઉન્નત વિચારસરણિ અને અવિકાર્ય આતિથ્યભાવના એટલી તો ઉત્તમ કોટીની હતી કે, તે આપણને, દુનિયાંદારીને લગતા ગુંચવણ ભર્યા ઘણાય પ્રશ્નો પરત્વે નિર્ણય કરવામાં નવપ્રેરણા આપનાર તથા માર્ગદર્શન કરાવનાર બહુમૂલ્ય વારસાઇ મિલકત રૂપ થઇ પડે છે.'

**એમના સમયના રાજનીતિજ્ઞોમાં એઓ મહાન હતા, અને ગૃહસ્થજીવનોચિત ગુણો સજ્જનતા અને અભિપ્રાય આપવામાં નિષ્કપટતા-ની બાબતમાં તેઓ મહત્તર હતા: પરંતુ ધીરતા, ક્ષાંતિ અને સહિષ્ણુતાના વિષયોમાં તો તેઓ મહત્તમ જ હતા.'**

તેમનો જીવાત્મા, સર્વશક્તિમાન (પરમાત્માના) અનુગ્રહે શાશ્વત શાંતિમાં વિરમી રહે એવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના આપણે કરીએ.)'

ઉપર પ્રમાણે પુરૂષોત્તમરાયજીને છેલ્લી નિવાપાંજલિ અપાઇ હતી, અને જૂનાગઢની અનેક, એમને હાથે રચાયલી લોકકલ્યાણસાધક સંસ્થાઓની શિલાઓમાં અક્ષરાંકિત પુરૂષોત્તમરાયજી નામધારી મહાપુરૂષ જેવા, રાજા રાજ્ય અને પ્રજાનું નિરંતર કલ્યાણ ઇચ્છનાર તથા કરનાર તપોમૂર્તિ, નાયબ દીવાન નહિ, દીવાન નહી, પરંતુ સર દીવાન રુપે સર્વોપરિ પદ અવિચ્છિન્ન એકવીશ વર્ષો પર્યંત ભોગવી રાજ્યવિમુક્ત થનારનું સ્મરણ કરાવનારી પૂર્વોક્ત પ્રકારની એક જડ સંસ્થા હયાતીમાં આવી ચૂકેલી છે. આપણે હવે એટલી જ વાંછના રાખી શકીએ કે, સર્વભક્ષી કાળદેવ એ સંસ્થાને સર્વદા નભાવી રાખે.

રાયજી સાહેબ આજે હયાત નથી. પુષ્પપલ્લવાદિથી વિચ્છિન્ન થયેલ વૃક્ષો જેવાં તેમનાં નિવાસ-ભવનો, તેમના ભોગા પક્ષીઓથી ત્યજાયલ સ્થિતિમાં ચેતનના ચમકારા વિનાના, સાવ શૂન્ય જેવા ઝાપાઝબ, જૂનાગઢના મહામાર્ગો ઉપર ઊભેલાં અને પોતાના સાચા સ્વામીના વિરહદુઃખથી અદશ્ય અશ્રુપાત કરી રહેતાં આજે આપણે નિષ્ઠુર હૃદયે જોઈ શકીએ છીએ અમે પુનઃ કહીયે છીએ કે, રાયજી સાહેબ આજે હયાત નથી. એઓ જૂનાગઢનો ત્યાગ કરી ગયાની વાત લગભગ અર્ધા સૈકા જેટલી જૂની બની ગયલી છે, અને એ કાલપરિમાણ હરકોઈ બાબતનું વિસ્મરણ કરાવવાની બાબતે બસ કરતાં અધિક પણ છે, તથાપિ સોરઠની પ્રજા નવાબ સાહેબની સાથી રૈયત રાયજી સાહેબને જરાક પણ ભૂલી શકી નથી, ભૂલી શકે એમ પણ નથી: એમના નામને એ રૈયત પોતાના વંશજોને વારસામાં આપતી રહેશે જ; એટલું જ નહિ. પરંતુ કાઠિયાવાડનાં રાજસ્થાનો પરત્વે યથાપ્રસંગ ચર્ચા કરનાર વર્તમાનપત્રો તેમજ રાજદ્વારીય વિચારકો તથા ઇતિહાસજ્ઞો પણ તેમને ભૂલાવા દેશે નહિ, અને એ હકીકત જ એ અખંડનીય અને અપ્રતિવાચ્ય સત્ય એ મહાપુરૂષને હરતેજ

થવા પામેલ રાજાપ્રજાની સેવાની 'સંસ્મરણીય શોભા'નો એક, ઉન્મૂળ થઇ ન શકે તેવો કીર્તિસ્તંભ જ છે, અને બની રહેશે. પુરુષોત્તમરાયજી હયાત નથી. પરંતુ તેમણે જે રૂપમાં જૂનાગઢના નવાબી રાજ્યનું સમયોચિત વિધાન કરવાનું ચાલુ રાખી પ્રજાને સતુષ્ટ રાખેલી હતી તે વિધાન પ્રમાણે જો તેમની પાછળ નવાબી શાસનતંત્રનો નિર્વાહ કરી રખાયો હોત અને એ વિધાનના ગર્ભમાં રહેલ કાઠિયાવાડના નાના મહોટા રાજ્યોના ભાવિનું ભાન જો કાઠિયાવાડના નાનામહોટા રાજકર્તાઓને તેમજ તેમના કાર્યભારીઓને વખતસર થવા પામેલું હોત તો, કાઠિયાવાડનાં નાનામહોટા રાજ્યોની પ્રજાને અસંતુષ્ટ બની કુપિત થયલી જોવાનો જે વારો એમને આવેલો છે તે ઘણે ભાગે આવત જ નહિ; એટલું જ નહિ, પરંતુ આ ગ્રંથના અઢારમા પ્રકરણમાં અપાયલ છે તે પ્રકારની રાયજી સાહેબે રાજકર્તાઓ તથા અમાત્યમંડળોને જે વિનતિ કરેલી છે, તે તેમણે લક્ષમાં લીધેલી હોત તો, દેશીય રાજ્યોની રૈયતને આમાન્યત જે પ્રકારની સગ 'રાજા' નામ માત્ર તરફ થઇ બેઠેલી છે અને તેને પરિણામે જે પ્રકારની પરિસ્થિતિનો ઉદ્ભવ થઇ આવેલો છે તે થવાનો કદાચિત પ્રસંગ ન આવત.

જૂનાગઢના બાબી મુસલમાન રાજ્યને શક્ય તેટલા પ્રમાણમાં સ્વતંત્ર અને ઉત્કૃષ્ટ કરવા તથા રાખવાની ધગશ ધરાવી સ્વાર્પણ કરનાર હિંદુધર્મી મહામંત્રી રાયજી સાહેબ આજે હયાત નથી! બ્રિટિશ સરકાર સામે સતત રાજદ્વારીય યુદ્ધો લડવાનું ચાલુ રાખ્યા છતાં એકવાર પણ પરાભવ ન પામતાં પોતાથી સેવાતા રાજ્યને, રાજકર્તાને તથા પોતાના પિંડને અક્ષત રાખી શકનાર રાયજી સાહેબ આજે હયાત નથી! દેશીય રાજ્યના એક અજિતવિક્રમ રક્ષક અમાત્ય રૂપે ગણાઇ જવાયાથી બ્રિટિશ સરકારના રાજદ્વારીય ખાતાની છત્રછાયા પ્રસન્ન ચિત્તે ભોગવવામાં જ પોતાનું ગૌરવ સમજનાર આ રાયજી સાહેબનું નામ, દેશીય રાજ્યોના તથાપિ બ્રિટિશ સરકાર તરફથી માનચાંદ પામેલા કાર્યભારીઓની નામાવલીને શોભાવી રહેલું પણ નથી! એ છતાં, આ સ્વરાજ્યની સાક્ષાત્ પ્રતિમા જેવા રાયજી સાહેબને ન્યાય આપવા અપાવવાને માટે પૂર્વનિર્દિષ્ટ અસાધારણ તપાસપંચ નિયુક્ત કરીને સર્વોપરિ બ્રિટિશ સરકારે તેમને જે અસામાન્ય સન્માન આપી દેખાડેલ છે તે જોતા તે એક વિરલ કોટીનું તેમજ માનચાંદ ધરાવનારાઓને પણ અલભ્ય એવું ઉત્તમ પ્રકારનું 'પદવીદાન' ગણાશે જ અને એજ હકીકત આપણા આ ચરિત-

નિરૂપ્યનો સ્મારક સ્થાયી વિજયધ્વજ બની રહેશે; એટલું જ નહિ, પરંતુ બ્રિટિશ સરકારે ઠરી બતાવેલ શૌર્યપૂજાની પણ તે દર્શક થઇ પડશે.

# ઉપસંહાર

ઉપર પ્રમાણે પુરુષોત્તમરાયજીની ઓગણીશમી સદીના દીવાન અમરજીની આલેખાયલી જીવનકલાઓની કથા જેવાં તેવા રૂપમાં સમાપ્તિ પામે છે. નવાબીને લગતા સોરઠી ઇતિહાસના દેશીયવિદેશીય જાણકારો અને વિવેચકોએ દીવાન અમરજી અને આપણા આ કથાપુરૂષ પુરુષોત્તમરાયજી એ ઉભય, નરસિંહવાળા જૂનાગઢના નરસિંહોનાં પરત્વે લગભગ સાદૃશ્ય જોયલું છે. દીવાન અમરજીએ પોતાની અઢાર વર્ષની ઉમરે રાજ્યસેવામાં પ્રવેશ કરેલો હતો. પુરૂષોત્તમરાયજીએ પંદર વર્ષની વયે રાજ્યસેવાને વધાવી લીધેલી હતી. રાજ્યસેવાના આરંભકાળમાં અમરજીએ જૂનાગઢનો વાઘેશ્વરી (હાલનો ગિરનાર) દરવાજો તથા "અપરકોટ"નો દુર્ગ આરબ બંડખોરોના હાથમાંથી છોડાવી નવાબ સાહેબને તથા તેમના રાજ્યને સંકટ અને ભયમાંથી મુક્ત કરી પોતાનો સ્વામીની પ્રસન્નતા સંપાદિત કરેલીહતી.રાયજીસાહેબે પણ, પોતાની પહેલી વીશામાં, મૈયા લોકોના વધ પ્રકરણથી ઉપસ્થિત થઇ આવેલ સંકટ અને ભયમાંથી નવાબ સાહેબ ખુદને તથા રાજ્યને ઉગારી લેવાનું કામ પાર ઉતારી પોતાના સ્વામીનો પ્રસાદ મેળવેલો છે. એકે જેમ પ્રધાનતઃ બંદુકી-પ્રયોગથી રાજ્યોત્કર્ષ સાધી બતાવેલ છે તેમ આ બીજાએ પોતાની કલમ-મુત્સદ્દીગીરી-ના પ્રયોગથી રાજ્યને ઉત્કૃષ્ટ સ્થિતિએ મુકેલું છે. આવા આ જૂના અને નવાઃ એવા બે અમરજીયોએ પોતાની ક્રિયાત્મક રાજવિધાની પ્રતીતિ કરાવી આપીને પોતાનો પ્રભાવ રાજકર્તા અને રૈયત ઉપર જમાવેલો; અને પરિણામ ? પરિણામે અમરજી લશ્કરી ફોજ ખાતામાં સર્વોપરિ અધિકારી સેનાપતિ નિયોજાયલા તો પુરષોત્તમરાયજીને દીવાની ખાતામાં સર્વોપરિતા પ્રાપ્ત થઇ આવેલી હતી. અમરજીએ મુખ્યતઃ શસ્ત્રબળથી રાજ્યસેવા કરવાનો આરંભ કરેલો, એ બળથી એમણે રાજ્ય વ્યવસ્થા ટકાવી રાખેલી એ બળે જ તેમણે સમરાંગણો ખેલેલાં અને એ બળથીજ પ્રાપ્ત કરાતા ગયલ

વિજયોના ડંકા ઉપર ડંકા ગજાવીને રાજ્યની સીમાને વધારી જૂનાગઢની નવાબીને કાઠિયાવાડમા સર્વોપરિ બનાવી ઠેઠ સાબરમતી સુધી વિસ્તારી દીધેલી હતી આ જુવાન રાયજીએ પણ પોતાના મંત્રબળથી રાજ્યસેવામા પ્રવૃત્ત રહી રાજદ્વારીય ક્ષેત્રમા ખુબ ખેનતા ખેનતા પ્રાપ્ત થતા ગયલ એક પછી એક વિજયના વાજા વગડાવીને રાજ્યસામર્થ્ય તથા રાજ્યસંપત્તિમા વૃદ્ધિ કરી આપી તે વાતની પ્રતીતિ આખાય કાઠિયાવાડને કરી આપેલી છે અમરજીએ મહા વાઘીય આક્રમણોને ખાળી રાખેના–રોળી પણ નાખેન–હતા તો આપણા આ અર્વાચીન અમરજી બીજાએ–રાયજી સાહેબે–બ્રિટિશ સરકારના રાજદ્વારીય અધિકારીઓની આક્રમણશીલ પ્રવૃત્તિઓને ખાળી રાખવામ–રોળી નાખવામા લેશ પણ કચાશ રાખેલી નથી એક જ્યારે નવાબીની સગૌરવ સર્વોપરિતા સાથ કાઠિયાવાડમા સ્થાપી આપેલી હતી ત્યારે આ બીજાએ એ જ નવાબીની આંતર સર્વોપરિતાને સગૌરવ રક્ષિત રાખી તેની અક્ષુણ્ણતાને કાઠિયાવાડમા સર્વમાન્ય કરી દીધેલી હતી અશાત દેશકાળ પ્રમાણે અમરજી દીવાને મેગલ સરકારના રાજ્યને ખંડિત થતુ શસ્ત્રબળથી અટકાવીને તેની સીમામા વૃદ્ધિ કરેલી હતી તેમ આપણા કથાપુરુષે પણ ,પ્રશાંત દેશકાળને અનુસરીને યુદ્ધનીતિને ઠેકાણે સામનીતિનો પ્રયોગ કરી, શક્ય તેટલી વૃદ્ધિ રાજ્યની ખાલસા ભૂમિમા કરી રાજ્યને, ખડીઆ આદીના મૂળ ગ્રાસીઆઓનો પક્ષ કરનાર બ્રિટિશ રાજદ્વારીય અમલદારોના હાથથી ખંડિત થતુ બચાવી લીધુ છે માળુબે ને પડખે મુકી બોલીએ તો, અમરજી અને રાયજી એક જ પિંડના બે કાઠિયા– અ ક્રિયા–હોય એમ દેખાય છે એ ઉભયે દેશકાળને પ્રમાણે એક બીજાની અપૂર્ણતા હશે તેમા પૂર્તિ કરેલી પણ છે એકે બરછીના બળને પ્રાધાન્ય આપી મંત્રબળને ગૌણુ રાખ્યુ, તે બીજાએ સમયાનુસાર બનીને મન્ત્રબળને મુખ્ય માની બરછીના બળને ગૌણ રૂપમા પણ નભાવી રાખેલુ અને એમ એ ઉભય નરકેસરીઓએ શા માટે કર્યુ? આ પ્રશ્નનો જવાબ એક જ હોઇ શકે, ગને તે આ –‘સમયાચાર’ છતા આ બને રાજપુરુષો યુદ્ધવીર તથા મંત્રિવર્ય તો ખરા જ અમરજીને ઠેકાણે રાયજી હોત તો, શુ એ રણાંગણે ગાજ્યા ન હોત? આનો જવાબ આ કથાની પૂર્વકાય થી હકારમા જ અપાય રાયજીને ઠેકાણે અમરજી હોય તો શુ એ વીરપુરુષ મંત્રશક્તિને પ્રયોજતા? જવાબ નકારમા ન જ અપી શકાય ‘આદીના નોકર પહેલા, રાજાની વ્યક્તિના–તેના પિતાના–તે પછી’ એવો તે ઉભયનો નીતિસિદ્ધાંત વજ્રુતાની મહત્વ મૂર્તિ શા એ ઉભય અજુનમંદ ધર્મ પણ એવા જ સ્વાર્થ સાધવા ખાતર પોતાના ઉચ્ચતમ આદર્શ અને દિલ તેને

ગમે તેટલું વેઠવું પડે તોપણ, ન છોડનાર વીરો તો એ બંને. રાજ્યનું એટલે કે રાજા અને પ્રજા - એ ઉભયનું કલ્યાણ: એજ એ ત્યાગમૂર્તિઓની સ્વાર્થસિદ્ધિ કે કામતૃપ્તિ. વિરોધીઓ વિરોધ મુકી દે ત્યારે તેમને આવકાર આપનાર ક્ષમાશીલ પણ એ બે. એકજ સ્વામીની ભક્તિસેવા: એ તે ઉભય કાર્યભારીઓના જીવનનું મહામંગલ સૂત્ર. બે દેવનો ઉપાસક એકેયનો ભક્ત ન હોય, એવું એમનું મંતવ્ય. **આ ઉભય હતા રાજ્યના સેવક રાજાના ભૃતક નહિ જ.** સેવકતા અને ભૃતકતા વચ્ચે રહેલ ભેદના જ્ઞાતા એ બેય. સેવક માનનો ભૂખ્યો હોય: ભૃતક પગારનો ભૂખ્યો હોય. આથી જ રાજ્યસેવામાંથી મુક્ત થતાં દુઃખિત દશામાં મૂકાયા પછી, તથા અનેક રાજ્યો તરફથી આમંત્રણો મળેલાં તે છતાં અમરજીએ એમાંના કોઇના ધણીને સલામ ન ભરી તે ન જ ભરી, અને રાયજી સાહેબે પણ એમ જ આચરી બતાવેલું છે. નષ્ટપ્રાય: થઇ જવાનો વારો આવી ગયલો તોપણ એ બેમાંના એકે પણ ધણીને દોષ ન દીધો, ધણી સામે આંગળી પણ ઉંચી ન કરી–ત્રીજાને વચમાં ન પાડયો. ઘરમાંનો કજીઓ ઘરમાં જ પતાવો જોઇએ: એવી એ ઉભયની વિચારસરણિ. અમરજી ધારત તો પોતાની પ્રભુતાના કાળમાં એક નાનું પણ રાજ્ય પોતાને અર્થે ઉભું કરી શકત; રાયજી સાહેબે ધાર્યું હોત તો દોઢ લાખ નહિ, પણ દોઢસો લાખ રૂપીઆ એકઠા કરી તેમને પરદેશમા સંચિત કરાવી શકત જ. પરંતુ એ બંનેએ પોતાની તમામ મિલ્કત સ્વદેશમા જ રાખી, સ્વદેશમાં જ લુંટાવા દીધી અને સમુદ્રમાંથી આવેલ લક્ષ્મીને પુનઃ સમુદ્રમાં જ સમાવા દીધી! અમરજી દીવો ઓલાયો અને રાજ્યમા અંધકાર છવાઇ ગયલો; રાયજી સાહેબ ખાવા અને રાજ્યની શાસન વ્યવસ્થા શીર્ણ બની ચૂકી! અમરજી અને રાયજી. એ ઉભયનો દ્વેષ કરનાર, એ ઉભય નિર્બંધ નવાબ સાહેબના અને રાજકુળના કાન ભંભેરનાર કોણ? કેટલાક નાગર મુત્સદીઓ, કેટલાક પરદેશીઓ અને તેમના હાથા બનેલા એવા મુસલમ ન પામવાનો અને હજુરીઆઓ! એનું ભર્યું વહાણ અને બાજીને સપડાતો બચી ગયો! એ પરિણામોનું કારણ એકમા સિપાહીગીરીનો તો બીજામા મુત્સદીગીરીનો અતિરેક. અમરજી અને રાયજીને પહોંચાડેલી હાનિ માટે પશ્ચાતાપ વેઠનાર પણ એનો એજ નાબાબ! અમરજીને એકવાર અધિકારભ્રષ્ટ કર્યા પછી ફરીથી નવાબ સાહેબ પોતાના રાજ્યમાં સર્વોપરિ બનાવી શકેના અને બીજીવાર પણ કરત; પણ અમરજી સજીવન થાય તેમ ન હતા! રાયજી સાહેબ પણ પુન. રાજ્યમા સર્વાધિકાર સંપન્ન અચૂક બનત; પરંતુ નવાબ પોતે જ અચિંતિત સ્વધામ પહોંચી ગયલ! નાનામહોટા

દરબારોએ, કચ્છ–કાઠિયાવાડના અનેક રાજામહારાજાઓએ અમરજીની રાજ્યનિષ્ઠા, રાજ્યભક્તિ, નિષ્કામ કર્તવ્ય પરાયણતા, શૂરતા આદિ ગુણોને ચકાસી તેમની કદર કરી બતાવેલી હતી. પુરુષોત્તમરાયજીના એ જ કોટીના એ જ અસાધારણ ગુણોની કદર એ જ દરબારોએ તથા રાજામહારાજાઓએ અને તે ઉપરાંત આધુનિક લોકનેતાઓએ તથા નરકેસરીઓએ નથી કરી બતાવી એમ કોણ કહી શકશે? અમરજી દીવાનના વધને ઇ૦ સ૦ ૧૮૯૨ની સાલમાં બ્રિટિશ સરકારના રાજદ્વારીય પ્રતિનિધિ સર ચાર્લ્સ ઓલિવંટે, રાજ્યને ચોંટેલ એક 'શાશ્વત કલંક' રૂપે કહી બતાવેલ છે, તેમ ઇ૦ સ૦ ૧૯૧૭માં એ જ બ્રિટિશ સરકારના રાજદ્વારીય કર્મચારી સર આર૦ ઇ૦ હોલાંડે, આપણા આ કથાનાયક ઉપર ઓઢાડાયેલ ખોટા તહોમતનું મિથ્યાપણું બતાવી આપી એ પ્રકારના રાજ્યકાર્યને 'રાજ્યના ન્યાયતંત્ર ઉપરના એક કાળા ડાઘ' રૂપે ક્યાં નથી વર્ણવેલું? આવા આ બે ધીરવીરના ચરિતોની તુલનાત્મક સમીક્ષા અમે કેટલી કરીએ? જેટલી અમે કરી છે તેટલી જ અમારા આ લેખના પાઠકને સંતોષશે તો બસ છે વિભૂતિના ગાનનો અવધિ હોય ખરો?

અર્થાત્, ઝાલા કુળના ઇતિહાસની દૃષ્ટિએ કહીએ તો, જગન્નાથ ઝાલાનું જૂનાગઢમાં આગમન એટલે આખા રાજકુળનું અંધકારમાંથી પ્રકાશમાં પ્રયાણ, પુરુષોત્તમરાય ઝાલાનું જૂનાગઢમાંથી નિર્ગમન એટલે એ જ રાજકુળનો પ્રકાશમાંથી અંધકારમાં પ્રવેશ! કુળકુળ વચ્ચે જો કોઈ ગૂઢ સંબંધ હોતો હોય તો તે શું શું ન કરે? રાયજી સાહેબ હાલ હયાત નથી, તેની જાહોજલાલી પણ હયાત નથી જૂનાગઢ રાજ્યના લાખો રૂપીઆનો અપવ્યય કરી પોતાના કિંમતી સમયનો દુરૂપયોગ કરી, પોતાની બુદ્ધિને ભ્રષ્ટ કરી તેમના સંકીર્ણ વિદ્વેષીઓએ તેમજ રાજ્યનો વહીવટ કરનાર અંગ્રેજ અધિકારીઓએ રાજ્યને નામે રાયજી સાહેબને સર્વથા પાયમાલ–જમીનદોસ્ત–કરવાને અણછાજતા અનેક દોર અન્યાયયુક્ત પ્રયાસો કર્યા જ કરેલા, તોપણ સત્યનો સૂર્ય ઢાંક્યો રહી શક્યો નથી અલબત્ત, રાયજી સાહેબ નિર્ધન બની ગયા તથાપિ તેઓ નિઃસ્વ બની ગયેલા નહિ, બલ્કે અધિક યશોધની બનેલા છે ધનપૂજકોને આપણા આ કથાપુરુષની નિર્ધનતા તેમના ગૌરવમાં એક પ્રકારની ક્ષતિરૂપે કદાપિ દેખાઈ હશે, તથાપિ તે પ્રકારની ક્ષતિ એક મિથ્યા ભ્રમ જ છે એ સત્ય છે વસ્તુત એ પ્રકારની ક્ષતિ તો એ મહાપુરુષે કરેલ યજ્ઞનો પ્રસાદ જ છે, એ એમની દૈવી સંપત્તિનો પ્રતીક જ છે પાર્થિવ ભૂતમાનમાં ગૂઢ અવસ્થામાં રહેલ સાત્ત્વિક

ચેતનનો ચમત્કારજ, અંતે મર્ત્ય માનવીને અમરતા અપાવી પૂજનીય બનાવે છે. "પ્રીતિ કેરાં કોટડાં પાડયાં નહિ પડંત" એ એક સનાતન સત્ય નથી શું ? તોપણ રાયજી સાહેબ પરત્વે આપણે એટલું તો કહી શકીએ કે–'સત્તા સામે ઝૂકી જાય એવી એની તબિયત નથી. સ્વમાનના પથ પર એ રખડે અને એ તૂટી જાય તોપણ એ મચક આપતો નથી. મોતનો દિવસ આવે ત્યારેય એની શાન ઘટતી નથી અને મોત પછી બીજી દુનિયામાં એનું સાંગેયું થતું નથી તો, ફરીવાર અવતાર લેવા એ પૃથ્વી પર આવે છે. આનું નામ, જુસ્સો, આનું નામ, ખૂમારી આનું નામ, મર્દ.*

ઇત્યલમ્ ॐ शान्तिः शान्तिः शान्तिः सत्यमेव जयते ॥

| | |
|---|---|
| વનસદન, શાંતિકુંજ,<br>ધારી<br>તા. ૧૯–૧૧–૪૮ | જ. પુ. જોષીપુરા. |

# સમાપ્ત

★

* તા. ૨૯–૫–૫૦ ના 'વંદેમાતરમ્' દૈનિકમાંથી.

# પરિશિષ્ટ

(૧)

જૂનાગઢ રાજ્યે કોઇપણ કાનુન બનાવ્યા વિના પડાવી લીધેલ તથા અત્યાર સુધી તે રાજ્યને અંગે સૌરાષ્ટ્રનાં સંયુક્ત રાજ્યોના એકમના કબ્જામાં રહેલ પુરુષોત્તમરાયજીની મિલ્કત નીચે મુજબની છે આ બધી **મિલ્કત છીનવી લીધા બદલ થયલ હોય તે અસલ હુકમની ખરી નકલો મેળવવા માટે પુ૦ એ કરેલ અર્જો નિષ્ફળ ગયલ છે એટલે એ મિલ્કત પડાવી લીધાનાં કારણો અંધકારમાં જ રહેલાં છે.** આ બધી મિલ્કત પાછી મેળવવાને પુ૦ ના પુત્રોએ નવમા અને છેલ્લા નવાબ મોહોબતખાનના રાજકાળમા, એ નવાબે ગાદી ત્યાગ કર્યો તે પછી જૂનાગઢ રાજ્યનો કબ્જો સભાળી લેનાર 'ભારત સરકારે' નિયુક્ત કરેલ રાજ્ય વહીવટદારના વારામા અને તે પછી હાલની 'સૌરાષ્ટ સરકારમા' અર્જો કર્યા કરેલી છે પરંતુ એ અર્જો નિષ્ફળ ગયલી છે. એટલું જ નહિ, પરંતુ તે અર્જોના ખોટા તેમજ ઉડાવ જવાબો પણ મળતા રહેલા છે

---*---

## મિલ્કતની નોંધ

ક **બહાદુરપુર ગામ** જે સાતમા નવાબ બહાદુરખાનજી તરફથી ઇનામમા અપાયલ ખાલી જમીન ઉપર પુ૦ એ પોતાને ખર્ચે વસાવેલું છે તે તથા તેમાંની તેમની ખાનગી મિલ્કત

ખ બાગ જે જૂનાગઢમા બિલનાથ મહાદેવના સ્થાન પાસે છે અને જેને સમૃદ્ધ કરવામા પુ૦ એ મહોટું ખર્ચ કરેલ છે તે તેમની તમામ પ્રકારની જંગમ મિલ્કત સાથે. આ બાગ ભારત સરકાર તરફથી નિયુક્ત

થયલ રાજ્ય વહીવટદારના વારામાં નાનજી કાળીદાસને વેચી નંખાયો છે અને હાલ તે 'રાયજી બાગ' નામથી ઓળખાય છે.

ग માળીયા મહાલના 'ગાંગેચા' ગામમાંનો પુ૦નો હિસ્સો કે જે પુ૦ની પૂર્વજપરંપરાગત મિલ્કત છે તે. પુ૦નો આ હિસ્સો તેમની ઉપર મૂકાયલ બનાવટી તહોમત બદલની સજા રૂપે ઇ૦ સ૦ ૧૯૦૬માં રાજ્યે ખાલસા કરેલ. પરંતુ ઇ૦ સ૦ ૧૯૧૭-૧૮માં હિન્દી સરકારે ખાસ તપાસપંચ નીમાવીને પુ૦ને નિર્દોષ ઠરાવરાવેલા હોઇ આ ગામમાંનો તેમનો હિસ્સો તેમને સોંપાવો જોઈતો હતો, પણ તે હજુ સુધી સોંપાયલો નથી.

घ વેરાવળ બંદરમાંનું ઘર કે જેનું વળતર નથી અપાયું તે.

च જૂનાગઢમાંનાં ઘરો તથા ડેલાનું વળતર આપવામા તેમની મૂળ એટલે કે તે પરત્વે ખર્ચાયલ નાણાંની રકમ જ ગણાઇ છે, એટલે એ તમામની-બજાર ભાવે જે કિંમત અંકાય તેમાંથી મૂળ કિંમત બાદ કરતાં જે વધારે નાણાં આપવાં પડે તે.

छ પૂર્વોક્ત ઘરો તથા ડેલાઓ ઇ. સ. ૧૯૦૬માં રાજ્યે જપ્ત કરેલા તે સમયે તેમાની જે બધી જંગમ મિલ્કતને આઠમા નવાબ રસુલખાનજીએ, તેને પાછી પુ૦ને આપી દેવાના ઇરાદાથી, સુરક્ષિત રખાવેલ તે તથા એ ઘરો અને ડેલાઓમાથી રાજ્યે અત્યારસુધીમા જે ઉત્પન્ન મેળવેલ હોય તે.

ज બહાદરપુર ગામ ગાંગેચા ગામમાંનો હિસ્સો તથા બાગઃ એ ત્રણેમાંથી અત્યાર સુધીમાં રાજ્યે જે ઉત્પન્ન મેળવેલ હોય તે.



ટીપઃ- (૧) હિન્દી સરકારની આજ્ઞાની ઉપેક્ષા કરીને તેમજ દ્વેષાંધતાથી પોતાની જવાબદારી સમજ્યા વિના ઇ૦ સ૦ ૧૯૧૮-૧૯માં રાજ્ય વહીવટદાર મિ૦ રેંડોલે પૂર્વોક્ત ઘરો અને ડેલાઓનાં ભાડાં અને તેમાંથી જંગમ મિલ્કત વગેરેમાથી આશરે પચાસ હજાર રૂપીઆનો નફો રાજ્યને કરાવીને તે પરત્વે પુ૦એ ખર્ચેલ કેવળ મુદ્દલ રકમ રૂા. ૧,૨૬૦૦૦) આપેલા છે તે

પુ૦એ પોતાનો વાંધો વિધિપૂર્વક ઉભો રાખીને કેવળ પોતાની નાણાંભીડ ટાળવા માટે જ સ્વીકારેલ છે.

(૨) કોઈપણ નવાબે પુ૦ની કોઈપણ પ્રકારની મિલ્કત વેચી નાંખેલી નહિ એ સૂચક હકીકત સર્વથા વિચારણીય છે.

(૩) ઈ૦ સ૦ ૧૯૦૪માં બહાદુરપુર તથા બાગ જપ્ત થયલાં એ હકીકતને, ઈ૦ સ૦ ૧૯૦૬માં પુ૦ સામે ચલાવાયલ કામના પરિણામે જપ્ત થયલ ધરો, ડેલાઓ તથા ગાંગેયામાંના હિસ્સા સાથે કશો સંબંધ નથી, એમ હરકોઇ એ કામના કાગળો જોઇને પ્રથમ દર્શને જ કહી શકે તેમ છે.

(૪) બહાદુરપુર તથા બાગને જપ્ત કે ખાલસા કરવા માટે થયલ હોય તે હુકમની ખરી નકલો પુ૦ની અનેકવાર માગણી છતાં તેમને આપવામાં આવી નથી એટલે પુ૦ તે પરત્વે દાદ મેળવી શકેલા નથી. ખરી નકલો જ્યાં સુધી માગનારને અપાય નહિ ત્યાંસુધીની મુદત એ નકલો માગનારને મજરા મળે છે એમ કાયદો તો કહે છે જ. આમ હોઈ આ મિલ્કતને લગતું કામ અનિર્ણીત સ્થિતિમાં ચૂકતું ઉભેલું છે, એ નિ:શંક છે.

(૫) જુનાગઢ રાજ્યના 'બહારખલીાં નિર્ણયક ખાતાના નિયમ ૧૫ (૫) Alienatirn Settement Pule 15 (P)' મુજબ જ્યાંસુધી બહારખલું ખાનાર ઇસમ સામે રાજદ્રોહ અને બેવફાઈ વિધિપૂર્વક સાબીત થાય નહિ તેવા ઇસમનું બહારખલું ખાલસા થઈ શકતું નથી. પુરૂષોત્તમરાયજી તથા તેમના વારસો સામે આજ સુધીમાં રાજદ્રોહ અને બેવફાઇનો આરોપ મૂકાયલો નથી જ, એટલે એ મિલ્કત ગેરકાયદે ખાલસા થઇ છે એ ઉઘાડી વાત છે,

(૬) નવાબ પાકિસ્તાનમાં ચાલ્યા ગયા પછી પણ પુ૦ના પુત્રોએ ભારત સરકાર તરફથી નિયુકત થયલ રાજ્ય વહીવટદાર મિ૦ શિવેશ્વરકરને પૂર્વોકત મિલ્કત સંબંધે અર્જ કરેલ. પરતુ આ રાજ્ય વહીવટદારે કામની **વાસ્તવિક તપાસ કર્યા** વિના 'આ તમારા કામને નિકાલ ઈ. સ. ૧૯૧૮માં થઇ ગયલો છે.' એવી મતલબનો અર્દરિયો જવાબ આપી દીધેલ છે, **જે તદ્દન ખોટો છે.**

(૭) સૌરાષ્ટ્ર સરકારે પણ પુ૦ના પુત્રોની અર્જના મજકુર પત્રને ઉંડી તપાસ કર્યા વિના તેના ઉપર પ્રમાણે મળતો જ જવાબ આપી અન્યાયમા અન્યાયનો ઉમેરો કરેલો છે તા.૨-૯-૪૯ વાળી અર્જના જવાબમાં સૌરાષ્ટ્ર સરકારના સ્વદેશખાતા (ગ્રહકારીય Home Department (Political) તરફથી તા. ૨૫-૨-૫૦ના કાગળથી નીચે પ્રમાણે પુ. ના પુત્રોને જવાબ મળેલો છે.-" xxx I am to inform you under direction that it is regretted that the matter which is decided long ago can not now be re-opened by Government." દોરવણી મળી છે તે મુજબ હું તમને જણાવુ છું કે, **જે વાતનો નિર્ણય લાંબા વખત પહેલાં થઇ ગયલો છે** તેને સરકાર ફરીથી હાથ ઉપર હવે લઇ શકશે નહિ એ શોચનીય છે )

નોંધ:- '**જે વાતનો નિર્ણય લાંબા વખત પહેલાં થઇ ગયો છે, એ શબ્દો સાવ ખોટી રીતે વપરાયલા છે. બહાદુરપુર ગામ, ગાંગેયાનો હિસ્સો તથા બાગ વગેરે બાબત કોઈપણ સમયે કોઇપણ રાજ્યાધિકારીથી કશો પણ નિર્ણય થયલો નથી એ એક અવિવાદ સત્ય છે.**

(૮) કલમ ૭મા જણાવ્યા પ્રમાણે જવાબ મળતાં તા. ૧-૪-૫૦ને રોજ પુ.ના પુત્રોએ સૌરાષ્ટ્ર સરકારના સ્વદેશખાતાના

પ્રધાનને ફરી ખુલાસો આપનાર અર્જ કરેલ જેનો જવાબ તે સરકારના 'ફેર-તપાસ (Revicew Department Political) ખાતા તરફથી તા૦ ૨૮-૪-૧૯૫૦ના પત્રથી નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે.-

"xxx there is absolutely no reason to re-open your case when full-settlement has been effected. You are also informed that further application if any on the same subject will be filed and not acknwleged."
**તમારા કામનો સંપૂર્ણ નિર્ણય થઇ ચૂકેલો છે એટલે એને ફરીથી હાથ ઉપર લેવાનું લેશ માત્ર પણ કારણ નથી. વળી તમને એવા પણ ખબર આપવામાં આવે છે કે, આ જ બાબતે જો તમે અધિક અર્જ કરશો તો તેને દફતરે દાખલ કરવામાં આવશે અને તેની પહોંચ પણ આપવામાં આવશે નહિ.)**

**નોંધઃ-** ઉપરના ફકરામાં જે શબ્દો નીચે લીટી દોરેલી છે તે શબ્દો ખોટી રીતે વપરાયલા છે. પુ.ને જે અપુરતું વળતર અપાયલું છે તે તેમનાં ઘર હેલાઓ બદલ છે. **બહાદુરપુર, ગાંગેચાનો હિસ્સો તથા બાગ એ ત્રણે બાબતોનું લગતું કામ ઇ૦ સ૦ ૧૯૨૭-૨૮વાળા કામથી તદ્દન અલગ છે અને તે અનિર્ણીત જ ઊભું છે.**

અમે પોતે આ આખાય કિસ્સા પરત્વે અમારા તરફથી એટલું તો કહેશું જ કે, પુરૂષોત્તમરાયજી પાસે જૂનાગઢ રાજ્યનું લેણું ઉભું રહેલ હોત તો તે રાજ્ય અગર તેની હાલની કબ્જેદાર સૌરાષ્ટ્ર સરકાર એ લેણું એમના એટલે પુ૦ના વારસો પાસેથી પણ વસુલ કરવાને અચૂક પ્રેરાત. પરંતુ આ બાબતે જે શોચનીય ઘટના બનેલ છે તે એ કે, સત્ય તથા અહિંસાના હિમાયતી પૂજ્ય ગાંધીજીથી દીક્ષિત રાષ્ટ્રીય મહાસભાના સભ્યોથી સજ્જિત સૌરાષ્ટ્ર સરકાર, આ કિસ્સામાં પુ૦ના પુત્રો લેણદારની અને જૂનાગઢનું નવાબી રાજ્ય

દેવાદારની સ્થિતિમાં છે છતાં પણ પૂર્વોક્ત લેણદારોને તેમનું લેણું દેવાને તૈયાર નથી! વળી જે બાબતો અનિર્ણીત જ છે તે બાબતોને નિર્ણીત કલ્પી લેવાની જે ભૂલ સૌરાષ્ટ્ર સરકાર કરી બેઠી છે તે પણ એક અધિક શોચનીય, અન્યાયકર અને ઇતિહાસમાં અક્ષમ્ય ગણાય તેવી બાબત છે. ગાંધીજીએ સમયજ્ઞ બનીને બ્રિટિશ સરકાર સામે અહિંસક અસહકારની ઉપાય નીતિનો બોધ ભારતવાસીઓને કર્યો અને તે બોધ પ્રમાણે વર્તેલા ઘણાય લોકોની મિલ્કત વર્ષો પહેલાં બ્રિટિશ સરકારે જપ્ત કરેલી હતી તે આપણી વર્તમાન રાષ્ટ્રીય મહાસભાવાદી સરકારે જેને તેને પાછી સોંપી દીધેલી છે, એ હકીકત એવી છે કે, એ જ બ્રિટિશ સરકારના દબાણ નીચે જઇ પરેચ નવાબીના સમયમા પુને કોઇપણ પ્રકારના અપરાધો ઠરાવ્યા વિના તેમની જે બધી મિલ્કત પડાવી લેવાયલ છે તે તેમના વારસોને આપણી રાષ્ટ્રીય મહાસભાવાદી સૌરાષ્ટ્ર સરકારે સોંપી દેવી જોઇએ જ. ભૂતકાલીન સ્વૈરશાસક નવાબીના કરતાં સૌરાષ્ટ્ર રાજ્યની પ્રજાકીય શાસન વ્યવસ્થાને અમે વ્યાપક ન્યાય દૃષ્ટિવાળી, પક્ષપાત વિનાની અને વધારે ઉજળી જોવાની આકાક્ષા રાખીએ છીએ. આ સરકારે એક વાત લક્ષ્યમાં રાખવાની છે, અને તે એ છે કે, સત્ય તથા ન્યાયને 'મુદતનો કાયદો' લાગુ પાડવો એ એક પ્રકારનો અધર્મ છે. આપણી ભારતીય સંસ્કૃતિના ઘડવૈયાઓએ 'મુદતના કાયદાને' કોઇપણ સ્મૃતિ ગ્રંથમા કે વ્યવહારમા સ્થાન આપેલું નથી એ વાત ભૂલવા જેવી ક્ષુલ્લક નથી.

છેવટે અમે એટલું પણ નમ્રભાવે કહીએ છીએ કે, ઇ૦ સ૦ ૧૯૦૬માં જૂનાગઢ રાજ્યે રાવજી સાહેબ ઉપર બનાવટી તહોમત મૂકી તેમની તમામ મિલ્કત પડાવી લીધેલ એ હકીકતને ઇ૦ સં ૧૯૧૭મા દિલ્હી સરકારથી નિયુક્ત કરાયલ કાર્યશોધક (કમિશ્નર) મિ. (સર) આર૦ ઇ૦ હેલાડે જૂનાગઢની નવાબીના ન્યાયખાતા ઉપર પડેલા એક 'કાળા ડાઘ' જેવી ગણેલી છે, એટલે એ કાળો ડાઘ જો હાલની સૌરાષ્ટ્ર સરકાર કે જે નવાબીની ઉત્તરાધિકારી બનેલ છે તે. બે. ઘોઇ નાખવાની તસ્દી નહિ લે તો, અમને લાગે છે કે, સંયુક્ત સૌરાષ્ટ્ર સરકારના ન્યાયખાતાના ઇતિહાસમા, આ પુ૦ના વારસોને કરાતો ઘોર અન્યાય એક 'કાળા ડાઘ' રૂપે આલેખાઇ રહેશે જ.

જ. પુ. જોષીપુરા.



# પરિશિષ્ટ

## (૨)

આ પરિશિષ્ટમાંની હકીકત જ્યોતિષની દૃષ્ટિએ આપણું ધ્યાન ખેંચે તેવી છે. જો કે જ્યોતિષમાં ન માનનારાને અમારા તરફથી અપાયેલી હકીકત અસ્થાને તેમજ અગ્રાહ્ય પણ લાગશે. ઝાલા કુટુંબના મુત્સદ્દીગીરી તથા લશ્કરી મદદથી જૂનાગઢમાં સ્વતંત્ર નવાબીની સ્થાપના થયેલી હતી, અને આઠમા નવાબ રસુલખાનજીના દેહાંત સુધીની નવાબીનો ઇતિહાસ ઘડવાના તથા તેને સમયોચિત ઉજ્જવલતા આપવાના કામમાં જગન્નાથ ઝાલા અને પુ૦ ઝાલા જેવા બે હિંદુ કાર્યભારી અને મુસલમાન રાજ્યકર્તાનાં કુટુંબોએ એકમતિ બની રહીને મહોટો ફાળો આપેલ છે એમ પણ એ રાજ્યનો ઇતિહાસ કહી આપે છે. મતલબ કે, જ્યાં લગી ઝાલા નાગર કુટુંબ રાજકુટુંબ સંબંધ થઇ રહે ત્યાં લગી જ બાબી રાજકુળનો નિર્વાહ જૂનાગઢમાં થઇ રહે એવી કોઇ ગૂઢ ઘટના વિધાતાએ નિર્મેલી હોય એવું એ રાજ્યના ઉદય અને અસ્તને લગતા સમગ્ર વૃત્તાંતમાંથી નીતરી આવ્યા વિના રહેતું નથી. ઇ૦ સ૦ ૧૯૦૩ અને ૧૯૦૬એ બે સાલના ઓગસ્ટથી ઓક્ટોબર આખર સુધીના ત્રણ માસના ગાળામાં રાયજી સાહેબના કુટુંબને જૂનાગઢ રાજ્યમાંથી નિર્મૂળ કરી નાંખવા માટે સફળતા પૂર્વક જે અનિષ્ટ ઉદ્યમ થયલો છે તે વસ્તુતઃ આ નવાબીના વિનાશના બીજ રૂપ નીવડેલો છે એમ આપણે ઈ. સ. ૧૯૧૭ના ઓગસ્ટથી ઓક્ટોબર આખર સુધીમાં એ સમયના રાજ્યના બ્રિટિશ વાલી વહીવટદારે રાયજી સાહેબના રાજ્યથી થયલ વિચ્છેદને કોઇપણ ઉપાયે પાકો કરી લેવા માટે જે પ્રયાસ કરેલો છે તે ઉપરથી તથા ઇ૦ સ૦ ૧૯૪૭માં એજ ઓગસ્ટથી ઓક્ટોબરના અંત સુધીના ત્રણ માસમાં નવાબીને પણ ઉન્મુખ કરી નાંખનાર જે સંયોગો ઉપસ્થિત થયલા છે તેને આધારે કહી શકીએ છીએ. આમ આપણે આ બે કુટુંબોને અશુભ નીવડેલ વ્યતિકરોની સમાનતાની ખાસ દૃષ્ટિએ સમાલોચના કરી છે તો ખરી; તોપણ આપણને અધિક આશ્ચર્યમગ્ન કરી નાંખે એવી જે એક પૂર્વનિશ્ચિત

દૈવગતિ સૂચક ઘટના આ બે કુટુંબો પરત્વે બનેલી દેખાય છે તે એ છે કે, **પૂર્વોક્ત વર્ષોના પૂર્વોક્ત મહિનાઓ જેમ એ ઉભયને હાનિકર નીવડેલા છે તેમ એ મહિનાઓની અમુક અમુક તારીખો પણ એમને એક સરખા પ્રકારે રિષ્ટ નીવડેલી છે.** રાયજી સાહેબે આપેલ રાજીનામાની તા૦ ૧-૯-૦૩ આ નવાબી રાજ્યના ઇતિહાસમાં અનિષ્ટ પરિણામક દિવસ તરીકે ચિરસ્મરણીય થઈ પડે તેમ છે; કારણ કે એ દિવસેથી એ ઉભય કુટુંબો વચ્ચેની એકતાને પોપના મિત્રગ્રહો પ્રતિદિન અધિકાધિક નબળા પડતા ગયલા હોય અને એ બે વચ્ચે પડેલ ફાટને અધિકાધિક પહોળી કરનાર શત્રુગ્રહોના બળમાં પ્રતિદિન વૃદ્ધિ થતી ગયલ હોય એમ નવાબીનો છેક અસ્ત થયો ત્યાંસુધીની એકંદર હકીકત ઉપરથી દેખાઇ આવે છે. રાયજી સાહેબે રાજીનામું પેશ કરેલ તે તારીખથી દોઢ મહિના સુધીમાં, બ્રિટિશ સરકારના હાથા બનેલ શાહજાદા શેરજમાખાન તથા તેમના અંગ્રેજ સહચર કેપ્ટન કાર્નેગીઃ એ બે જણે એ રાજીનામું સ્વીકરાવવા માટે નવાબ રસુલખાનજી ઉપર દબાણ કરેલું હતું તેમ ઇ૦ સ૦ ૧૯૪૭ના **ઓગસ્ટ માસમાં જ** નવાબ મોહોબતખાન ત્રીજા ઉપર. એજ બ્રિટિશ સરકારે ગોઠવેલ સિંધી મુસલમાન દીવાન સર શાહનવાઝ ભુતો અને શાહજાદાના સહચર અંગ્રેજ કેપ્ટન હાર્વે જોન્સ વગેરેએ દબાણ કરીને એમને રાયજી સાહેબની પેઠે પોતાની માતૃભુમિનો ત્યાગ કરવાની સ્થિતિમાં મુકી દીધેલા હતા. **તા. ૧૭-૯-૦૩ને રોજ રાયજી સાહેબના રાજીનામાનો સ્વીકાર થતાં તેમનો રાજ્ય સાથેનો સંબંધ જેમ તુટેલો તેમ એજ તા. ૧૭-૯-૪૭ને રોજ જનાબ ઝીણાએ જુનાગઢ રાજ્યનું પાકિસ્તાન સાથેનું જોડાણ સ્વીકારેલું** હોઇ તે દિવસથી આ નવાબીનો ભારત રાજ્ય સાથેનો સંબંધ પણ તૂટેલો છે. આમ એ સપ્ટેમ્બરની સત્તરમી તારીખ જેમ ઝાલા કુળ અને બાબી કુળ વચ્ચેનો સંબંધ તોડનારી બની છે તેમ એ જ તારીખ એ ઉભયને સદાને માટે રાજ્યથીથી વિયુક્ત કરનારી પણ નીવડેલી છે એટલું જ નહિ, પરંતુ એ તારીખ બાબી રાજકુળના અસ્તના આરંભદિન તરીકે ઓળખાવાય તેમ પણ છે. **તા. ૨૭-૧૦-૦૩ને દીને** રાયજી સાહેબવાળા કાર્યભારી મંડળે જૂનાગઢનો ત્યાગ કરેલો તે જેમ અરક્ષિત બની ગયલું તેમ એજ **તારીખે** ઇ૦ સ૦ ૧૯૪૭મા નવાબ મોહોબતખાને રાજ્યને અરક્ષિત મૂકી પાકિસ્તાનમાં જઈ વસવા જૂનાગઢનો ત્યાગ કરેલો છે. **તા.૨૮-૧૦-૦૩ને રોજ,** નવાબીને અનાક્રમ્ય બનાવનાર રાયજી સાહેબે જૂનાગઢની ભૂમિને છેલ્લા નમસ્કાર કરીને છોડી દીધેલ તેને પરિણામે એ નવાબીને બ્રિટિશ

પરદેશના નયથી આક્રાંત થવાનો 'અશુભ યોગ પ્રાપ્ત થયેલ તેજ પ્રમાણે અને તેજ તરીખે ઈ. સ. ૧૯૪૭માં એ નવાબીનો લોપ કરવાને સ્થપાયેલ 'આરઝી હકૂમત"ના સરનશીન સ્વ. શ્રી સામળદાસ ગાંધીની દોરવણી હેઠળના શત્રુપક્ષે રાજકોટમાંના જૂનાગઢ રાજ્યના વકીલ (એજન્સી) ખાતા'ની ઇમારતનો સંપૂર્ણ કબ્જો લઇ તેને જૂનાગઢ રાજ્ય ઉપર કરવાના આક્રમણના મથકના રૂપમાં ફેરવી નાંખેલ: ઇ. સ. ૧૯૧૧માં નવાબ રસુલખાનજીના અચાનક દેહાંતને સમયે રાજ્યને અનાક્રમ્યં રાખી શકે એવો કોઇ દુર્ધર્ષ મુત્સદી રાજ્ય-સેવામાં ન હોવાથી પરદેશીય મુસલમાન દીવાને રાજ્યનો હવાલો જેમ સર્વોપરિ બ્રિટિશ સરકારના એક રાજદ્વારીય અમલદાર મેજર સ્ટ્રોંગ તેમજ લશ્કરી અમલદાર કેપ્ટન કે: એ બેને સોંપી દીધેલ હતો તેમ આ નવમા નવાબ મોહોબતખાનના રાજકાળમાં તેમને પક્ષે કોઇ 'દુર્ધર્ષ' મુત્સદ્દી ન હોઇને તેમના ઉપર બ્રિટિશ સરકાર તરફથી લદાયલ સિંધી મુસલમાન દીવાને પણ નવાબીનો હવાલો ભારત સરકારના રાજદ્વારીય અમલદાર શ્રી નીલમ બુચ તથા તેમની મદદમાં મોકલાયલ લશ્કરી અમલદાર બ્રિગેડિયર ગુરુદયાલસિંહને સોંપી દીધેલો હતો; અને એ પ્રમાણે નવાબીનો ઇતિહાસ પુનરાવૃત્તિને પામેલો દેખાઇ આવે છે.

વળી બીજી એક ઐતિહાસિક ઘટના પણ આપણી નજરે ચડ્યા વિના રહેતી નથી. એ ઘટના પણ કોઇ દૈવનિર્મિત વ્યતિકરોની સૂચક ગણાય તેવી છે. જામનગરના સ્વ. મહારાજા શ્રી રણજિતસિંહજીએ તથા મોરબીના સ્વ૦ મહારાજા શ્રી વાઘજીએ નવાબીનું શુભ ઇચ્છીને રાયજી સાહેબને ફેરીથી રાજ્ય સંબદ્ધ કરવાને માટે નિષ્ફળ ઉદ્યમ કરેલો હતો તેમ એ ઉભય મહારાજાઓના ઉત્તરાધિકારી મહારાજા જામસાહેબ દિગ્વિજયસિંહજીએ તથા મોરબીના મહારાજા શ્રી લખધીરસિંહજીએ 'ડોલતી નવાબી'ને ભારત રાજ્ય સાથે સંબંધ કરી સ્થિર કરવાનો નિષ્ફળ ઉદ્યમ કરેલો છે. મતલબકે નવમા નવાબના રાજકાળમાં નવાબીનો લોપ થવાની વાત વિધિનિર્મિત જ હતી. જો તેનો લોપ એ પ્રમાણે વિધિનિર્મિત ન હોત તો પચાશ વર્ષ પૂર્વે બ્રિટિશ સરકાર પરદેશીય અને તે પણ સિંધના મુસલમાનને દીવાન તરીકે રાખવાને માટે આઠમા નવાબ રસુલ-ખાનને સૂચવત જ નહિ, રાયજી સાહેબને રાજ્ય ત્યાગ કરવો પડત નહિ, અને એ નવાબના દેહાંત પછી રાજ્યને બ્રિટિશ વાલી વહીવટ નીચે મૂકાવાનો વારો આવેલો તેને બદલે નવાબીને ઘણે ભાગે "રાજપાલ પ્રતિનિધિમંડળ" જેવા કોઈ સ્વદેશી વહીવટ તંત્રથી શાસિત થવાનો પ્રસંગ રાજ્યના ઇતિહાસમાં ત્રીજી

વાર પણ આવત. પરંતુ નવાબીનો અસ્તકાળ પાસે આવી પહોંચ્યો એટલે આઠમા નવાબના રાજકાળનાં છેલ્લાં વર્ષોમાં હિંદુ દીવાન રાખવાની જૂની પ્રણાલિકાનો ભંગ થયલો, અને એ ભંગથી નવાબી વિનાશને પંથે વિચરતી થઈ ગયલી. વળી, "તમને થયલ ગેર ઇનસાફ હું જ્યાં સુધી દૂર નહિ કરું ત્યાં સુધી ખુદા મને માફ નહિ કરે" એવા જે શબ્દો શુદ્ધ અંતઃકરણવાળા આઠમા નવાબ રસુલખાનજીએ મુંબઇ મુકામે, ખુલ્લા દરબારમાં, પુ૦ને કહી સંભળાવેલ તે શબ્દો પ્રમાણે તે નવાબથી અગર તેના વારસ બનેલ નવમા નવાબથી વર્તી શકાયું નથી એ હકીકતને હરકોઈ અધ્યાત્મવાદી, નવાબીના ક્ષયના જે બીજાં કારણો હશે તે ઉપરાંતના એક કારણ રૂપે કદાચિત્ ગણી પણ શકે. ટુંકામાં એટલું જ કે, માનવ જીવન પરત્વે દૃષ્ટિ ગોચર થતાં, સંયોગવિયોગ જનિત પરિણામોનાં પ્રત્યક્ષ કારણો ગમે તે રૂપનાં હોય, તોપણ એ પરિણામોને જન્મ આપવામાં બીજાં અદૃષ્ટ અપ્રત્યક્ષ કારણો નથી હોતાં એમ કોઇથી સનિશ્ચય કહી શકાશે નહિ જ. પ્રસ્તુત વિષયે કહીએ તો, ઇ૦ સ૦ ૧૯૦૩ના ઓગસ્ટથી ઓકટોબર માસના અંત સુધીમાં જૂનાગઢ રાજ્યના શાસનતંત્ર પરત્વે જે ક્રાંતિ ઉદ્‌ભવેલી તે, તે રાજ્યના અનિષ્ટ ભવિષ્યની પૂર્વભૂમિકા નથી બનેલ એમ કોઇ ઇતિહાસમીમાંસકથી કહી શકાશે નહિ એટલું જ નહિ, પરંતુ એ ક્રાંતિ વર્ષ પછીનાં ઇ૦ સ૦ ૧૯૦૬, ૧૯૦૮ના ઓગસ્ટમાં થયેલ શાહજાદા શેરજમાખાનનું મરણ, ૧૯૧૭ અને ૧૯૪૭ એ તમામ વર્ષોના પૂર્વનિર્દિષ્ટ ત્રણ મહીનાઓમાં રાજ્યને અસર કરે તેવા જે અનેક બનાવો થવા પામેલા છે તે બધાને જો પૂર્વોક્ત ક્રાંતિ સાથે સંકલિત કરવામાં આવશે તો નવાબીના અસ્તનો સાચો ઇતિહાસ આપણા સમજવામાં આવી પણ શકશે.

જ. પુ. જોષીપુરા.

